# ઉષા અને અરુણ

# ગાવશે

# ત્યારેજ સૂર્યોદય થશે

[illegible]

જ્યોતિ વિનોદ ગ્રંથમાળા. પુસ્તક ૧ લું.

॥ ॐ ॥

# ઉષા અને અરુણ

આવશે

# ત્યારેજ સૂર્યોદય થશે.

---

લેખકઃ—ભાનુ.

પ્રકાશકઃ—મણિલાલ ઉમીયાશંકર પંડયા.

નં. ૨૬ બ્રોડવે, મદ્રાસ.

પ્રથમાવૃત્તિ—પ્રત ૧૦૦૦.

વિક્રમાર્ક ૧૯૭૯. ગાંધી શક ૨. ખ્રિસ્તાબ્દ ૧૯૨૩

મૂલ્ય રૂા. ૩—૦—૦.

# અર્પણ પત્રિકા.

—⁂—

વિશ્વમાં નિર્મોહીઓ, નિરભિમાનીઓ, અને વિ-
દ્યાવિલાસીઓનેજ સહુ વંદન કરે છે. જેમ
સાગરમાં અનેક રત્નો સમાયેલાં છે, તેમ
ગર્વહીન ગુણીયલ પુરૂષોમાં પણ પ-
રમતત્વનું ઓજસ ભરેલું છે.
પંકજ પાણીમાં પ-
ડ્યા રહેવા છતાં નિર્લેપ
રહે છે તેમ માયા વેષ્ટિત હોવા છતાં નિર્લેપ
રહેનારા, નિર્મોહી હોવાથી જેમણે પોતાનું નામ
પ્રકટ ન કરવાની આજ્ઞા કરી છે, એવા સકલ ગુણ
સંપન્ન મારા સ્નેહી વર્યને હું આ પુસ્તક સાદર
અર્પણ કરૂં છું.

ભાનુ.



# બે બોલ.

આજ કેટલાક સમયથી સમાજની દુર્દશાનો આબેહુબ ચિતાર આપવા સાથે તે દૂર કરવાના ઉપાય બતાવનારા સચોટ પુસ્તકની સમાજને જરૂર છે એમ મને થયા કરતું હતું. અને તે બાબતની વાટાઘાટ મારા મિત્ર રા. ભાનુપ્રસાદ મણિરાય વ્યાસ સાથે થતાં તેમણે તેવું પુસ્તક લખી આપવાનું કબુલ કર્યાથી તેમજ મારી અભિરૂચી મુજબ તૈયાર કરી આપ્યાથી આજ હું સમાજના કરકમલમાં આ પુસ્તક રજુ કરવા ભાગ્યશાળી થયો છું. આ પુસ્તકના પ્રકાશનમાં રંગીન ચિત્રો તથા બીજો ખર્ચ કરવાનું કાર્ય મારા જેવા સામાન્ય માણસને કાંઇક વધુ પડતુ થઇ પડે, પરન્તુ મારી તિવ્ર અંતરેચ્છાને વશ થઇ હું આ પુસ્તકના પ્રકાશન માટે તત્પર થયો. મારા આ કાર્યમાં મારા સ્નેહી રા. ધનજીભાઇ ત્રિભોવનદાસ તથા રા. કપુરચંદ રતનજી શાહે મને ઉત્સાહિત કરવા ઉપરાંત વારંવાર જોઇતી મદદ આપી પોતાનો સ્નેહી ધર્મ બજાવ્યો છે, અને તેથી આ કાર્ય પૂર્ણ થતાં તેમનો આભાર માનવાની તક મારે જવા દેવી ન જોઇએ.

ચિત્ર કામ મદ્રાસવાળા મી. કે. આર. શર્મા (શર્મા બ્રધર્સ) ના હાથે થયું છે અને તેમાં પણ તેમણે જુજ મૂલ્યે જે ઉમદા મદદ કરી આ પુસ્તકની શોભા વધારવામાં મને સમર્થ કરી આપી છે તે માટે તેમનો પણ આભાર માનવો ઘટે છે.

નિવાસસ્થાન મદ્રાસ અને પુસ્તક છપાવવાનું કામ અમદાવાદમાં થયું જેને લીધે પુસ્તકમાં ભૂલો રહેવા પામી છે, જે માટે વાંચકવૃંદ ક્ષમા કરશે.

સમાજ તરફથી જો આ પુસ્તકની સહજ પણ કદર થશે તો ઇશ્વરકૃપાવડે "જ્યોતિ વિનોદ કાર્યાલય" તરફથી બીજાં આર્વાચીન સમાજનાં આબેહુબ ચિત્રો રજુ કરતાં પુસ્તકો પ્રકટ કરવા યત્નશીલ બનીશ. આ પુસ્તકના પ્રકાશનથી હું જો સમાજની સહજ પણ સેવા બજાવી શકીશ તો હું મને કૃતાર્થ માનીશ.

મદ્રાસ, સં. ૧૯૭૮.<br>
અધિક જેઠ શુકલ ૧૫.<br>
બુધવાર.

પ્રકાશક.

—•—

# વિજ્ઞપ્તિ.



પ્રસ્તાવના એટલે પુસ્તકનો ઉદ્દેશ, તેમાંના પાત્રોની કાર્યકુશળતા તથા તેમાં વર્ણવેલા વિધવિધ રસનું દિગ્દર્શન. પુસ્તક વાચતાં પહેલાં વાચકો પ્રસ્તાવના વાંચી તે ઉપરથી પુસ્તક વિષે મોટે ભાગે પોતાનો અભિપ્રાય બાંધે છે. કેટલીક વખત અવલોકનકારો પણ એટલા ઉપરથીજ અવલોકન કરે છે, હવે જો આ પ્રસ્તાવના લેખક પોતે લખે છે, તો મારી સમજ મુજબ પાત્રોની ઉચ્ચતા અગર અધમતા વિષે, તથા કયો રસ કેવી ઉચ્ચ રીતે યા કનિષ્ટ રીતે રચાયો છે તે લખવાનો તેને અધિકારજ નથી. કારણ પાત્રોની યોજના કરનાર પણ તેજ હોય અને તેમજ તેને વખાણનાર યા વખોડનાર પણ તેજ બને છે, જે મારી સમજ મુજબ યોગ્ય નથીજ. વળી કેટલીક વખત પ્રસ્તાવના કોઈ સ્નેહિની પાસે લખાવેલી જોવામાં આવે છે તે પણ તેવુંજ ગણાય. જો નિષ્પક્ષપાત હોય તો તો હરકત નહિ પરન્તુ સ્નેહિનો સ્નેહ સહજ પણ દર્શાવ્યા વિના તો નજ રહે. આથી પાત્રો યા રસ માટે કંઈ વિવેચન કરવાની મારી ઇચ્છા નથી. પણ એટલું જણાવવું આવશ્યક છે કે આ પુસ્તકમાંની કેટલીક ઘટના સત્ય છે અને કેટલીક કલ્પિત છે અને તેથી આ પુસ્તકને નવલકથા (નવીનજ—કલ્પિત—કથા) તરીકે ઓળખવું કે જુની કથા ( સત્ય બનેલી હોવાથી જુની કથા ) તરીકે ઓળખવું એ કાર્ય વાંચકવૃંદપરજ છોડું છું.

બીજી એક બાબત તરફ મારે વાંચકવૃંદનું લક્ષ ખેંચવાનું છે અને તે એ કે ઘણાં ખરાં પુસ્તકોમાં—ઉપસંહાર હોય છે. આમાં તે જોવામાં નહિં આવે. પુસ્તકમાંના પાત્રોની અપૂર્ણ રહેલી કથાનો સારાંશ ટુંકમાં ઉપસંહારમાં હોય છે. આ પુસ્તકમાં પણ એવાં પાત્રો હશેજ. અને તેમનાં અપૂર્ણ રહેલાં ચારિત્ર્ય યા તેમની જીવન કથા માટે વાંચક ઉપસંહારની આશા રાખે એ સ્વાભાવિક છે. પરન્તુ જે ઉદ્દેશથી આ પુસ્તક લખવાની પ્રેરણા થઈ અને તેમાં જેટલી બાબતોનો સમાવેશ કરવા ધાર્યો હતો તે તમામ

બતોનો સમાવેશ આ પુસ્તકમાં ન થઇ શકવાથી અને તેમ કરવા જતાં પુસ્તકનું કદ વધુ મોટું થઇ જવાની ધાસ્તી હોવાથી, હજી બીજા જે જે વિષયો ચર્ચવાની ઇચ્છા અપૂર્ણ રહીછે તે તે વિષયો આ પુસ્તકમાંના પાત્રોના જીવનમાં બીજા પુસ્તક રૂપે પણ કરવાની ઇચ્છાછે. અને ઇશ્વર ઇચ્છા હશે તો તે થોડાજ સમયમાં વાંચકવૃંદના કરકમલમાં મૂકીશ. આ પુસ્તક લખતી વખત તેમ જ તેના પ્રકાશનમાં મારા સ્નેહિવર્ય રા. રા. મણિલાલ ઉમીયાશંકર પંડ્યાએ મને જે પ્રોત્સાહન આપ્યું છે તે માટે તેમનો ઉપકાર માનવો મારે ભુલવો ન જોઇએ.

અંતમાં આ પુસ્તકથી જો હું સમાજની સહજ પણ સેવા બજાવી શકું તો હું મારા શ્રમને સફળ થયો માનીશ.

વિક્રમાર્ક ૧૯૭૯
ચૈત્ર શુક્લ ૧, રવિવાર.
ગાંધી શક ૧-૬-૨.
મદ્રાસ.



ભાનુ.

# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—



૧ જ્યોતિ વિનોદ કાર્યાલય. પોસ્ટ બોક્સ નં. ૭૧
મદ્રાસ.

૨ મેસર્સ ધનજી ત્રીભોવનદાસની કંપની.
૨૩૮ દેવરાજ મુદલી સ્ટ્રીટ. પી. ટી. મદ્રાસ.

૩ રા. રા. જટાશંકર ઉમીઆશંકર પંડ્યા.
નં. ૩૪ મોગલ સ્ટ્રીટ. રંગુન.

૪ સી. એમ. બ્રધર્સ રીચીરોડ. અમદાવાદ.

૫ રા. રા. હરિપ્રસાદ મણિરાય વ્યાસ.
ફાફડાની પોળ સારંગપુર. અમદાવાદ.

૬ રા. રા. સાકરલાલ પુરૂષોત્તમ શુકલ.
નાળીયેરવાળાનો ખાંચો. ઉંડી વખારને નાકે. ભરૂચ.

૭ રા. રા. બાળકૃષ્ણ નાનાલાલ વૈદ્ય.
જુના બજાર. મીઆગામ કરજણ.

તથા જાણીતા તમામ બુકસેલરોને ત્યાંથી મળશે.



# અનુક્રમણિકા



## પ્રથમ ખંડ.





## દ્વિતીય ખંડ.

—❋—

## તૃતિય ખંડ.

# આ લેખકનાં બીજાં પુસ્તકો.



| | | મૂલ્ય. |
|---|---|---|
| માસ્તર કે મનહર ? | | ૦– ૪–૦ |
| રમાકાન્ત યાને આર્વાચીન ભારત– | | |
| ” ” | ભાગ ૧ | ૦– ૬–૦ |
| ” ” | ભાગ ૨ | ૦–૧૦–૦ |
| સરલા. | | ૧– ૦–૦ |
| ભયંકર ભેદ. | | ૦–૧૨–૦ |
| જ્યોતિઃકાન્ત યાને મુફલીસ મુસાફીર. | | ૧– ૦–૦ |
| તેજસ્વી તારો ખર્યો. | | ૦–૧૦–૦ |
| અનંગ વિષ. | | ૩– ૦–૦ |

લખો—

જ્યોતિ વિનોદ કાર્યાલય.

પોસ્ટ બોક્ષ નં. ૭૯.

મદ્રાસ.



# ઉષા અને અરૂણ
## આવશે
# ત્યારેજ સૂર્યોદય થશે.

—❦—

## ખંડ પહેલો.

—❦—

## પરિચ્છેદ પહેલો.

—❦—

### હે ભારત હમારા દેશ.

—❦—

હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, યાહુદી, પારસી અને હિન્દને સ્વદેશ માની હિન્દમાંજ વસનારા હિન્દવાસી બંધુઓ! જીવવા અને મરવામાટે એક સામાન્ય વાવટો નિયત કરવાની જરૂર છે.

મહાત્માજી.

—❦—




રૂણુ! ઓ અરૂણુ!! જલ્દી આવ. જો તો આ સ્વયંસેવકો કેટલા બધા ઉત્સાહથી જાય છે? સાંભળવા મુજબ ભારતના પ્રતિભાશાળી પનોતા પૂત્ર દેશબન્ધુ આજ પધારવાના છે.”

વિનોદકાન્તે બીજા માળની બારીએથી બહાર ડોકીયું કરતા કહ્યું. અરૂણુ બારી પાસે પહોંચે તે પહેલાં તે. કાનમાં અમીરસ વર્ષાવતો ‘મહાત્મા ગાંધીકી જય! દેશબન્ધુ દાસકી જય!! હિન્દુ મુસલમાનકી જય!!!’ નો પ્રબળ સ્વર સંભળાયો. અરૂણુ ઉ પ્રસંગ

બારીએ પહોંચ્યો. ત્યાં તેણે શું જોયું? નાના મોટા સ્વયંસેવકો —ભારત માતાના વીર સૈનિકો—પોતાની ઉંચાઇ મુજબ એક સાથે ચારચારની હારમાં ગોઠવાઈ ચાલતા હતા. દરેક સૈનિકનો પહેરવેશ કેવળ શ્વેત વસ્ત્રોનોજ જણાતો હતો. તેમને ખભે પીળા, લાલ અને લીલા રંગના પટાઓ લટકતા હતા. તેના પર "વિશ્વપાલક વિભૂ કે લિયે." "ભારતમૈયા કે લિયે." "જનસમાજ કેલિયે." વગેરે વાકયો સાથે તે તે સૈનિકના નંબરો નજરે પડતા હતા. સૌથી મોખરે લાલ લીલા રંગના વાવટામાં સુર્ય, ચંદ્ર તથા ભારતના ભિન્નભિન્ન ધર્મી પુત્રોને પોતાના કાચા સુત્રના તંતુથી એકત્ર કરતો હોય તેમ, શ્રી કૃષ્ણના સુદર્શન ચક્ર સમાન "ચરખો" દ્રષ્ટિગોચર થતો હતો. સૈન્યના મધ્યભાગમાં એક વીરના હાથમાં શુદ્ધ ખાદી ઉપર તેનાજ રંગ બેરંગી દોરા તથા જરી કામથી ભારતના ભાવિ રાજ્યધ્વજનું ચિન્હ આલેખેલું હતું તેમાં હિન્દમાંના દરેક ધર્મના સંજ્ઞા ચિન્હો સાથે ચક્ર–ચરખો મધ્ય ભાગમાં ઓપતો હતો. સૈનિકો વીરરસમાં ધુમી રહ્યા હોય તેમ ભારતનું વીરગાન લલકારતા હતા. નગરનાં સ્ત્રી પુરૂષો પોતાનાં કાર્ય છોડી આનંદી મુખડે અને અમીભરી દ્રષ્ટિએ આ સ્વયસેવક સૈન્યને વધાવતાં, ભાવિ વિજયધ્વજનાં દર્શન કરતાં, ભારતના વીરગાનને પોતાના હૃદયના ધબકારાથી તાન આપતાં હતાં. જાણે અજાણે પણ તેમના મુખમાંથી એ વીરગાનના અસ્ફુટ સ્વરો નીકળી જતા હતા નાનાં બાળકો તાનમાં આવી જઇ એ ગાનને પોતાના કાલાઘેલા શબ્દોમાં લલકારતાં તે સ્વયંસેવક સૈન્યની પાછળ દોડતાં હતાં. એ વીરગાનનો ધ્વનિ વિનોદ તથા અરૂણના હૃદયમાં પણ ગુંજવા લાગ્યો. ધીમે ધીમે સૈન્ય દ્રષ્ટિમર્યાદાથી બહાર જતાં વિનોદ તથા અરૂણ બારી છોડી ખુરશીપર બેઠા. અરૂણ કાંઇક ઉંડા વિચારમાં પડી ગયો. વિનોદના હૃદયમાં ધુમતી વીરગાનની સાંભળેલી છેલ્લી કડી મુખદ્વારા બહાર નીકળી પડી:—

"હમ બચ્ચે હે ભારતકે, હે ભારત હમરા દેશ."

"વ્યર્થ! એ તમામ વ્યર્થ." અરૂણના મુખમાંથી અસ્ફુટ સ્વરો નીકળ્યા. વિનોદ એ સાંભળી વિચારમાં પડયો. 'શું વ્યર્થ? વીરગાન કે સ્વયં સેવા?" તેણે તરતજ અરૂણને પ્રશ્ન કર્યો:—

" શું વ્યર્થ ? અરૂણુ ! શું વ્યર્થ ? વીરમાન કે સ્વયંસેવા ?"

"તમામ વ્યર્થ ? જ્યાં સ્વયંસેવાનો ઉદ્દેશજ ન હોય ત્યાં વીરગાનથી શો લાભ ? "

"એમ કેમ બોલે છે, અરૂણુ ? સ્વયંસેવાનો ઉદ્દેશ નથી ? ઉદ્દેશ વિના સ્વયંસેવા કેવી ? હોઇ શકેજ નહિં. સમાજસેવા અને દેશસેવા એ તેના મુખ્ય ઉદ્દેશો છે. પછી કેમ કરે છે શંકા ?"

" કહેવાતી દેશસેવા હશે. પણુ ખરી દેશસેવા તો સમાજસેવામાં સમાયલી છે. અને તમારા આ સ્વયંસેવકોમાં સમાજસેવા છે કયાં ? માત્ર હૃદયના ક્ષણુભરના આવેશમાં ગાંડાતુર બની વીરગાન લલકારવાં યા ખાદી પહેરી ફરવું, ' હું સ્વયંસેવક છું ' એવા અભિમાનથી છાતી કાઢી ચાલવું, એમાં શું સમાજસેવા સમાયલી છે ? "

" અરૂણુ ! અરૂણુ ! ! આજ તને શું થયું છે ? વ્યાપાર ધંધા છોડી–આત્મભોગ આપી–અસહકારના યજ્ઞમાં આત્મબલિ આપી હજારોની સંખ્યામાં જેલમાં જવું–નોકરશાહીના સામે નિડર બની ઉભુ રહેવું, એ બધાને શું તું ક્ષણુભરનો આવેશ–ઉભરો કહે છે ? હજારો બલ્કે લાખોની આવકને લાત મારી, માનના ખિતાબો–ઉપાધિઓ છોડી, નોકરશાહીના અળખામણા બની અનેક કષ્ટ સહન કરવાં, તે શું ક્ષણુભરના આવેશથી બની શકે ખરૂં ? શું મહાત્માજીના આદર્શોને તું અમાન્ય અગ્રાહ્ય–અશક્ય યા અનાવશ્યક માને છે ? "

" વિનોદ ! ધીરોથા. ઉતાવળા આક્ષેપ ન કર. આદર્શો ઉચ્ચ છે–શક્ય છે; પરન્તુ તે સમજનારને. શું તું એમ સમજે છે કે ખાદી પહેરનાર તમામ વ્યક્તિ એ આદર્શો પૂર્ણરીતે સમજે છે ? સમાજના નેતા કહેવડાવનારાઓમાંના અમુક અપવાદો સિવાયના બીજાઓનાં ખાનગી જીવનો તેં જોયાં છે ? કોઇ દિવસ તેનો વિચાર કર્યો છે ? હજારો રૂપીઆ ધર્માદા ફંડમાં આપનારા, એ તારા કહેવાતા દાનવીરો ગરીબ–ભૂખે મરતા–ચીંથરેહાલ મનુષ્યોને એક પાઇ પણુ ન આપતાં પોતાના ઓટલા આગળથી ધક્કા મરાવતા તેં જોયા નથી ? " મારો દેશ ! મારો દેશ ! " કહી ભાનાં વક્તવ્યસ્થાનોપર હાથહાથ કૂદનારાઓ–ગરીબ અને

શ્રીમતમાં ભ્રાતૃભાવની હિમાયત કરનારાઓ—પોતાના ગરીબ નોકર ચાકરો ઉપર કેવો જુલમ ગુજારેછે તે તું જાણુતો નથી? પતિતા રમણીઓ તરફ તિરસ્કાર ફેલાવનારાઓ પોતે કેટલી સ્ત્રીઓને સતિત્વથી ચલિત થવામાં લોહચુંબકરૂપ બનેછે તે તેં પ્રત્યક્ષ કર્યું નથી? વિનોદ! માત્ર વસ્ત્રો યા શબ્દોથીજ દેશનો ઉદ્ધાર થતો હોત તો ક્યારનોય થઈ ગયો હોત. પણ હવે તે માન્યતાનો જમાનો જતો રહ્યોછે. હવે તો કર્ત્તવ્યનો જમાનોછે."

"હું પણુ તેજ કહુંછું, અરૂણુ! કે હવે કર્ત્તવ્યનો જમાનોછે. અને હાલના નેતાઓ તથા સ્વયંસેવકો તે સાબીત કરી આપેછે. ત્હારા કહેવા મુજબ કેટલાકોનાં ખાનગી ચારિત્ર્ય ઉચ્ચ નહિં પણુ હોય, પણુ તેથી શું?"

"તું એટલું તો માને છે ને વિનોદ! કે રાષ્ટ્રનો ઉદ્ધાર એજ દેશનો ઉદ્ધાર?"

"હા."

"અને સમાજનો ઉદ્ધાર એજ રાષ્ટ્રનો ઉદ્ધાર?"

"હા."

"અને વ્યકિતનો ઉદ્ધાર એટલે સમાજનો ઉદ્ધાર?"

"હા."

"ત્યારે હવે કહે જોઇએ—આપણુા સમાજના કયા કયા વર્ગમાં રાષ્ટ્રના નાશનાં બીજો વવાઇ ગયાં છે—અરે! ઉગી નીકળ્યાંછે અને તે બીજોનો નાશ કરવા—સમાજનાં તે સડીજતાં અંગોનો ઉદ્ધાર કરવા કેટલા દેશભક્ત વૈદરાજો બહાર પડયા છે? સ્વયંસેવકોને માત્ર શ્વેત વસ્ત્રો પહેરી, કાયદાના સવિનયભંગ યા વિદેશી વસ્ત્ર ન વાપરવાનો ઉપદેશ કરતા, યા ચરખા ચલાવવાનો બોધ કરવા વિના બીજી કયી સમાજસેવા કરતાં તેં જોયા છે? ઉદ્યોગ વિનાનાં દુઃખી મનુષ્યોને ઉદ્યોગમાટે, વ્યાધિગ્રસ્તોને ઔષધોપચારમાટે, દુર્ગુણી અને નિરાધાર—નિઃસહાયને તરવામાટે સહાય કરતા, તેં કેટલા સ્વયંસેવકોને જોયાછે? હૃદયપૂર્વક કાર્ય કરનારા હશે પરન્તુ આ બધાનો મોટો ભાગ માત્ર દુધના ઉભરા જેવોજ સમજવો."

"હશે, ત્હારા કહેવા મુજબ હશે, પણુ તેનો ઉપાય?"

"તેનો ઉપાય? તેનો ઉપાય એજ કે આપણે કમર કસી સ્વયંસેવકનું કર્ત્તવ્ય અને તેમનું કર્ત્તવ્યક્ષેત્ર બતાવવું-જીવનનું સ્વાર્પણ કરવું; અને આપણા બંધુઓના ઉદ્ધારના ઉપાયો શોધી ઉપચાર કરવા."

"પણ આપણા બેથી શું થાય? ભારતનાં ત્રીશ કરોડ બાળકોમાં આપણે બેજ?"

"સત્ય હોય તે જાણ્યે કે અજાણ્યે પણ બોલાઇજ જવાય. આટલાબધા સ્વયંસેવકો હોવા છતાં કેમ બેજ કહે છે? તેઓના ધ્યાનમાં હજી તેમનું ખરૂં કર્ત્તવ્ય આવ્યું નથી. આપણે અંતઃકરણપૂર્વક કાર્યક્ષેત્રમાં પ્રવેશીશું તો આપણે બેને બદલે બે લાખ થઈશું. શામાટે હિમ્મત હારેછે? તારા જેવા નિરાશા સેવનારાં કેટલાંય હૃદયોને પ્રોત્સાહન મળશે. આપણા કર્ત્તવ્યપરાયણતાના ઝુંડા નીચે કેટલાંય ઝળકતાં હૃદયો એકઠાં થશે."

ગરવી ગુજરાતના પાટનગર રાજનગરમાં રીચીરોડપરના એક મકાનમાં ઉપર મુજબ વાતચીત થતી હતી. પ્રિય પાઠક! આ બન્ને વ્યક્તિઓનું ઓળખાણ આપવું આવશ્યક છે.

જે મકાનમાં આ બન્ને જણને આપણે જોઈ ગયા તે મકાન ઈન્ડીયન ઇન્સ્યુરન્સ કંપનીનું હતું. વિનોદ તથા અરૂણ તેમા કારકુન તરીકે કામ કરતા હતા. વિનોદ એક શ્રીમંત કાયરથનો એકનો એક છોકરો હતો. પ્રીવીયસ સુધી અભ્યાસ કર્યા બાદ તેના પિતાએ તેને નોકરી કરી સ્વતંત્ર જીવન ગાળવા પ્રેરણા કરી હતી. આથી તેણે વીમા કંપનીમાં હાલ નોકરી સ્વીકારી હતી. અરૂણની સાથે તેને ગાઢ સ્નેહ હતો. તેના સ્વતંત્ર વિચારોનો જોઇએ તેવો વિકાસ થયો નહતો. તેનું લગ્ન થયું ન હતું, વર્તમાનત્રોનો તેને ઘણો શોખ હતો. દેશમાંની હિલચાલોના સમાચારો વાંચવામાં તેને બહુ મઝા પડતી. કેટલીક વખત તે દેશની લાગણીના વિચારોથી દોરવાઈ જતો પરન્તુ તેને દોરવનાર યોગ્ય વ્યક્તિના અભાવે તેના વિચારો—લાગણીઓ તેના મનમાંજ દબાઇ જતી. અરૂણ સાથેના સંબંધ પછી તેના વિચારોને વિકસવાનો કાંઇક અવકાશ મળ્યો હતો તેમ તેના સહવાસથી તેને કાંઇક આનંદ પણ મળતો.

અરૂણુ કોણુ હતો અને ક્યાંથી આવ્યો હતો તે કોઇ જાણતું નહતું પોતાનું જીવન તે અગમ્ય રાખતો. દરેક વ્યક્તિ સાથે તે સહજમાં ભેળાઇ જતો, પરન્તુ પોતાની વાત તે હમેશાં ગુપ્ત રાખતો. એકંદરે તેનું વર્તન અત્યંત ગૂઢ જણાતું હતું. થોડાક વખતથી તે વીમા કંપનીમાં મુખ્ય કારકુનની જગ્યા પર દાખલ થયો હતો. તેના અભ્યાસ વિષે કોઇ પૂછતું તો તે કહેતો કે "મને તો ફક્ત લખવા વાંચવા જેટલું ભાષાજ્ઞાન છે." પરન્તુ, તેને ગુજરાતી, મરાઠી, હિન્દી, બંગાળી, તેલુગુ, ત્તામીલ, કેનેડી, અંગ્રેજી, ફ્રેંચ તથા જર્મન ભાષાનું સારૂં જ્ઞાન હોવાનુ જણાતું. તેનો સ્વભાવ સરળ, મળતાવડો, હસમૂખો, દ્રઢાગ્રહી, અને દયાળુ હતો. પારકાના દુઃખે તેનું હૃદય દ્રવતું છતાં તે ક્યાં રહેતો, ક્યાં જમતો તે કોઇ જાણતું નહિં. તેનું જીવન ગૂઢ રહસ્યમય જણાતું. તે કોઈ દિવસ કોઇના આગળ પણ પોતાનું હૃદય ખોલી વાત કરતો નહિં. જ્યારે ત્યારે તે હમેશાં કાંઇ ને કાંઇક વિચારમાં યા કામમાં ગુંથાયલોજ જણાતો. પરન્તુ તે શા વિચારમાં યા કામમાં ગુંથાયલો રહેતો તે કોઇ કળી શકતું નહિં. જ્યારે તે એકલો પડતો ત્યારે તેનો ચ્હેરો ગંભીર અને દીલગીરી ભરેલો જણાતો.

અરૂણુની વાત સાંભળી વિનોદના હૃદયમાં એક પ્રકારનો ઉત્સાહ પ્રકટ્યો. તેના મનમાં પણ દ્રઢતા જણાવા લાગી કે 'એના જેવો બનીશુંજ." એને એ વિચારની ધૂનમાં તે તથા અરૂણુ ઓફીસમાંથી બહાર નીકળ્યા. માર્ગમાં ચાલતાં પણ વિનોદના મનમાં એજ વીરગાનના શબ્દોના ભણકારા થયા કરતા હતા. તેનું વાતાવરણુ તેજ વીરગાનમય બની રહ્યું હતું. અરૂણુ નિક્ષ્ણુ દ્રષ્ટિએ તેનું હૃદય વાંચતો હોય તેમ તેના તરફ જોઈ રહ્યો હતો. પરન્તુ વિનોદને તેનું ભાન નહતું. તેના હૃદયમાં તો માત્ર "હમ બચ્ચે હૈ ભારતકે, હૈ ભારત હમરા દેશ." એ શબ્દોજ ગર્જના કરી રહ્યા હતા. પ્રિય પાઠક! ક્યા હિન્દીવીરના હૃદયમાં આ શબ્દો ગર્જના નહિં કરતા હોય!

---

## પરિચ્છેદ બીજો.

### "નિષ્ઠૂર કયાં બને હો?"

શુદ્ધ પ્રેમ એ આત્મૈક્ય છે. તેમાં ભિન્નત્વ ક્યાં રહ્યું ?



"ચીજ! ચીજ!! વાહવાહ!!! ક્યાખૂબ! અચ્છી કહી. હોનેદો. હોનેદો"

રાજનગરના ભદ્રની બાજુમાં આવેલી એક ગલીના બે માળના એક સુશોભિત મકાનના પહેલા માળના દિવાનખાનામાં પાંચ યુવકો ગાદી તકીયાપર અઢેલી બેઠા હતા. સાંજના પાંચેક વાગ્યાનો સમય હતો. દિવાનખાનાનો ડોળદમામ જોનારને આંજી નાખવાને બસ હતો. મખમલના ગાલીચા, મલમલના ઓઢાવાળા ગાદી તકીયા, મોટા મોટા આરસા, રંગ બેરંગી દીલને ઉશ્કેરનારા ચિત્રપટો, હાંડી ઝુમ્મરો, બારણાપર મોતીના તથા સળીઓના પડદા તથા સાદુ પણ સુશોભિત દિવાનખાનાના શણગારરૂપ ફરનીચર વ્યવસ્થિત રીતે ગોઠવેલું હતું. સામે સારંગી, ફીડલ તથા તબલાવાળા બેઠા હતા. તેમની આગળ પગ વાળીને એક વીશેક વર્ષની યુવતિ તાન પર તાન મારતી આલાપથી ગાતી હતી. મદ્રાની નીલરંગની કસબી સાડી પહેરી હતી, સફેદ રેશમી ફેશનેબલ ચોળી તસતસતી હતી. કાનમાં હીરાનાં લવીંગીયાં ચમકાટ મારતાં હતાં. કર્ણાટકી રિવાજ મુજબ બન્ને નાકમાં હીરાની ચુની શોભી રહી હતી. હાથમાં સોનાની પાતળી પાતળી નાજુક બંગડીમાં કાચની રેશમી ફીક્કા લાલ રંગની બંગડી ચળકતી હતી. સાડી પણ કર્ણાટકી ઢબથી પહેરેલી હોવાથી ખુલ્લા અંબોડાપરની જુઈના ફુલની અર્ધગોળાકાર વેણીમાં ચંપાનું સુમધુર પીળુ ફુલ શોભતું હતું. આ બધા અલંકારો કરતાં તેનો ઘટમદાર ગૌરવર્ણી ચ્હેરો અને મધ્યમ પણ ભરાઉ અને ઘાટદાર અંગ વિશેષ મોહક લાગતાં હતાં. સામાન્ય રીતે અલંકારો શરીરની શોભારૂપ ગણાયછે છતાં તે નિયમ અત્રે કાંઇક વિરોધાભાસ કરાવતો હતો. તેના અ-

ઝંકારો ને તેનો મોહક ચ્હેરો અનુપમ શોભા આપતો હતો. તેની મદભરી પણ વિશાળ આંખો શ્રોતાઓ તરફ વારંવાર મદભર્યા કટાક્ષ ફેંકતી હતી. ગાનના આલાપ સાથે અભિનય ચાલુ હતો. શ્રોતાઓ લીન થઈ તેના મુખનું પાન કરતા હોય તેમ સ્થિરદ્રષ્ટિએ તેના તરફ જોઈ રહ્યા હતા.

"બતલાદો કોઈ ઈસ દુનિયામેં, જરસે બઢકે ચીજ;
ચીજ બતલાદો કોઇ ઇસ દુનિયામેં, જરસે બઢકે ચીજ."

"ચીજ! ચીજ!! વાહ વાહ!!! કયા ખૂબ! અચ્છી કહી, હોનેદો, હોનેદો." સાંભળનારામાંથી એક ત્રીશેક વર્ષનો યુવક—રમણલાલ બોલી ઉઠયો. ગાન આગળ ચાલ્યું.

"ચીજ, બતલાદો કોઇ—ઇસ દુનિયામેં જરસે બઢકે ચીજ-
જરસે બઢકે ચી......જ—"

ગાનારે ઉલટાવી તાન ચઢાવવા માંડયું.

જરસે...બઢકે ચી..જ, બાલમ! જરસે...બઢકે...ચી..જ,
જરસે...બઢકે ચી...જ, બાલમ! જરસે...બઢકે...ચી...જ.
હો સૈયાં!...જરસે બઢકે...ચીજ—
પિયારા ...જરસે...બઢકે...ચી...જ,
ચીજ, બતલાદો...કોઈ...ઇસ દુનિયામેં જરસે બઢકે ચીજ."

શ્રોતાઓ ગાનમાં તલ્લીન બની પગ ઉપર હાથથી તાલ આપવા તથા ડોલવા લાગ્યા. તબલચીએ તાનપર તાન મારી રંગ જમાવ્યો—સારંગી તથા ફીડલવાળાઓએ તેમાં પોતાનાં મસ્તક ધૂણાવી સહાનુભૂતિ આપી. ગાન આગળ ચાલ્યું—

"સાધુ, સંત, ફકીરોં દેખો—
સાધુ, સંત, ફકી...રોં દેખો...દેખો...ધનિક, અજી...જ,
સાધુ, સંત, ફકીરોં...દેખો દેખો ધનિક, અજી...જ,
જરકે આગે રૂપ, ગુન, બિદ્યા,
જરકે આગે રૂપ, ગુન, બિદ્યા, સબ હે બસ! ના ચી...જ—
ચીજ બતલાદો કોઇ ઇસ દુનિયામેં જરસે બઢકે ચીજ,
ચીજ બતલાદો કોઇ ઈસ દુનિયામેં જરસે બઢકે ચીજ."

"નાચીજ! નાચીજ!! નાચીજ!!!"

"વાહવાહ!"

"ખરેખર, નાચીજ, નાચીજ."

શ્રોતાઓ એક પછી એક આનંદમાં આવી બોલી ઉઠયા, ગાનાર શ્રમથી થાકી ગઇ હોય. યા આ શ્રોતૃમંડળને ઉપદેશ આપતાં ગર્વિતા બની ગઇ હોય, તેમ સાડીના છેડાથી પવન ખાતી પોતાનાં ઉન્નત ઉરોજ કાંઇક દેખાડતી તીરછી દ્રષ્ટિએ તેમનાં હૃદય વીંધવા લાગી.

"વાહ! ગુલ્શન! આજે તો તેં ખૂબ કરી." રમણલાલ બોલ્યો.

"યહ કયા ચીજ હૈ મહરબાન! મેરે ઉસ્તાદકે પાસ તો ઇસ્સે ભી બઢકે અચ્છી અચ્છી ચીજેં હૈ. મગર મય કમનસીબકો વો નહિ આતી."

"તો તું શીખતી કેમ નથી?" જસવંતરાય બોલી ઉઠ્યો.

"ઉસ્મેં ભી તો વહી પહલી ચીજ હૈ!" ગુલ્શને હાથના ઇશારા સાથે આંખો નચાવતાં કહ્યું.

"ઉસ્મે કોન્સી ચીજ પહલી હૈ?" નટવરલાલે પૂછ્યું.

"વહી 'જર' ઉસ્તાદ ભી તો જર કે સિવા નહિ મીલતે."

ગુલ્શનનો જવાબ સાંભળી બધા ચુપ થઇ ગયા. ક્ષણ પછી રમણલાલ બોલ્યો:—

"કેટલા રૂપીઆ જોઇએ?"

"મહીનેકો પચીસ રૂપયે. મગર બરસોં તક સીખનેસે ભી યહ વિદ્યા પૂરી ન હોગી." દયામણા ચ્હેરે ગુલ્શને દલીલ કરી.

"ફીકર નહિં, લે આ આજનું ઇનામ." એમ બોલતાં રમણલાલે રૂપીઆ સોની નોટ મૂકી એટલે બીજાઓ તરફથી પણ દશ, વીશ એ રીતે કુલ એકસો સાઠની રકમ ગુલશનની સામે આવી પડી, માત્ર એક વ્યક્તિએ કાંઈ ન આપ્યું. આ વ્યક્તિ તે અરૂણ હતો. તેના તરફ જોતાં રમણ બોલ્યો:—

"અરૂણ! મિજલસમાં આવી આમ અતડા રહેવું તે ઠીક નહિં, ત્હારે પણ કાંઇ આપવું જોઇએ."

"પણ હું આજ મારૂં પાકીટજ ભૂલી ગયો છું, હું વળી

ફરી આવીને આપી જઈશ," અરૂણે જવાબ દીધો.

"ગુલ્શન! હવે ત્હને સંગીત શીખવા માટે હાલ તુરત હું રૂપીઆ પાંચસો મોકલીશ. વળી પછી જોઇ લેવાશે." ગુલ્શનતરફ ફરી રમણલાલ બોલ્યો.

"અજી નહિં સરકાર! આપ કરમકીને પચીસ રૂપીએ દેના. યહ સબ રૂપયે મેરેકો દે દેનેસે ખરચા જાયગા. મેં ખૂબ કમઅકલ લોંડી હું." ગુલ્શને ભાવ ખાધો.

"અરે કદી ખરચાઇ જશે તોપણ શું? વળી ખુદા આપી રહેશે." જશવંતરાયે ટાપશી પૂરી.

"હાં, હાં, મારી પાસે વળી જલ્દી ખરચાઈ જશે. માટે તું રાખી લે તેજ ઠીક છે." રમણલાલે કહ્યું.

"જયસી આપકી તબીયત! મગર મેરે સંગીતકી પરીક્ષા દેખનેકો આપકો આઠ રોજમેં એક દફા જુરૂર આના હોગા." ગુલ્શને આ સોનાની ચલ્લીને ફસાવવાની જાળ બીછાવવા માંડી.

"આઠ દિવસમાં એક વખતજ!" રમણલાલે ઉતરી ગયેલી કાશ જેવું મોઢું કરતાં પૂછયું.

"હરરોજ આઓગે તો યહ લોંડીપર બહુતહી અહેશાન હોગા. જુરૂર આના, જુરૂર આના" ગુલ્શને વિવેક કર્યો.

"ઠીક છે, ઠીક છે. ત્હારી મરજી છે તો વળી આવીશું." રમણલાલે મૂછપર હાથ ફેરવતાં કહ્યું.

બધા ઉઠયા, ગુલ્શન દાદર સુધી વળાવી આવી ગાદીપર પડી. સારંગીવાળા સિવાયના બન્ને જણ ચાલ્યા ગયા.

"ઉઠ, બેટી! યહ રૂપયે સંદુકમેં રખલે. ઔર ઉસ પાક પરવરદિગારકો શુકર ગુજારા કરકે ઐસેહી બેવકૂફોંકો હરહમેશ હમારે પાસ ભેજા કરે" ઉસ્તાદજી બોલ્યા.

"જહન્નમમેં ડાલો યહ પૈસેકો." કાંઇક નિરાશા ભર્યા તિરસ્કારથી ગુલ્શને પ્રત્યુત્તર વાળ્યો.

"તઓબા! તઓબા!! તઓબા!!! આજ મિજાજશરીફ ઠીક નહિં હૈ, ખુદા ઉન્કે દીલકો આરામ બક્ષે! બેટી! મેં જાતાહું." ઉસ્તાદ દાઢી પસવારતા પસવારતા ચાલ્યા ગયા.

ગુલ્શન ફાટી આંખે રૂપીઆ સામે જોઈ રહી, તેનાં પ્રત્યેક અંગમાં નિરાશા ભરી હતી. તેનો ક્ષણ પહેલાંનો પ્રફુલ્લિત ચ્હેરો કરમાઇ ગયો હતો. શોખીનોનાં મન હરણકરનાર—દ્રવ્યહરણ કરનારને જાણે આ દ્રવ્યથી અસંતોષ થતો હોય યા પરદ્રવ્યહરણથી પસ્તાવો થતો હોય તેમ તેના મુખપરનો ભાવ જણાતો હતો. ગાઢ નિદ્રામાંથી જાગૃત થાય તેમ તે ઉઠી અને પાસેના આરસા પાસે જઇ પોતાનું પ્રતિબિંબ જોતી ઉભી.

"અય ખુદા !" તે સ્વગત બબડવા લાગી. "ઇસ હુસ્નપર વે બેચારે પાગલ બન જાય ઉસમેં ક્યા શક હૈ ! આહા ! મેં ચાહું તો સારે રાજનગરકી દવલત લુંટ લું; મગર ઇસિસે ક્યા ફાએદા ? ગજબ હૈ ખુદાકા કી મેરે જૈસી કમીન ઔરતકો ઇતના હુસ્નદેતેહૈ. ઇસ સુફ્એદ ચમડી, ઇસ ગોરે ગાલ, ઇસ પતલે હોઠોંપર પાનકા લાલ રંગ, ઇસ નથનીસે નથે હુવે નાક ઔર ઇસ મદીલી ઝહરી આંખ, કયસેહી ગરૂરીકા ગરૂર છુડાનેકો કાફી હૈ. લેકીન ઇસ હુસ્નસે મેરેકો ક્યા હાંસિલ હૈ. ન તો કોઇ રોજ આરામ હૈ, ન તો દિલકો કરાર હૈ; ન તો પૈસા મુઝે પ્યાર કરતા હૈ, ન મેં પૈસેકો પ્યાર કરતી હું. હાય નસીબ ! કયસી બેઇજ્જતીસે ભરી મેરી જીંદગી હૈ ? હુસ્નકી અંગારમેં જલ્તે હુવે હયવાનો મેરે હુસ્નપર મરતે હૈં—મેરે કો ઇજ્જત કરતે હૈ, મગર ઇજ્જતદારોં મેરેસેં નફ્રત કરતે હૈં. ગરીબ મુફ્લિસોં પયસે પયસેકે લીયે મારે ફીરતે હૈ ઔર એક આંખકે ઇશારે મેરેપર સેંકડો રૂપયેકા બારિશ ગીરાતા હૈ. મગર ઇસ બારિશસે મુઝે ક્યા સુખ મીલનાહૈ ? મેરે ચાહનેવાલોં હજારોં હૈ, મગર ઐસે ચાહસે મુઝે ક્યા સુખ હૈ ? મેરે આસપાસ ફીરનેવાલોં હજારોં હૈ, મગર મેરા દિલ અકેલાહી મરતા હૈ જીસકેપર મેં મરતી હું—ઓહ !—આહ—!"

બોલતાં બોલતાં તે બેસી ગઇ. બન્ને હાથોમાં મોઢું છુપાવી રોવા લાગી. તેના સુમધુર ગુલાબી ગાલો અશ્રુથી ભીંજાઇ ગયા. નેત્રો રક્તવર્ણાં બની ગયાં, શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલવા લાગ્યો, ક્ષણ પછી તે ઉઠી; શોકાતુર વદને સર્વ અલંકારો કાઢી નાંખ્યા, કસબી સાડીને બદલે કાળી કિનારનું શ્વેત વસ્ત્ર પહેરી પલંગપર પડી અસ્પષ્ટ સ્વરે ગાવા લાગીઃ—

"ઇસ દિલકે ચાહનેવાલે, નિષ્ઠુર કયોં બને હો ?
દિલકો બહેકાને વાલે, નિષ્ઠુર કયોં બને હો ?
ઇસ સરકે તાજ પ્યારે, નિષ્ઠુર કયોં બને હો ?
ઇસ દિલ લુભાને વાલે, નિષ્ઠુર કયોં બને હો ?
ગાતાં ગાતાં મુખમાંથી દુ:ખભર્યા નિશ્વાસ નીકળવા લાગ્યા.

હૃદયના ઉદ્‌ગારો ગાનદ્વારા સરવા લાગ્યા:—

"જબ તક દરશ ન હોગા, દિલકો કરાર ન હોગા,
જબ તક દરશ ન હોગા, દિલકો કરાર ન હોગા,
ઇસ દર્દ જો ઝખ્મકા હૈ, વહ બેકરાર હોગા.—ઇસ દિલકે.
ઇસ દિલ ધડકતા હૈ—ઇસ નયનોં તરસતે હૈ (૨)
ઇસ દિલ થરથરાતે—નિષ્ઠુર કયોં બને હો.—ઇસ દિલકે.
જીગા હુવા જીગર પે, ખૂન આફતાબ બરસે (૨)
દિલકો દબા જીગરસે, ગરવા લગાના હોગા—ઇસ દિલકે."

## પરિચ્છેદ ત્રીજો.

### મેં પાગલ હો ગઇ હું.

શુદ્ધ પ્રેમમાં વિશ્વ દિવાનું બને છે.



દ્રવ્યનો મદ કેવો છે ? લાજ, શરમ, મર્યાદા બધુંય એમાં સમાઇ જાય છે. સ્નેહ પણુ તેમાં શાન્ત થઇ જાય છે." એક જુના પુરાણા મકાનમાં આમતેમ આંટા મારતો અરૂણુ બડબડતો હતો. ઘરમાં માત્ર એક તૂટયું ફુટયું મેજ અને એક ખુરશી પડેલી હતી. તેના પર પણુ સહજ ધુળનું પડ ચડયું હોય એવો ભાસ થતો હતો. એક ખુણામાં એક ગાદલું તથા ઉસીકું પડયું હતું પાણીનો કુંજો તથા એક લોટો પાસેજ એક ખૂણામાં જણાતો હતો. ગાદલાની પાસે લખાણનાં સાહિત્ય પડયાં હતાં. તથા પાસેજ એક લાકડાની પેટી જણાતી હતી. આ તે ઘરના સામાનમાંની મુખ્ય ચીજો હતી.

"કુદરતની કરામત ન્યારીજ છે. શુદ્ધ સંસારનું બંધારણ સ્નેહ છે જ્યારે કૃત્રિમતાનું બંધારણ દ્રવ્ય છે. તેણે ખરુંજ કહ્યું હતું કે "જરસે બઢકે કોઇ ચીજ દુનિયામેં હૈ નહિ." આહા! લક્ષ્મી! લક્ષ્મી!! તું કેવા કેવા ખેલ ખેલે છે? સમજુને હાથે ચઢે છે ત્યારે સન્માર્ગ બતાવે છે, મૂર્ખને હાથ ચઢે છે ત્યારે કુમાર્ગ મોકળો કરે છે. કોઇ લક્ષ્મી માટે ધર્મ, ઇજ્જત, દેહ વેચે છે ત્યારે કોઇ દ્રવ્યની કીંમતજ સમજતો નથી. દુનિયામાં દ્રવ્ય ન હોત—જરનું બંધન ન હોત તો સૃષ્ટિ કેમ ચાલત? બધાએ આજે મૂર્ખની માફક ગુલ્શનને રૂપીઆ આપ્યા. મેં ન આપ્યા તો તેઓએ ટીકા કરી. મેં કહ્યું પછીથી આપીશ. અલબત! કહ્યું તો આપવાજ જોઇએ. એટલું સારૂ છે કે ગુલશને હજી મને ઓળખ્યો નથી તેમ તેને મારે માટે શંકા પણ આવી જણાતી નથી. તે ગમે તેવી બાહોશ છે પરન્તુ મારાથી તેનો ભાવ જરા પણ છૂપો રહી શકે તેમ નથી. ચાલ જાઉં. પચીસ રૂપીઆ આપી આવું; અને તે રૂપીઆ સન્માર્ગે કેમ વપરાય તે પણ કહેતો આવું. હવે તેની સ્થિતિ મદલાઈ ગઈ છે. જરૂર તે મારૂં કહ્યું સાંભળશે પણ મને ઓળખી ન જાય એ સાવચેતી રાખવી પડશે."

અરૂણે કપડાં પહેર્યાં, સંધ્યા સમય હતો, રસ્તાપર ઝાંખા તારલાની માફક મ્યુનીસીપાલીટીના દીપકો ઝબકતા હતા. મીલ-મજુરો તથા અન્ય ભારવાહીઓ ઘર તરફ જવાની ઉતાવળમાં ધક્કામુક્કી કરતા પસાર થતા હતા. શાકપાનવાળાઓ પોતાની દુકાનો રસ્તા ઉપરથી ઉઠાવી લેવાની ગોઠવણ કરતા હતા. ઘોડા ગાડીઓ તથા ભાડે ફરતી મોટરકારો સ્ટેશન ઉપરથી તરતજ ઉતરેલા લોકલના ઉતારૂઓને લઇ દોડધામ કરતી હતી. અરૂણ ધુનમાં ને ધુનમાં ચાલ્યો જતો હતો. ગુલ્શનના ઘર સુધી તે યંત્ર-વત્ ચાલ્યો આવ્યો. ઘરમાં પેસતાં તે જરાક અચક્યો, પણ તરતજ અંદર દાખલ થઈ ગુલ્શનની દાસી મીનાક્ષીને પોતાના આવવાની વરધી આપવા જણાવ્યું—

"આપનું નામ શું કહું સાહેબ?" મીનાક્ષીએ પૂછ્યું.

"નામની કાંઇજ જરૂર નથી. માત્ર એટલુંજ કહેજે કે બપોરે આવેલા ગૃહસ્થોમાંનો એક જણ રૂપીઆ આપવા આવ્યો છે."

મીનાક્ષી તરતજ ઉપર ગઇ. ગુલશન હજી પર્યંકપરજ ખિન્ન વદને પડી હતી. તેના મનમાં હજી પણ "નિષ્ઠુર કયોં બને હો." એ ચરણ ગુંજી રહ્યું હતું.

"બાઇ સાહેબા! દો પહરકો આયેથે વહી સખ્સ કુછ રૂપયા દેનેકો આયે હૈ?"

ગુલ્શને તે ઉપર લક્ષ આપ્યા વિનાજ જવાબ દીધોઃ— "રમણુલાલ રોગે. કહ દે કે મેરી તબીયત ઠીક નહિં હય. ઇસ વખ્ત મુલાકાત નહિં હો સકતી. મુઝે મુઆફ કીજીએ."

"નહિ, બાઇ! રમણુલાલ નહિં હૈ. વહ તો કોઇ ઓર શખ્સ હૈ." મીનાક્ષીએ ખૂલાસો કર્યો.

"કૌન! વહ જો દૂસરા શખ્સ થા વહી આયા હૈ?" ગુલ્શને જરા ટટાર થતાં પૂછ્યું.

"હાંજી, વહી શખ્સ હૈ"

ગુલ્શન વિચારમાં પડી, "વિશ્વયોવિનાને ઘેર જનાર વગર પૈસે જાય, સંગિતમાં તથા સૌંદર્યમાં પણ વિરક્તની માફક નિરસ બની બેસી રહે, અને પાછળથી રૂપીઆજ આપવા આવે એ કેવી પ્રકૃતિ! માણુસ શ્રીમંત તો લાગતો નથી, દેખાવે મુફલિસ છે: પણ ચ્હેરોઃ ગંભીર ગૌરવભર્યો છે એમ થાય છે કે ગમે તે હોય પણ નાજ પાડી દઉં. પણ શું કરૂં? લાચાર બનવું પડે છે. વિશ્વ-નાટકના તખ્તાપર ખુદાએ મૂકી છે તે પાત્રનું કાર્ય ભજવ્યા વિના છૂટકોજ નથી. જોઉં તો ખરી કે વળી એમાં કેવા—"

ગુલ્શન તો વિચારે ચઢી. તેને મૌન જોઇ મીનાક્ષીએ ફરી પૂછ્યું:—

"ક્યા હુકમ હૈ બાઈ સાહબા!"

"અચ્છા!" ગુલ્શને વિચારભંગ થઇ જવાબ દીધો. "માન કે સાથ લે આઓ."

ક્ષણમાંજ મીનાક્ષી અરૂણુને તે ઓરડામાં મૂકી ચાલી ગઈ. ગુલ્શને ઉઠી ખુરશી બતાવતાં હસતે મુખડે આવકાર આપ્યોઃ—

"બૈઠીએ, સરકાર! આપકા મેરે પર બહુત અહેશાન હુવા."

ખુરશીપર બેસતાં અરૂણુ બોલ્યોઃ—" આપને અત્યારે તક-

લીફ આપી તે માટે મુઆફ કરજો પરન્તુ મર્દની જબાન એકજ હોય છે, તેથી મારે આવવું પડયું."

આમ બોલતાં અરૂણે ગુલ્શનના આગળ રૂપીઆ મૂકયા. ગુલ્શન તેના તરફ તિક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહી હતી તે બોલી:—

"ઉતની તકલીફ લેકે અજીજ આનેકી કોઇ જરૂરત નહિં થી. કયા આપકી જબાનપર એતેબાર નહિં થા ઐસે આપ સમજતે થે?"

"નહિ, એમ નહિં. પરન્તુ જ્યારે આપવાનાજ હતા તો તરતજ આપી રૂણમુક્ત થવું એ સારૂં એમ સમજી અત્યારે આવ્યો."

ગુલ્શને કાંઇજ જવાબ ન આપ્યો. તે અરૂણના ચ્હેરા તરફ ટીકીટીકીને જોયા કરતી હતી. અરૂણ તેને નિ:શબ્દપણે આમ ટીકતી જોઇ કાંઇક કચવાયો.

"શું આપની તબીયત ઠીક નથી?"

"નહિંજી! વૈસા નહિં. તબીયત તો ઠીક હૈ, મગર—"

"'મગર' શું?" અરૂણે પૂછ્યું.

"આપ હિન્દુસ્થાની તો જાનતે હો, ફિર કયોં હિન્દુસ્થાનીમેં બાત નહિં કરતે હો?" ગુલ્શને ઇરાદાપૂર્વક પૂછ્યું.

"હું માત્ર હિન્દુસ્થાની સમજી શકું છું પણ મને તમારા જેવું બોલતાં નથી આવડતું તેથી ગુજરાતીજ બોલું છું."

"વહી તો બાર અચ્છી બાત હૈ. આપ હિન્દુસ્થાનીમેંહી બોલીયેગા. વહ જબાન આપકે મુંહસે બહુત મીઠી લગેગી."

"એ કેવી રીતે? અશુદ્ધ ભાષા તો કાનને કર્કશ લાગે!" અરૂણે પ્રત્યુત્તર આપ્યો.

"વહ આપ નહિં સમજ સકતે હો, મૈં સમજતી હું. આપ મેરેપર રહમ કરકે વહી જબાનમેં બોલીયેગા." ગુલ્શને આગ્રહ કર્યો.

"જયસી આપકી મરજી. મગર અબ યહ કહિયે કિ આપ 'મગર—' બોલકે કયું અટક ગયે થે? વહ કયા બાત થી?" અરૂણે હિન્દુસ્થાનીની શરૂઆત કરી.

"હાં, ઠીક યાદ દિલાયા. આપ રંજ ન લાઇએ, મગર મૈં યહ કહતીથી કિ આપ દો પહરકો ઇસ લૌંડીકી ઝોંપડીમેં તશરીફ

જાયે, ઔર આપ બોલે જેબમેં પાકીટ નહિં, વહ કયા સચ બાત થા ? ઐસા કભીભી હો સકતા હૈ ? ખાના ખાનેકો જાય ઔર ખાનાહી ભૂલ જાય ? યહ તો આપને વો મઘર ઔર બંદરકા કીસ્સા કીયા."

"વહ કૈસે ?" અરૂણ ગુલ્શનની દુરંદેશીથી કાંઇક રાજી થતો બોલ્યો—

"સુનીયે. એક મઘરકો એક બંદરસે દોસ્તી હુઈ. વહ બંદર હમેશ અચ્છે અચ્છે આમ લાકે મઘરકો દેને લગા, ઔર વો મઘર અપની માશુકકો દેને લગા. કીતનેહી રોજકે બાદ વો માશુક મઘરસે બોલીઃ—જો હમેશ અયસેહી મીઠા આમ ખાકે જીતા હૈ, વહ તુમ્હારે દોસ્તકા કલેજા કીતના મીઠા હોગા. આપ ઉસ્કે—હી કુચ્છ બહાના કરકે લે આઓ. વહ કલેજા ખાનેસે ઔર ખૂબ આનંદ આયગા." બેવકુફ મઘર અપને દોસ્તકો લાનેકો તયાર હુવા. ઉસ્ને બંદરસે કહા—યાર ! તેરી ભોજાઇ તેરેકો બહુત યાદ કરતી હૈ, આજ તો તું મેરે ઘરકો ચલ. મેં તુઝે મેરી પીઠપર બિઠાકે લે જાઉંગા—"

"હાં હાં, પીછે ?" અરૂણ રસ જમાવતાં બોલ્યો.

"ઉસ બોલે બંદરને ઉનકી બાત સચ્ચી સમજ લી, ઔર જાનેકો તયાર હુવા. થોડે દૂર પાનીમેં જા કે મઘરને સચ બાત કયા થી વહ બોલ દીયા. તબ બંદર બોલા—'યાર ! તુ ભી તો પાગલ હૈ. મેરેકો પહીલેસે બોલતા તો મેં કલેજા લેકે આતા. અબ બોલનેસે કયા ફાયદા ? મેરા કલેજા તો મેં મેરી ઔરતકે પાસ રખકે આયા હું.' અયસી બાત સુનકર મઘર બોલા—'વૈસા હૈ તો મેં તેરેકો કીનારેપર લે ચલતા હું તુ ઘરસે કલેજા લેકે આ !' ઐસા બોલકે બંદરકો કિનારેપર છોડા. ઔર બંદર હંસતા હંસતા ચલા ગયા. મેં સમજથી આપભી ઐસાહી ખેલ ખેલતે થે, મગર આપ અભી આનેસે મેં મેરી ભૂલ સમજ ગઇ."

"બાત તો ઠીક હૈ. લેકિન ઉસમેં વહ બંદરને અપની જાન બચા લી, મગર દોસ્તકો અચ્છી સલાહ ન દી. અપના બૂરા ચાહને-વાલેકાભી ભલા કરના ચાહીએ. મેંને ઇસ લીયે ઉસ વખ્ત ઐસા કહા થા." અરૂણ બોલ્યો.

"તો આપ મેરેકો અભી કુચ્છ કહને ચ્હાતે હો? કહો. ક્યા હુકમ હે?"

શરૂઆત શી રીતે કરવી તે અરૂણથી ન સમજાયું. પણ પોતાની સમયસુચક બુદ્ધિને અનુસરીને તેણે ચલાવ્યું.

"આપ જાનતે હોગે કી એક ચીજ, જીસ્કે કોઇ શખ્સ કીતનીહી જહેમત ઉઠાનેસેભી પા નહીં સકતે, વહી ચીજ દૂસરેકો બિના તકલીફ મીલતી હૈ ઔર ઉસ્કી કીમત ઉનકી નઝરમેં નહીં હોતી. આપકી આંખ સહજ હિલનેસે આપકો હજારો રૂપયે મીલતે હૈ. મગર ઇસ દુનિયામેં એસેહી નાચાર બેચારેં હૈ જીસ્કી આંખોસે ખૂનકા બારિશ ગીરતા હૈ. મગર એક પાઇ નહિં દેખ સકતે હૈ. આપકે સુકુમાર બદનકી પૂજા કરનેકો લાખોં પૂજારી રાતદીન તડપતે રહેંગે મગર એસીભી વ્યક્તિયાં હૈ જો દૂસરેકી પૂજા કરકે અપને બદનકા સર્વનાશ કરતે હૈ મગર ઉનકો પેટભર અન્ન ભી નહીં મીલતા હૈ આપકો હરકોઇ કામમેં મદદ કરનેકો લાખોં આદમી જમા હો જાયેંગે, મગર ઉન બેચારે મહેતાઓંકે તર્ફ કોઇ ભીગી હુઈ આંખનીભી નહિં દેખતે હૈ. અયસી હાલતમેં ઇન પયસોંકા કયસા ઉપયોગ કરના વહ કહને કી ક્યા કોઈ જરૂરત હૈ?"

"ક્યા આપ યહ ચ્હાતે હો કી મેં મેરી સબ દૌલત અપસે મુફલિસ મહેતાઓંકે લીયે લુંટાદું? ગુલ્શને કટાક્ષ કર્યો.

"વહ આપકી ખુશી મેં તો યહ રૂપયેકે લીયે કહતા હું."

"તો આપહી વાપિસ લે જાઇએ."

"નહિં, આપકો બોલના વહ મેરી ફર્ઝ હૈ. આપકી ફર્ઝ દેખના વો આપકા કામ હૈ. અબ મેં રૂખસદ ચ્હાતા હું." અરૂણ ઉઠવા લાગ્યો.

બૈઠીયે જનાબ! ઇસ લૌંડીકે હાથકે પાન તો જરૂર લેના ચાહીએ." ગુલ્શને પાન બનાવવા માંડયું. બાજુપર પડેલી ઘંટડી (કૉલબેલ) બે વખત વગાડીને પાછી વાતે વળગી.

"અયસે મહેતાઓંકે લીયે ખર્ચ કરનેસે દીલકો ક્યા કુછ આનંદ મીલતા હૈ?"

"જરૂર, દુનિયામેં ઇસસે બઢકે કોઇ આનંદ નહિં હૈ—ઉસસે

બહકે કોઇ મઝા નહિં હૈ. એક વખ્ત દેખનેસે આપકો માલુમ હોગા, મગર મેં આપસે કુછ પૂછને ચ્હાતા હું."

"બા ખૂશી! પૂછીએગા." ગુલ્શન અરૂણ તરફ જોઇ બોલી

"આપ કયોં આનંદકી બાત બોલને હો? કયા આપકો જીંદગીમેં ઇતના ઐશ્વર્ય હોનેપર ભી આનંદ નહિં મીલતા હૈ?'

"યહ આપને એસી બાત છેડી હૈ કી જો મેરે જીવનસે સંબંધ રખતી હૈ. ફિર ભી વહ અયસે ઢંગસે છેડી ગઇ હૈ કી આપકો બોલનેકો મેરા દીલ ભી તડપ રહા હૈ—"

ગુલ્શનને રંગપર આવતી જોઇ અરૂણ બોલ્યોઃ—

"કયા આપ દુઃખી હો?"

"જી હાં, મેરા દુઃખ મેં કીસસે કહ સકતી હું?" દુનિયાકી નઝરમેં મયેં લાખો રૂપયે જમા કરકે આરામસે ચમન ઉડાને વાલી ઔરત હું. મગર મેરા દિલ કયસા જલ રહા હૈ? દુનિયાકા આરામ કયા પયસેમેં હૈ? કય બડે બડે બંગલે ઔર બાગ બગીચમેં હૈ? કયા દિલકો લુભાનેવાલા હુસ્નમેં હૈ? નહિ નહિં, વહ સબ ગલત હૈ જહાં તક દીલકો આરામ દેનેવાલા, દીલકો પ્યાર કરનેવાલા, હમારે દુઃખસે જલનેવાલા, હમારે લીયે મરનેવાલા શખ્સ નહિ હૈ, વહાં તક ઇન સબ આરામકી ચીજે ભી દીલકો રંજીદા કરતી હૈ. મેં કયા કહું? ઇસ જવાહીરોં ઔર અચ્છે અચ્છે કપડે જો દૂસરોંકો આનંદ દેતે હૈ વો પહનનેસે મેરેકો આતશકી તરાહ જલાતે હૈ. યહ હુસ્ન જો દૂસરેકા કલેજા કત્લ કર દેતા હૈ, વહીહી મેરેકો જલા જલાકર ખાક બના દેતા હૈ, ઇતને પ્યાર કરનેવાલોંમેં મેં એક ભી અયસા શખ્સ નહિં દેખતી જો યહ હુસ્ન ન હોનેપર ભી મેરેકો પ્યાર કરે. જહાંતક યહ હુસ્ન હૈ, જહાં તક કાનકો આનંદ દેનેવાલા યહ સૂર હૈ, વહાં તક હી યહ સબ પ્યાર કરનેવાલોં હૈ. જબકી રોશની બુઝ જાયગી, ન તો ઉજાલા રહેગા, ન તો પતંગીયે ઉસપર ઝીપલેંગે. હમ લોકકા જીના વો કયા જીના હૈ?"

"સચ હૈ. જીસકો સચ્ચા પ્રેમ કહતે હૈ વહ ઇસી દુનિયામેં મીલના બડાહી મૂશ્કિલ હૈ. આપ યે સબ સમજ શોચકે કયું ઇસ ધંધેમેં ગીરે?" અરૂણે પૂછયું

"મેં ઇસ ધંધેકો છોડ નહિં સકતી. મેં મુરલી હું—મેં દાસી હું. મેરા જન્મહી યહ કામમેં હુવા હૈ. મેં હલકટ કમીના રંડી નહિં હું. રંડીયેકા કામ દીનમેં દશ આદમીકો યહ આમ બેચનેકા હૈ. હમારા કામ સંગીતસે કમાના ઔર કીસી અચ્છે શખ્સકા યગાર ખકે ઉનકી સેવા કરના વો હૈ હમ ઐસે દીલસે પ્રેમ કરને વાલે શખ્સોંપર મરતે હૈ. મગર કોઈ હમારા એતેબાર નહિં કરતે હૈ મેંને એક મહોંતાજીકો દિલ દીયા થા મેરા જવાહીર દાગીને સબ બેચકે મેં ઉનકા ખર્ચ નીભાતી થી; ફિર વો ભી બેવફા હુવા ઉસસેં મેંને ઉસકો છોડ દીયા. ફીર એક દુસરા બડાહી લાયક શખ્સ મીલા, વો મેરેકો દીલસે પ્યાર કરતે થે. મેરે લીયે પામાલ હો ગયે. નસીબા પલટ ગયા, બ્યાપારમેં બહુત નુકશાન આ ગયા. મેં મેરે દાગીને બેચને લગી. એક એક કરકે સબ બેચ દાલા મગર હમારા નસીબ હમારે આગેહી દૌડના થા. આખિર વહ મેરે પ્યારે મેરેકો છોડ ગયે. હાં. વહ ગયરાઇગઢેસે નહિં ગયે, મગ દઃખ વો દેખ નહિં સકે. વહ બોલકે ગયે કી "જબ મેં પાસ પયસે આયગા, મે તુમકો મુંહ દીખલાઉંગા. આજ કીતનાહી મહીના—"

મુરલી ગળગળી થઇ રોઇ પડી, તેનાથી બોલી ન શકાયું. અરૂણે પ્રશ્ન કર્યો:—

"ક્યા આપકો યહ ભી એતેબાર હૈ કી વહ શખ્સ પયસા મીલનેસે ફીર આપકો મીલેગા?"

"અંદેશા રખનેકી કોઇ જરૂરત નહિં હૈ. મયને ઉનકે દીલકો પયચાના હૈ, વહ મેરા દીલ જાનતે હૈં, વહ જરૂર આયેગે. એક રોજ વહ દરશ દેંગે."

"આપ દાસી બનનેકો ક્યોં તયાર હુવે?"

"હાય! આપ સચહી કહતે હો, મેરા નસીબહી અયસા થા. આપકો ફુરસદ હો, મેં મેરા કીસ્સા આપસે કહુંગી. ઇસ જન્મમેં મેં બિના મેરે વહ પ્યારે લાલકે, કીસીકો ભી યહ કીસ્સા નહિં સુનાયા હૈ. મગર આજ મેરા દીલ ધડકતા હૈ, આપકી બાતોંસે મેરા દીલ ઉછલતા હૈ. આપકે સામને દીલ ખાલી કરના અયસાહી દીલ કહ રહા હૈ. ક્યા સબબ હોગા મેં નહિ સમજ સકતી હું."

"યહ ભી કુદરતકી કરામત હૈ." અરૂણે જવાબ દીધો.

આ શબ્દો સાંભળતાં ગુલ્શનની આંખો ચમકી. તે બોલી ઉઠી:—

"આપ કઔન હો? કયા આપ મેરે લાલકે દોસ્ત હો? કહો, સચ કહો."

"નહિં, મેં કયસે જાનું આપકે લાલ કૌન હૈ?" અરૂણે પોતાની વાણીપર અંકુશ મૂકતાં આગળ પૂછ્યું "આપ કયસે અયસે અંદેશા કર સકતી હો?"

"હ," ગુલ્શને નિશ્વાસ મૂકતાં કહ્યું, "કુછ નહિ, કુછ નહિ, મેં પાગલ હો ગઇ હું."



## પરિચ્છેદ ચોથો.



### ચતુર્-આપદા.



શ્રીમંતાઇનો મદ. ગરીબાઇના અસહ્ય દુઃખો, રાક્ષસી મહત્વાકાંક્ષા અને સર્વનાશક વિશ્વયોષિતાથી કોણ તર્યું છે. ?



"સાહેબ! મારી બૈરી બહુજ બિમાર છે, મને રજા આપો. મારાથી નોકરીપર હમણાં નહિ અવાય."

"બેવકુફ ગદ્ધા! બિમાર હોય તો ડૉકટરની દવા કર. તુ ઘર આગળ રહીશ તેથી શું તે સાજી થઇ જશે? બીલકુલ રજા નહિં મળે."

"પણ સાહેબ! આજ તો એટલો બધો મંદવાડ છે કે રાત સુધીમાં તો ખેલ પણ કદાચ ખલાસ થઇ જશે. મારા શેઠ! જરા મારા ગરીબના સામુ જુઓ. તમે દાકતરની વાત કરો છો પણ જ્યાં પીવાને કાંજીના સાંસા છે ત્યાં દાકતરની ફી મારે કયાંથી કાઢવી? મારી પાસે એક પાઇ પણ નથી. મારો નાનો ત્રણ વર્ષનો

છોકરો પણ ભૂખે ટળવળે છે. કાંઇ દયા લાવો સાહેબ! કાંઇક ગરીબની દયા જાણો."

"તને રૂપીઆ પંદર આપું છું તે તું ક્યાં નાખે છે? બૈરીની દવા પણ નથી કરતો? બસ! એકદમ ઓફીસમાં જઇ કામે લાગ તને આજ રજા પણ નહિં મળે, તેમ બીજી મદદ પણ નહિં મળે."

"સાહેબ! જ્યાં એક કલાક મોડા આવવાનો પણ પગાર કપાય ત્યાં પગાર ઉપરાંત મદદની આશા તે શી રીતે રાખું? પણ મને મારા પગાર પેટે તો કાંઇક આપો!"

"હજી પગારને બાર દિવસની વાર છે. તને રૂપીઆ આપું અને કદાચ તું કાલથી ન આવે તો મારે બીજો માણસ ક્યાંથી લાવવો? મારૂં કામ બગડે તેનું શું?"

"અરે સાહેબ! તમારે ત્યાં આજ આઠ આઠ વર્ષથી પંદર રૂપરડીનાજ પગારમાં નોકર છું તે શું આજ નાસી જઇશ? સાહેબ! મારા ઉપર મહેરબાની કરો."

"બસ બસ. તને આટલી મદદ કરી તેનું આજ પરિણામ કે? બસ જા નોકરી ઉપર જા."

"હાય! જ્યાં દૈવ રૂઠ્યો ત્યાં શું કરવું?"

માધવલાલ શેઠ એક મીલ એજન્ટ હતા. તેમજ તે એક જાણીતા શેર દલાલ પણ હતા. રાજનગરમાં તેમનું માન તથા લાગવગ સારી હતી. હજારો રૂપીઆ ધર્માદા ફંડમાં વાપરતા. સ્ટેશનની નજીક એક મોટી ધર્મશાળા પણ તેમણે બંધાવી હતી. દાનવીર તરીકે તેમણે સારી નામના મેળવી હતી હમણાંજ ઇન્ડીયન નેશનલ ફંડ યાને હિન્દી રાષ્ટ્રિય ફાળામાં તેમણે રૂપીઆ ત્રણ લાખની સખાવત કરી હતી. એક મહાન દેશભક્ત, તથા દાનવીર તરીકે નામના મેળવવા ઉપરાંત તેઓ હિન્દ પુત્રોમાં ભ્રાતૃભાવની લાગણી વધારવાની પૂરી હિમાયત કરતા હતા. તેમના ખાનગી કારભારીનું નામ મદનરાય હતું. શેઠની કીર્ત્તિ કેમ વધારવી, નાણું કેમ પેદા કરવું તથા પોતાનું ખીસ્સું કેમ તાજું કરવું તે તે સારી રીતે સમજતા હતા. ઉપરની વાતચીત આપણા આ ભ્રાતૃભાવના હિમાયતી શેઠ માધવલાલ અને તેમના જુના નોકર રણછોડ વચ્ચે થતી હતી. રણછોડ એક ગરીબ સ્થિતિનો બ્રાહ્મણ

હતો. તેની ઉમ્મર પચ્ચીસ વર્ષની હતી. તેની સ્ત્રી દયાગૌરીની ઉમ્મર ઓગણીસેક વર્ષની હતી. રણછોડે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. પણ તેની પરીક્ષામાં તે ફતેહમંદ ન નીવડ્યો. રણછોડના બાપ્વત.લ શેઠે પોતાના છોકરાને પ્રથમ ભણાવવા પાંચ રૂપીઆના પગારથી રાખ્યો હતો, અને પાછળથી ઘર ખાતાના મહેતા તરીકે તેને રૂપીઆ પંદરનો પગાર કરી આપ્યો હતો આ પગારમાં તેનું પુરૂં થતું નહિં. પણ શેઠાણી નર્મદા બહુ દયાળુ હતી. તે દયાગૌરીને લુગડાં લત્તાં વગેરે આપતી. દીવાળી જેવા પર્વના દિવસે શેઠથી છાની બક્ષીસ પણ તે આપતી. આ રીતે રણછોડનો સંસાર ચાલતો; હાલ એક માસથી દયા માંદી પડી હતી. અને તેની આશા જેવુ ન હોવાથી રણછોડે શેઠ પાસે રજા માગી જે આપણે ઉપર જોઇ ગયા. રણછોડ હતાશ થઈ ત્યાંથી નીકળી મદનરાય પાસે ગયો પોતાના છેલ્લા ઉપાય તરીકે તેણે તેની દયા માગવાનો વિચાર કર્યો.

તેને એવા પણ વિચાર આવતા કે ' બસ આ નોકરી બસ મદનરાયની પણ આજીજી ન કરવી. લાચારી ન ભોગવવી. એકદમ ઘેર જઈ મર્ણશય્યાપર પડેલી પ્રેમાળ પત્નિના હ્રદયને શાન્તવન આપવું. " પણ વળી વિચાર આવતો કે ' કદાચ ન કરે નારાયણ અને કાંઈક અવળુ બની જાય તો ખર્ચ માટે શું કરવું? છોકરાનું તથા પોતાનું ગુજરાન કેમ કરી નીભાવવું ? ' આ રીતે ડરી જઇ તે મદનરાયને ત્યાં ગયો. મદનરાય પોતાની એકની એક લાડકી છોકરી ઉષા સાથે સંગિતની વાતો કરતો બેઠો હતો. ઉષા તે ઉષાજ હતી. તેની ઉમ્મર સોળેક વર્ષની હોવા છતાં તેનો ચ્હેરો ગંભીર અને ઠાવકો હતો. યુવાવસ્થાના પૂર બ્હારમાં હોવા છતાં તેનામાં તે મદ જણાતો નહતો. તે યુવામદ અનુભવતી હતી એમ ન હતું, પણ તે પોતાની બુદ્ધિ અને જ્ઞાનનો સદુપયોગ કરતી હતી તેના સદ્ગુણો તેના સૌંદર્યથી અત્યંત શોભી નીકળતા. તેના સુમધુર, મનોહર-મોહક ચ્હેરાની એવી તો પ્રતિભા પડતી કે જોનારને તેના તરફ પૂજ્ય ભાવજ થતો. ગમે તેવો કામી મનુષ્ય પણ આ યુવા સુંદરીને જોતાં પોતાના દુષ્ટ વિચારથી ડરી જઇ તેના તરફ પૂજ્ય ભક્તિથીજ જોતો. કદાચ તેની ગેરહાજરીમાં તેના મનમાં ગમે તેવા વિકારો હોય પણ તે પ્રત્યક્ષ થતાં તે વિચાર

હી જતા. આવી પ્રતિભાશાલી તે હતી. ર.મદનરાય જોકે દ્રવ્યને ચ્હાનાર અને સ્વાર્થી હતો; પરન્તુ 'ઉષા' એ શબ્દ—એ નામ તેને બધું ભૂલાવી દેતું. તેનો પડતો બોલ ઝીલી લેવાને હમેશ આતુર રહેતા. મહત્વના કામોમાં તે તેની સમ્મતિ પૂછતો. ઉષા તેનો જીવન–પ્રાણ હતી. આવું સદ્‌ગુણશાલી અને સૌંદર્યનું પ્રીતિપાત્ર પૂત્રીરત્ન કોને વ્હાલું ન હોય ?

ઉષાને સંગિત ઘણું પ્રિય હતું. નવરાશના સમયનો ઉપયોગ તે તેમાજ કરતી. નવા નવા રાગો શીખતી અને પોતે પણ તે રાગોમાં નવાં કાવ્યો–ગાનો બનાવી પિતાને રંજન કરતી વર્તમાન-પત્રોનો પણ તેને એટલોજ શોખ હતો. સભાઓમાં તે જતી પણ તે માત્ર સાંભળવા માટે. બીજી સ્ત્રીઓ માફક તે ત્યાં ઉછાંછળી બની ભાષણ ન આપતી. તેની રીતભાત અને પહેરવેશ અત્યન્ત સાદાં હતાં. જે જે તેના પરિચયમાં આવતાં તે સર્વ તેની બુદ્ધિથી અને સદ્‌ગુણથી અંજાઇ જઈ તેને જાહેર જીવનમાં ભાગ લેવા કહેતાં. પરન્તુ ઉષાનો માત્ર એકજ જવાબ હતો કે "અધૂરો ઘડો હમેશ છલકાઇ જાય. હજી મારો જ્ઞાનઘડો પૂરો ભરાયો નથી. કદાચ હું આગળ વધું અને આ ઘડો અધૂરો હોવાથી છલકાય તો પછી તે ખાલી થઈ નિરૂપયોગી થઇ જાય."

જ્યારે રણછોડ મદનરાયના દિવાનખાના આગળ પહોંચ્યો ત્યારે તેણે અંદરથી સંગિતનો અવાજ આવતો સાંભળ્યો. મદનરાયનો એવો નિયમ હતો કે હમેશા મળવા આવનારે પરવાનગી લઇનેજ અંદર આવવુ. અને તેમાં પણ જ્યારે તેઓ ઉષાની સાથે બેઠા હોય ત્યારે તો કોઇ ભાગ્યેજ ત્યાં પ્રવેશ કરી શકતું યાને સીપાઇ પણ કોઈના આગમનની વરધી આપવા ત્યાં પ્રવેશ કરી શકતો નહિં, તો પછી બીજાની તો વાતજ શી ? રણછોડ બહાર સિપાઈ પાસે બેઠો બેઠો સંગિતનો મધુર ધ્વનિ સાંભળવા લાગ્યો:—

"આ...આ...આ...
"હૃદય દારિકા, અરે ! હૃદય દા...રિકા.

"અરે ! હૃદય દા...રિકા–, વળી બુદ્ધિ વિદા...રિકા–
"વળી બુદ્ધિ વિદા...રિકા–સાચી–હૃદય દા...રિકા–",

ઉષાના મીઠા સ્વર સાથે વીણાનો મધુર સ્વર એટલો તો ભળી જતો હતો કે 'આ વીણા વાગે છે કે ગંધર્વ કન્યા ગાય છે ?' એવો પ્રશ્ન સાંભળનારને સહજજ ઉત્પન્ન થતો. રણછોડ ધ્યાન દઇને સાંભળવા લાગ્યો.

"હૃદય દા–રિકા—આ............(૨)
"હૃદય દા–રિકા—એજ, સત્ય વિમો–ચના.........(૩)

કરતી કુંઠિત બુદ્ધિ, ગુણહીન, સ્નેહ શૃંખલા––(૨)
સા–ચી હૃદય દા...રિકા.

કા–ર્ય ભ્ર–ષ્ટ, ધ–ર્મ ન–ષ્ટ, કરતી તે–સદા. (૨)
ગુણ વિહી–ન, સ્વા–ર્થ લી–ન, મુઢમતી દુઃખદા (૨)

વિશ્વયો–ષિતા............આ..................(૨)
વિશ્વયોષિતા............વળી, મહત્વાકાંક્ષવા———(૩)

શ્રેષ્ટ શ્રીમંતાઇ, તેમ ગરીબાઇ, ચતુઃ આ...પદા (૨)
સા–ચી હૃદય દા—રિકા......આ—આઆઆ—૦"

ગાન પુરૂં થયું ન થયું અને રણછોડની લાગણી ઉછળીઆવી. રજા મેળવ્યા વિના અંદર ન જવાનો પ્રતિબંધ ભૂલી જઇ તે એક દમ અંદર દોડયો–ઉષાને પગે પડી બોલી ઉઠયોઃ–

"સત્ય છે દેવી ! સત્ય છે. આ વિશ્વમાં એ ચાર આપદાઓ ઘણી મોટી છે. મનુષ્યને પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ બનાવી બુદ્ધિહીન કરી દરેક પ્રકારનાં દુષ્કૃત્યો કરવા પ્રેરે છે."

રણછોડના અણચિંતવ્યા પ્રવેશથી મદનરાય તથા ઉષાના હૃદયમાં કોપ તેમજ આશ્ચર્ય ઉદ્ભવ્યાં. ઉષા મુંગે મોઢે તેના તરફ જોઇ રહી. મદનરાય રણછોડ તરફ જોઇ કાંઇક ક્રોધથી બોલ્યાઃ–

"રણછોડ ! રજા સિવાય ન આવવાના પ્રતિબંધની તને ખબર નથી ? સિપાઇ ક્યાં મરી ગયો ?"

"સાહેબ ! ક્ષમા કરો. મને સિપાઇએ રોક્યો હતો. હું બહાર બાંકડાપરજ બેઠો હતો. પરન્તુ આ પૂજ્ય દેવીના હૃદયદ્રાવક ગાને મારા હૃદયની એવી સ્થિતિ કરી નાંખી કે હું શું કરૂં છું તેનું

મને સ્મરણ ન રહ્યું. અને અંદર દોડી આવ્યો. સાહેબ! મારી ભૂલ થઇ ગઇ. હું બહાર ચાલ્યો જાઉં છું. મને ક્ષમા કરો." રણછોડ બારણા તરફ ચાલ્યો.

"બાપુ! આજ રણછોડ બહુ દુઃખી જણાય છે. આ ચારમાંની એક આપદા જરૂર એની પૂઠે પડી હોવી જોઇએ. જો એમ ન હોય તો એના જેવો કર્તવ્યનિષ્ઠ માણસ આમ રજા વિના અંદર આવી પ્રતિબંધનું ઉલ્લંઘન કરે નહિં. આપ તેની ભૂલ તરફ ન જુઓ; પરન્તુ તેનું કારણ જુઓ."

રણછોડ પોતાના પક્ષની દલીલમાં ભળી ઉમરા આગળ અટક્યો. સામાન્ય એવો નિયમ હતો કે કોઇની પણ મુલાકાત વખતે ઉષા ત્યાં હાજર ન રહેતી. પરન્તુ આજ એણે એ છૂટ માગી.

"બાપુ! આપની આજ્ઞા હોય તો હું અત્રેજ બેસું." તે બોલી.

ઉષાની ઇચ્છા એજ મદનરાયની ઇચ્છા. તેણે હસતે મુખે હા પાડી રણછોડને પાછો બોલાવી પૂછ્યું:—

"રણછોડ! તું કેમ આવ્યો હતો?"

"ત્હારી આંખમાં આંસુ છે?" ઉષાએ રણછોડના સામું જોતાં પ્રશ્ન કર્યો. પોતાના હૃદયને કાબુમાં રાખી તે બોલ્યો:—

"સાહેબ! આજનો દિવસ મારી જીંદગીમાં અત્યંત મહત્વનો મને જણાય છે. આજ જેમ અત્યંતમાં અત્યંત કટુ અનુભવ થયો છે, તેમજ આજ સાચા વાત્સલ્ય ભાવથી ઉભરાઇ જતા હૃદયનો હૃદયભીનો અનુભવ થયો છે."

'એ બધી અલંકારિક ભાષા જવા દઇને હવે સીધી વાત કર." મદનરાય પોતાની સ્થીતિના ગર્વ સાથે બોલ્યા.

"નહિ. બાપુ! એ અલંકારિક ભાષા નથી. પણ હૃદયના ઉદ્‌ગાર છે. કહે, રણછોડ! કહે.!" ઉષાએ સ્નેહભીના હૃદયે કહ્યું.

"બ્હેન! મારા ઘરમાં આજે એક મહીનાથી માંદગી છે. આજનો દિવસ એટલો મને ભયંકર જણાય છે કે અત્યારે મારે ઘેર શું થયું હશે તે હું કહી શકતો નથી. શેઠજી પાસે હું આજના દિવસની રજા અને મારા પગાર પેટે કાંઇક રૂપીઆ માગવા ગયો

હતો પણ હાય! આમ ગરીબનું નસીબ ગરીબ. ગરીબોના તરફ આપના જેવાં દેવી સિવાય કોનું હ્રદય દયાથી ભીનું થાય! મેં મારી બધી સ્થિતિ કહી. મારા ત્રણ વર્ષના બાળકને આજ ત્રણ દિવસથી દુધ પણ નથી મળ્યું તો પછી એવી સ્થિતિમાં કદાચ મારી સ્ત્રી મને અને એ કુમળા બાળકને છોડી ચાલી જાય—મારૂં બાળક નમાયું થઇ જાય, તો તેના મૃતદેહને છેલ્લો સંસ્કાર પણ હું શી રીતે—"

રણછોડથી આગળ ન બોલાયું. તે નીચે બેસી છુટે મોઢે રડી પડયો. ઉષાની આંખમાંથી પણ આંસુ વહેવા મંડયાં તેના હાથમાંથી સારંગીનો ગજ પડી ગયો. મદનરાયનું હ્રદય પણ દ્રવિત થઇ ગયું. પોતાની ખુરસી ઉપરથી ઉઠી રણછોડ પાસે જઇ તેની પીઠપર હાથ ફેરવતાં તેને આશ્વાસન દેતાં તે બોલ્યો:

" ઉઠ, રણછોડ! ઉઠ આમ મરદ થઇને હતાશ શું બને છે. લે આ પચીસ રૂપીઆ. જા, એકદમ ઘેર જા. અને તે દુઃખી સ્ત્રીને મરતી વખત દીલાસો આપ. ઉઠ ન ગભરા."

રણછોડને ધીરજ આવી તેણે રૂપીઆ લઈ મદનરાયને પ્રણામ કર્યા. ઉષાને પણ પગે લાગ્યો, અને તેમની રજા લઇ ચાલ્યો.

" કાંઇ કામ હોય તો સુખેથી કહાવજે" જતી વખત ઉષાએ કહ્યું

" બ્હેન! મ્હારે બીજું શું કામ હોય! અને હોય તો પણ હું કોને મોકલું? હું જાતેજ આવું ત્યારે—પણ જો કદાચ કાંઇક થશે તો હું મારા બાળકને—"

તેનું હૈયું ભરાઇ આવ્યું. તે કાંઇજ ન બોલી શકયો ઉષા તેનું હ્રદય સમજી ગઇ તે બોલી " ફીકર નહિં હું માણસ મોકલીશ."

" ઉપકાર! દેવી!! આપનો આ રંક બંધુપર અનહદ ઉપકાર. પ્રભુ આપની મનઃકામના પૂર્ણ કરો."

રણછોડ બહાર નીકળ્યો માર્ગમાં માધવલાલ, મદનરાય અને ઉષાનાં ચારિત્ર્યની તુલના કરવા લાગ્યો. ઉષાને સાક્ષાત દયાની દેવીનોજ અંશાવતારને માનવા લાગ્યો. મનમાં તેને હજારો આશિષ આપતો પોતાને ઘેર પહોંચ્યો.

ઘરમાં તેની સ્ત્રી નીચે બીછાનાપર પડીપડી કાંસતી હતી. બાળક રઘુ તેની છાતીપર માથુ નાખી પડયો હતો "બા! બા!" કરી બોલાવતો હતો. દયા તેના માથા પર હાથ ફેરવતી મંદ સ્વરે ધીમે ધીમે " શું છે બેટા!" કરી પૂછતી હતી. રણછોડે ઘરમાં પગ મૂકયો અને તેના હૃદયમાં ફરી પાછી પેલી છેલ્લી લીટીનો ગુંજાર થયોઃ—

'ચતુઃ આપદા!'

## પરિચ્છેદ પાંચમો.

### ગુલશનની કહાણી.

રોનારાંજ રડનારાંનાં આંસુ લુછી શકે છે.

"મેરી અમ્મા એક મંદરકી દાસીથી ઉનકો દો લડકી થી. એક મુજસે પાંચ સાલ બડીથી" ગુલ્શને અર્જુનને પોતાની કથા કહેવા માંડી.

"મગર જબ મેં તીન સાલકીથી તબ વો મેરી બડી બહન ખુદાકે વહાં ચલ ગઇ સિવા મેરે મેરી અમ્માકો ઔર કોઇ ફરજંદ નથા. ઇસસે વહ મેરેપર જાન નિસાર કરતીથી. ઉસ વખ્ત હમારા ખુદકા એક બડા મકાન ભી થા. મેરી અમ્મા બહુત સુખીથી. હમારી જાતવાલોં સબ ઉનકી ઇર્ષ્યા કરતે થે. જબ મેરી ચાર વર્ષકી ઉમ્ર હુઈ મેં સ્કુલમેં પઢને લગી ઔર ઘરપર જબ મેરી અમ્મા ઉસ્તાદકે પાસ ગાના શીખતીથી મેં ભી બયઠ કે સારીગમકા આરોહ અવરોહ સીખતીથી. મેરી અમ્મા મેરા કોમલ અવાજસે મેરે પર દીવાની બન જાતીથી. મેરેકો હમેશ દુધ, મલાઇ, ઘી, મીઠાઇ સિવાય દુસરા ખોરાકવો ન દેતીથી. મેં ભી તો ઉસ વખ્ત મલાઇ ખાકેહી રહતીથી. મેરા બદન ઇતની છોટી ઉમ્રમેં ભી બહુત ખુબસૂરત થા. એક સાલકે બાદ મેરેકો અભિનય, નાચ બોલ ( અંગ્રેજી નાચ ) વગયરા સીખાનેકા શુરૂ કીયા. મેરી બુદ્ધિ બહુત સતેજથી જીસસે

મેરી સાત વર્ષકી ઉમ્રમેં મૈંને એ સબ સીખ લીયા. મેરી અમ્મા યહ સીખાનેકે વખ્ત મેરેકો અચ્છે અચ્છે કપડે પહેનાતીથી ઔર મેરી ખૂબસુરતી પર ફીદા હોકે જબ મેરે ઉસ્તાદ જાતેથે, તબ વો મેરેકો અપની ગોદમેં દબાકે બોસોંસે મેરેકો હયરાન કર દેતીથી. આહ! કહાં વહ સુખકે દિન! ઉસ વખ્ત મેરેકો યહ માલુમ ન થા કી ઈસ જીંદગીકા આખિર અંજામ યહ હૈ.

બોલતાં બોલતાં તેની નજર પાનની પેટી તરફ પડી. તેને એકાએક સ્મરણ થઇ આવ્યું:—

"તઓબા! તઓબા!! સચમુચહી મેં પાગલ બન ગઈ હું. આપકો મૈંને અભી તક પાનભી નહિં દીયા." બારણા તરફ જોઈ બોલી:—"અરિ મીનાક્ષી! કયોં અભી તક કયા કરતી હો?"

મીનાક્ષી જાણે તેના બોલાવ્યાની જ રાહ જોતી હોય તેમ તરતજ હાજર થઇ. અરૂણની નજીક એક દુધનો કટોરો મૂકવામાં આવ્યો. ગુલ્શને તે લેવા આગ્રહ કર્યો. અરૂણે દુધ પીધું. ગુલશને પાન બનાવી અરૂણને આપ્યું. અરૂણ તે હાથમાં રાખી મૂકી બોલ્યો:—

"હાં. અબ આપ આગે ચલાઇએ."

"મેરેકો ઉસ વખ્ત જન્નતકા સુખ દીખાઇ દેતાથા. અચ્છે કપડે, દુધ મલાઈકા ખાના, ઔર ખંજરીકે સાથ તાનસે ગાના. ઉસ્તાદકા "આમીન! આમીન!!" બોલના ઔર મેરી પ્યારી અમ્મા જાનકા બોસોંસે મેરા ગુંગલાના. ઇન સબકે આગે મેરેકો દુનિયાકી સબ ચીજે નાકીમત માલુમ હોતીથી. હાં ફીર આપ પાન કયોં નહિં ખાયગેં?"

"મુઝે મુઆફ કીજીયે. મેં કીસીકે હાથકા પાન નહિં ખાતા!" અરૂણે માંફી માગતાં કહ્યું.

"કયા? કીસીકે હાથકાભી? આપકી દીલરૂબાકે હાથકાભી?

"આપ તો મુઝે એૈસે સવાલોંસે હયરાન કરતે હો."

"વફીર ભી આપકો જવાબ તો દેનાહી હોગા."

"મેં સિવા મેરે દીલકી માલિકા કીસીકે હાથકા પાન નહિં ખાતા."

"તબ આપકી શાદી નહિં હુઈ હૈ ઐસા માલુમ હોતાહૈ."

"આપ તો બેરીસ્ટર હો." અરૂણે હસતાં હસતાં કહ્યું.

"આપકી માલિકા કા નામ ?"

"મુઝે મુઆફ કીજીયેગા. ઔર કોઇ વખ્તપર મયેં કહુંગા."

"અચ્છા. આપકી મરજી."

"હાં ફીર આગે !"

"જબ સાત વર્ષકી ઉમ્રમેં મેરા યહ સબ સીખના પૂરા હો ગયા, તબ મેરેકો દુસરી લડકીયોંકે સાથ જલસેમેં નાચ તમાશે કે લીયે જાનેકા શુરૂ હુવા. હમ છે સાત લડકીયોં, કોઇ દફા બારા લડકીયોં જાતી થી. હમ કો દો તીન ઘંટોંકે લીયે પચાસ સાઠ રૂપીએ મીલતે થે. ફીર ઉસમેં ભી મેરેકો અંગુઠી, કડે, કટોરે ઐસે ઐસે ઈનામ ભી મીલતે થે. ગોયા દેખનેવાલોં સબ મેરે પર મરતે થે. મેરા સુરીલા અવાજ, દીલકો હલમલાનેવાલા હુશ્ન ઔર મેરા નાજુક બદન સબકી આંખેં મુઝ તરફહી ખેંચતે થે. મેરી સહીપની જો મેરે સાથ નાચ તમાશેમેં આતી થી વહ મેરા ઇનામ દેખ કે જલતી થી. મગર ઉસ વખ્ત ભી મેં ઉનકે તરફ મગરૂરીસે દેખતી થી ઔર ગર્વસેં ઉભરાતી થી. હાય ! ફીર ઉસી વખ્તમેં મેરે કો માલુમ હુવા કી જો ગર્વસેં મેં અકડતી હું,–મેરેપર મરનેવાલોં કો દેખકે મેં આનંદકે આસ્માન મેં ઉડતી થી, વો સચ્ચા ગર્વ ન થા. વો સચ્ચા આનંદ ન થા. કયોં કી મેં એક દાસી હોનેકો પયદા હુઇ થી."

ગુલશન જરા અટકી. પાણી પી સ્વસ્થ બની. સાડીના છેડાથી પસીનો લૂછતી અરૂણ તરફ આગળ બોલી:—

"એક રોજ હમકો દોસો રૂપયે બહાનાકે દેકે એક શ્રીમંત બનીયા બહારગામ ઉનકે લડકેકી શાદીમેં નાચ તમાશેમેં લેજાનેકા ઠેરાવ કર ગયા. હમકો કુલ રૂપયે પાંચસોં મીલનેવાલે થે. હમ તીન લડકીયોં થી ઉસમેંસે મેરેકો તીનસો ઔર ઉન દોનોંકો સો સો રૂપયે દેનેકા થા. હમકો વહાં દોહી રોજ રહેનેકા થા. મેરા ગર્વ ઇસસે બઢ ગયા. વકીલ બેરીસ્ટરોં કયા કમાતે હૈ ? મેરી ઇતની છોટી ઉમ્રમેં દો રોજમેં તીનસો રૂપયે કમાઉંગી ઐસા ગરૂર હુવા.

હમારે સાથ હમારે ઉસ્તાદહી માત્ર આનેવાલે થે. વહાં જાને પર પહીલા રોજ ગાના તમામ હોને કે બાદ વહ બનીયા ઔર હમારે ઉસ્તદ કો ટંટા હો ગયા." વાત કરતાં કરતાં તેણે અરૂણુને ઉદ્દેશી કહ્યું:—

"મે સબ છોટીસી બાતેં મેં આપકો કયોં કહતીહું વહ આપ પીછે સમજેગે. ટંટા હોનેસે વહ બનીયા ઉસ્તાદજીકો મારનેકા ડર દીખાને લગા. ઉસ્તાદજી ડરગયે. સો હમકો ભી બોલે સિવા વહાંસે ગુપચુપ ચલદીયે. મેરેસાથ જો દો લડકીથી વહ મેરેસી કમ ઉમ્રકી થી. હમારે પાસ જવાહીરોં દાગીને ભી બહુતથે. વહ સબ હમારે નહિ થે. દુસરોંસે માંગ કે ભી કીતને લીએ થે. દુસરા રોજ સ્યામકો ચાર બજે તક ઉસ્તાદકો ન દેખનેસે મેં ગભરાને લગી. વહ બનીયા આકે મેરેકો ધીરજ દેનેલગા. હમ સબકો ઉસ રોજ ફુલસિંગાર કરનાથા. મેંને વહ સબ સજાદીયા. જબ હમ સિંગાર સજતેથે. સીરમેં ફુલ ગુંથતેથે હમકો દેખનેકો બહુત લોગ જમા હોગયેથે. હમને ખંજરીકે સાથકા નાચ શુરૂ કીયા. છ બજેસે આઠ બજે તક હમકો યહ કામ કરનેકાથા. આઠ બજે મેંને બંધ કીયા તબ વહી બનીયા ઓર આધે ઘંટેકે લીયે શુરૂ રખનેકો બોલા. હમલોગ થક ગયેથે ફીરભી કયા કરના? એકતો ઉનસે તીનસો રૂપયે લેના બાકીથા, ઔર દુસરે હમારે ઉસ્તાદભી નહીંથે. મેંને ડરકે મારે વહ સાઢે આઠ બજે તક શુરૂ રખ્ખા. રાતકો હમકો નીંદભી નહીં આઇ. ઉન અનજાને ગાંવમે ઇતને દાગીનોં કે સાથ હમ તીન જન અકેલેથે. સુબ્હોમેં વહ બનીયા હમકો હમારે ગાવકો પહોંચાને આયા. ઘર આને સે મેરે જીમેં જી આયા. વહ મેરી અમ્માકે સામને મેરી બહુત તારીફ કરનેલગા. જાતે વખ્ત ઉસને મેરેકો એક પાંચસો રૂપયેકી અંગુઠી ઇનામકી, ઓર મેરી અમ્માકો એક બાત કહી વહ સુનતેહી મેરા દીલ કાંપ ઉઠા."

"વહ એસી કયા બાતથી?" અરૂણે ઉત્સુકતાથી પુછયું.

"મેરી અમ્માજાનસે વો બોલાકી જબ તુમ્હારી લડકીકો પ્રયોજન હોજાય તબ હમકો બોલના. શોભનમકે બાસ્તે મેં આઉંગા ઓર આપ બોલોગે એસે સબ બદોબસ્ત કરૂંગા."

"તબ આપ દક્ષિણ વાસી હિન્દુ હૈ? કયોંકી 'પ્રયોજન' ઓર 'શોભનમ' જૈસે લફ્ઝોં ઓર એસી રીવાજ મેરે ખ્યાલ

મુઆફિક મુસલમાન બિરાદરોંમેં નહિં હૈ. પહલેહી આપ ' મુરલી' ઔર 'દાસી' કરાતબસેહી મેરા યહ સમજનાથા. આપને ફીર આપકા નામ ક્યોં ગુલશન રખ્ખાહૈ?"

" કહીએ હુઝુર ! અબ આપભી બેરીસ્ટર સે બઢકે હોના? ઇસ શહરમેં કીસીને મેરી જાત પયછાની નહિ હૈ. આપનેહીજ પહલે પહલ પયચાનલી. હાં જબ મેરે કાનોંપર ઉસ બનીયેકી બાત પડી તબ મેરેકો બડા દુઃખ હુવા. કયા મેરી શાદી નહીં હોગી? કયા જો જાસ્તી પૈસા દેગા ઉસ્કો મેરા બદન બેચના પડેગા. જો મેરે હુસ્ન ઔર જોબનપર દીવાને બનકે પૈસે બરબાદ કરકે જુવાનીકા મદન રસ ચુસને આએંગે ઉન્હોંમે મહોબ્બત કહાં હોગી? હાય! મેરા કયા હાલ હોગા? અયસે અયસે બીચાર હોને લગે. એકદીન એક દુસરા શખ્સ આકે નાચ તમાશે કે લીયે મેરી અમ્માસે બાત કરને લગા. મેં પાસહી ખડીથી. વહ બાત કરતાથા અમ્માકે સાથ, મગર ઉનકી આંખેથી મેરી તર્ફ. વો કોઇ અયસે ઢંગસે મેરે તર્ફ દેખને લગાકી મેરેકો શર્મ કે સાથ ડર હોને લગા, ઉસ વખ્ત મેરી ઉમ્રથી બારા બરસકી. લેકીન રજઃદર્શન નહિ હુવાથા. મૈંને અમ્માસે સાફ મના કરદી કી મે ઉસ સખ્શકે વહાં નાચ તમાસેકો નહિં જાઉંગી. અમ્મા બહુત ખફા હોગઇ. ઉસ સખ્શ કે જાનેકે બાદ અમ્મા ખૂબ રોશમેં આકે મેરેકો માર પીટને લગી. કયોંકી ઉસ રોજકે રૂપયે સાઠ મીલને વાલેથે. મેંભી ઉસ વખ્ત બીગડ ગઇ. મૈંને રોષમેં અમ્માકો કહદીયા કી તુંમ અમ્મા હોકર મેરે મના કરને કે પર સાઠ રૂપયે હાથમેં નહીં આનેસે યતના માર પીટ કરતી હૈ; તો તુઝેભી મેરેસે પૈસે બહુત પ્યારે હૈ. જબ તુ મેરા દિલ ન સમજકે પૈસેકો દેખેંગે તો જો ખૂદ મેરે ચમડેકો ચ્હાને વાલે હોગે વો મેરા કયા હાલ કરેગે. બસ આજસે નતો મેં જલસેમે જાઉંગી નતો દાસી બનુંગી. જો તું મેરી અમ્મા હો, ઔર મેરે લીયે કુછભી તેરે દીલમેં મહોબ્બત હો તો મેરી શાદી કરદે. મેં દાસી કભી ન બનુંગી. મયે માર ખાકે મરજાઉંગી નહી સમંદરમેં જાકે ડુબ જાઉંગી મગર દાસી કભી ન બનુંગી.. મેરી યહ બાત સુનકે ઉનકે હાથ ઠંડે પડ ગયે. વહ ચુપ હોગઇ. મેંભી ઉસ રોજ કુછ બોલી નહીં. દુસરે રોજ મેરેકો ગોદમેં લેકે સમજાને લગી;—

"દેખ બચ્ચી! મેં દાસીહું. મેરી અમ્માભી દાસીથી ઓર તુઝકોભી દાસી હોના પડેગા. તુમ્હારે સાથ કોઈ શાદી નહી કરેગા."—

"તો મેરેકો તુને કયોં ઇસ દુનિયામેં પયદાકી?" મેં બીચમેંહી બોલ ઉઠી

"મગુર! બેટી! તેરેકો માલુમ હે કી દાસીયોંકો કૈસા સુખ મીલતા હૈ? ઇન સબ લડકીયોં આદમીસે શાદી કરતે હૈ, મગર તેરી શાદી તો મંદરમેં ભગવાનકી મૂર્તિકી સાથ હોગી. અચ્છે અચ્છે ઇસુ બાજો તેરે નાજ નખરોંપર અપની જીંદગી તક કુરબાન કરેંગે ઔર તેરી આંખોકે એક ઇશારેમેં તેરે પાસ લાખોં રૂપયેકા ઢગ હોજાયગા. જુવાન, મસ્ત ઇસ્કીયોં તુઝે પ્યાર કરેગે, કપડે, ઝેવર, દાગીને સબ તેરે એક લફ્જ કે સાથે તેરે પાસ દૌડે આએંગે ઔર ખા પી ચમનમેં રહેગી. શાદી કરનેસે મુશ્કલસી આઈ તો તું કયા કરેગી? ઔર યહાં તો જબ આશક મુફલિસ હો ગયા તો ઇસ છોડ દૂસરી સોનેકી ચલ્લીકો તુ પકડ સકેગી."

અમ્માકી ઇસ દલીલપર મેંને કહાઃ—

"વહ ઠીક ફીર યે તો બતાકે તુ આદમી છોડ પથ્થરસે કયોં મેરી શાદી કરેગી? કયા વહ પથ્થર ભી આદમીકી તરાહ મેરેકો પ્યાર કરેગા? પૈસે ઔર ઝેવર કે બારેમેં કયા મેં બુઢ્ઢી હો જાઉંગી તબ ભી મેરે પર વહ કમ અકલોં મરેંગે ઔર આપના પૈસા બરબાદ કરેંગે? જો ઐસાહી હો તો તુ ભી બુઢ્ઢી હો તું પૈસા જમા કર મેરેકો કાયેકો જલસેમેં ભેજતી હો? ઇસ સબ પ્યાર કરનેવાલે-સુફેદ ચમડેકે આશકોં તો જોબન જાનેપર થૂંકેગે ભી નહિં, મગર જો ખાવિંદ હૈ વહ તો કયસી ભી હાલત હો, મેરે ગુજારે કે લીયે તજવીજ કરેગા મેરેકો યહ તેરી દલીલ કબુલ નહિં હૈ." મેંને રોષકે સાથ કહા.

"બેટી! કયસાભી હો મેંને તેરેકો નવ માસ પેટમેં રખ્ખીથી, તેરેકો બચપનમેં કીતના જતનસેં રખ્ખીથી, તેરેકો યહ નાચ ગાન સીખાનેમેં મેરા બદન બેચકે મેંને કીતનાહી ખર્ચા કીયા હૈ,અબ તું અપસા કરેગી તો મેરા કયા હાલ? કયા યહ બુઢ્ઢી અમ્માકી મહોબત ભી તેરે દીલમેં નહિં હૈ? મેરે પર કુછ રહમ ભી નહીં હૈ? જો તુ મેરી બેટી હો. તુ મુઝે અમ્મા સમજતી હો, તો ચ્હાય

ઇતના દુઃખ ભી હો, તુ મેરા કહના માન, નહિં તો મેરી બુઢ્ઢીકી બદદુવા તેરેકો બહુત હયરાન કરેગી." અમ્મા જાન રોને લગી.

ઉનકે આંસુ દેખ મેંને ભી રોદીયા મેં બોલીઃ—

"અચ્છા! અમ્માજાન! તુ કહેગી અયસા મેં કરૂંગી."

મેંને જવાબ તો દે દીયા મગર દીલ હમેશ મેરોકો દર્દ કરતા રહા 'ક્યું ઐસે જવાબ દીયા? ક્યોં કબુલ કીયા?' એહી બિચાર દીન ઔર રાત મગજમેં ઘુમતે થે. આખિર યહ નિશ્ચય હુવા કી 'જો મેરે નસીબમેં લીખા હોગા વો મીટાનેવાલા કોઈ નહિં હૈ!

"તેર વર્ષકી ઉમ્રમેં રજઃદર્શન હોનેપર પાંચ દિનકા ઉત્સવ બડી ધામધુમસે મનાયા ગયા. વહી મહીનેમેં પ્રયોજન ભી કીયા. ઉસ વખ્ત તીન રોજ તક અચ્છે અચ્છે કપડે ઔર મીઠાઇ દીગઇ. હમારે દાસી લોગ ભી ફૂલ ફૂલાદિ મીઠાઇ વગયરા મુઝે નજર કરનેકો આયેથે. વહ દોનો હો જાને કે બાદ મેરેકો મુદ્રમ યાને શંખ ચક્રકી છાપ લેને યાને મૂર્ત્તિ કે સાથ શાદી કરાનેકા વખ્ત આયા. વહ ભી એક બ્રાહ્મણને કરાદિયા. પીછે શોભનમ્ યાને જીસકો આપ આપ લોગ 'હનિમૂન' બોલતે હો, વો સમય આયા. વો બનીયા મેરી અમ્માસે બોલ કે ગયાથા ઇસીસે મેરી અમ્મા મુઝે પૂછને લગીઃ—

"ક્યોં બેટી! વહ બનીયેકો લીખેંગે?

"મેંને જવાબ દીયાઃ—"વહતો મેરા બાપ હોનેકે લાયક હૈ."

અમ્મા ચૂપ હો ગઇ બાદ આઠેક રોજમેં એક શાદીકે જલ્સેમેં સાઠ રૂપયે ઠેરાકે મેં ગાના ગાનેકો અમ્માકે સાથ ગઇ. વહાં એક તવંગર બનીયેકા લડકા આયાથા. ખૂબ નવરંગીલા જવાન થા. બદન ગોરા ઔર પતલાથા. મેરેસે કરીબ દો સાલ બડાથા. કપડે ભી અચ્છે અચ્છે પહનેથે. જરકા ટોપી સીરપર રખદીથી. પાન ખાનેસે હોઠોં પર ભી લાલી છારહીથી. વહ મેરે તર્ફ એકહી મીટસે દેખ રહાથા. મેરી નજર ભી ઉસસે લગ ગઈ. મેરે દીલમે એકાએક યહી ખ્યાલ આયાકી "ઐસે સુંદર નવજવાનકે સાથ શાદી હોતી તો કયસા સુખ મીલતા?' મેં શર્મકી મારી મેરી નજર ફીરા લેતી મગર વહ તો મેરેહી તર્ફ તાક રહાથા. ગાના ખલાસ હોનેકે બાદ મેંને મેરી અમ્માએ વહ બાત કહી. અમ્મા ભી ઉનકો દેખકે ખુશ હુઇ ઇતનેહીમેં વહ જવાન ઔર ઉનકા બાપ મેરી અમ્મા કે

પાસ આયે ઔર શોભનમ્ કે લીએ બાત કરનેકા હમારે મકાનપર આનેકા વાયદા કીયા. કહનેકી જરૂર નહિં હૈ કી વહ બાત નક્કી હો ગયા ઉન્હોંને મેરે વ્હાં પલંગ, ગદેલે, મચ્છરદાની, દો સીસમકે કબાટ, દો મેજ, તીન ચાર કુરસીયાં, રૂપેકે કટોરે, લોટે, રકાબી પ્યાલે, બનારસી ઔર મદુરેકી સાડીયોં, મલ્લીનકી સાડીયે, ફેશનેબલ પોલ્કે કુછ અચ્છે અચ્છે પૂતલે, વગયરા ભેજદીયે. હમેશ ગુલાબ, જુઇ, ચમેલી બોરસલ્લી, કેવડા ચંપા વગયરે જાતકે ફુલોં આને લગે, સુગંધી તેલોં આને લગે, ઔર હીરેકી બંગડી, વંકી, ચાક, અગમાલા, વગયરા ઝેવર ભી આયે. કમમેં કમ ચાર હજાર રૂપયેકી યહ ચીજેં હુઈ. ઉનકે પર હજાર રૂપયે રોકડે ભી દીયે. મેં તો ગોયા એક રાજાસે ભી બઢકે મગુરૂર બન ગઈ. વહ આનેવાલે જવાન ભી બહુત નર્મ દીલ ઔર શર્માંદે થે કી મેરી અમ્મા જો અબ ઉનકી સાંસ હુઇ ઇનસે ભી બાત કરને સરમાતેથે. ઉનકા શાદી નહિં હુવા થા ઔર મેં ભી સમજતીથી કી યહ સુખ જીંદગી ભર રહેગા ”

“ ઉસવખ્ત મેરેકા યહભી ખ્યાલ આયાથાકી મેરા હુસ્નકે સામને યહ પાંચ હજાર ક્યા પાંચ લાખભી નાચીજ હૈ. ઇતના ગરૂર આગયાથા વહ બેચારે કભી બોલે ‘ મેરા સર દૂખતા હૈ ’ તો મેં બોલતી મેં ક્યા કરૂં ? નોકરકો બુલવાઓ. “દબાએંગે.” વહ બેચારે ચૂપ રહજાતે. મગર કોઇ રોજમેં કહુંકી મેરા પાઉં દુઃખતા હૈ તો વહ દબાને લગજાતે. મેંભી બડે તોરસે ઉનકો દબાને દેતીથી વહ ઇતના મેરે પર મરતેથે. કંઇ રોજ ઐસે આનંદમેં ચલ ગયે. ફીર ઉનકો ઉનકે મૂલ્કકો જાના પડા. ઉસ વખ્તભી મેરેકા સો રૂપયેકા તનખા દેતેથે મગર મેરી અમ્માકો ઇસીસે સંતોષ ન હુવા વહ બોલને લગી—

‘ જવાંઇ ઘરપર નહિં ’ ઇસીસે સૌ રૂપયેમેં મેરા ક્યા પૂરા હોગા ? વહ હોતે તો ઘરકા ખર્ચ સબ વો દેદેતે ઇસીસે ઔર કોઇ શખ્સ રહા તો અચ્છા.’

મેંને મના કીયા મગર અમ્મા કહાં માનતી હૈ ? એક રોજ એક આદમી દોઘટેકે લીયે આયા ઔર બીસ રૂપયે દે ગયા. ઇસીસે

મેરેકો પૈસેકી કીમત ન રહી ઔર મેરે હુસ્ન ઔર જોબનકી કીમત જ્યાદા નજર આતી ગઇ.

વહ લૌટકે આયે મેરેકો શીમંત આયા. ફીર ઉન્કીભી શાદી હો ગઇ. મેરા બચ્ચા છ મહિનેકા હોકર મરગયા. ક્યસા ચાંદસા મુખડાથા.!"

ગુલશનની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે ગળગળી થઇ ગઇ. જરાવાર શ્વાસ ખાઈ વળી તે બોલીઃ—

"સરકાર! મેરી અયસી ગલીચ, દુખભરી કહાની સુનનેમેં આપકો ક્યા આનંદ આતા હૈ?"

"આપકી દુઃખ ભરી કહાની કહનેસે આપકો જો રાહત મીલતી હૈ, વહી રાહત મેરા આનંદ હૈ. આપ બેફીક્ર કહીએ મેરી યહી આદત હૈ ઔર મુઝે વહ અત્યંત પ્રિય હૈ કી મેં ઔર કીસીકી ઐસી કહાની સુનકે ઉનકો મદદ કરસકું. ઉનકા દુઃખ કમ કરસકું." અરૂણે લાગણી ભર્યા સ્વરે કહ્યું.

"ઉનકી શાદી હોનેસે વહ મેરે વહાં આતે બંધ હો ગયે. મેરા સુખકા ખ્વાબ ઉડ ગયા. મેરી દુધ મલાઇ સુક ગઇ. મેરેકો ઔર દુસરા શખ્સ મેરા જીવનકે લીયે દેખતા રહા. ઇતનેમેં—"

"બાઇ સાહેબ! રમણલાલ આયેહૈ." મીનાક્ષીએ ખબર આપી.



# પરિચ્છેદ છઠ્ઠો.

## બીજો પરશુરામજ !

થતું આવ્યું છે અને થાય છે તેથી હુ ગુલામ બનવાને ના પાડું છું. નૈતિક રીતે ગુલામ બનવાનું યા બચાવ કરવાનું હુ સમજ્યો નથી.

મહાત્માજી.



વિનોદકાન્ત ઓફીસમાંથી નીકળી ઘેર પહોંચ્યો. કપડાં કહાડી આપી પોતાની ખુલ્લી અગાસીમાં સાબ્રમતીનાં નિર્મળ જળના તરંગો અવલોકતો કુરસી પર બેઠો. છતાં તેના મગજમાં હજી "સ્વયંસેવા તથા આપણે બેના બેલાખ થઇશું.' એજ વિચારો ઘુમતા હતા. ક્ષણમાં 'હમ બચ્ચે હૈ ભારતકે, હય ભારત હમરા દેશ." એ લીટી બબડતો હતો. તરંગો નિહાળતાં તે તરંગે ચઢયો.

'આહા ! અરૂણુ કેટલો વિલક્ષણુ માણુસ છે ! હું રોજ તેને વર્તમાન પત્રોમાંના નવા સમાચાર કહેતો ત્યારે તે મારા વિચારો સાથે મળી જઇ એક ચિત્તે સાંભળતો તે વખત હું એમ સમજતો કે અરૂણુ તે નવા સમાચારોથી અજાણ્યો છે, પણુ ક્ષણુમાંજ તેના વિવેચન પરથી હું જાણુતો કે તે સમાચારો તો તે મારા પહેલાંજ જાણુતો હતો. તે ક્યારે વર્તમાનપત્ર વાંચે છે, અને બધી ઝીણી ઝીણી બાબતો પોતાના મગજમાં ઠસાવી રાખેછે, તે સમજાતુંજ નથી. મેં કોઈ દિવસ તેના હાથમાં વર્તમાનપત્ર જોયું પણુ નથી. ખરેખર ! તે મારી સાથે ભાઈના જેટલા સ્નેહથી વર્તે છે. મેં તેને ઘણી વખત મારે ઘેર બોલાવ્યો, પણુ નથી તો તે આવતો મારે ઘેર, તેમ નથી મને લઇ જતો પોતાને ઘેર. અરે! મને તેના ઠેકાણુાની પણુ ખબર નથી. તેના જીવનમાં કાંઈક એવું ગૂઢ તત્વ જણુાય છે કે જે તત્વની ગુંચ ઉકેલવાની મને સમજણુજ પડતી નથી. તેના બે શબ્દોએ મારી બુદ્ધિનો કેટલો ભ્રમ તોડી નાખ્યો ! અરે ! જો તે હૃદય ખોલીને વાત કરે તો કેટલું જ્ઞાન મળે ? પણુ

તે પોતાના વિચારો કદી જણાવતોજ નથી. ગમે તેમ હોય પણ તે કોઇક પ્રતિભાશાળી પુરૂષ છે.

વિચાર કરતાં કરતાં અટક્યો, શાન્ત સમીર લહરીમાં આંખ મીચી ક્ષણિક શાન્ત રહ્યો. વળી એકલો એકલો કાંઇક વિચાર કરતો કંઇક અસ્ફૂટસ્વરે બબડતો તે અગાસીમાં આમતેમ આંટા મારવા લાગ્યો:—

'તેના શબ્દો અક્ષરે અક્ષર ખરા લાગેછે. મહાત્માજી સ્વદેશીના પ્રચાર માટે આટલું આટલું સમજાવેછે છતાં તેમના કહેવાતા કેટલાક અનુયાયીઓ હજી વિદેશીજ માલનો ઉપભોગ કરેછે. વિદેશી યા જે શયતાનીયત ભરી સરકાર મનાયછે તેની નોકરી છોડવા યા પોતાનો ચાલુ ધંધો બંધ કરવા વકીલ, બેરીસ્ટરો અને ન્યાયાધીશો હજી હિંમત કરી શકતા નથી, તેનું કારણશું? કાંતો તે પોતાનું કર્ત્તવ્ય સમજતા નથી યાતો પોતાનો ભોગ આપી શકતા નથી. આ બાબતની ચર્ચા જો એક દિવસ અરૂણ સાથે કરી હોય તો કાંઇક સમજ પડે ખરી. હાં—' વળી જરા અટકી એકાએક કંઇક વિચાર આવ્યો હોય તેમને બોલ્યો—'પણ મેં તેને કોઇ પણ દિવસ સત્યાગ્રહાશ્રમ પ્રતિ મહાત્માજીનાં દર્શનાર્થે જતો યા તેમના ઉપદેશની વાત કરતો પણ જોયો નથી, એશું? ઠીક—એ પણ પૂછી જોવું પડશે.

અહા! કેવું સરસગાન! કેટલો ઉપદેશ!! કેટલી દેશભક્તિ!!!

"હમ બચ્ચે હૈ ભારતકે, હૈ ભારત હમરા દેશ"

કેવા હૃદય ભીના ઉદ્ગારો! કવિનું હૃદય તે સમયે કેટલું પ્રેમભીનું રસબસ થઈ ગયું હશે! એતો શીખવુંજ જોઇએ."

એમ વિચાર કરતો પોતાના દિવાનખાનામાં આવી "રાષ્ટ્રહૃદયોદ્ગાર" નામનું નાનકડું પુસ્તક લઇ તેમાંથી ભારત વીરગાન કાઢી ગાવા લાગ્યો:—

## ભારત વીરગાન.

હિન્દુ, મુસ્લીમ, શીખ, ઇસાઇ, સબહી મીલકર આ—વ,
દુનિયામે ગૌરવશાલી ભારતકા મહીમા હમ ગા—વ;
દિલસે દિલહમ સબ કોઇ હિલમીલ સત્યાગ્રહસે ધા—વ,
ભારત મૈયાકે ઉદ્ધારક હમ સબ કોઇ બન જા—વ;

કોરસ {પયદા હુવા ભારતસે, ક્યા મટ્ટી ક્યા યહ જો—શ,
હમ બચ્ચે હે ભારતકે, હમ ભારત હમરા દે—શ:
નોકર શાહીકી તોપ, એરોપ્લેન, રૌલેટબી બીલ આય,
આઈ. પી.સી.; સી.પી સી.સી; એ-એ-ઓર પ્રેસ-એક્ટ બીલ જાય.
'ઇન્ટર્નમેંટ ઔર એક્સ્ટર્નમેંટ એ રડર બી બદકે છૂટ જાય,
'ફીર ભી યહ બચ્ચે ભારત કે, વહ કયસે હઠ—કહાં જાય !
કોરસ {પયદા હુવા ભારતસે, યહ મીટ્ટી ક્યા યહ બે—શ,
હમ બચ્ચે હૈ ભારત કે, હૈ ભારત હમરા દે—શ."

બે વખત, ત્રણ વખત, ચાર વખત વાંચ્યું. કેટલુંક કંઠસ્થ પણ થઇ ગયું. પુસ્તક બંધ થયું છતાં હૃદયમાં એજ ધુન રહી. એટલામાં જમવા બોલાવાનો કર આવ્યો. વિનોદ ઉઠચો પણ તેના પગ પણ જાણે હમણાં તે સ્વયંસૈન્યમાંજ ચાલતો હોય તેમ તાલ સેર ઉપડવા લાગ્યા. હમેશ તે ફરવા જતો પણ આજ જમીને તેને ફરવા જવાનું પણ મન ન થયુ. જમીને પાછો દિવાનખાનામાં આવી બેઠો એટલામાં કાંઈક અવાજ સંભળાયો. તે ધ્યાન પૂર્વક સાંભળવા લાગ્યો:—

"વિનુ ! ઓ વિનુ !!"

"કોણ છે ?" વિનોદે પૂછ્યુ.

"એ તો હું જયુ'

બોલતાં બોલતાં જગનાથ દિવાનખાનામાં આવ્યો. જગન્નાથ જરીયામાં કોલસાની એક ખાણમાં એક સાહેબના હાથ નીચે તીજોરી કારકુન હતો. તેને અને વિનોદને તેઓ સહાધ્યાયી હોવાથી સારો સ્નેહ હતો. જગનાથ આવતાં તેની સાથે હાથ મેળવતાં વિનોદ બોલી ઉઠચો:—

"ઓ હો ! જયુ ! આજ તું અણુચિંતવ્યો ક્યાંથી ભૂલો પડી ગયો ? હેં ! તું ક્યારે આવ્યો ? ભાભી તો ખુશીમાં છે ને ' એકલોજ આવ્યો છે ? સામાન ક્યાં છે ?" તેણે ઉપરા ઉપરી પ્રશ્ન પૂછ્યા.

"ધીરો ભાઇ ! ધીરો " જયુ હસતાં હસતાં કુરસીપર બેસતાં બોલ્યો. "એક એક પ્રશ્ન પૂછ કે ઉત્તર આપું. કોલસાના ભૂકીથી મારૂં મગજ એટલું તો કચરાવાળુ કાળુ થઇ ગયું છે કે મને કશુંજ યાદ નથી રહેતું. " બન્ને જણ હસી પડયા.

"હું હમણાંજ આ ગાડીમાં આવ્યો. તારી ભાભી ખુશીમાં છે. તે તેના પિતાને ત્યાં છે. હું એકલોજ આવ્યોછું. મારા સામાનમાં માત્ર એક પાકીટ ( હેન્ડબૅગ ) છે તે નીચે માજી પાસે મૂકી આવ્યો છું. હવે તમારા શું સમાચાર છે. કહો" જયુએ સામું પૂછ્યું.

"એ વાતો આપણે પછીથી કરીશું. પ્રથમ સ્નાન કરી જમી લે.'

વિનોદે તેને માટે બધો બંદોબસ્ત કર્યો. જમી પરવારી તે વાતોએ વળગ્યા. આડી અવળી વાતો કરી તેણે જયુને પૂછ્યું:—

' જયુ ! કેટલી રજા છે ? હમણાં તો રહીશ ને ! "

હવે તો અહીંજ રહેવું છે. બળી નોકરી કરવીજ નથી. હવે તો સ્વતંત્ર જીવન ગાળવું છે."

"કેમ નોકરી છોડી દીધી ? શું થયું ? કેમ એકાએક ?"

"સાંભળ" જયુએ કહેવા માંડયું. "તું જાણે છે કે મારો સાહેબ બહુજ વિચિત્ર હતો. છતાં હું નભાવી લેતો હતો કારણ મને પગાર રૂપિયા સોનો હતો. પણ એક વખત એવું બન્યું કે મારૂં મગજ ફરી ગયું. હું સહન ન કરી શક્યો અને મેં રાજીનામું આપી દીધું."

"એવું શું બન્યું જયુ ? તારો જેવો ગંભીર અને સહનશીલ માણસ પણ આટલો ક્રોધવશ બની ગયો એવું શું બન્યું ?" વિનોદે પૂછ્યું.

"એક દિવસ તારી ભાભીને સખ્ત તાવ આવ્યો. ઘરનું રસોઈ વગેરે કામ મારે કરી લેવાનું હતું. તેમજ સંધ્યા પૂજાના મારા નિયમ માટે તો તું જાણે છે. એટલે મેં ઓફીસમાં રજા માટે ચીઠ્ઠી મોકલી હું સ્નાન કરી સંધ્યા કરવા બેઠો હતો. લગભગ સાડા આઠ વાગ્યા હતા. મારી સ્ત્રી તાવથી બેભાન જેવી ખાટલા પર પડી હતી અને ચૂલાપર દાળ ચઢતી હતી. એટલામાં સાહેબ મારે ઘેર આવ્યો હું સંધ્યા કરતો હોવાથી મેં તેના તરફ ધ્યાન ન આપ્યું. એને પાંચેક ~~[illegible]~~ મીનીટ ખોટી થવું પડયું. હું સંધ્યામાંથી પરવારી ઉઠયો અને તેના તરફ ફર્યો એટલામાં તો તે ગુસ્સાથી બોલ્યો:—

"You Indians have no manners at all. I am waiting so long, but you never care to welcome me. You must appologise for your such kind of insolence " તમો હીન્દીઓમાં બીલકુલ વિવેક નથી. હું કયારનો ખોટી થાઉં છું પણુ મને સત્કાર આપવાની પણુ તું દરકાર કરતો નથી. તારી આવા પ્રકારની ઉદ્ધતાઇ માટે તારે ક્ષમા માગવી જોઇએ."

" I am not your servant here. I am the king of my cottage. You can not utter anything in such manner at this place." હું અહીં તમારો નોકર નથી. હું મારી ઝુંપડીનો જહાંગીર છું આ સ્થળમાં તમે આ પ્રકારે કાંઇજ બોલી શકો નહિ." મેં સામો કડકાઇ ભર્યો જવાબ આપ્યો.

" Why did'nt you attend the office in time ? " ઓફીસમાં કેમ હાજર થયો નથી ? " તેણે પૂછ્યુ.

" મેં કયારની ચીઠ્ઠી મોકલી દીધી છે. મારી પત્નિ બિમાર છે. હું નહિં આવી શકું " મેં કહ્યું.

" તમારા હિન્દુ લોકની પત્નિ એટલે વળી શું ? તમારા જેવા ઇડીયટ જંગલી દેશનને વળી—"

બસ! આટલું સાંભળતાંજ મારો મિજાજ ખસી ગયો. હું તરતજ બોલી ઉઠયો:—

" ગોરી ચામડીના કુત્તા! જબાન સંભાળીને બોલ. પતિવ્રતા હિન્દી રમણીઓ માટે આ અપવાદ!"

હવે પૂછવું શું? તેનો મિજાજ પણુ ગયો. તે બોલ્યો: "I shall see you insolent brute. " " તારા જેવા ઉદ્ધત ઢોરની હું ખબર લઇશ."

" મને એવો ક્રોધ ચઢયો કે જે સ્થીતિમાં હું ઉભો હતો તે સ્થીતિમાંજ હાથમાં એક પાવડો લઇ તેને મારવા દોડયો— "

" વાહ વાહ! કેવું મઝાનું દ્રષ્ય! એક ગોરો સાહેબ હાથમાં ટોપી લઇ મુઠીઓ વાળી દોડતો હતો તેની પાછળ તારા જેવો શરીરે બળવાન હ્રષ્ટપુષ્ટ માતેલા સાંઢ જેવો બ્રાહ્મણુ, ધોતીયાનો

કચ્છ મારી, કપાળે તથા ગળે, હાથે અને છાતીએ ભસ્મ લગાડેલો, હાથમાં ગદાની જગ્યાએ પાવડો ઉગામેલો રાતી રાતી આંખવાળો જરીયાની કોલસાની ખાણુનો ભીમ! પછી પૂછવું શું?"

વિનોદ આ મુજબ બોલતાં બન્ને જણુ હસી પડ્યા. જરા વારે જગનાથે આગળ ચલાવ્યું:—

"ખરેખર જ તે દૃષ્ય જોવા લાયક હતું. સાહેબ આગળ દોડતો હતો અને હું 'ઉભો રહે, ઉભો રહે.' બોલતો તેનીપાછળ, ખમે પાવડો મૂકીને દોડતો હતો. સાહેબે તો તેના બંગલામાં ભરાઇ જઇ બારણાં બંધ કરી દીધાં. મેં જઇને ધમધમાવ્યાં. ઘરનાં નોકર ચાકરો પણ બ્હી ગયાં. કોઇ બારણું ઉઘાડે નહિં તેમ બહાર પણ આવે નહિં. થોડી વારે મડમે એક બારી ઉઘાડી મને બોલાવ્યો. મેં કહ્યું 'તમને કાંઇ ભય નથી. તમે બહાર આવો.' મડમ બ્હાર આવી. તેણે મને શાન્ત પાડતાં પૂછ્યું કે શી બાબત હતી. મેં સર્વ હકીકત કહી વધુમાં જણાવ્યું:—

"અમારામાં તમારી માફક છૂટા છેડાનો રિવાજ નથી. તેમ સ્રીને તેના પુરૂષ મિત્રો હોતા નથી. તે પતિવ્રતા હોયછે તદુપરાંત પતિની સેવા વિના બીજું કાંઇજ તેમને ઇષ્ટ નથી. તેમ જ અમે પણ એક પત્નિવ્રતવાળા હોઇએ છીએ. અમારા સામે આવા શબ્દો? શું કરૂં કે સાહેબ બચી ગયો. નહિં તો મેં બરાબર કર્યું હોત."

"શાન્ત થાવ જગનાથ! સાહેબની ભૂલ છે—હવે તમને તે કાંઈજ નહિં કહે. ભલે તમારી સ્રીને આરામ થાય ત્યાં સુધી તમે રજા ભોગવો." તેણે મને કહ્યું.

"હું ઘેર ગયો. તારી ભાભી બિચારી ચિંતા કરતી હતી; પરન્તુ જ્યારે મેં સાહેબ કેટલો ડરી ગયો અને છૂપાઇ ગયો તે વાત કરી ત્યારે તે પણ ખૂબ હસી. બરાબર સાડાદશે એક સીપાઈ એક કાગળ લઇને આવ્યો. હું ધારતો હતો તેમજ હતું. મેં સહી કર્યા વિનાજ કાગળ લીધો. તે મને નોકરીમાંથી રજા આપવાનો જ ઓર્ડર હતો. તેમજ આઠ દિવસમાં તે મકાન ખાલી કરી જવાને મને જણાવવામાં આવ્યું હતું. મેં સિપાઇને કહ્યું:—"જા સાહેબને કહે કે જ્યાં સુધી મારી પત્નિને આરામ નહિં થાય ત્યાં સુધી હું

આ મકાન ખાલી કરીશ નહિં. અને જ્યારે ખાલી કરીશ ત્યારે ત્યાં સુધીનો પગાર લઇશ." સિપાઇ ચાલ્યો ગયો. સાહેબ કંઇ બોલ્યો નહિં. બરાબર દોઢ મહિને મારી સ્ત્રીને આરામ થયો એટલે મેં કહેવડાવ્યું કે 'આજ હું પગાર લેવા આવીશ, અને કાલે મકાન ખાલી કરીશ "

સાહેબ બિચારાએ તે દિવસ સુધીનો પગાર તૈયારજ રાખ્યો હતો. હેડ કલાર્કને પગારની સ્લીપ તથા રૂપીઆ આપી સાહેબ મારા જતા પ્હેલાં બંગલે ચાલ્યો ગયો હતો. અને કહેતો ગયો હતો કે મારી સાથે જરાપણ તકરાર ન કરવી. પણ જેમ તેમ પતાવી મને રવાના કરી દઇ પછી તેને ખબર આપવી. જેથી તે પાછો ઓફીસમાં આવે, "

"વાહ વાહ ! આટલી બધી બીક !" વિનોદ હસતાં હસતાં બોલ્યો.

"મેં પણ પગાર લઇ, જ રીયાથી અહીંસુધીનું ભાડું માગ્યુ. અને તે પણ આપી દીધું અને અમે અહીં આવ્યાં. આ અમારી કહાણી છે."

બન્ને જણ વાત પૂરી થયા પછી ખૂબ હસ્યા. છેવટે વિનોદે જગન્નાથનો ખભો ઠોકી કહ્યું:—

"વાહ દોસ્ત ! હું બહુજ ખુશી થયો. સાહેબને તેં હિન્દી જાતિમત્તાનું સારૂં ભાન કરાવ્યું. આહા ! તે વખતનો તારો દેખાવ તો જાણે બીજો પરશુરામજ !"



# પરિચ્છેદ સાતમો.

—※—

## ગુલ્શનની કહાણી.

—※—

દુઃખીયાં આગળજ દુઃખ ઓછું થાય છે.



કહદેકે મેરી તબીયત ઠીક નહિં હૈ.” ગુલ્શનનો જવાબ સાંભળતાંજ મિનાક્ષી ચાલી ગઈ તે ગુલ્શનનો સ્વભાવ સારી રીતે જાણુતી હતી. એક વખત તેના મુખમાંથી ના નીકળી ને પછી હા થતીજ નહિં. બિચારો રમણુલાલ ઝડીલે મુખે પાછા જતાં જતાં મિનાક્ષીને પાંચસો રૂપીઆની નોટ આપતો ગયો.

મિનાક્ષીના ગયા બાદ ગુલ્શને આગળ ચલાવ્યુ:—

“ મોહોંમેં એક શખ્સ મીલ ગયા. વહ ભી અચ્છા થા. દીલમેં કુચ્છ મહોબ્બત ભી થી મગર મેરા દીલ સુક ગયા થા. ‘ ઇતની મહોબ્બતવાલેકીભી શાદી હોનેપર મુઝે છોડ કર ચલા ગયા ” વહ બિચાર મેરેકો કીસીસે મહોબ્બત ન કરનેકો સીખાને લગા. મે બહુત બેદિલ હો ગઇથી મગર જીવનકા ખર્ચ નીભાનેકે લીયે મેરેકો યહ દૂસરા શખ્સકો કબૂલ કરના પડા. વહ ભી મિલનસારથા મેરે લીયે પૈસે ભી ખરચતાથા. નાટક ચેટકમેં ભી હમ લોગ સાથ જાતથે. ઉનકા ભી શાદી નહીં હુવાથા. ઈસીસે મેરે દીલમેં કુછ કરારથા. આહીસ્તે આહીસ્તે મેં ભી ઉસસે પ્યાર કરને લગી. દીલ મીલ ગયા. ઇતનેમેં ઉનકી ભી શાદીકા મઓકા આયા ઉસ્કે દીલમેં વહ ખ્યાલ આયાકી જો વહ મુઝે શાદીકે ઇન્તેજીમકી ખબર દેંગે તો મેં રંજીદા હો જાઉંગી. મેરેકો દુઃખ હોગા. મેરા કલેજા ફુટ જાયગા. ઇસસે ઇન્હોંને મુઝસે છૂપાકે શાદી કી. શાદી કરકે ભી વહ મેરે વહાં ઐસેહી આતે થે મગર મેરેકો કીસીના કીસી તઓરસે શાદીકી ખબર મીલ ગઇ. મેં બડી નાખૂશ હો ગઇ. મેંને એક રોજ ઉન્સે બોલ દીયા:

"આપ અબ હમારે ઘરકો મત આઓ. આપને શાદી કરલી હૈ અબ યહાં આનેકી કોઇ જરૂરત નહીં હૈ"

'મેને શાદી કીયા ઇસસે તેરેકો ક્યા નુકશાન હૈ ? મયે તો પહલેકી માફકહી આતા હું. ખર્ચમેંભી અભી તો જ્યાદા દેતા હું. જીસીસે તેરે દીલકો રંજન હો" વે મેરા સમાધાન કરતે બોલે.

"નહિંજી. આપને શાદી ઇસ તરહસે કીયા હૈ કી જીસસે મેરા રંજ ઔર બઢ ગયા હૈ" મેંને કહા "અગર એ આપ મેરેકો બોલકે શાદી કરતે તો અચ્છાથા. મેં ભી ખૂશીયાં મનાતી. આપને મેરેસે યહ ખબર છૂપાઇ ઇસીસે માલૂમ હોતા હૈ કી આપકી મહોબ્બત પાક નહિં હૈ. આજ યહ બાત છૂપાઇ, કલ દૂસરી. ઔર મુઝે રંજન હોનેકે સબબસે આપ હમેશ મેરે પાસ આતે હો ઇસીસે આપકી ઔરતકે દીલમેં કીતના દર્દ હોતા હોગા ? વહ મેરેકો કીતને શ્રાપ દેતી હોતી કભી મેં આપસે યહ કહું કી આપ હફ્તેમે તીન ચાર રોજ યહાં આઓ તો આપકી ગયરહાજરીમે 'આપને મેનેસે શાદીકી બાત છૂપાઇ' યહ બિચાર મેરે દીલસે હટેમા નહિં ઔર મેરા રંજ બઢેગા. આપ અગર પહલેહી કહ દેતે તો મેં ઐસે સમજતી કે મેનેહી આપકી શાદી કરવાઇ હૈ ઔર ઇસીસે મેરે દીલકો કરાર રહતા આપ કભી હમેશ યહાંહી રહને ચ્હાતે હોંગે, મગર અબ મેં રાજી નહિં હું. કયોંકી જયસે આપકી ગયરહાજરીસે ઈસ કમતરીન દાસીકે દીલમેં જો રંજ હોતા હૈ, વહ ઉસ પાકદામના ઔરત—જીસકા આપકે પર હક હૈ—અધિકાર હૈ—ઉનકે રંજકી સામને બિલકુલ બેબિસાત હૈ. મેરા તો જન્મ ઈસ્તરહ જાતા હૈ મગરમેં ઉન બેચારીકો દુઃખી કરને નહિ ચ્હાતી હું. કલસે આપ મત આઇએ."

"આમીન ! આમીન !! આમીન !!! ગુલ્શન ! તુમ્હારે જયસી દાસી ઇસ દુનિયામેં મિલના મૂશ્કિલ હૈ." અરૂણુ બોલી ઉઠયો.

"ઇન્હોંને મેરી અમ્માકો કુછ કહા મગર મેંને કુછ નહિ સુના. આહ ! ઉસ વખ્ત સ્વાર્થ નહિં દેખા જાતા. મગર પીછેહી સ્વાર્થ કૈસા હૈ વહ માલુમ હોતા હૈ. ઉસ વખ્ત મેરી ઉમ્ર સોલાહ બરસકી થી જીસસે દીલમેં હિમ્મત થા. ઉનકે જાનેકે બાદ એક

આયા એક ગયા ઐસે છે મહિને નીકલ ગયે. ઉસ દરમ્યાન મેંને દેખ લીયા કે ઇસ દુનિયામેં મહોબ્બત જૈસી કોઇ ચીજ હમારે લીયે નહીં હૈ. સબ અપને અપના સ્વાર્થ દેખતે હૈ. પૈસેકી કીમત મેં કુછ સમજને લગી મગર બચપનસે અચ્છે કપડે ઔર દુધ મલાઇકા ખાનાકી આદતસે મેરે પાસ કુછ રહતા નહિ. હાથમેં કોડી આનેસે દો હથ્થીકા જોર આતા. ઔર હાથ ખાલી હોનેસે મુશ્કિલિસસે બી બૂરે હાલ હોતે થે. મેં કયસી બી મુશ્કિલ હાલતમેં આતી થી મગર મુઝે ઉસ હાલતકા રંજ ન થા. સચ્ચી મહોબ્બતકે લીયે મેં તરસરત થી. કીતને હી ઐસે દીન જાનેકે બાદ એક સાધારણ શખ્સસે મુલાકાત હુઇ. વહ બેચારા ગરીબ થા. દરરોજ કપડેકી ફેરી કરકે શ્યામકો દો તીન રૂપયા કમાતા થા. ઉનકો બેન મા વગયરા થા. ઔરત મર ગઇ થી. વહ શખ્સ મેરે વાં રહને લગા ઔર જો કુછ કમાતા થા વહ સબ મેરે હાથમેં દેને લગા. ઘરપર કુછ ન દેતા. મહીનેકે પચાસ સાઠ રૂપીએ આતે કભી જ્યાદા ભી આતે ઉનકો અમ્માભી મેરે વહાં આતી ઔર મેં ઉસકો ભી કુછ રૂપયે દેતીથી. હાં. મેં એક ચીજ ભૂલ ગઇ. જબકી વહ પહીલા શખ્સ ગયા ઉનકે બાદ કુછ હમારી અમ્મા ઔર ઉનકી બહનકી તકરારમેં હમારા ઘર બીક ગયાથા. હમ કિરાયે કે ઘરમેં રહતે થે ઇસ શખ્સસે મેરેકો દો બચ્ચે હુવે. વે દોનો બચપનમેં મર ગયે. બચ્ચે હોનેકે બાદ મેરા પ્રેમ ઉનકે પર બઢ ગયા. હમ દોનોંને કસમ ખાયા થા કી જીંદગી ભર એક દુસરોકો છોડના બી નહિં ઔર એક દુસરોંકા વિશ્વાસઘાત બી કરના નહિં. યાને વહ કોઇ દૂસરી બીકે તર્ફ અપની નજર નહિં ફીરા સકતે, નતોમેં કોઇ ગયર મર્દ કે તર્ફ દેખ સકતી. ઇસ કસમસે મેરે દીલકો બહુ તકરાર હો ગયા: બારીશકી મોસમમેં જબકી વહ ફેરી કરનેકો ન જા શકતેથે મેં મેરા ઝેવર બેચકે ઘરકા ખર્ચ નીભાતીથી. ઐસી તરહસે તીન સાલ નીકલ ગયે ઇતનેમે મેરી અમ્મા ભી મર ગઇ મેરેકો બહુત દુ:ખ હુવા. અબ ઉનકે સિવા ઇસ દુનિયામેં મેરા કોઇ નહિં ઐસાહી હો રહા. મેં ઉનકી ગોદમેં પડી પડી હમેશ રોતીથી. ઉનકી ક્રિયાકા ખર્ચ ઔર બરસી કે ખર્ચમેં મેરે સબ જેવર ચલ ગયે. મેં મહોતાજ હો ગઇ. ઉનકા બી વ્યાપાર બહુત નરમ હો ગયા. કોઇ રોજ આઠ આને તો કોઇ

રોજ ચાર આને આને લગે. ઇસી હાલતમેં મૈંને મેરે ઘરકે તમામ ફરનીચર, બરતન વગયરા બેચ દીયા. મેરે પાસ સિર્ફ એક પલંગ એક ટીપાઇ, એક લોટા, એક દેગડા એક ટીપીન બોકસ ઇતનીહી ચીજેંથી. દુસરા સબ બેચ દીયાથા. ઝેવરમેં દો હાથમેં તીન સોનરેનકી દો બંગડી, દો લવીંગીયે-જીસ્કો હમ લોગ કમલ બોલતે હે-ઔર દો નથની. પાઉમે ચાંદીકે સાંકળે. ઉનકે સિવા ઔર કુચ્છ નહિ થા. ઇસ હાલતમેંભી મેં કુછ ખુશીયાં મનાતીથી. લેકિન, હાય ! ઇસ દુનિયામેં કીસ્કેપર એતેબાર રખ્ખા જાતા હૈ ? વહ શખ્સ બેપારકે લીયે આઠ રોજ બહાર ગામ ગયે ઔર વહાં કોઇ દાસી કે વહાં મુલાકાત કરકે આયે. મેરેકો યહ માલુમ હુવા. મેરા દિલ રંજીદા હુવા 'હમ લોગને કસમ ખાયા, મૈંને ઉસ શખ્સકે લીયે મેરે ઝેવર, દાગીને, બરતન, યાને બોલો કે સબકે સબ બેચ દીયા. મેં મુફલિસ મહોતાજ હો ગઇ, ફિરભી વો શખ્સ મેરેસે બેવફા હો ગયા ? ઇસ ખ્યાલ મેરે સરમેં રાત દિન ઘુમને લગા ઉનકે આને પર મૈંને ઉનસે બાત છેડાઃ—

"ક્યાજી ! આપને કસમ ખાકે ફીરભી અયસા કામ કીયા ?"

"નહિં મેને નહિ કીયા." ઉન્હોંને જવાબ દીયા.

"ક્યા આપ સચ કહતે હૈં ? મેં ઉસી દાસી કે પાસ કહેલાઉંગી આપ સચ કહેદો"

ઉન્હોં બીચારમેં પડ ગયે. વહ બોલે, "હાં. મેરા ભૂલ હો ગયા હૈ. ઇસ વખ્ત દરગુજર કીજીયે."

"ઠીક. અબ મેં ભી મેરે કસમસે છૂટી હુઇ. આપ મેરેકો અભી દોષ નહિં દેના." ઇસ બાતકો તીન મહીને નીકલ ગયે એક રોજ ઉન્કે એક દોસ્ત ઉન્કે પાસ આયે. ઉન્હોંને મેરેકો ઇસ દોસ્તકે લીયે કીસી દાસીસે મુલાકાત કરાનેકો કહા. મેંને એક લડકી જો ચાદા સાલકીથી ઉન્સે ઉન્કો મીલાયા. મગર વહ બોલે 'યહ ઉતની ખુબસુરત નહિં હૈ મુઝે પસંદ નહિં. મગર મેરા એક દૂસરા દોસ્ત ઉન્કો મેં લેઅાઉંગા. ઐસા બોલકે ઉન્હોં ચલ ગયે. ઇસ દોસ્તકા બાપ બહેપારી થા. મગર ઇન્કે હાથમેં કુચ્છ પૈસે નહિ થે. ક્યોં કિ ઉનકો એક બડા ભાઇભી થા. વહ સબ કામ દેખતાથા. વહ

દોસ્ત દોતીન રોજ મેરે ઘર પર ઉનકે સાથ આયા કરતાથા. પાંચ્ચે રોજકે બાદ એક રોજ શ્યામકે વહ દોસ્ત અપને દોસ્ત " જ્યોતિ પ્રકાશ" કો લેકે આયે મૈંને ઉસ લડકી કો બુલવાયા. મહિનેકો તીસ રૂપયેકા પગાર નક્કી કીયા ગયા જ્યોતિ પ્રકાશ ઉસ લડકી જીસ્કા નાંવ 'દીનલતા' થા, ઉનકે ઘર પર ગયે."

" જબ યહ પગારકી બાત હોતીથી, મૈ જ્યોતિ પ્રકાશકે તર્ફ ચુપકીસે દેખતીથી. વહ ખુબસુરત હોને પર ગંભીરથે ઉન્હોંને ચશ્મેં લગાયેથે. વહ ઇસી તરહસે દેખતેથે કી વહ કહાં કીસકે તર્ફ દેખતે હૈ વહ કીસીકો ભી માલુમ ન હોતાથા. મુઝે ઉન્કા ચ્હેરા દેખનેકા બડાહી દીલ થા. વહ પલંગપર બૈઠેથે. મૈં ઉનકી બાજુમેં જો ટીપાઇથી, ઉસકે પરસે સુપારી લેનેકા બહાના કરકે નજદીક ગઇ. તીરછી નજરસે દેખા તો વહભી મેરે તર્ફ ચશ્મેકી નીચુસે દેખતેથે. બસ! હો ચુકા ઉનકી વહ ઠગારી આંખને મુઝે બેજાર બનાદી મેરેકો ઐસાહી હો ગયાકી અભી મૈ ઉન્કો મેરે તર્ફ ખીચલું. મગર જો શખ્સ મેરે પાસ થા વહ હાજર થા મૈં ખામોશ રહકર બહાર ચલી ગઈ.

આઠેક રોજકે બાદ મેરા શખ્સ બેપારકે લીયે બહાર ગાંવકો ગયા. ઉન્કા દોસ્ત જો જ્યોતિપ્રકાશકો લે આયાથા વહ મેરે જ્હાં આયા મૈંને ઉનસે કહા:—

" કયા વહ આપકે દોસ્તકો વહાં આનંદ હૈ ના?"

"ઐસા તો કોઇ આનંદ નહિં હૈ કયોં કી વહ બોલતે થે કે જબ ઉપ લડકીકો કુચ્છ પૈસેકી જરૂરત પડતી હૈ તબ વહ અચ્છી તરહસે બાત કરતી હૈ, મગર જબ કુચ્છ જરૂરત નહિં, તબ ચુપચાપ બૈઠતી હૈ" ઉન્હોંને જવાબ દીયા.

મૈં બોલી:—"રામ! રામ!! મૈંને નક્કી કરાદીયા, ઔર અપને દોસ્તકો વહાં આરામ નહિં વો મેરે શર્મકી બાત હૈ."

" તો આપ આરામ દીજીયે" વહ શખ્સ મેરી દીલ્લગી કરતા બોલા.

" હાં આપ જુરૂર મેરેકો એક વખ્ત દેખનેકો આપકે દોસ્તકો બોલીયેગા. મૈંને વખ્ત દેખકે બોલ દીયા.

"નહિં. વહ ઐસે આદમી નહિં હૈ વહ તુમ્હારે પાસ નહીં આયગે મેં સમઝાઉંગા, તબ કભી સમઝેંગે "

" તો આપ સમઝાઇએગા." મેંને ઉન્સે દુવા ચાહી.

" ઉસ્મેં મુઝે કયા હાંસિલ ! વહ આનેસે આપ કુચ્છ મુઝે પ્યાર કરોગે ? "

" અભી ભી પ્યાર કહાં હૈ ! ઇતને વખ્ત આને પર કયા એક ભી દફા મેંને આપકો મેરા બદન દીયા હૈ ? યહ બિચાર છોડદો. આપ મેરે લીયે ઉન્કો જરૂર બોલો. " મેને કહા.

" ઠીક હૈ. મેં બોલુંગા. મગર મેરે લીયે—"

" નહિં આપ બોલનેકી કોઇ જરૂરત નહિં હૈ. મેં ખુદહી કહુંગી. "

" તુમ ચ્હાય વહ કહો, વહ તુમ્હારે વ્હાં નહિં આયગા. મેં કહુંગા તબહી આયગા "

" અચ્છા ! મેં દેખુંગી કભી મેરે પાસ આયે તો કયા ?

" જો આપકે પાસ આયતો મેરા સર તુમ્હારી જુતી. "

" કબુલ. આપ દેખાગે. "

ઉન્હોં ચલગયે. મેરે દીલમે ઇસ શખ્સકી બતાસે બડાહી રંજ આગયા. મેંને ઉસ દીનલતાકી અમ્માકે બુલાકે કહ:—
"મેરા શખ્સને બહાર ગાંવસે ખત ભેજા હૈ ઉસમેં જ્યોતિપ્રકાશકે લીયે કુછ સમાચાર હૈ. સો ઇન્હોંકો યહાં ભેજ દેના."

વહ બુઢીયાં ચલી ગઇ. તીન રોજ હોજાને પરભી પ્રકાશ મેરે ઘરકો ન આયે. મેં બહુત દુઃખીત હોને લગી. મેંને ફીર બુઢ્ઢીકો બુલાકે કહા. ઉસ રોજ રાતકો આઠ બજે વહ આયે. મેંને ઉન્સે બાત છેડી.



## પરિચ્છેદ આઠમો.

### વાતો કે તારામૈત્રક !

આર્ય લલનાનો પ્રણય વાગ્વિલાસમાં હોયજ નહિ.



જ્યાં સુધી મનુષ્યને વિપત્તિ નથી આવતી ત્યાં સુધી તેને તેનું ભાન નથી થતું. દીવસમાં ચાર વખત માલ મલીદા ખાનારાને ભૂખે મરતા ગરીબોનું દુઃખ કેવું હોય તેની શી ખબર પડે? ગર્ભશ્રીમંતોને પાઈપાઈ માટે ગલીયે ગલી ફરનારા, યા મહેનત મજુરી કરી લોહીનું પાણી કરનારા મજુરોની સ્થીતિની શી ગણના હોય? પોતાના મોજશોખમાં હજારો રૂપીયાનો ધુમાડો કરનારાઓને ગરીબ નોકરને એક રૂપીયો આપતાં ગળે પ્રાણ આવે છે. પોતાનું નામ વર્તમાનપત્રોમાં મોટા મથાળા સાથે છપાવવાના હોંસીલા શ્રીમંતો મોટાં ફંડ કે ફાળામાં લાખો રૂપીયા ખરચે છે. પરન્તુ પોતાનાજ બારણામાં ભૂખને લીધે કંઠે પ્રાણ આવેલા એવા–યા ટાઢના દુઃખથી અકડાઈ ગયેલા શરીરવાળા–યા વ્યાધિગ્રસ્ત કંગાલ બન્ધુઓ માટે એક પણ પાઈ ખરચવાનો તેમને વિચાર નથી આવતો–'મારો દેશ' 'મારો દેશ' કરી ખેડુતોને ઉંચી પંક્તિપર લાવવાના બોધ કરનારાઓ પોતાનાજ ખેડુતની દશા કેવી છે તેનો વિચાર કરતા નથી. મોટી મોટી પેઢીઓ ચલાવી કરોડોનો વહીવટ કરનારા વહેવારીઆઓ જે ગરીબોના રક્તનું પાણી બનાવી પોતે પૈસો પેદા કરે છે, તે પાણીનું પાછું રક્ત બનાવવાની દરકારજ કરતા નથી. 'માત્ર અમારૂં કામ કરો. પછી તમે ચ્હાય તો ચૂલામાં પડો કે દરિયામાં પડો. અમને તેની શી પરવા?' આવો વિચાર ધરાવનાર શ્રીમંતવર્ગ જ્યાં હોય, ગરીબો ખેડુતો અને મજુરોને પોતાની સ્થીતિનું ભાન ન હોય, રાજ્ય વહીવટ પણ પોતાના કરો ઉઘરાવવા તથા તીજોરી તર કરવામાંજ બાહોશ જણાતો હોય, કાયદા કેવા હોવા જોઈએ અને રાજ્યવહીવટ એટલે શું. એ જ્યાં પ્રજા પૂરેપૂરૂં જાણતી ન હોય, પ્રજાના હિતમાં

રાજ્યનું કેટલું હિત છે તેનો જે રાજ્ય વહીવટમાં વિચાર ન થતો હોય, ત્યાંની પ્રજાની ઉન્નતિ કેવી રીતે થાય?—આશા પણ કેમ રખાય ?

માધવલાલ શેઠનું હૃદય આપણે રણછોડ સાથેની તેમની વાત ઉપરથી ઓળખી ગયા છીએ. તેમ મદનરાય તથા ઉષાના હૃદયને પણ આપણે જાણ્યું છે. હવે આપણે રણછોડના ઘર તરફ ફરીએ. રણછોડે ઘરમાં દાખલ થતાં રઘુને ઉપાડી લીધો. તથા પોતાની પ્રેમાળ પત્નિ પાસે બેસી તેના મુખપર હાથ ફેરવતાં બોલ્યો:—

" હવે ફીકર નથી. આજ ઇશ્વર આપણી મદદમાં છે. બોલ તને કેમ છે? આ રઘુ જરા રહે તો હું દુધ લાવી કાંજી કરી આપું. આજ તું બહુજ નરમ થઈ ગઇ છે. મને આજ બહુજ ડર લાગે છે. "

" તમે આવ્યા? આવો, મારી પાસે બેસો." દયાએ ઝીણા અવાજે કહ્યું.

" આજ મને રજા મળી છે. આજ નોકરી પર નથી જવું. તું જરા પાંચ મીનીટ ખમે તો હું કાંજી કરી લાવું " રણછોડે વ્હાલથી કહ્યું.

" દુધ નથી ને કાંજી ક્યાંથી કરશો? "

" આજ આપણાપર દૈવ ત્રુઠયો છે. આજ ગેબી મદદ મળી છે. બધું હું પછીથી કહીશ. હમણાં તો હું જઇ દુધ લઇ આવી કાંજી કરી લાવું." રણછોડ બોલ્યો.

" આપણી પડોશમાંની બાઇને આપશો તો તે બીચારી તુરત કરી આપશે." દયાએ કહ્યું.

રણછોડ ગયો. તેને ગયે બે એકજ મીનીટ થઇ હશે. એટલામાં એક માણસ તથા એક ડાકટર અને એક નર્સ એમ ત્રણ ત્યાં હાજર થયાં. દયા આ અજાણ્યાં માણસોને જોઇ ગભરાઇ. નાનો રઘુ આ ગોરા માણસ તથા ગોરી સ્ત્રીને જોઇ રડવા લાગ્યો. નવિન આગંતુકે છોકરાને ઉપાડી લીધો અને આશ્વાસન આપતાં બોલ્યો:—

" રડીશ નહિ બચ્ચા! લે ત્હારે દ્રાક્ષ ખાવી છે?" એમ બોલતાં તેના હાથમાં દ્રાક્ષ આપી દયા તરફ ફરી બોલ્યો:—"બ્હેન!

અમને તમારાજ માણુસ ગણી લેજો. આ ડાકટર સાહેબને નાડ બતાવો."

"મારે દવા નથી ખાવી." દયાએ કહ્યું.

"એમની ફી અપાઇ ગઇછે. તમારે કંઈજ આપવાનું નથી. માત્ર નાડ બતાવો એટલે હું દવા લઇ આવું. આ બાઇ ગુજરાતી જાણે છે તે તમારી પાસે રાત દહાડો રહેશે. અને તમારી સારવાર કરશે. તમને જલ્દી આરામ થઇ જશે. ગભરાશો નહિં." આગંતુકે આશ્વાસન આપ્યું.

દયાએ નાડ બતાવી. દાક્તરે ફેફ્સાં તપાસ્યાં. અને પ્રીસ્ક્રીપ્શન લખી તે મનુષ્યના હાથમાં મૂક્યું. દાક્તરે કેસને સાધ્ય જણાવ્યો. આગંતુક દયાની પાસે લીલી દ્રાક્ષ, સક્કરજન, દાડમ, નારંગી, તથા સોડાની બાટલી મૂકીને બોલ્યો:—

"બ્હેન! હું ડાકટર સાહેબ સાથે જઈ દવા લઈ આવું છું. આ મેવો તમારે ખાવાનો છે અને કાંજી પીવાની છે."

"પણ એ આવે ત્યાં સુધી ભાઈ તમે...જરા બેસોને?" દયાએ કહ્યું.

"હું હમણાંજ પાછો દવા લઇને આવું છું ને!" તે પુરૂષે કહ્યું.

"અને આ બાઈ?" દયાએ કહ્યું.

"તે તો અહીં રહેશે. તમારી ચાકરી કરશે."

"પણ લોકો તો કહે છે કે એવી બાઇઓ કોઇનેય માંદા માણુસ પાસે આવવા નથી દેતીઓ." દયાએ શંકા કરી.

"એ વાત સાચી છે. કારણ માંદા માણુસ પાસે જોવા આવનારાંઓ આપણામાં બહુજ ગરબડ કરી મૂકે છે અને તેને ઝંપવા દેતાં નથી. તેથી તે બાઇઓ કોઇને આવવા દેતી નથી." તે પુરૂષે સમજાવ્યું.

"ત્યારે તો એ બાઇનું કાંઈ કામ નથી. એનેપણ જવાદો." દયાએ કહ્યું.

"કેમ બ્હેન! એવો બંદોબસ્ત તો સારો કે?"

"મારા એકના એક છોકરાને અને મારા જીવનના આધારને મારી પાસે ન આવવા દે તો બળ્યું એ ઓસડ અને બળી એ

દવા-તમારી આ વિલાયતી દવા કરતાં તો મારા પતિનો વ્હાલસોયો હાથ અને તેની અમીભરી દ્રષ્ટિજ મને જલ્દી આરામ કરશે.''

ધન્ય છે આર્ય રમણી! ધન્ય છે તારી પતિ ભક્તિને–આહા! આર્ય લલનાઓના અતુલિત પ્રેમનો જોટો આખી દુનિયામાં પણ મળવો મૂશ્કેલ છે. પોતાનું જીવન ટકાવનાર-સ્વાસ્થ સુધારનાર ઔષધ કરતાં પતિની અમીભરી દગ અને વ્હાલસોયો હાથજ તેને તો વધુ પ્રિય હોય. આવી રમણીઓના પુન્ય વડે જ ભારત વર્ષ ગૌરવશાળી બની રહ્યો છે. ક્યાં યુરોપની સ્વાર્થી લલનાઓ અને ક્યાં આ આર્ય રમણીઓ!

ડૉકટર, નર્સ તથા તે પુરૂષ ત્રણે જણુ અત્યંત પ્રસન્ન થયાં. ડાક્ટરે તે પુરૂષના હાથમાં રૂપીઆ વીસની નોટ આપતાં કહ્યું:—

"મહાશય! આવી સ્ત્રીની દવા માટે હું પૈસા તેમજ મારી ફી લઇશ નહિં. આહા! ખરેખર તમે હિન્દુઓ અમારા કરતાં હજાર દરજ્જે સુખી છો. હું તો ઇશ્વર પાસે એજ માગું છું કે મને આવતો જન્મ હિન્દુસ્થાનમાંજ આપે."

તે પુરૂષે રૂપીઆ પાછા લેવા ઘણી ના પાડી પણ ડોકટર એકનો બે ન થયો. નર્સની આંખમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં હતાં તે કાંઇજ બોલી નહિં. તે પુરૂષ તથા ડોકટર તરતજ ચાલ્યા ગયા. તેમના ગયા બાદ રણછોડ કાંજી લઇ આવ્યો. નર્સને જોતાજ તે આશ્ચર્ય પામ્યો. દયાએ સઘળી વાત કરી.

"આપને કોના તરફથી મોકલવામાં આવ્યાં છે?" રણછોડે પૂછ્યું

"મને નામ ખબર નથી. પણ જે ગૃહસ્થ અત્રે ડોકટર સાહેબ સાથે આવ્યા હતા તેમણે મને રોજના પાંચ રૂપીઆ ઠરાવ્યા છે. આજની ફી તેમણે આપી છે. અને હવે પછી પણ તેજ આપનારા છે. તમારી પાસેથી લેવાની મનાઇ છે."

આ જવાબ સાંભળી રણછોડ આશ્ચર્યમાં ડુબી ગયો મદનરાયના ખાનગી નોકરને તે ઓળખતો હતો. દયાએ આપેલા તે પુરૂષના વર્ણનથી તે જાણી શક્યો કે તે તે માણસ ન હોય બન્ને પતિ પત્નિ આનંદમાં આવી ઇશ્વરનો ઉપકાર માનતાં પોતાના ઉપર ઉપકાર કરનારની રાહ જોતાં બેઠાં.

અડધો એક કલાક થયો પણ કોઇ આવ્યું નહિં. છેવટે એક છોકરો દવાની શીશી લઇ આવ્યો. રણછોડના પ્રશ્નના જવાબમાં તે બોલ્યોઃ—

"મને તો આપણી શેરીને નાકે એક ભાયડાએ કહ્યું કે પેલા રણછોડભાઇને ઘેર આટલી શીશી પહોંચાડી દે. લે મમરા ખાવા એક આનો. એમ કહી એક આનો મને આપ્યો અને તે ચાલ્યો. ગયો."

છોકરાના ગયા બાદ મદનરાયનો સિપાઇ આવ્યો તેને રણછોડે બધી વાત કરી જવાબમાં તેણે કહ્યું:

"મને તો બ્હેનબાએ હમણાંજ કહ્યું કે 'જા. અને રણછોડે ડાકટર વગેરેનો બંદોબસ્ત કર્યો કે કેમ તે પૂછી આવ. વળી કાંઇ જોઇતું કરતું હોય તો પણ પૂછતો આવજે' એમ કહ્યું એટલે હુ સીધો અહીં આવ્યો. ઠીક ભાઇ! ત્યારે હું જાઉં છું કંઇ કહેવું છે?"

"હા. બ્હેનને કહે જે કે તમારી દયા થતાંજ હવે ફેર પડતો જાય છે. કારણ આશ્વાસન એ અડધું ઓસડ છે. આજ એ ન હોત તો અમે તો મુવાંજ પડયાં હતાં." રણછોડ બોલ્યો.

"અરે ભાઇ! એ તો બાપુના ઘરની લક્ષ્મી છે લક્ષ્મી. એમનાવડે તો સૌ ઉજળાં છે." સિપાઇ વિવેક કરીને ચાલ્યો ગયો.

નર્સે દવા પાઇ, મેવો તથા કાંજી માપસર આપ્યાં અને એક સ્ટુલપર બેઠી. રણછોડ પડોસીને ત્યાંથી તેને માટે એક કુરસી લઇ આવ્યો. રણછોડે સ્ત્રીને પણ કાંઇક ખવડાવ્યું, પોતે પણ કાંઇક લુખુ પાકુ કરી ખાધું અને એક પુસ્તક લઇ વાંચતો દયાની પાસે પાસે બેઠો.

"તમે ખાધુ?" દયાએ પૂછયું.

"હા. હવે તું જરા આરામ લે" રણછોડે કહ્યું.

"હા. બ્હેન! તમે જરા સુઇ જાઓ બહુ બોલવાથી અશક્તિ વધી જાય." નર્સે સલાહ આપી.

"જુઓ બ્હેન! તમે મને આરામ આપવા ચ્હાતાં હો તો મારો આરામ મારા પતિ છે. આટલા દિવસના મંદવાડમાં કોઇ દિવસ તે મારી પાસે બેસી શકયા નથી. આજ ઇશ્વરે સામું જોયું છે. એટલે હવે તમે મને તેમની સાથે પેટ ભરીને વાતો કરો

લેવાદો એથી મને આરામ થશે" દયાએ દીનવાણીથી કહ્યું.

"કરો બ્હેન! બેલાશક વાતો કરો. જેને વીતી હોય તેજ જાણે કે દીલનો આરામ કેવો હોય છે!" નર્સ નિઃશ્વાસ નાખતાં બોલીઃ "હું બીજા ઓરડામાં જાઉં?"

"ના બ્હેન! ના. દયા બોલી "અમારી વાતો હંમેશાં પવિત્રજ હોય છે. જે પ્રેમની વાત ત્રીજા હૃદયના દેખતાં થાય નહિં તેને પવિત્ર ન કહેવાય." રણછોડ તરફ ફરીને બોલી–" આપને અહીં નજીક આવો."

"કહે, શું કહેવું છે?" રણછોડ નજીક બેસતાં બોલ્યો.

"આડું જોઇને વાત થાય નહિં. જુઓ, મારા સામું જુઓ" રણછોડે તેમ કર્યું.

"લાવો તમારો હાથ" દયાએ હાથ લઈ પોતાના હૃદયપર મૂકયો. રણછોડની દૃષ્ટિ સામે દૃષ્ટિ માંડી જોઈ રહી, ક્ષણવાર પછી રણછોડ બોલ્યોઃ—

"કેમ ચૂપ રહી ગઇ બોલ! વ્હાલી!! તું શું કહે છે?"

"ત્યારે આ શું થાય છે? વાતો કે તારા મૈત્રક?"

બન્ને જણનાં નેત્ર, મુખ અને હૃદય હસી રહ્યાં. આત્મા એક તાર થઇ ગયો. આનંદનાં ઝરણાં ઝરવા લાગ્યાં. નેત્રો દ્વારા રસના ઘુંટડા પીવા માંડ્યા.

પવિત્ર નિર્દોષ પ્રેમનું ચિત્ર તાદ્રષ્ય થયું. નર્સ પણ હસતે મુખડે તેમને જોઇ રહી અને મનમાં બોલીઃ—

"આ તે વાતો કે તારામૈત્રક!"



# પરિચ્છેદ નવમો.



## ગુલ્શનની કહાણી.



રૂદન કરનાર પ્રતિ સાહનુભુતિ બતાવવી એ પણ ઔષધજ છે.




આપ ભી એસે સ્વાર્થી હૈ ? આપકા કામ હો ગયા બાદ, હમ લોગકી તર્ફ દેખના ભી આપકો લાજિમ નહિં માલુમ હોતા હૈ ?" મેને દીલમેં ભડકતી હુઈ આગસે ગર્મ હોકર કહા.

" વૈસા નહિં. યહાં આનેકા દીલ તો થા. મગર આપકે આશક ઘર પર નહિં હૈ. ઔર આપસે મેરેકો કુછ મુલાકાત નહિંથી. મે કયસે આસકતાહું." જ્યોતિપ્રકાશને જવાબ દીયા.

" કયા આપકે વહ દોસ્ત આપકો નહિ બોલે ?" મેંને પૂછા.

" નહિ મેરેકો કોઇ નહિં બોલા. અબ મેરે આનેપર બુઢ્ઢી બોલી કે તુરતહી મે તુમ્હારે પાસ આયા." ઉન્હોંને સાફ દિલ જવાબ દીયા.

" મેં દો તીન તફા તુમ્હારે વહ દોસ્તસે જીક્ર કીયા. ફીર યહ બુઢ્ઢીસે દો દફા કહા. ફીર ભી આપ ન આયે તબ ગુસ્સે હોકર આજ બુઢ્ઢી કે જરાસા દમ દીયા. તબ આપકે દરશન હુવે."

" ફરમાઇએ અબ ક્યા હુકમ હૈ." વે બોલે.

" આપકો........વહાં આરામ તો હૈનાં ?" મેંને ધડકતે દીલસે પૂછા.

" હાં. ઠીક હૈ. મગર........" વે અટક ગયે,

" ક્યા ? આપકા દીલ નહિં બહેલતા ? હાં હાં મેં સમજતી હું. અચ્છા ! અબ એક દુસરી બાત"

" ક્યા હૈ ?"

" આપકો યહાં આનેકા દીલ હોગા ? મેં આપકી બરદાસ્ત કરૂંગી. આપકી સેવામેં હાજર રહુંગી."

"ક્યા આપ? આપકો તો—"

"હાં. વહ અબ નહીં હૈ મૈનેહી ઉનકો મના કરદીયા હૈ."

"મગર દીનલતા ટંટા કરેગી."

"નહિં આપને ઉનકો યહ મહીનેકા તનખા તો દે દીયા-હૈના? ફીર ક્યા?"

"ઠીક; ફીર આપકો ક્યા પગાર ચાહીએ?" વહ મેરી તર્ફ તાકતે બોલે.

"દશ રૂપયે જ્યાદા."

"કબુલ."

"આપકા દીલ ચ્હાય તો ફીર આપકી લૌંડી સમજ કે આપ દેખ લેના" મેંને કહા.

"વોતો ઠીક હૈ. જબ મેરા દીલ તુમારેહી પાસ રહેગા તો પૈસે ક્યસે નહિં મીલ સકતે? વોતો મહબ્બત કે પર હૈ. સચ્ચી મહબ્બત ઇસ દુનિયામેં મૂશ્કિલ હૈ."

"બસ? મામલા તમામ હોગયા. વહ દુસરે દીનસે આને લગે. ઉન્કા સ્વભાવ દેખકે મેરા કલેજા તર હો ગયા. વહ કભી પૈસેકે લ.યે મેરા મું ખોલને ન દેતે. પહલે મહીને ઉન્હોંને સૌ રૂપયે તક દીયા મગર ઉસ વખ્તભી મેરી અકલ મુઝે છોડ ગઇ મેંને વહ સબ પૈસે ઉન્કે ઔર મેરે અયશોઆરામમેં ખર્ચ દીયે. ઉન્કા વ્યાપાર અચ્છે જોર શોરસે ચલતે થે. ઉન્કી ઇજ્જત ભી અચ્છીથી. ઉસસે મેરેકોભી બહુત અભિમાન થા. ઘરમેં ખાનેકો ન હો મગર બહાર જાનેકે વખ્ત યા કોઇ ઘરપર આનેસે મેં પાંચદશ રૂપયે સહજમેં ખર્ચ દેતી. મેરા પહીલેવાલા શખ્સ કભી કભી આતાથા— જોભી ઉનકા પયચાનવાલા થા—ઉનકો દેખ ઉન્કે દીલમેં કુછ રંજ હોતાથા. મગર યે મેરેકો રાજી રખનેકો કુચ્છ બોલતે નહિથે. દીલમેંહી જલતેથે. વહશખ્શ મેરેકો મીલનેકો આતાથા. ઉન્કે દીલમેંભી કુછ અયસા ગયર ઇરાદા ન થા—નતો મેરે દીલમેંથા. મેં સબ બાતચીત પ્રકાશકે સામનેહી કરતીથી. મગર પ્રકાશકે દીલમેં ઇસસે રંજ હોતાથા. એક રોજ મેં ઔર પ્રકાશ આનંદમેં મસ્ત થે. ઉસ વખ્ત વો શખ્સ આયા. ઉન્કે આનેસે પ્રકાશ અપને મું બંધ કરકે પડે. ઉન્કે ચ્હેરે પર ગમગીની છા રહી. ઉનકે જાનેકે બાદ વહ ફીર હંસહંસકે મેરે સે બાત કરને લગે. મેંને સમજ લીયા ઉસકે આનેસે પ્રકાશકો રંજ

હોતા હૈ. મૈંને શોચ લીયા મેં ઉનકો મના કરદું. ફીર ભી ઇતને શખ્સોસેં મૈંને ધોકા ખાયા થા ઇસીસે ઉનકા દીલ ન દુઃખાનેમેં મેરા હિત સમજકે મેં ચૂપ રહી. લેકીન પ્રકાશકા દીલ રંજીદા મેં ન દેખ સકતીથી. ઇસીસે પ્રકાશકકા દીલ મેરે તર્ફ કયસા હૈ વહ દેખનેકા દીલ હુવા."

"એક રોજ મૈંને કુછ બહાના કરકે વહ શખ્સકો મેરે વહાં હી રાત રહનેકા કહા. પ્રકાશકા દીલ બહુત રંજીદા હુવા. ફીર ભી વહ મેરે કો કુછ નહિં બોલે. મેં પ્રકાશકે હી કમરેમેં થા. દુસરે રોજ ઉસશખ્સકે જાનેપર મૈંને પ્રકાશકો પૂછા:—

"કયા આપ દુઃખિત હો? સચ કહો. ઉસ શખ્સકે આનેસે આપકો રંજ હોતા હૈ?"

"કયા વહભી પૂછા જાતા હૈ? ઐસા કોન મર્દ હો જીસકો રંજ ન હો?"

'તબ આપ કયું મુઝે કહતે નહિં. મેં ઉનકો મના કર દેતી."

'નહિં. મેરા દીલ ખુશ કરનેમે તુમ્હારા દિલ રંજીદા હો, ઐસા મેં નહિં ચ્હાતા. મેરા દીલ મેં સમઝ સકુંગા વહાં તક ઠીક હૈ. નહિં તો મેં તુમ્હારેસે રજા લે લુંગા. કયું ઇતની થોડે રોજકી મહબ્બતસે જબ મેરા દીલ ઇતના જલતા હૈ તો તુમ્હારા ઔર ઉનકા દીલ મેરે ના કહનેસે કીતના જલેંગે? ઔર જબ મેં પાક મહબ્બતસે તુમકો ચ્હાતા હું તો તુમ્હારે સુખ કે લીયે મેં રંજ ઉઠાઉ વો કોઇ નયી બાત નહીં હૈ. મહબ્બત ઇસકો બોલતે હૈ કી જીસસે સામનેકા સુખમેં અપના દુઃખ ભૂલ જાય."

'ઉન્કી બાતે સુન મેં સ્તબ્ધ હોગઇ મેં પછતાને લગી' મૈંને ઉસ સખ્સસે કહ દીયા કી આપ હફતેમેં એક દો રોજ મેરેકો દેખનેકો આના ઔર વહીભી પ્રકાશકી હાજરીમે આના, ઔર આધા ઘંટેકી ભીતર ચલેહી જાના. બસ. મેરે પ્રકાશકા દીલ શાન્ત હો ગયા. હમ બડેહી ચયનસે રહને લગે.

કંઇ દીનકે બાદ પ્રકાશકો ઉસકે મૂલ્કકો કુછ બીસ દીન કે લીયે જાના હુવા. ઉસ દરમ્યાન ઉનકે ભાગીદારને ગોટાલા કરકે બેપારકા સર્વ નાશ કર દીયા. પ્રકાશકો ઉસીસે પચાસ હજારકા નુકશાન હુવા. વે પામાલ હો ગયે.

વહ બહારગામસે આયે. ઇસ હાલત દેખ બહુ રંજીદા હો ગયે. રાનકો મેરે વહાં આયે. બહારગાંવસે આનેકે સાથ મેંને મેરે લાલકો કીતને પ્રેમસે મેરેકો જીગરસે લગાના સમજાથા ? ઉનકી મીઠી જબાનસે કયસે કયસે લફ્જો સુનનેકી ઉમ્મીદ રખ્ખીથી ? મગર હાય ! મેંને કયા દેખા ?" ગુલ્શને નિશ્વાસ નાખતાં કહ્યું. અરૂણે પણ નિશ્વાસ નાંખ્યો.

"ઉનકા કોમલ બદન સુક ગયાથા. ઉન્કી આંખે રક્ત હો રહીથી. મું કુમલા ગયાથા. ઉનકા તેજ ઉડ ગયાથા. વહ આકે પલંગપર પડે. મેરેકો યહ નુકશાનીકી બાત માલુમ ન થી. મેં સમજી કુછ મેરી કસૂર હુઇ હોગી મેંને ઉનકો બહુત સમજાકે બાત પૂછી. વહ મેરેકો ગલેસે લગાકે બોલને લગે:—

"પ્યારી ! અપના સુખ ખુદાકો ના કબૂલ હૈ. વહ અપનેકો છુડાનેકો ચ્હાતે હૈ."

ઇસ બાત સુનતેહી મંને ઉનકી છાતીસે મેરા મુહ ઉઠાકર ઉનકે તર્ફ દેખા. ઉનકી આંખોસે પાની બરસ રહાથા. વહ બોલતે બોલતે મુરઝાતેથે. મેંને ઉન્કા મુંહ ચૂમને કહા—"અપનેકો કોઇ છુડા નહીં શકતે."

વહભી મેરે હોંઠોપર એક બોસા દેતે બોલે : 'પીયારી ! સચ હૈ. હમારા દીલ કોઇ નહિં છુડા શકતે મગર યહ બદન બદનસે ન મીલેગા. મેરા બેપાર સબ બંધ હુવા. મેરેકો પચાસ હજારકા નુકશાન હુવા. મેં બે કઓડી મુફલીસ મહોતાજ બન ગયા હું. સબ તુમારા હમારા સંજોગ રહના મૂશ્કિલ હૈ. જબ મેરે પાસ પૈસે આયેંગે મેં તુમ્હારે પાસ આઉંગા. તુમ અબ દુસરા શખ્સ દેખલો."

યહ સુનતેહી મેરા કલેજા ફટને લગા. મેં ફટી આંખસે દેખ રહી. વહ બોલે:—

"હાં સચહી હૈ."

"રહેનેદો. કોઇ ફીક નહિં. મેં આપકો ન છોડુંગી."

મેંને કયસાભી કરકે ઉનકા દીલ બહેલાનેકી કોશીશ કી. મગર ઉનકે દીલમેં બડીહી આહ ભરીથી. વહ ફજરમેં ઉઠકે જાતે વખ્ત હમેશકે રીવાજ મુજબ મેરેકો સીનેસે દબા મેરે હોઠોં પર

બોસા દેતે મેરે સામને દેખ રહે. જાતે વખ્ત મેરા હાથ ઉનકે હાથમેંહી થા. ઉનકે પાઉં ઉપડતે ન થે. જાનેકા દીલ ન હોતાથા યા દીલ જલતાથા. જૈસેકી લંબી મુસાફરીમેં આશક માશુક છૂટે પડતે હૈ વૈસા વહ દ્રષ્ય થા. ઉન્હોને ફીર બોસા લીયા. ઔર ગયે. જાતે જાતે મેરે તરફ તાકકે એક બડાહી નિશ્વાસ નાખતે ચલે ગયે.

હાય! વહ નિશ્વાસ! વહ સુકા હુવા મુખડા! વહ રકત આંખે! અબ ભી મેરે સામને ઉનકા ઉસ બખ્તકા ચહેરા દીખાઈ દેતા હૈ."

ગુલ્શન ક્ષણભર શ્વાસ લેવા અટકી. મીનાક્ષીએ ફરી દૂધના બે કટોરા લાવી ત્યાં મૂક્યા. બન્ને જણે તે પીધા. બાદ ગુલ્શને શરૂઆત કરીઃ—

"આપકો આજ બહુત દેરી હો ગઈ, મગર માફ કીજીએ. અબ મેરી કહાની બહુત લંબી નહિં હૈ.

ઉનકે જાનેકે બાદ મેં બહુત ગભરા ગઈ યા ખૂદા! યહ ક્યા ગજબ હોનાહૈ. અયસે આદમીયોંકો ઐસા દુઃખ! મૈં રોઈ. ખૂબ રોઈ. ઉસ રોજ ખાનાભી નહિં ખાયા. મેંને ઉનકી ગયર-હાજરીમેં સૌ રૂપયે દેનાભી કીયાથા. ગદેલે, લેંપ, વગયરા નયી નયી ચીજેં મેરે લાલકે અયશઆરામકે લીયે મે લે આઇથી મગર મેં વહ દીખાભી ન સકી. મેરા નસીબી ઉલટ ગયા. રાત હોને લગી, મેં લગાતાર ઉનકી રાહ દેખતી ભીતર બાહર ભીતર બાહર કરતી થી. અભી આયેગે, અબ આયેંગે. અયસીહી રાહ દેખા કરતીથી. આઠ બજે, નવ બજે, દશ બજે, વહ ન આયે. મેંને શોચા. બાયોસ્કોપ દેખને ગયે હોગે. અગ્યારહ બજે, બારા બજે, વહ નહિં આયે મેને સમજ લીયા 'વહ નહિ આયેંગે.' મેં બેજાર હોકે પલંગપર પડી. રો રોકે મેંને સારી રાત નીકાલી. મેરેકો ઉન્કે બેપારકા દુઃખ ન થા. ઉનકી મહબ્બતકા દુઃખથા. પલપલ મેરેકો ઉનકો "પ્યારી! માય ડીયર! ડીયર ગુલ્શન!" વગયરા મીઠી જબાનસે નીકલતે હુવે લફ્જો યાદ આતે થે. "અહા! ખુદાને તેરા બદન કીસ મીટ્ટીસે બનાયા હૈ? વહ ઇતના પતલા-હોનેપર ભી રેશમસે જ્યાદા મુલાયમ હૈ. દેખનેકે સખ્તહી હૈ મગર હાથ લગાનેમેં મખમલ હૈ." એસી ઐસી બાતેં મેરે કાનમેં ગુંજતે

લગી. વહી રોજભી બૈઠાહી ગયા. ઐસે મેંને તીન રોજ તક રાહ દેખા. મેંને સીવા કારી ઔર કુછ ઈન તીન દીનો નહિં ખાયા થા. મેરેકો ભૂખ ઔર દુ:ખસે ચક્કર આતેથે. આંખે રો રોકે જલતીથી. ચ્હેરા સબ બીગડ ગયાથા. શ્યામકો છબજે મેંને ઉનકી દુકાનપર જાનેકો ઇરાદા કીયા. મેં ભાડેકી ગાડીમેં ગઇ. વહાં દેખા તો તાલા લગા હુવા હૈ. મેંને બાજુવાલે શખ્સસે પૂછા તો જવાબ મીલા "વહ દીનમેં એક દો ઘંટાં કે લીયે આતે હૈ. ઉન્કો બડાહી નુકશાન હુવા હૈ."

મેં નિરાશ હોકર ઘરપર આઇ. લેકીન મેરેકો ચયન ન પડા મેં હરરોજ ગાડી કરકે ઉનકી દુકાનકી ઔર વખ્ત બેવખ્ત જાને લગી. એક રોજ ઉન્કે ગુમાસ્તેકો દેખા. ઉન્કો બોલે આપ જરા મેરે વ્હાં ભેજદેના. ઉસીરોજ વહ આયે. મેં નિરાશ હોકે રો પડી. વહ મેરેકો હિમ્મત દેને લગે. ઇતનેમે વો પહીલેકા શખ્સ આયા. મેં ઇસીસે કુચ્છ જયાદા બાત નહીં કર સકી. ઔર વે દોનો બી કુછ બોલે નહિં. સુબ્હેમેં પાંચ બજે વહ જાનેકો તયાર હુવે તબ મેંને કહા. "મેં મૂર્ખ હું–બેઅક્કલ હું. આપકો તસ્દી દીયા લેકીન કુછ કામ નહિં હુવા. આપ આજ યહાં આઇએગા."

વે બોલે:—નહિં. અબ યહાં નહિં મેં નદીકે કિનારેપર મીલુંગા. ગુમાસ્તા ગાડી લેકર આયગા. તુમ ઉન્કે સાથ આના.'

વે ચલે ગયે. મેરેકો અબ દો તરહકા દુ:ખથા. એકતો મહબ્બતવાલા દીલ ચલ ગયા. ઔર અબ જીવનકે લીયે તજવીજ કરના રહા. મેં રાતકો નદી કિનારે ગઇ. વહાં હમલોગ અગ્યારહ બજે તક પથ્થરપર બૈઠે. આખરીમેં મેંને કહા—"આપ મેરેકો ખાનેકો સુકી રોટી દો, મુઝે જયાદા જરૂરત નહિં. લેકીન આપ મુઝે ન છોડો." ઇન્હોંકો દયા આઇ. વહ બોલે—"તેરે દીલકો દુ:ખ નહો ઇસીસે મેં તુઝે છોડતાથા. જબ તુમેરે સાથ દુ:ખ મેલનેકો બી ખુશી હૈ. મેં તયાર હું. આધેમેંસે આધી રોટીભી મેં તુઝે ખીલાઉંગા ઔર પીછે મેં ખાઉંગા." બસ મેં ખુશ હો ગઇ.

દુસરે રોજસે ફીર બી મેરા આનંદ શુરૂ હુવા. હમ દોનો સાથહી રહને લગે. છે માસ નીકલ ગયા. મેં યહ સમજતીથી કી ઇતનેમેં કુછ ન બેપાર હાથ આયગા મગર ઉનકો દેના ઇતનાથાકી

ઉનકે હાથમેં એક કઔડી ભી ન થી, વહ અપને દોસ્ત બીરાદરોંસે રૂપયા દો રૂપયા લાને લગે ઔર મેરેકો દેને લગે. વહ હમેશ ખાના હોટલમેં ખાતેથે, ઇસીસે મેરેકો બોલતેથે કે "ખાના ખા લીયા હૈ. મેરે લીયે કુછ મગાના નહિં." મેંને ભી પહલે પહલ વહ સચ્ચા સમજ લીયા, ફીર એકરોજ માલુમ હુવાકી વહ એક વખ્ત હોટલમેં કુછ નાસ્તાહી કરનેથે, ઔર કુછ ન ખાતેથે. ઇસીસે મેં ઘર પર હોટલસે નાસ્તા મગાકે રખને લગી. ફીર અયસી હાલત કહાં તક ચલતી હૈ? ઘરકા ભાડા તીન માસકા ચઢ ગયા. મેરા ભી જેવર સબ ચલ ગયા. બેપાર કુછ ન થા ઉનકા દીલ ભી બેપાર ન હોનેસે બીગડ ગયા. લેકીન ઇન સબસે મેરેકો બહુત આનંદ થા. ક્યોંકી વહ ઐસે માનતેથેકી વહ મેરેપર જરા ગુસ્સા કરેંગે તો મેરા દીલ રંજીદા હોગા. ઇસીસે વહ હમેશ મેરેકો ખુશ રખનેકી કોશીષ કરતેથે.

મગર વહ ભી કહાં તક ચલતા હૈ? એક રોજ અયસા આગયા કી ન તો મેરેકો ખાના મીલા, ન તો ઉન્કો નાસ્તા મીલા. ઉન્કે પાસ એક કઔડી ન થી. મેરે પાસ સીર્ફ ચાર આનેથે. મેંને ઉનકે આનેકે બાદ નાસ્તા મગાયા ઔર મેં ઉનકો ખીલાને લગી. તીન ચાર નવાલા ખાનેકે બાદ વહ મુઝે ખાનેકે લીયે આગ્રહ કરને લગે. મેં બોલી મેં પીછે ખાઉંગી. ઉન્હો ઉસ રોજ જીદપર ચઢે. હમ દોનોહી જીદપર ચઢ ગયે. આખીરમેં મેં બીગડ ગઇ. હાથમેંસે નવાલા ફેંક દીયા, ઔર બોલ ઉઠી:

"યહ કયા જુલમ હૈ? દીનભર ખાના નહિ. પેટતો જલ જાતા હૈ. સરમેં ચક્કર આતે હૈ ઉસ્કેપર આપ ભી અયસી તકલીફ દે રહે હો?"

વહ બેચારે ચૂપચાપ હોકર પલંગપર પડે. મેં ભી આધા ઘંટા ગુપચૂપ બૈઠી. ફીર ભી મેં આકે દૂસરા પડીકા છોડકે ઉન્કો ખીલાને લગી. ઉસ વખ્ત વહ ન તો બોલે કી "તુ ખા"—યા ન તો બોલેકી "બસ—બસ કાફી હૈ." મેને ભી થોડા ખાયા. બસ. મેંને યહી બેવકુફી કી. દૂસરે રોજ વહ બહાર જાતે વખ્ત બોલે—"ગુલ્શન! ખફા ન હોના. મેં તુઝે યહ દુઃખ મેં નહીં દેખ સકતા હું. તેરેકો તેરે કસમસે મેં મુક્ત કરતાહું તું અપના રસ્તા દેખ મેરે હાથમેં જો કુછ આયગા. મેં તેરેકો દઉંગા ઔર જબ

અચ્છા બેમાર હોગા, મેં તેરે પાસ આઉંગા. જબ તક મેરે પાસ પૈસે નહીં આયેંગે. મેં તુઝે મુંહ નહિં દીખાઉંગા."

મેં ચૌંક પડી. ક્યા બોલના વો ન સમજા ગયા. મેં ઉનકે પાસ જાઉં ઉનકે અવ્વલતો વો વહાંસે ચલ ગયે.

"બસ ઉસ રોજકે બાદ મૈંને ઉન્હોંકો નહીં દેખે. ઉસકે બાદ મેંને પૈસે કે પરહી મેરી નજર રખ્ખી, મગર કીસીસે સચ્ચી મહોબત ન કી. થોડેહી મેહિનેમેં મેરી હાલત સુધરને લગી. આજ યહ હાલત હૈ. મેં ઉન્હોંકો ઢુંઢનેકે ઇરાદેસે સબ બડે બડે ગાંવ દેખકર યહાં આઇ હું. યહાં મેરેકો છે મહિને હો ગયે હૈ, મગર અભી તક ઉન્હોંકા પત્તા નહીં મીલતા. મેરેકો ઐસા પક્કા સમાચાર મીલા હૈ કી વહ યહાં આયે હૈ, ઔર ઇસીસે મેરા ઇરાદા યહાંહી ઠહરકે તપાસ કરનેકા હે

"હાય! ખુદા! એક રોજભી ઉનકા દર્શ નહીં કરાયેંગે?" ગુલ્શને નિશ્વાસ નાંખ્યો.

"વહ આપકો છોડ કે જાનેકો કીતના બખ્ત હુવા?" અરૂણે પૂછ્યું.

"સિર્ફ દો સાલ. આપ મુઝે ઇસ કામમેં મદદ ન દોગે?"

"જરૂર દુંગા. મગર મેં ઇસકો કયસે પયચાન સકતાહું?"

"ઇન્હોંકા મુંહ તુમ્હારેહી જયસા હૈ, બદનભી અયસાહી હૈ. ઔર ઉનકા દેશાભિમાન ઉન્કો તુરતહી માલુમ કરા દેગા."

"ક્યા વહ ઐસે દેશાભિમાની હૈ?"

"હાં, ઉન્હોંને મેરેકો ભી સુત કાંતનેકા સીખાયાથા. ઔર ઉન્કી યાદગીરીમેં મેં હમેશ આધા ઘંટાભી વહ કાંતતી હું. મેંને પાંચ રતલ સુત તયાર કીયા હૈ. જહાં તક વહ ન મીલેંગે, મેં વો સબ સુત જમા કરૂંગી. ઔર જબ વે મીલેંગે, વહી સુતકી માલા મેં ઉનકો પહનાઉંગી."

---

## પરિચ્છેદ દશમો.

### મનુષ્ય કે જાદુગર !

શાન્ત કર્ત્તવ્યપરાયણતાનો પ્રભાવ મંત્રથી પણ વધે છે.



આ ધવલાલ શેઠની ધર્મશાળાનું મકાન ઘણું મોટું હતું. તેમાં ઉપર તથા નીચે નાની ઓરડીઓ કાઢી હતી. વિશાળ ચોક હતો. પાણી વગેરે માટે નળ તથા કુવો બન્ને સાધન હતાં. ત્યાં એક પટાવાળો રાખવામાં આવ્યો હતો. ધર્મશાળા એટલે મુસાફરોને ઉતરવાનું વગર ભાડાનું મકાન. પણ અહીં જુદોજ કાયદો હતો. દરેક ઓરડીનું પાંચ પાંચ આના રોજનું ભાડુ લેવાતું. તે ઉપરાંત ખાટલા ગોદડાં વગેરે જે જોઇએ તે પણ ભાડુ લઇ આપવામાં આવતું. કોઇ ગરીબ મુસાફરને માટે તે જગ્યા ન હતી. અને તેથી તેને ધર્મશાળાને બદલે લૉજ–વીશી–કહીએ તો યોગ્યજ ગણાય. "આપણે પણ તેને 'માધવલાલ શેઠનો લૉજ' એ નામથીજ ઓળખીશું.

આજ શનીવાર હતો. માધવલાલ શેઠના લૉજમાં આજ અંદર વીસ યુવાનોનું મંડળ એકઠું થયું હતું વિનોદ, જગન્નાથ રણછોડ તથા અરૂણ એ ચાર આપણા જાણીતા યુવકો હતા. અંદર અંદર વાતચીત ચાલતી હતી. બે મહિના પછી મ્યુનીસીપાલીટી માટે સભાસદ ચુંટવાને નક્કી કરેલી તારીખની વાતો થતી હતી.

" આપણે આજ શા માટે ભેગા થયા છીએ તે તમે જાણો છો ? " અરૂણે પૂછ્યું.

ના "અમે તો તમારા આમંત્રણને માન આપીને આવ્યા છીએ' એક યુવકે જવાબ આપ્યો.

" ભાઇઓ ! " ! અરૂણે શરૂઆત કરી " આપણા શહેરમાં બે માસ પછી મ્યુનીસીપાલીટીના સભાસદોની ચુંટણી થવાની છે. અને તેને માટે ઉમેદવારો બહાર પડવાના છે. મેં આપને એ

બાબતમાં વિચાર કરવા બોલાવ્યા છે. મ્યુનીસીપાલ ખાતુ શહેરીઓનું અને શહેરીઓને માટે છે. અને તેથીજ શહેરીઓને જેના પર વિશ્વાસ હોય, યા જે શહેરીઓના હિતની બાબતો ધ્યાનમાં લઈ તેમના હિત માટેજ કામ કરે એવા ગૃહસ્થો નીમાવા જોઇએ.

હાલની ચુંટણી કેવી થાય છે તે તમે જાણો છો ?"

"કેવી થાય છે ?" એકજણે પ્રશ્ન કર્યો.

તે ચુંટણીની રીત ખરેખર, એક સુધરેલા દેશ માટે તો હાસ્યપાત્રજ ગણાય પરન્તુ હાલ તો સુધરેલા દેશોજ આપણને તેવા માર્ગો શીખવે છે. જે ગૃહસ્થને સભાસદ બની, પોતાનું નામ બહાર લાવવાની અને ધીમે ધીમે બીજી સભાઓ અને મંડળોમાં બહાર આવવાની ઇચ્છા હોય છે, તેઓ પ્રજાના હિતનો વિચાર કરતા નથી. તેમ તેમના પોતાના કર્ત્તવ્ય તરફ પણ લક્ષ આપતા નથી. માત્ર પોતાના પક્ષમાં વધુમત કેમ મળે એજ તેમનો મુખ્ય હેતુ હોય છે. મત મેળવવા દલાલો અને દોસ્તોનો ઉપયોગ કરે છે. હજારો રૂપીઆ હજારોની લાગવગનો ઉપયોગ કરે છે. અને તેમના મત મેળવી માત્ર સભામાં ખુરસી ભારે મારવા ઉપરાંત અગત્યનું કાંઇજ કામ કરતા નથી. મત મેળવતી વખતે મતદારોના હિતનાં કાર્યો કરવા મોટાં મોટાં વચનો અપાય છે. અને મત મળ્યા પછી તે વચનોને અને મતદારોને ભુલી જવાય છે. મતદારો પણ પછીથી પોતે ચુંટેલા પ્રતિનીધિને મળવાની કે તેની આંખ ઉઘાડવાની તસ્દી લેતા નથી.

"આવી રીતે મત મેળવવામાં દલાલો એટલી હદ સુધી પોતાના ઓળખાણનો ઉપયોગ કરે છે કે જે સ્મરણ કરતાં પણ આપણને શરમ આવે છે. એક વખત મુંબઇમાં વાઇસરાયની કાઉન્સીલ માટે બે ઉમેદવારો બહાર પડયા હતા. બન્ને એકજ કોમના હતા. એક માણસ પૈસાવાળો હતો. જ્યારે બીજો સામાન્ય સ્થીતિનો પણ બાહોશ હતો. અલબત ! બન્ને તરફથી મત મેળવવા હરીફાઇ થતી હતી. સામાન્ય સ્થિતિનો માણસ પૈસા ખરચી શકે તેમ નહતો, પરન્તુ તેની કાર્ય દક્ષતા જાણીતી હતી. શ્રીમંત મનુષ્યને વધુ મત મળે એમ નહતું. અને તેથી પોતાના દ્રવ્યનો તેણે ઉપયોગ કરવા માંડયો, દલાલોને ચારે તરફ દોડાવી મૂક્યા.

વર્તમાન પત્રોના કેટલાક લાલચુ અધિપતિઓને હાથમાં લઇ પોતેજ પોતાના વખાણ કરનારા લેખો લખી આપી પ્રસિદ્ધ કરાવા માંડ્યા. દલાલોએ મતદારોમાં ધામધુમ કરી મૂકી. કેટલાક મતદારોએ જ્યારે તે શ્રીમંતને મત આપવા મરજી ન બતાવી, ત્યારે બીજાઓના સલામણો તેમનાપર લાવવા માંડી, અને તે એટલી હદ સુધી કે એક ગૃહસ્થને એક વિશ્વયોષિતાની સાથે સંબંધ હતો, તે ગૃહસ્થ આ શ્રીમંતને મત આપવાના તરફેણમાં ન હતો. આથી તે દલાલે તે વિશ્વયોષિતાને ત્યાં જઇ સાડી, પોલકુ, મીઠાઇ, વીંટી વગેરે રૂપીઆ હજારથી દોઢ હજારનો સામાન નજર કર્યો અને બદલામાં તે ગૃહસ્થ પાસે પેલા શ્રીમંતને મત અપાવવાની માગણી કરી. આવી રીતે જો મત મેળવવા આવાં કૃત્યો કરવાં પડે તો તે પ્રતિનીધિ પ્રજાનું હિત કેવી રીતે કરે ? પ્રજાએ પોતાની મેળેજ પ્રતિનીધિ ચુંટવો જોઇએ. પ્રતિનીધિ માટે મત મેળવવા દોડા દોડ કરવાની જરૂરજ રહેતી નથી. જો એમને વગર માગ્યે માત્ર તેમના નામ માત્રની જાહેરાતથી જો મત ન મળે તો પ્રજા તેની કાર્ય દક્ષતાથી પ્રસન્ન ન હોવાનું સાબીત થાય છેજ. અને તેવા પ્રતિનીધિને નીમવાથી ફાયદો પણ શો ? માટે પ્રજાએ કેવા પ્રતિનીધિની ચુંટણી કરવી જોઇએ તે બાબત પ્રજાને સારી રીતે સમજાવવી જોઇએ. અને તેમની આંખ ઉઘાડવી જોઇએ. મારો વિચાર આપણી આવતી ચુંટણી માટે પ્રજાને યોગ્ય પ્રકારે જાગૃત કરવાનો છે, અને તેને માટે અત્યારથી હિલચાલ કરવા તત્પર થવું જોઇએ. "

" હા, હા, ખરૂં છે. એ સભાઓમાં બેસનારા બધા શ્રીમંતો માત્ર ગરજ વખતેજ સલામો ભરે છે, અને મત મળ્યા બાદ મત આપનારના હિતનો વિચાર પણ કરતા નથી. માટે આ હિલચાલના વિચારો ખરેખર આવકારદાયક છે. " જગન્નાથ બોલી ઉઠયો:—

" પણ એ હિલચાલની શરૂઆત કરવી કેવી રીતે ? " એક યુવકે પૂછ્યું.

આ વખત મદનરાયની પુત્રી ઉષા ત્યાં આવી. કાંઇક કામસર તે સ્ટેશન તરફ આવી હતી. ત્યાંથી પાછા વળતાં તે સહજ ધર્મશાળા તરફ વળી. તેને જોતાં રણછોડ તેની પાસે દોડી જઇ બોલ્યો:

" આવો બ્હેન ! કાંઇ મ્હારૂં કામ હતું ? "

" ના ના, હું તો સહજ આવી હતી. પણ શું અહિ કાંઈ સભા છે ?" તેણે પૂછયું.

" ના સભા જેવું તો કાંઇજ નથી. પણ આ ભાઈ અમને આ આવતી મ્યુનીસીપાલીટીની ચુંટણી વિષે વાત કરતા હતા. એમના વિચારો બહુજ ઉત્તમ છે."

ઉષાએ અરૂણ તરફ જોયું. અરૂણે વિવેકસહ પાસે આવતાં કહ્યું:—

" ઉષા બ્હેન ! ચુંટણી કેવી રીતે થાય છે અને લોકમત કેવી રીતે કેળવવો એનો અમે વિચાર કરતા હતા." અરૂણે એમ બોલતાં બધી વાત કરી. ઉષાએ જો તે મંડળને હરકત ન હોય તો ત્યાં પોતે બેસવા જણાવ્યું. ઘણી ખુશીથી તેને તરતજ ત્યાં જગ્યા કરી આપવામાં આવી. પછી અરૂણે મંડળ તરફ ફરી કહેવા માંડયું;—

" આ બાબતમાં આપણે અત્યારથીજ શરૂઆત કરવી જોઇએ. પ્રથમ એકએક પોળ યા મહોલ્લો પકડવો જોઇએ. અને તે પોળના તમામ મતદારોને સમજાવી તે મતદારોમાંના એક બાહોશ માણસને મુકરર કરાવવો કે એ માણસ જેને મત આપવાનુ જણાવે તેને બધા મતદારો મત આપે. મહોલ્લો મોટો હોય તો મતદારોની સંખ્યા મુજબ ત્રણ પાંચ કે સાત જણ નીમાય, અને તેઓ પોતાનામાથી એક નીમે. એ રીતે દરેક પોળમાંથી નીમાયલા પ્રતિનિધિઓના જીલ્લાવાર ભાગ પાડી નાંખવા. અને તેને જીલ્લાના પ્રતિનિધિઓ પોતાનામાથી લાયક ગૃહસ્થને તે જીલ્લા તરફનો પ્રતિનિધિ નીમે અને તે પ્રતિનિધિને તે જીલ્લાના તમામ મતદારોના મત મળે. જેથી પ્રજાનું હિત જેના હૃદયે હોય અથવા પ્રજાનો જેના પર વિશ્વાસ હોય તેવોજ માણસ પ્રતિનિધિ બની શકે. એક વખતે ચુટાયા પછી પોતાની કાર્યવાહીમાં નિષ્ફળ નીવડે અને બીજો માણુસ યોગ્ય લાગે તો બીજી વખતની ચુંટણી પણ તે રીતે બીજા યોગ્ય જણાતા માણુસને નીમે. આ રીતે ચુંટણી થાય તો ખરૂં પ્રતિનિધિત્વ આવે. હાલ તો એક બીજાની શરમથી તેમ જ પૈસાની શરમથી યા પૈસાની છોળોથી ગમે તેવો માણુસ ઘુસી જાય છે. તેમાં પ્રજાનો કાંઇજ શુક્વાર વળે નહિં."

" વાસ્તવિક છે." જગન્નાથ બોલ્યો. " આ રીતમાં કોઈપણ આવે મતદારને અગવડભર્યું નહિં લાગે."

" આમાં ઉમેદવારોને બહાર પડવાની પણ જરૂર નથી રહેતી." ઉષાએ કહ્યું.

" ભલે ઉમેદવારો પોતાનાં નામ જણાવે. કારણ જે જીલ્લાને તે ઉમેદવાર હોય તે જીલ્લાના મતદારોના પ્રતિનિધિ તે બાબત ધ્યાનમાં લેશે." અરૂણે જવાબ આપ્યો.

" આમાં સ્ત્રીઓ મદદ કરી શકે ખરી?" ઉષાએ પૂછ્યું.

" હા બ્હેન! સ્ત્રીઓ ધારે અને આવાં કાર્યોમાં ભાગલેતી થાય તો આગળ ઉપર આપણે ઘણું સારૂં કામ કરી શકીએ."

" શી રીતે?"

" પ્રથમ તો સ્ત્રીઓએ આ બાબતના સમાચાર પોતાના કુટુંબના પુરૂષ વર્ગ પાસેથી મેળવવા. અને પોતાની પોળની બીજી સ્ત્રીઓને આવી બાબતની માહિતી આપી, પ્રતિનિધિ થવા યોગ્ય ગૃહસ્થનું નામ પોતાના કુટુંબના વડા આગળ ભલામણ તરીકે મૂકવું. આવી રીતે શરૂઆત કરતા બીજી ધારાસભાઓનાં કાર્યોમાં પણ તેમના વિચારોના અંશ ધીરે ધીરે આવતા જાય. આપણામાં કહે છે કે 'સ્ત્રીઓએ જાહેર જીવનમાં ભાગ ન લેવો. કારણ કેટલીક વખત તેથી પુરૂષોના સંસર્ગમાં આવવું પડેછે અને મર્યાદાનો ભંગ થાય છે.' આ માન્યતાને વળગી રહેનાર સ્ત્રીઓ પણ બધી બાબતનો વિચાર કરી પોતાના કુટુંબનાજ પુરૂષ વર્ગ સાથે ચર્ચા કરી સત્ય તત્વ શોધી કાઢી શકે અને તે મુજબ પોતાનો મત પોતાના કુટુંબના વડા દ્વારા નોંધાવી શકે—એટલે તે કુટુંબ જ તે મતવાળું બની જાય."

" પણ તમે ધારો છો કે એથી લાગવગનું દબાણ ઓછું થઈ જશે?" ઉષાએ પ્રશ્ન કર્યો.

" કદાચ કોઈ પોળ લાગવગના દબાણ નીચે દબાય, તોપણ બીજી પોળો તો તે દબાણથી મુક્ત રહેને? વળી માણસ ઉઘાડી આંખે કુવામાં પડે તો પછી દોષ કોનો? માટે આપણે તો કર્તવ્ય સમજી આ કામ ઉપાડી લેવું જોઈએ."

" પણ આપણે આટલાજ જણ શું કરી શકીશું?" વિનોદે સ્હેજેલી જણાવી.

"વિનુ! તું સદાય નિરાશાવલંબી રહ્યો. શા માટે ડરે છે? ત્હારા બીજા સ્નેહીઓ નથી? આ મિત્રોના પણુ બીજા સ્નેહીઓ નહિં હોય? એકેક દ્વારા આપણે વધુ સંખ્યા ભેગી કરી શકીશું. અને કાર્ય ઉપાડી લઇશું."

સર્વ જણુ એકમત થયા અને પોતપોતાના જીલ્લા માટે કામ કરવાને તત્પર થયા. ઉષાએ પણુ એ કાર્યમાં ભાગ લેવા પોતાની ઇચ્છા દર્શાવી. તેનું નામ પણુ આ મંડળમાં નોંધાયું. કુલ પંદર નામ નોંધાયા. એક પછી એક સર્વ છુટા પડ્યા. આખરમાં અરૂણુ વિનોદ, રણુછોડ, જગન્નાથ, અને ઉષા રહ્યાં. રણુછોડે ઉષાને પૂછ્યું:—

"બ્હેન! આપ શી રીતે આ કાર્યમાં ભાગ લેશો?"

"કેમ?" ઉષાએ પૂછ્યું.

"માધવલાલ શેઠ ઉમેદવાર તરીકે બહાર પડશે અને તેમને માટે મત મળવવા બાપુને મહેનત કરવી પડશે. એ સંજોગોમાં તમે બાપુના વિરૂદ્ધ કામ કેમ કરી શકશો?" રણુછોડે શંકા કરી.

"તું શી રીતે કરીશ?" ઉષાએ સામો પ્રશ્ન કર્યો.

"મારે શું છે? હું તો નોકર! બહુ કરશે તો રજા આપશે. તો હું નોકરી છોડવા તૈયારછું. મારૂં નસીબ. મને વળી મારે લાયક જગ્યા મેળવી આપશે." રણુછોડે ખૂલાસો કર્યો.

"તો પછી મને શી મૂસ્કેલી છે? હું કાંઇ માધવલાલની નોકર નથી. મારા પિતા તેમના નોકર છે. હું સ્વતંત્ર છું. મને તેનો શો ડર છે?" ઉષાએ પ્રત્યુત્તર આપ્યો.

"સત્યછે. વ્યક્તિ સ્વાતંત્ર્યની તો આ લડત છે. ઉષાબ્હેન! શું આપ પણુ સમાજહિતમાં ભાગ લેવા માગો છો?" અરૂણે પૂછ્યું.

"તમે મારૂં નામ ક્યાંથી જાણો?" ઉષાએ સામો પ્રશ્ન કર્યો.

"હું તમને ઘણા સમયથી ઓળખું છું." અરૂણે જવાબ આપ્યો.

"પણુ મેં તો તમને આજ પહેલવહેલાજ જોયા."

"બનવાજોગ છે."

"બ્હેન!" વિનોદ વચ્ચે બોલી ઉઠયો. "અરૂણુભાઇનો

સ્વભાવ એવો છે—એમનું જીવન કોઈ એવા પ્રકારનુંછે કે એ કોણ છે અને શું છે તે કોઈ સમજી શકતું નથી. આજ લગભગ એક વર્ષથી અમે સાથે છીએ. છતાં તેમનું રહેવાનું ઠેકાણું પણ મને ખબર નથી. પણ બહુજ બાહોશ, દીર્ઘદર્શી, કાર્યદક્ષ, સદ્‌ગુણી અને દેશભક્ત છે. તેમને રૂપીઆ સવાબસો પગારના મળેછે, પરન્તુ તેમનો પહેરવેશ આનો આજ. કેવળ સાદો. નહિં ચ્હાનું કે નહિં દુધનુ પણ વ્યસન. નહિં બીડી કે નહિં પાન. કોઇ આપે અને કદાચ લે તો કોણ જાણે. પરન્તુ અમુક ચીજ વિના નહિંજ ચાલે, એમ મેં એમને મોઢેથી કદીપણ સાંભળ્યું નથી."

"ખરેખર! કર્ત્તવ્યદક્ષ પુરૂષોનાં જીવન અગમ્યજ હોય છે." અરૂણ તરફ ફરી તેણે આગળ ચલાવ્યું." આપની મુલાકાતથી મને બહુજ આનંદ થયો. કોઇ કોઇ વખત ફુરસદે મારા ઘર તરફ આવજો તો ખરા. આપ મને લાંબા સમયથી ઓળખો છો તો હું ધારૂંછું મારૂં ઘર પણ જાણતાજ હશો!" ઉષા બોલી.

"હા. જાણું છું. આવીશ વળી સમય પરત્વે." અરૂણે ટુંકાવ્યું.

"અરે પણ, એમને ફુરસદ મળે તો આવેને! જ્યારે જોઇયે ત્યારે કામમાં અને કામમાં. મેં તો એમને કોઇને પણ ત્યાં જોયા નથી." વિનોદ વળી વચ્ચે પૂરાયો.

"જાઉં છું. નથી જતો એમ નહિં. પણ મારી મુલાકાત બધાને રૂચીકર થતી નથી." અરૂણ બોલ્યો.

"એમ તે બને ખરૂં કે?" ઉષાએ શંકા કરી.

"હા. કારણ મારી મુલાકાત અમથી હોતી નથી. કામને અંગેજ હોય છે. અને તે કામ કાં તો કોઈ ગરીબને મદદ કરવાનું અથવા તો સમાજહિતના કાર્યમાં કાંઇક આગળ વધવાનું. સામાન્ય મુલાકાત હોય તો તો જાણે ઠીક."

"તમારી આવા પ્રકારની મુલાકાતથી તો મને ઓર વધુ આનંદ થશે." ઉષાએ પ્રત્યુત્તર આપ્યું.

"અરૂણભાઇ! બ્હેન તો દેવી છે. આહા? તેમણે મને એવી સ્થીતિમાં મદદ—"

રણછોડને આગળ બોલતાં અટકાવી ઉષા બોલી:—

" બસ રણછોડ આ બ્યાજબી ન કહેવાય !

" હું જાણું છું, રણછોડ ! જો એ દેવીની મદદ ન હોત તો તું તારી પત્નિની માંદગીના બિછાનાપાસે બેસવા પણ ન પામત." અરૂણ બોલી ઉઠયો.

"ત્યારે શું તમને તે વાત પણ ખબર છે?" રણછોડે આશ્ચર્યથી પૂછ્યું. "મદનરાયના એકાન્ત દીવાનખાનામાં શું બન્યું તે તમે કેમ જાણ્યું ?"

ઉષા પણ આશ્ચર્ય પામી ગઇ. તેના મનમાં તેના સદ્‌ભાવ અને સદ્‌વર્ત્તનની એવી તો છાપ પડી ગઇ કે તે બોલી ઉઠી:—

"તમે તે મનુષ્ય કે જાદુગર?"



# પરિચ્છેદ ૧૧ મો.

## સુખકી ઘડી.

ધ્યેય પ્રાપ્તિ સમયનો આનંદ કેવો હોય ! સમાજનો ઉંડો અભ્યાસ એજ રાષ્ટ્રની ઉન્નતિની ધગશનું ચિન્હ છે.



ત્રિના સાડાનવનો અમલ થયો હતો. અમદાવાદ જેવા શહેરના સારંગપુર જેવા લત્તામાં સાડાનવ એટલે મુંબઇના કાલબાદેવી લત્તામાં એક વાગ્યા જેવા : એટલે કે રસ્તા પર માણસોનો અવર જવર બહુ જ જુજ હતો. દુકાનોમાં માત્ર પાનસોપારી અને ચ્હાની હોટલોજ ઉઘાડી હતી. ભાડભુંજાની દુકાનો આગળ સ્ત્રીઓ તથા પુરૂષો ખાટલા નાખી પડયાં પડયાં વાતોનાં ગપ્પાં મારતાં હતાં. રૂપેરી રંગથી ચંદ્રપ્રભા સર્વના હૃદયને શાન્ત બનાવતી હતી. આ વખતે સારંગપુર દરવાજાની છેક નજીકમાં એક ચ્હાની હોટલમાં પાંચ છ જણ બેઠા હતા. ઘુંટણ સુધીનું મેલું ગંધાતું ટુંકું પંચીયું પહેરી ઉઘાડે શરીરે માથાના ફગફગતા વાળવાળો તે હોટલનો માલીક તુટી ગયેલા હાથવાળા પ્યાલામાં ચ્હા ભરી ભરી તેમના આગળ મૂકતો હતો. હોટલવાળો ઘણો કરકસરીઓ જણાતો હતો. કારણ તુટેલા હાથના અને તરડાયલા

પ્યાલાઓને પીતળના પટા જડાવી વાપરતો હતો. ચ્હા તથા કોફીના છાંટાઓથી રંગબેરંગી બની ગયેલા એક જુના મેજ પર એક તાંબાનો ગરમ પાણીનો બંબો પડ્યો હતો. એક મેલી ગંધાતી ગળણી તથા એક ટીનની ચાદાની પડી હતી. ભીંતને લગાડીને બેસવાને માટે બન્ને તરફ બબ્બે પાટો ત્રેક એક ફુટ પહોળી નાખેલી હતી. બાજુમાં એક લાકડાનું પીપ નળ નીચે મુકી રાખ્યું હતુ. પીધેલા પ્યાલાને પીપમાંના ગંગાજળ જેવા પવિત્ર ગણાતા પાણીમાં ઝબકોળતા હતા. બાંકડા ઉપર બેઠેલા એમાંના બે ત્રણ જણ અલમથી ધુમાડાના ગોટેગોટા કાઢતા હતા. બે જણ જરા તેમનાથી દૂર બેઠા બેઠા વાતો કરતા હતા. હોટલવાળો ચ્હાના કપ ભરી ભરી તેમની સેવામાં હાજર કરતો હતો.

"હાં, પછી શું થયું ?" પેલા બે વાત કરતા હતા તેમાંના એક પાતળા મનુષ્યે તેની સાથેના મજબુત પણ કરડા માણસને પુછ્યું.

"તેઓ બધા તમે કહો તેમ કરવા તૈયાર છે." તેણે જવાબ આપ્યો.

આ પાતળો મનુષ્ય અરૂણ હતો અને બીજા મનુષ્યનું નામ હુરભમ હતું. તે મુકાદમ તરીકે કામ કરતો હતો. અમદાવાદમાં માલ લાવવા લઇ જવાને મજુરો હાથગાડીઓ રાખે છે. તેવા મજુરોનો મોટો ભાગ તેની વલણમાં હતો. મીલો તથા રેલ્વેના મજુરો તેના કબજામાં હતા. તે મજુરોની સ્થિતિ સુધારવાની યોજના અરૂણના હૃદયમાં ઘૂમતી હતી.

"ઠીક. ત્યારે હુ આવતી કાલે તને મળીશ. અહીંજ આવજે." અરૂણે હુરભમને વિદાય કર્યો. પછી બીજા માણસને બોલાવતાં તેણે કહ્યું:—

"પ્રતાપ! તમારૂં ગાડું કેમ ચાલે છે ?"

"ભાઈ ! મેં પણ અમારા બીજા મીલ કામદારોને એકમત કરવા માંડ્યા છે. અમે પણ થોડા વખતમાં તૈયાર થઇ જઇશું." પ્રતાપે જવાબ આપ્યો.

"ઠીક. તારૂં કામ તૈયાર થાય એટલે મને મળજે."

" અરૂણ એટલું કહી ત્યાંથી નીકળી ગુલશનના ઘર તરફજ

ગયો. હજી ત્યાં દીપક બળતા હતા. અરૂણે જઇ મીનાક્ષીને વરધી આપવા કહ્યું. ગુલ્શાન પોતેજ તેને લેવા સામી આવી.

"આઇએ, સરકાર ! આજ ઇસ લોંડીપે બહુત અહેશાન કીયા."

"ગુલ્શાન ! મારે કાંઇજ કામ નથી. માત્ર એક કામમાં તારી મદદ લેવા આવ્યો છું."

"ફીરભી આપને ગુજરાની ચલાયા ! કહીએ. મૈં કયા કર સકતી હૂ." ગુલ્શાને હસતાં હસતાં કહ્યું.

"ગુલ્શાન ! થોડેહી રોજમેં મ્યુનીસીપલ સભાસદોંકી પસંદગી હોનેવાલી હૈ, વહ પસંદગી રઇસોં કરેંગે. ઉસમે કીતનીહી નાચગાન કરનેવાલી ઔરતોંકોભી મત દેનેકા અધિકાર હૈ. ઔર ઉન્કે વહાં આને જાનેવાલે શેઠ સાહુકારોંકોભી હૈ. મૈં યહ ચ્હાતા હું કી કેવલ પૈસેકેહી લીયે અભી તક ઉન્હોં જો અપને મત જ્યાદા દામસે મત ખરીદદારોંકો દેતેહૈ, ઐસા ન હો. જીસ શખ્સ વૈસે મત દેને કો લાયક હો, વૈસેહી શખ્સકો વો દે."

અરૂણે તેને ચુંટણીના પોતે નિયત કરેલા નિયમ સમજાવ્યા અને કહ્યું:

"ઉસ લીયે, તુઝે યહ સબ ઔરતોંકે વહાં જાકર વહ સમજાના હોગા—" પોતાની સાથે પહેલાંનો અત્યંત પરિચય હોય તેમ અરૂણને બોલતો જોઇ ગુલ્શાનના મનમાં અત્યંત તર્ક વિતર્ક થવા લાગ્યા. 'અહા ! આ ગૃહસ્થ માટે મને પ્રથમથીજ શંકા આવી હતી. હજી પણ એજ શંકા છે. શું આ તેજ મારો પ્રેમી હશે ? તે પોતાનું હૃદય છૂપાવવા જાય છે, પણ કેમ જાણે અત્યંત ગાઢ પરિચય હોય તેમ ખુલ્લા દીલથી બોલી જાય છે. બધી રીત ભાત તેમના જેવીજ છે. માત્ર બાહ્ય દેખાવમાં કાંઇક ફેર છે. તે વિલાયતી પોષાકમાં સજ્જ રહેતા, આનો પોષાક સાદો અને કેવળ ખાદીનોજ છે. વળી પ્રકાશને મૂછ તથા દાઢી હતાં, જ્યારે આતો હંમેશ મૂછ મુંડાવે છે. મોઢું મળતું આવે છે પણ નામ જુદું છે. પ્રકાશ પોતે હિન્દુસ્તાની હોવાનું કહેતા, ત્યારે આ ગુજરાતી જણાય છે. છતાં મારૂં હૃદય એમજ કહે છે કે હું છેતરાઉછું. આજ પકાશ હોવા જોઇએ. લાવ, તપાસ તો કરૂં ?" આમ વિચાર કરી, અરૂણને તાબોલ અટકાવી બોલી:—

" ક્યા આપ મુઝકો હુકમ કરતે હો ? હુકમ કરનેકી તાકાદ બિના મેરે લાલ, કીસીકીભી નહિં હૈ. આપ સચ કહો. મુઝે શક આતા હૈ. મેરા દિલ ધડકતા હૈ. હમેશ મેં આપકો મેરે પ્રકાશ હો ઐસા શોચતી હું. આપ જલ્દી બતાદો કી આપ સચકી પ્રકાશ હો. અબ મેરેસે નહિં રહા જાતા. આપ સચહી કહદો, યા આપ મેરે વહાં આનેકા બંધ કરદો. હાય ! ક્યા મેરે લાલ મેરે દિલકી યહ દશા દેખ શકતેથે ? જરાહી રંજ મેરે દીલમેં હોતાથા તબ મેરે લાલ અપના જાન દેનેકો ભી તયાર હો જાતેથે. વહ મેરે પ્યારે ક્યા મુઝે યું અકેલી ટુટે હુવે દીલસે હીજરાની દેખ સકે ? પ્રેમકી ભી પરવા ન કરતે, ઔર મુઝે અપને સીનેસે લગાકે બોસોંસે મુઝે પરેશાન કર દેતે હાય ! વો દીન કબ આયગા ! " ગુલ્શાને નિશ્વાસ નાખ્યો.

" ગુલશન ! ખુદા સબકા માલિક હૈ ! " અરૂણે ધીરજ આપી.

' બસ વેહી વેહી " ગુલ્શને અરૂણનો હાથ પકડતાં કહ્યું. " સાહબ ! આપ કહદો આપ કોન હો ? આપ મેરે લાલ હો યા ઉન્કે દોસ્ત હો. સબ બાતે ઉન્હીકી તરાહ આપ કરતે હો. કહો, કહો, મૈં સચ કહતી હું આપકી પ્રકાશ હો. આપને અપના નામ છુપા દીયા હૈ. મેં કબકી સમજ ચુકી હું મગર પ્યારમે દીવાની હો કરકીભી ગયર મર્દકો મેરે પ્યારે કરકે ન પોકારલું ઇસીસે મે ગમ ખા રહી હું "

" દીલ શાદ કબ હોતા ? " અરૂણે પૂછ્યું.

" દીલારામ મીલનેસે. " ગુલ્શાને જવાબ આપ્યો અને સામો પ્રશ્ન કર્યો:—

" ઇશ્કકી જંજીરકો ટૂટી હુઈ દેખી કભી ? "

હં. બાતફોંઓ ખ્વાબમેંભી સચ સમજ સકતે વહી ? " અરૂણ બોલ્યો. ગુલ્શને તેના બન્ને હાથ પકડતાં કહ્યું:—

" માલિક યહ દિલ કે મીલે, ફીરભી જીગર કોં ના મીલે ? "

" જકડે હુવે જીગર ન સીનેસે મીને તો ક્યા હુવા ?" અરૂણે જવાબ દીધો. ગુલ્શન તથા અરૂણનાં હૃદય પરસ્પર ભેટ્યાં. ઘણુ-વાર સર્વ નિઃશબ્દ બની રહ્યું. ગુલશનનું હૃદય અત્યંત જોરથી ધડકવા લાગ્યું. અરૂણે તેને પોતાની દેહથી અળગી કરવા યત્ન કર્યો

પણ તેમાં તે નિષ્ફળ નીવડ્યો. ગુલ્શનનું મુખ આનંદાશ્રુથી ભરાઇ ગયું હતું. કેટલીક વારે તેણે અરૂણની છાતીમાંથી પોતાનું મુખ ઉંચુ કરી અરૂણનાં નેત્રો સામી મીટ માંડી. અરૂણને જાણે કાંઇજ લાગણી ન થતી હોય તેમ તેના તરફ નિરસતાથી જોઇ રહ્યો. ગુલ્શનની તે દ્રષ્ટિમાં હજારો યુગોની વાતો ભરી હોય તેમ જણાતું હતું. તેની દ્રષ્ટિ હજારો સંકેતોની ગુંચવણી ઉકેલતી જણાતી હતી–અરૂણના હ્રદયનું પાણી કરી પી જતી. હતી છેવટે અરૂણનો ખભો પકડી તેને હલાવતાં ઠપકા ભરી વક્ર દ્રષ્ટિથી જોતી બોલીઃ—

"નિષ્ઠુર! નિષ્ઠુર!! ઠીક હૈ અબ દેખીએ, આપકો કયસી સજા મીલ્તી હૈ." આમ બોલતી પાસેની ખુરસી પર બેઠી. અરૂણ હજી ઉભોજ હતો. તેણે પોતાની નજર ગુલ્શન પરથી ખસેડી નાખી. "પોતે ઓળખાણ આપ્યું તે ઠીક થયું કે નહિ?' એમ વિચાર કરતો જાણે ત્યાંથી જવાની તૈયારી કરતો હોય તેમ જણાયો. ગુલ્શને તુરતજ હાથ પકડ્યોઃ—

"અબ કહાં જાઓગે? મેં આપકો ન છોડુંગી.' તેને ખેંચી પલંગપર બેસાડી તેના પગ પોતાના ખોળામાં લઈ નીચે બેસતાં તે બોલીઃ—

"પ્યારે! મેરે લાલ!! ઇતને દીનોંકે બાદ આપકે દરશ હુવે, કયા આપ મુઝે એસેહી છોડકે ચલે જાઓગે? આપકે દીલકે પ્યાર નહિં હૈ? આપકે દીલમેં રહમ નહિં હૈ? મુઝે ઇતને દીનોંકે બાદ ભી આપકી ખીદમત ઉઠાનેકા મઓકા નહિં મીલેગા?" આંસુ ભરી આંખે તે જોઇ રહી.

"ગુલ્શન! તુઝે લીયે દીલમેં પ્રેમ હૈ.-પ્યારહૈ. લેકીન અબ વહ પલટના હોગા. પહીલેકા પ્યાર સ્વાર્થી થા. અબ ઉસમેં સ્વાર્થ નહિં હૈ. અબ વહ પાક દીલકા પ્યાર હૈ. હમ દોનોંકા દીલ અબ સાફ હૈ" અરૂણ બોલ્યો.

"મેં વહ કુછ નહિં સમજતી. આપ મેરે હી પાસ રહે ઇતનાહી મેરા દીલ માનેગા."

"વહ ઠીક. ફિર મે એક શર્તસે રહુંગા"

"વહ કયા?"

"મેં કહાં જાતાહું, કયા કરતાહું, વહ જાનનેકી કોશીષ ન

કરના. મેં દીનમેં એક દફા જુરૂર તુઝે મુલાકાત કરૂંગા. ઔર તેરા જીવન ઉચ્ચ હો ઐસે ઢંગસે યત્ન કરૂંગા. ઔર મેં જો કહું ઐસા તુ કરના હોગા. ”

“કબુલ, સબ કબુલ! મેરેકો આપ જો કહે વહ સબ કબુલ હૈ. આપ હમેશ મેરેકો દર્શ દેના.”

“ તબ અબ મુઝે ઇજાજત દે. મેં જાના ચ્હાતાહું. ”

“ હાય! આજકા રોજભી મેરા અધિકાર નહિં? આજકા દિન ભી યહા ઠહરોગે નહિં? મે કયસી બેનસીબ હું. ” ગુલ્શન ઝાર ઝાર આંસુએ રોઇ પડી.

“ ઉઠ, ઉઠ. મેરી ગુલ! અયસા ન કર. મેંને અબ એક ઐસા ભારી કામ મેરે સરપર ઉઠાયા હૈ કી ઇસીસે મેરે કો એક પલકાભી ફુરસદ નહિં હૈ. તુ મેરે સાથ રહના ચ્હાતીહો?”

“ હાં બસ. મેં વહી ચ્હાતીહું. ” ગુલ્શન આશા ભર્યા વદને ઉઠી અરૂણને અઢેલી તેના ગળામાં હાથ નાખી ઉભી.

“ અચ્છા! વહ કયસે હો સકતા હૈ વહ તેરેકો કલ માલુમ હોગા. આજ મુજે અબ ઇજાજત દે. બારા બજ ગયા હૈ.” અરૂણે જણાવ્યુ.

“ક્યા આપ જાનેકોહી ચ્હાતે હો? ”આજીજી ભર્યા કરૂણ સ્વરે ગુલ્શન બોલી.

“ હાં. મેરેકો જાનાહી હોગા. ” અરૂણ મક્કમ સ્વરે બોલતો ઉઠયો. ગુલ્શન પણ તેને વળાવતી બારણા સુધી આવી. અરૂણે જોડા પહેર્યા.

“ ક્યા જાતે વખ્તભી એક બો— ”

“ગુલ્શન! ક્યા અબભી તેરા દીલ યહ વિષય સુખમેં લુબ્ધ હો રહા હૈ? ગુલ્શન! ગુલ્શન! સચ્ચે પ્યારકો પયચાન. ઐસે બોસોસે ક્યા?” ગુલ્શનને અટકાવી અરૂણ બોલ્યો.

“ વહ આપકી ફિલસુફી આપકો મુબારક. મેરેકો તો મેરે પ્યારકીહી ફિલસુફી ઇષ્ટ હૈ. બસ, આપ મુઝે એક બોસા તો દેનાહી હોગા” ગુલ્શન તેને બાઝી પડી.

તેને દૂર કરતાં અરૂણ બોલ્યો:— “ અચ્છા!! ”

અરૂણના ઓષ્ટ ગુલ્શનના ભાલ પ્રદેશ સાથે દબાયા. ગુલ્શનને

માથે અરૂણનો હાથ જાણ્યે અજાણ્યે ફરી ગયો. અરૂણ ચાલ્યો ગુલશનની દ્રષ્ટિ તેની પાછળ શૂન્ય બની રહી. ક્ષણ પછી તે બોલી ઉઠી:—

"કયસી સુખકી ઘડી!"

## પરિચ્છેદ બારમો.

### આપજ મારા ગુરૂ.

સમાજનો ઉંડો અભ્યાસ એજ રાષ્ટ્રની ઉન્નતિની ધગશનું ચિન્હ છે.



અરૂણ ગુલશનને ત્યાંથી નીકળ્યો ત્યારે તે એના તો કોઇ વિચારમાં મશગુલ હતો કે પોતાની આજુ બાજુ કોણ છે, યા શું છે તેનું પણ તેને ભાન ન હતું. તેનું શરીર યંત્રવત ચાલતું હતું. રાત્રિનો એક વાગવાનો સમય હતો. મ્યુનીસીપાલીટીના ઝાંખા દીવા બળતા હતા. પોલીસો હાથમાં મોટી ડાંગો લઇને "જાગજો" "જાગજો!" એમ મોટેથી બગાડતા ફરતા હતા. પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાને બદલે કેમ જાણે પ્રજાનેજ રાત્રે જાગૃત રાખવા તેમને રાખ્યા હોય એવો તેમનો પ્રયત્ન જણાતો હતો. નાની નાની ગલીઓમાં તેઓ ભાગ્યેજ જતા. માત્ર ગલીને નાકેથી બરાડા પાડતા, જેથી કદાચ કોઇ ચોર હોય તો પણ છુપાઇ જાય. ઠેકાણે ઠેકાણે પોળો તથા મહોલ્લાના ખરા રક્ષણકર્તા કુતરાંઓ ભસતાં હતાં. અરૂણ કેટલેક દૂર ગયો ત્યારે તેને માલુમ પડયું કે તેની પાછળ પાછળ કોઇ વ્યક્તિ માથે મોઢે કપડું નાખી ચાલી આવતી હતી. અરૂણ તે કોણ હતું તેની તપાસ કરવા ઉભો રહ્યો પણ તે વ્યક્તિ પાસેની ગલીને રસ્તે ચાલી ગઇ. અરૂણને ક્ષણવાર તેનો પીછો પકડવાનું મન થયું. પણ પછી તે વિચાર માંડી વાળી પોતાને માર્ગે પડયો. થોડી વારમાં તે પોતાને મકાને પહોંચ્યો.

તે રાત્રિએ તે બીલકુલ સુતોજ નહિં. ઘેર જઇ પોતાની લાકડાની નાની પેટીમાંથી એક નોંધપોથી કાઢી પાનાં ઉથલાવવા લાગ્યો. છેવટે અટકી વાંચવા લાગ્યો. તેમાંનું લખાણ નીચે મુજબ હતું: —

'હરકોઇ રાષ્ટ્રનો ઉધ્ધાર કેવા સંજોગોમાં થાય અને તે ઉધ્ધારનાં સાધનો કેવાં હોવાં જોઇએ તે જોવાની અને જાણવાની પ્રથમ આવશ્યકતા છે. કેટલાક દેશોમાં ઉતાવળીઆ નેતાઓ તેમજ પત્રકારો રાષ્ટ્રના ઉધ્ધારની વાતો, રાષ્ટ્રનાં દુઃખો, અને તેનો ઉધ્ધાર કરવાના યત્નોની હિલચાલ એવી તો ઉતાવળી અને અધુરી રીતે પ્રજાના આગળ મૂકે છે. અરે! કહોને કે પ્રજા આગળ નહિ. પણ માત્ર પોતાની મેળેજ બની ચૂકેલા પ્રજાના કહેવાતા નેતાઓ આગળ મૂકે છે, અને તે કહેવાતા નેતાઓ તેને એવી રીતે વધાવી લે છે કે તેમની હીલચાલથી રાષ્ટ્ર આગળ વધવાને બદલે પાછળ પડે છે, પ્રજા વગર વિચારે પતંગીઆની માફક ઝંપલાવી નિષ્ફળતાના અગ્નિમાં બળી મરે છે, અને એ નિષ્ફળતા, નિરાશા અને નિરૂત્સાહને જન્મ આપે છે. જેના પરિણામે રાષ્ટ્રોદ્ધારની વાતજ તેમના હૃદયમાંથી સદાને માટે ભુસાઇ જાય છે. આથી એમ નથી સમજવાનું કે તે નેતાઓ યા પત્રકારો દેશદાઝ વિના કાર્ય કરે છે, પણ તેમની કાર્ય પ્રણાલી પૂર્ણ અને વ્યવસ્થિત યા પરિપક્વ હોતી નથી. અને તેથી દરેક રાષ્ટ્રની ઉન્નતિનો આધાર તેના નેતાઓની ગંભીરતા, દીર્ઘદર્શીત્વ, વિચારની પરિપક્વતા, પ્રજાની શક્તિ અને સ્થીતિનું સંપૂર્ણ જ્ઞાન, શક્ય યોજના, આત્મભોગ, અને નિયમિતતા ઉપર મુખ્યત્વે રહે છે. જ્યાં સુધી પ્રજાને પોતાની ખરી સ્થીતિનું સંપૂર્ણ ભાન ન થાય, જ્યાં સુધી પોતાની ઉન્નતિની જ્વલંત આકાંક્ષા ન થાય, 'પોતાની ઉન્નતિ સાધ્ય કરવી' એને પોતાના જન્મથી પોતાનુ કર્ત્તવ્ય ન સમજાય, કર્ત્તવ્ય પરાયણતા માટે આત્મભોગ આપવાની તિવ્ર ઇચ્છા ન થાય, ત્યાં સુધી રાષ્ટ્રોન્નતિના પાયા હંમેશાં કાચાજ રહે છે. રાષ્ટ્રોદ્ધારમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ઘણો ઉત્તમ ભાગ ભજવે છે. અને પુરૂષોને બેવડું બળ અર્પે છે. હરકોઇ રાષ્ટ્રે જો પોતાની ઉન્નતિ સાધવી હોય તો પ્રથમ—'

અરૂણ હજી આગળ વાંચતો હતો તેવામાં તેનું બારણું કોઇએ ઠોક્યુ. તે એકદમ અટકી વિચારમાં પડ્યો:—

"આટલી મોડી રાત્રે મારૂં બારણું ઠોકનાર કોણુ હશે ! કોઈને પણુ મારા રહેવાના મકાનની ખબર નથી મારે ત્યાં કોઇ પણુ દિવસ કોઇ આવ્યું નથી. કારણુ હું એક નિર્માલ્ય, નિરસ અને વગર કામના મનુષ્ય જેવો બધાની દ્રષ્ટિએ રહું છું. અને તેજ મારે માટે હિતકર છે. છતાં આ અત્યારે કોણુ મારે ત્યાં આવ્યું હશે ? હશે. જે હશે તે."

એમ વિચારતાં તેણે બારણું ઉઘાડયું. આગંતુકના ચ્હેરાપર દીપકનો પ્રકાશ પડતાંજ તે બોલ્યોઃ—"કોણુ વિનોદ !"

"હા. ભાઇ ! હું વિનોદજ છું" આવનાર ખરેખર વિનોદજ હતો.

"કેમ અત્યારે ? એવું શું કામ છે ? વળી મારૂં ઘર તેં કેવી રીતે જાણ્યું ?" અરૂણે કાંઇક અણુગમા સાથે પુછ્યું.

"અરૂણુભાઈ ! આપ દીલગીર ન થશો. મારી ભૂલ થઇ હોય તો ક્ષમા કરશો. પરન્તુ મારૂં હૃદય આપના તરફ એટલું બધું ખેંચાઇ રહ્યું છે કે આપ ક્યાં રહો છો તથા આપના સહવાસમાં હું રાત્રિ દિવસ કેમ રહી શકું એજ વિચારો મારા હૃદયમાં ઘુમ્યા કરતા હતા. આપ જાણો છો કે હું અવિવાહિત છું. હું માત્ર બે વખત જમવાજ મારે ઘેર જઇશ. બાકીના સમયમાં તમારી સાથે તમારા કનિષ્ઠ બંધુ તરીકે યા તમારા સેવક તરીકે રહીશ, તમારી આજ્ઞા ઉઠાવીશ અને જન્મનું સાર્થક કરીશ," વિનોદે મનનો ઉભરો ખાલી કર્યો.

"વિનોદ ! તું બહુજ ઉતાવળો થાય છે. જે મનુષ્ય સાથે તને આટલો ગાઢ પરિચય છે અને સ્નેહ છે, તે મનુષ્ય હજી સુધી તારાથી પોતાનું રહેઠાણુ છુપાવતો હતો, જે મનુષ્ય પોતાના હૃદયની વાત કોઇને પણુ કહેતો નથી, જે દરેક વ્યક્તિથી અળગો રહે છે, જે કોણુ છે અને કયાંનો વતની છે તે કોઈ જાણુતું નથી, જેને આટલો સારો પગાર મળવા છતાં ચીંથરેહાલ સ્થીતિમાં રહે છે—હાથમાં એક કોડી પણુ રહેતી નથી—વળી જે ગરીબ, દુર્ગુણી, કુસંગી, વિષયી, ચોર વગેરે સમાજના સડેલાં અંગોના રહેઠાણુમાં રાત દિવસ રહે છે, વેશ્યાઓ અને નાચનારીઓ તથા ગાનારીઓને ઘેર વારંવાર રખડતો ફરે છે, એવા સમાજના દુષણુ

રૂપ એક શખ્સ સાથે તારા જેવા શ્રીમંતના એકના એક લાડમાં ઉછરેલા બાળકે રહેવું—ભવિષ્યની ઉજ્વળ કારકીર્દી ઉપર મેશ લગાડવી એ ઉચિત છે? વિનોદ, વિનોદ! તું ઘેર જા. શું તું નથી જાણતો કે હું હમણાંજ પેલી અત્રેની પ્રસિદ્ધ ગાનારી ગુલશનને ત્યાંથી આવું છું? ”

“ જાણું છું અરૂણભાઇ! જાણું છું. પણ તેથી શું? આપનું ખાનગી જીવન ગમે તેવું હોય તેમાં મને શું? આપના વિચારો અને પ્રતિભાશાલી ચહેરો મને સ્પષ્ટ કહે છે કે ત્યાં જવામાં પણ આપનો કાંઇક ઉચ્ચ હેતુજ હોવો જોઇએ.” જો કે આ શબ્દો બોલતા પહેલાં વિનોદના મનમાં તે બાબત શંકા તો હતીજ પણ ‘સમય આવ્યે ખાત્રી થઇ રહેશે’ એ વિચારે તેણે તે શંકાને હાંકી કાઢી ઉપર મુજબ જવાબ આપ્યો.

“ વિનોદ! હજી વિચાર કર. હું શયતાન જેવો છું—પકે શયતાન છું. જે માણસ એક વખત મારી જાળમાં ફસાય છે તેને હું છોડતોજ નથી મારી સત્તા અબાધિત છે. એક વખત મારી સત્તામા આવ્યા પછી તે કદી પણ તેના સામે થઇ શકતોજ નથી. તું હજી મને પૂરેપૂરો નથી ઓળખતો. મારો બહાર દેખાવ અને અંતરનો દેખાવ જૂદોજ છે મારૂં બાહ્ય અને આંતરિક વર્તન પણ તેવી રીતે જૂદુંજ છે. હજી પણ સમજ! શું પેલા ચોર બદમાશોના અડ્ડારૂપ બની રહેલા ગંદા ગલીચ હોટલમાં તે બદમાશો સાથે વાતો કરતાં તેં મને નહોતો જોયો? તે બદમાશો પણ મારી સત્તા બહાર જઇ શકતા નથી તો પછી તું કોણ માત્ર? વિનોદ! વિનોદ! મને તારી દયા આવે છે. તું મારી સત્તાની જાળમાં સપડાય તે પહેલાં તું ચાલી જા.”

અરૂણે વિનોદના હૃદયની કસોટી કરતાં કરડા સ્વરે કહ્યું. છતાં વિનોદ એકનો બે ન થયો.

“ હું તો નહિંજ જાઉં. અરૂણભાઇ! તમે ગમે તેમ કરો પણ હું તો તમારી છાયારૂપ થવા ઇચ્છુંછું.” તેણે સ્પષ્ટ જણાવ્યું.

“ ઠીક, ત્યારે.” અરૂણે કાંઇક હસતા વદને કહ્યું. “ ત્હારે કેટલીક પ્રતિજ્ઞા લેવી પડશે.”

" કબુલ "

અરૂણે પેટીમાંથી એક નાની ડબ્બી કાઢી તેમાંથી એક છબી લઇ વિનોદના હાથમાં મૂકી કહ્યું:—

" આ છબી હાથમાં લઇ પરમાત્માનું સ્મરણ કરી પ્રતિજ્ઞા કર કે:—મારી રજા સિવાય મારા સહવાસમાં તું જે જુએ કે જાણે તે ત્હારે કોઇનેય જણાવવું નહિં. હમેશાં દેશોદ્ધારનાજ વિચારો અને કાર્યો કરવાં, કોઇ પ્રતિ ઇર્ષ્યા ન રાખવી; ભ્રાતૃભાવ વધારવો અને મારી આજ્ઞા મુજબ વર્તવું."

" કબુલ છે. " વિનોદે પ્રતિજ્ઞા કરી. આજ આટલા માસના સ્નેહ પછી અરૂણ અને વિનોદ ભેટયા. વિનોદનું હ્રદય આનંદથી ઉભરાઇ જવા લાગ્યું. પછી અરૂણે પોતાની નોંધપોથી તેના હાથમાં આપી આગળ વાંચવા જણાવ્યું. વિનોદ વાંચવા લાગ્યો:—

"હરકોઇ રાષ્ટ્રે જો પોતાની ઉન્નતિ સાધવી હોય તો પ્રથમ તે રાષ્ટ્રના વિદ્વાન અને દીર્ઘદર્શી નેતાઓએ રાષ્ટ્રની—સમાજની સ્થીતિનું સંપૂર્ણ જ્ઞાન મેળવવૂ જોઇએ. આ જ્ઞાન ઉપલકીયું નહિં પણ સમાજના અંગેઅંગમાં ભેળાઇ જઈ ખરેખરી આંતરિક બાબતોથી જ્ઞાન થવું જોઇએ શ્રીમંતો, વિદ્વાનો યા માત્ર પત્રકારોની વિદ્વત્તાભરી લાગણી ઉશ્કેરનારી ભાષાથી દોરાઇ જવું નહિં તેમ તેમના દ્રવ્યથી અંજાઇ જવું નહિં જોઇએ. સમાજ પોતાની ઉન્નતિ તરફ પ્રગતિ કરવા કયારે શક્તિમાન્ થાય છે તેનો વિચાર કરવો જોઇએ. સામાન્ય નિયમ એવો છે કે દેશમાં હુન્નર, ઉદ્યોગ અને આર્થિક બાબતોમાં પ્રગતિ થાય, સમાજના પ્રત્યેક વર્ગો સામાન્ય સારી સ્થીતિમાં હોય તો તે દેશ આત્મભોગ આપી શકે. અને તેમાં પણ સંપ અને ભ્રાતૃભાવની લાગણી ખાસ હોવી જોઇએ. કેટલાકો ધર્મ અથવા કોમને ભ્રાતૃભાવની લાગણીની આડે આવનાર ગણે છે. પરન્તુ તે કેવળ બેહુંદુ છે. જ્યાં સુધી તમે હરેક કોમ તરફ યા હરેક ધર્મ તરફ ભ્રાતૃભાવ અને માનની લાગણીથી જુઓ છો, ત્યાંસુધી તે ભેદ તમને કદી આડે આવી શકનો નથી.

સામાન્ય રીતે સમાજ, શ્રીમંત—મધ્યમ અને ગરીબ ત્રણ વર્ગોનો બનેલો હોય છે. તેમાં બારીકીથી જોતાં શ્રીમંત તથા રંક એક યા બીજે રસ્તે રાહત મેળવી શકે છે. પરન્તુ મધ્યમ વર્ગને માટે એક પણ માર્ગ ખુલ્લો હોતો નથી. જે દેશ માત્ર દ્રવ્યનેજ

ઇશ્વર માને છે, સ્વાર્થનેજ સાધુના સમજે છે—અને મનેચ્છાને જ નીતિ સમજે છે, તે દેશ જેને ખરી ઉન્નત કહીએ તે કક્ષાએ તો પહોંચતોજ નથી, પરન્તુ તે સમાજની વ્યક્તિઓ હરકોઇ પ્રકારે સુખી હોય છે, યા પોતાને સુખી માને છે. પરન્તુ આર્યો જેને ઉન્નત કહે તે કક્ષાએ તેઓ કોટી યુગે પણ પહોંચી શકતા નથી. કારણ તેમની તે માનેલી ઉન્નતિ અલ્પ સમય માટેજ હોય છે—ને સ્વાર્થ, ઇર્ષ્યા અને મદરૂપી ઈંટ, માટી અને પાણીથી બનેલા પાયા પર રચાઇ હોય છે. ખરી ઉન્નતિમાં ભ્રાતૃભાવ, સહકાર, આર્થિક સ્થીતિ, અને નીતિ સાથે આત્મભોગનો હિસ્સો મોટો હોય છે.

આપણે હિન્દીઓ છીએ અને તેથી આપણે આપણી સ્થીતિ તપાસીશું તો આપણને સહજ જણાશે કે આપણે હજી ઘણું કરવાનું છે, અને જે કરવાનું છે તે કર્યા બાદ આપણે આપણી ઉન્નતિની આશા રાખી શકીએ. આપણે આપણા રાજ્યકર્ત્તા પાસે સ્વરાજ્ય માગીએ છીએ, અને તેઓ આપણને બધી સતા આપી દે એમ આપણે ઇચ્છીએ છીએ. પણ એ આશા નિરર્થક છે તમારી પોતાનીજ સત્તા એક દેશ ઉપર હોય અને તમને તે દેશ તરફથી સારો લાભ હોય તો શું તમે તે સત્તા છોડી દેવા રાજી થાઓ ખરા? કદીજ નહિં. વિશ્વમાં એવું કોઇપણ રાષ્ટ્ર નથી—એવું કોઈપણ તંત્ર નથી—એવી કોઇપણ વ્યક્તિ નથી કે જે અન્યની ઉન્નતિ માટે પોતાની સત્તા—પોતાના સ્વાર્થને તિલાંજલી આપે. જો કોઈપણ વ્યક્તિ, રાષ્ટ્ર, યા પ્રજાતંત્ર આ મુજબ પોતાની સત્તા ખેંચી લેવા—જતી કરવાની હિમાયત કરતું હોય તો તમે નકી સમજજો કે તે માત્ર ઉપરનો દંભ છે—ને માત્ર છેતરપીંડી કરવાની એકપ્રકારની ક્રિયા છે—તેમાં તેમનો સ્વાર્થ છે—તેમનું હિત છે. વિશ્વનું બંધારણ વિધાતાએ એવી રીતે રચેલું છે કે તેનું ચલન સ્વાર્થના સૂત્રથીજ છે. કેટલીક વખત તે સૂત્ર અત્યંત ઘટ્ટ હોયછે, કેટલીક વખત બહુજ બારીક હોય છે. જ્યારે તે ઘટ્ટ હોય છે ત્યારે સર્વ કોઇ તે સ્વાર્થ સમજી શકે છે. પરન્તુ જયારે બારીક હોય છે ત્યારે તેમાં શો સ્વાર્થ છે તે સમજાતું નથી. જ્યાં વિશ્વનું બંધારણજ આવું છે ત્યાં આપણા ઉપર સત્તા ભોગવતા રાષ્ટ્રને દોષ દેવો એ કેવળ વ્યર્થ છે. આપણને લાગણી હોય—દેશદાઝ હોય—ઉન્નતિની તિવ્ર ઇચ્છા હોય

તો તે ઉન્નતિના માર્ગો પ્રતિ પ્રયાણ, ધીમે ધીમે પણ મક્કમ પગલે ચાલુ રાખવું જોઇએ."

"કેમ સમજાય છે, વિનોદ!" અરૂણે પ્રશ્ન કર્યો.

"હા. ભાઇ! કેવળ સાદી અને સ્પષ્ટ રીતે એવું તો સરસ રીતે સમજાવેલું છે કે હરકોઇના ખ્યાલમાં આવી જાય." વિનોદે જવાબ આપ્યો.

"પણ તુ એમ સમજે છે વિનોદ! કે 'વાંચી જવું' અને 'સમજવું' એ બેમાં આસમાન–જમીન જેટલો તફાવત છે! વાંચી જવું સ્હેલ છે પણ સમજવું મૂશ્કેલ છે. સમજવું એટલે હ્રદયમાં લખી રાખી તે મુજબ વર્તવું. વિશ્વમાં ઘણાય કહે કે "કાલે ઉઠીને મરી જવું છે. સાથે શું આવવાનું છે? હાથે તે સાથે. માટે ભલાઇ કરવી એ કર્ત્તવ્ય છે.' આવું કહેનારાઓ પોતેજ એવાં કુકર્મો કરે છે કે તે સાંભળતાં પણ આપણાં રૂંવાં ઉભાં થઇ જાય. ત્યારે શું તેઓ જે કહે છે તે તેઓ સમજે છે એમ માની શકાય? કદી નહિં. એ તો પોપટની માફક બકીજ જાય છે. સમજતા નથી સમજાય તો તે સમજ મુજબજ આપોઆપ વર્ત્તન થાય. જ્યાં સુધી મનુષ્ય પોતાના શબ્દોનો અર્થ અને કીમત સમજતો નથી અને તે મુજબ વર્તતો નથી ત્યાં સુધી તે કાંઇજ કરવા સમર્થ થતો નથી. મનુષ્ય પોતાની વાણીપર અંકુશ રાખે, સત્ય, પ્રિય અને જરૂર પુરતુ બોલે, અને જે બોલે તેની કીમત અને અર્થ સમજી તે મુજબ વર્તે તો તે હમેશ વિજયી નીવડે એમ ડાહ્યા જનો કહે છે."

"સત્ય છે. અરૂણભાઇ! મને જે નહિં સમજાય તેનો રોજ અભ્યાસ કરી સમજવાની ટેવ પાડીશ અને કર્ત્તવ્યમાં મૂકીશ"

વિનોદે પ્રત્યુત્તર આપ્યો–"પણ અરૂણભાઈ! સમજવા કરતાં સમજાવવું કઠણ નથી?"

"અલબત! સમજનાર કરતાં સમજાવનારને તો ફરીથી સમજવા પેઠે કરવું પડે છે."

"ભાઇ! હું હમેશ આપની પાસે સમજીશ. આજથી આપજ મારા ગુરૂ."

# પરિચ્છેદ તેરમો.



## ઉન્નતિપથ.



આપ્યા પ્રતિનીધિત્વ કરતાં મળેલું પ્રતિનીધિત્વજ ખરું પ્રતિનીધિત્વ છે.



ગાઉ જણાવી ગયા મુજબ રાષ્ટ્રે સ્વતંત્ર થઇ પોતાનાજ પગ ઉપર ઉભા થવું જોઇએ." વિનોદે આગળ વાંચવા માંડયું. પ્રત્યેક ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાના બે માર્ગ છે. આપણાં આર્યપૂરાણો અને ધર્મનાં પૂસ્તકો એ આપણો ઇતિહાસ છે. ઇતિહાસની વીર, શૃંગાર, કરૂણ, રૌદ્ર, ગંભીર, નીતિ અને જ્ઞાન આદિની ગાથાઓને આપણે ધાર્મિક પૂસ્તકો તરીકે માની છે. રાત્રિ દિવસ તેનું સ્મરણ અને મનન કરીએ છીએ અને તેજ આપણને આપણી કર્તવ્ય દિશા બતાવે છે એટલુંજ નહિ પણ તે ગાથાઓમાં વર્ણવ્યા મુજબ કર્ત્તવ્ય કરનાર મનુષ્ય મોક્ષ પામે છે એવું પણ આપણે માનીએ છીએ. તેમાં ઇશ્વર જેવી સમદ્રષ્ટિશાળી શક્તિને પ્રાપ્ત યા પ્રસન્ન કરવાના હજારો માર્ગોમાં પણ મુખ્ય બેજ રસ્તાઓ છે. એક પ્રીતીથી અને બીજો શત્રુવટથી ધ્રુવ તથા પ્રલ્હાદે ભક્તિ પ્રીતિથી મેળવ્યા. જ્યારે રાવણ, કંસ, શિશુપાલાદિએ શત્રુ ભાવથી મેળવ્યા. કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાના આ બેજ માર્ગો વિશ્વમાં છે. એક સ્નેહભાવ બીજો શત્રુભાવ, હિન્દે સ્નેહભાવ–ભક્તિભાવનું અવલંબન ઘણાં વર્ષો સુધી કર્યું પરંતુ તેમાં તેનું કાંઇજ વળ્યું નહિ. અને હવે તે કદાચ શત્રુભાવ તરફ વળે તો તે સ્વાભાવિક છે. પરંતુ હિન્દ એ અન્ય રાષ્ટ્રો જેમ સ્વાર્થી પાયા પર બંધાયલું નથી. હિન્દનો પાયો તત્વજ્ઞાન ઉપર છે, એટલે તેને શત્રુવટ પસંદ નથી. કદાચ કોઇ ઉછાંછળા બની તે માર્ગ ગ્રહણ કરે તો તે માર્ગે તેમને ફતેહ પણ મળે તેમ નથી. હવે જ્યારે શત્રુવટ અને સ્નેહ બન્ને નિષ્ફળ જાય ત્યારે બીજો કયો માર્ગ ગ્રહણ કરવો તેનો વિચાર કરવાનો

રહે છે. સત્યાગ્રહ એ ઉત્તમ માર્ગ મનાયો છે પણુ તેને માટે પરિપકવતા જોઇએ. અને એ પરિપકવ સ્થિતિ માટે હાલમાં પગલાં લેવાય છે. હવે આ પગલાં ગમે તેવાં ગણુતાં હોય—કોઇ તેના પક્ષમાં હોય કોઈ વિરૂદ્ધમાં હોય—અત્રે તે ચર્ચા કરવાની જરૂર નથી. નીચે જે કાર્ય પ્રણાલી જણાવી છે તેના ઉપર વિચાર કરી તેને અમલમાં મૂકવા ઘટતા યત્નો કરવા અને સ્વતંત્ર થવું છે યા સ્વરાજ્ય મેળવવું છે તે વિચારો ને ભુલી જઇ માત્ર કાર્ય પરાયણુ થવું કારણુ કાર્ય પૂર્ણ થશે એટલે તેનું ફળ આપોઆપજ મળશે. તે ફળની પૂર્ણતા તમારી કાર્ય પ્રણાલી અને કાર્ય દક્ષતાં ઉપર રહેશે.

આ બાબતમાં શરૂઆત નાનાં ગામડાંમાથી થવી જોઇએ. દરેક ગામમાં ત્યાંના રહેવાસીઓને સમજાવવા જોઇએ કે એક ગામડામાં ગમે તેવી ગરીબ સ્થિતિમાં રહેવા છતાં તેઓ આખા દેશના પાલન કર્તા છે. તેમની મહેનત વડેજ દેશનું પોષણુ થાય છે. છતાં તેઓની સ્થિતિ કેટલી દુઃખદ રહે છે! ગામમાના ખેડુતોએ પોતાનાં ખેતરોમાં પાકતા અનાજ તથા કપાસમાંથી પોતાને એક વર્ષ ચાલે તેટલો જથો રાખી લઇ, વધારાનો જથો તે ગામ તરફથી નિયત થયેલા પંચને આપવો. આ પંચ—યાને સહકારી મંડળી તેજ ગામના ગૃહસ્થો અગર શ્રીમતોની બનેલી હોવી જોઇએ. અને તેઓ તે વધારાના જથામાંથી તે ગામને એક વર્ષ ચાલે તેટલો જથો અનામત રાખી બાકીનો બીજા ગામ યા શહેરને વેચી નાખે. અને તેથી જે પૈસા ઉપજે યા જે નફો થાય તે સહકારી મંડળી અને ખેડુતો અમુક પ્રમાણુમાં વહેંચી લે. જો બીજે વર્ષે દુષ્કાળ જેવું જણાય તો અનામત રાખેલો જથો પાછો ગામના જ ખેડુતો—પ્રજાને પડતર ભાવે પાછો વેચાય. ખેડુતોને જોઇતાં નાણાં પણુ ઓછા વ્યાજે એજ સહકારી મંડળી ધીરે. આ રીતે થવાથી ગામનો પેદાશમાંથી ગામને જોઇને જથો રહે અને ગામને તે ચીજો માટે બીજા ઉપર આધાર રાખવો ન પડે. ખેડુત અને મજુરવર્ગ જે ખેતીના કામથી નિવૃત્ત થયો હોય તે સહકારી મંડળીના ભંડોળમાંથી સ્થાપવામાં આવતાં હુન્નર ઉદ્યોગનાં ખાતાં કે જેની તે ગામને જરૂર હોય તેમાં કાર્ય કરે અને પોતાને ઘેર કાંતવા વણુવાનું ચાલુ રાખે. જ્યારે ગામને

જરૂરીઆતની ચીજોનાં કારખાનાં થઈ જાય પછીથીજ બીજાં કારખાનાં તરફ લક્ષ દોડાવવું. આથી પ્રજા નિરૂદ્યોગી ન રહે તેમજ ભૂખનું દુઃખ પણ ટળી જાય અને પોતાને જોઇતી તમામ ચીજો પોતેજ પેદા કરી જાતમહેનત ઉપર સ્વાશ્રયી બની રહે. આપણે જે સ્વદેશી સ્વદેશીની બૂમો પાડીએ છીએ—અલબત ! જ્યાં સુધી એક ગામ પોતાની જરૂરીઆતો પેદા ન કરી શકે ત્યાં સુધી તેણે બીજા ગામ પાસેથી લેવી જ જોઇએ; પરન્તુ તેથી બીજા ગામ ઉપર આધાર રાખતાં ન શીખવું જોઇએ—તે સાધ્ય કરવાનો આ માર્ગ છે.

વળી આવી સહકારી મંડળીઓ પરસ્પર બેંકોની માફક સંબંધ રાખી શકે છે અને એક બીજાની મદદ મેળવી શકે છે. એટલો બંદોબસ્ત હોવો જોઇએ કે દરેક ગામમાં એકજ એવી સહકારી મંડળી હોય અને તેનો વહીવટ ગામની પ્રજાના વધુ મતે નીમાયલા વહીવટદારો જ કરે.

હવે શિક્ષણ યાને કેળવણી માટે તે ગામના વિદ્વાનોની એક મંડળી ઉભી કરવી. જે શિક્ષકોની નીમણુંક કરે. અને અભ્યાસક્રમ નક્કી કરે. તે અભ્યાસક્રમમાં માતૃભાષા સાથે તે ગામને લગતા હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીના વિષય જ્ઞાનનો સમાવેશ થવો જોઇએ અને તે અભ્યાસક્રમ અમુક વર્ષમાં જ પૂરો થઇ જવો જોઇએ તે પછી પ્રજાકીય અને નોકરશાહી તંત્રો અને વહીવટનું જ્ઞાન આપવા સાથે દેશની જુદી જુદી ભાષાઓનું સામાન્ય જ્ઞાન અપાવું જોઇએ. મતલબ કે સોળ વર્ષની ઉમ્મર થતા સુધીમાં તેને સ્વતંત્ર આજીવિકા ચલાવવાનાં સાધનો પ્રાપ્ત થાય અને માતૃભાષા સાથે દેશની અન્ય ભાષાનું જ્ઞાન થાય એવો ક્રમ રાખવો જોઇએ.

પ્રત્યેક વિદ્યાર્થી ઉપરના ક્રમમાં ઉત્તિર્ણ થયા બાદ પોતાની સ્વતંત્ર આજીવિકા ચલાવતો થાય ત્યારબાદજ તે લગ્ન કરી શકે. તે અગાઉ તે લગ્ન કરી શકે નહિં. યાને કોઇએ તેને કન્યા આપવી જ નહિં. આથી તે ગામ સ્વાશ્રયી બનવા સાથે દરિદ્રતાને દૂર કરી શકે અને ગૃહસ્થાશ્રમી થયા બાદ—હાલ જેમ આપણે જોઇએ છીએ તેમ એક વખતજ અનાજ મહા મૂશ્કેલીએ મેળવતાં દરિદ્રદેવની પૂજા કરતાં ત્રણ ચાર છોકરાંવાળાં ચીંથરેહાલ

દંપતિ જોઈ શકીશું નહિં. પરન્તુ સશક્ત અને સુદૃઢ બાંધાનાં સુખી દંપતિ નિહાળીશું.

વહેપારમાં તે ગામને આવશ્યક ચીજોજ તે ગામમાં વેચાવી જોઇએ. જ્યાં સુધી ગામની આર્થિક સંપત્તિ સારી ન થાય, દ્રવ્યની રેલછેલ ન થાય ત્યાં સુધી વ્યાપારીઓએ મોજમઝાની અનાવશ્યક ચીજો પોતાના ગામમાં દાખલ ન થવા દેવી જોઇએ અને પ્રજાએ પણુ તેનો બહિષ્કાર કરવો જોઇએ. અને ગામમાં ઉત્પન્ન થતી વધારાની ચીજો તથા હુન્નર ઉદ્યોગનાં કારખાનામાં બનતી ચીજો ખપ પૂરતી રાખી બીજા ગામોને વેચવી જોઇએ.

ગામમાં મોહલ્લાવાર પ્રતિનીધિઓ ચુંટાવા જોઇએ અને આવા પ્રતિનીધિઓનુ મંડળ આખા ગામની વસ્તીના પ્રમાણુમાં પોતાનામાંથી અમુક સંખ્યાની મડળી નીચે જે મંડળી તે ગામ માટે કરવાનાં દરેક કાર્યો, આપવાના મતો, વગેરે તમામ કાર્ય ગામના પ્રતિનીધિ તરીકે કરે. આ મંડળી ત્રણુ વર્ષ માટે રહે ત્યારબાદ નવી ચુંટણી થાય, ન્યાય પણુ આવી મડળી—જો મહોલ્લાવાળાઓની તકરાર હોય તે મહોલ્લાના પ્રતિનીધિઓને સહકાર—જ્યુરર તરીકે—નીમીને—કરે. ગામના સંરક્ષણુનું કાર્ય પણુ ગામમાં વસતી લડાયક જાતિ ઉપર રહેવું જોઇએ. ગામદીઠ અમુક જમીન સ્વયંસેવા ખાતે જુદી રાખી તેમાંથી તે ગામના સ્વયંસેવકો—કે જેમનું કાર્ય ગરીબ અને અશિક્ષિત વર્ગને નૈતિક કેળવણી આપવી, સ્વચ્છતા અને આરોગ્યતાના નિયમો શીખવવા, ગામમાં ફેલાતા દુર્ગુણુનો પ્રતિષેધ કરવો, ઇત્યાદિ હોય, તેમના નિભાવ માટે નિયત કરવી. આ ઉપરાંત ગામને આવશ્યક દરેક વ્યવહાર પ્રતિનીધિઓ દ્વારા કરવો.

નજીક નજીકનાં અમુક સંખ્યાનાં ગામ મળીને એક તાલુકો બનાવો. અને તે ગામોના પ્રતિનીધિઓમાંથી તે તાલુકાનું પ્રતિનીધિ મંડળ નીમાય. તેજ રીતે પ્રાંત અને ઇલાકાવાર પ્રતિનીધિ મંડળ નીમાય. પ્રજાતંત્ર યા રાજકીય વ્યવસ્થા માટે તેમજ બીજાં દેશને અગત્યનાં કાર્યો આ પ્રતિનીધિ મંડળ કરે. આવી રીતે સહકારથી કાર્ય કરવાથી પોલીસ, કચેરીઓ, આબકારી તથા મુલકી વગેરે ખાતાંઓનું કામકાજ પ્રતિનીધિ મંડળો ઉપાડી લે

અને તે તે ખાતાંઓમાં ખર્ચાની અઢળક રકમો દેશના હુન્નરઉદ્યોગ માટે ફાજલ પાડી શકાય. અને પ્રજા ઉપરના કર–વેરાઓ ઓછા કરી શકાય.

રાજ્યતંત્ર પ્રજા ઉપર કર શા માટે નાખે છે? રાજ્યતંત્રના ખર્ચને પહોંચી વળવા માટે જ. અને તે રાજ્યતંત્રનો ખર્ચ શા માટે રાખવામાં આવે છે? પ્રજાની સગવડ અને સુખશાન્તિ જાળવવા માટે જ. હવે જો પ્રજા પોતેજ પોતાના સંરક્ષણનો, સુખ–શાન્તિનો અને ઉન્નતિનો ભાર ઉપાડી લેતી હોય, જે જે ખાતાં એ રીતે પ્રજાના હિત માટે રખાતાં હોય તે તે ખાતાં પ્રજા પોતે જ ચલાવી લેતી હોય, તો પછી રાજ્યતંત્રને તે ખાતાં પોતાના કબજામાં રાખવાની જરૂર રહેતી નથી, તેમજ તે ખાતાં નીભાવવા માટે કર નાખવાની પણ અવશ્યકતા રહેતી નથી.

આ મુજબ તથા બીજી ઘટતી વ્યવસ્થા કરી દરેક સમાજે પોતાની–સમાજની–વ્યકિતગત ઉન્નતિ કરવાના ઉપાયો લેવા જોઇએ અને એ રીતે સમાજ એકસંપથી પોતાની ઉન્નતિના પથે પ્રયાણ શરૂ કરે તો રાષ્ટ્રની ઉન્નતિ સિદ્ધજ થાય.

અત્રે કદાચ એવી શંકા થશે કે સમાજ જે પરતંત્ર દશામાં હોય તે પોતાની ઉન્નતિ ઉપરના કાર્યક્રમે સાધ્ય કરવા યત્ન કરે તો રાજતંત્ર તરફથી તેમાં વિઘ્ન આવે કે નહિ? અને આવે તો તે પ્રસંગે શું કરવું?"

"વિનોદ! હવે બસ કર. બાકીનું વળી બીજી વખત વાંચીશું. એકદમ જમવાથી અજીર્ણ થઇ જાય. ધીમે ધીમે પચે એટલું જ જમવું જોઇએ." અરૂણ બોલ્યો.

વિનોદે પુસ્તક બંધ કર્યું. અરૂણ તથા વિનોદ બન્ને સુતા. રાત્રિના સામ્રાજ્ય સાથે નિંદ્રાદેવીનુ સામ્રાજ્ય પણ છવાઇ રહ્યું હતું. પરન્તુ આ બન્ને દેશભકતોના હૃદયમાં દેશભકિતના વિચારોનુ સામ્રાજ્ય પ્રસરેલું હતું.



## પરિચ્છેદ ચૌદમો.

### અરૂણુ કોણુ ?

કસમયના શબ્દો વિપરીત પરિણામ લાવે છે.



રણુછોડના ગયા બાદ ઉષા મદનરાયથી છૂટી પડી પોતાના ઓરડામાં ગઈ. તેને રણુછોડની સ્થિતિ ઉપરથી સમાજમાંની એવીજ બીજી વ્યક્તિઓની સ્થીતિના વિચારો આવવા લાગ્યા.

"મારી માફક રાત્રિ દિવસ અયશઆરામમાં ઉછરનાર અને મોજમઝામાં જ જીંદગી ગાળનારને આવાં ગરીબ મનુષ્યોનાં દુઃખની શી ખબર હોય? અરે! સ્વપ્ને પણુ ખ્યાલ શી રીતે આવે? આ વિશ્વમાં ઉપરથી સુખી જણાતાં પરન્તુ અંદરખાનેથી દુઃખનો ભોગ થઈ પડેલાં એવાં કેટલાંય મનુષ્યો હશે? અરેરે! અમને શ્રીમંતોને રોજ પાશેર ઘી અને બશેર દૂધ મળે તો પણુ ઓછું પડે છે, જ્યારે આ બિચારાં ગરીબ મનુષ્યોને રોજનું રૂપીઆભાર ઘી મળે તો પણુ તે ઇશ્વરનો ઉપકાર માને છે. આવાં દમામદાર કપડાંલત્તાંથી શો લાભ? સેંકડો રૂપીઆ સાદાં અને આવશ્યક કપડાં વાપરવાથી બચાવી શકાય તેમ છે તો પછી તેનો ઉપયોગ ગરીબોને મદદ કરવામાં કેમ ન કરવો? સૌંદર્ય માટે હજારો રૂપીઆના દાગીના પહેરાય છે પણુ તે શા કામના? સૌંદર્ય એટલે શું? સૌંદર્ય શામાં રહેલું છે? અલંકારોથી યુક્ત બની કોની નજરમાં સ્વરૂપવાન દેખાવું જોઇએ? આહા! જ્યારે મનુષ્ય વિચાર કરવા બેસે છે ત્યારે તેને સત્યમાર્ગ સમજાય છે. છતાં કેટલીક વખત તેને માર્ગે ચાલી શકતો નથી. સત્ય માર્ગાવલંબનમાં હજારો લાલચો વચ્ચે નડે છે. તેને દૂર કરવી એ મૂશ્કિલ કાર્ય છે."

'મારા પિતાએ આજ સુધી મારૂં લાલન પાલન કર્યું'. દુઃખ, ગરીબાઇ, મુફલસી એ શું છે તે મને જાણુવા નથી દીધું.

મારાં પુસ્તકો એજ મારો જ્ઞાન–ભંડાર અને એજ મારૂં સમસ્ત જગત્ બની રહ્યું છે. માત્ર આજ અકસ્માતથી મેં જાણ્યું કે નોવેલો અને પુસ્તકોમાં વાંચેલા ગરીબાઇના ચિતારો તે માત્ર નામના ચિતાર નથી પરન્તુ સત્યજ છે. અને તે વિષયનો આજ પ્રત્યક્ષ અનુભવ કર્યો. જ્યાં સુધી સમાજમાં આવાં દુઃખી મનુષ્યો છે ત્યાં સુધી પોતાને મનુષ્ય કહેવડાવનારા યા મનુષ્ય તરીકે ઓળખાવનારાઓને મોજમઝામાં રહેવાનો શો હક છે? પોતાનામાંથી થોડો હીસ્સો આવાં દુઃખી અને દીનજનોને આપવામાં તેમનું મનુષ્યત્વ નથી? યા બીજાઓને દુઃખી જોવા કરવામાંજ તેમનું કહેવાતું મનુષ્યત્વ સમાય છે? શિવ! શિવ!! શિવ!!!

ઉષા—પારકે દુઃખે દુઃખી થનારી સરળ હ્રદયા ઉષા–ઉપર મુજબ વિચારે ચઢી હતી એટલામાં તેની માતા ચંદને તેની વિચારશ્રેણીમાં ભંગ પાડયો.

"ઉષા! બેટા! આમ આવતો. આ તારે માટે હીરાની બંગડી તથા આ સાડી વીગેરે મંગાવ્યું છે તે પસંદ કર જોઉં. જે ના પસંદ હોય તે પાછું મોકલી આપીએ."

ઉષા માતા પાસે ગઇ એકે એકે બધા નમુના તપાસ્યા. પાછા મૂકયા. નિશ્વાસ નાંખતાં બોલીઃ "માતા! મને આ પસંદ નથી. મારે આ બંગડી તથા આ સાડી નથી ખરીદવાં"

"બેટા! ત્હેં તે દિવસે કહ્યું હતું તેથી તો મેં તારા બાપુજીને કહી આ નમુના મંગાવ્યા છે. હવે કેમ ના પાડે છે? શું આથી પણ ભારે જોઈએ છે? માત્ર આ બંગડીજ દસ હજાર ઉપરની થવા જાય છે—"

"ના ના માતા!" ચંદનને અટકાવી ઉષા બોલી. "મારે ભારે નથી જોઇતી. પણ બા! મને રાજી રાખવા માટેજ આટલો બધો ખર્ચ તું કરે છે ને?"

"ત્યારે બીજા શા માટે? મારી દીકરી! મ્હારે તો તું દીકરાના પાડની છે" ચંદને ઉષાને માથે હાથ ફેરવતાં કહ્યું.

"બા! જેટલા રૂપીઆ તું આ રીતે મારે માટે ખર્ચવા તૈયાર થઇ છે તેટલા રૂપીઆ રોકડા તું મને આપ. હું મારી નજરમાં આવશે તેવો ઉપયોગ તે રૂપીઆનો કરીશ. અને રાજી થઇશ. ખરેખર! મને રાજી થયેલી જોવામાંજ તને સંતોષછે ને?" ઉષાએ કહ્યું.

"તે ખરૂં! પણ તું એ રૂપીઆનું શું કરીશ?" કાંઇક ઉત્સુકતાથી માતાએ પૂછ્યું.

"મા! ભૂખ અને દુઃખથી પીડાતાં મનુષ્યોને હું સહાય્ય કરીશ."

"બેટા! તને વળી એવા વિચાર ક્યાંથી આવ્યા? માણસને સુખ દુઃખ પોતપોતાના પ્રારબ્ધાનુસાર ભોગવવાનુંછેજ. તેમાં તારી દયાથી તેમને સુખ મળનાર નથી. તેમના નસીબમાં દુઃખ હશે તો સુખ શી રીતે મળશે?" માતાએ દલીલ કરી.

"તું એમ માને છે કે મનુષ્ય પુરૂષાર્થથી પોતાનું પ્રારબ્ધ ન ફેરવી શકે?" ઉષાએ સામી દલીલ કરી.

"ત્હારી માન્યતા કદાચ તેવી હશે પણ મને તે વસ્તવિક લાગતી નથી. માણસે પ્રારબ્ધને વશ થવુંજ જોઇએ"

"પણ માતા! પ્રારબ્ધ કર્મને વશ છે અને કર્મ એ જ પુરૂષાર્થ છે. કરેલાં કર્મથી પ્રારબ્ધ બંધાયલું છે પરન્તુ હવે જે કર્મ—પુરૂષાર્થ કરવામાં આવે તેનાથી પ્રારબ્ધ હવે પછી બંધાવાનું છે તો તે બંધાનારા પ્રારબ્ધ માટે શ્રેષ્ઠ પુરૂષાર્થ કરી ઉત્તમ પ્રારબ્ધ કેમ ન બાંધવું? તે તો આપણાજ હાથમાં છે. તે કંગાલ ગરીબો માટે નહિં, તો તારી પુત્રીના ભાવિ ઉત્તમ પ્રારબ્ધના બંધારણ માટે પણ તેને સત્કર્મ કરવામાં તું મદદગાર થા." ઉષાએ ભાર પૂર્વક કહ્યું,

"બેટા! એ બધું લાંબું ટુંકું હું સમજતી નથી. હું તો સ્ત્રીઓના ભાવિ પ્રારબ્ધને ઉત્તમ પ્રકારનું કરવા માટે એટલું જ કહીશ કે સ્ત્રીએ પતિવ્રત, નીતિ અને ધર્મ પાળી પતિની સેવામાં નિમગ્ન રહેવું અને તેને પ્રસન્ન રાખવો. એજ તેનું ભાવિ પ્રારબ્ધનું ઉત્તમોત્તમ બંધારણ છે." ચંદને ઉષાના વિચારો ફેરવવા યત્ન કર્યો.

"એ ખરૂં! પણ તે વિવાહિતા સ્ત્રીઓ માટે. મારા જેવી કુમારીકા માટે નથી. વળી વિવાહિતાએ પણ ધર્મ તો પાળવો જ જોઇએ. અને એ ધર્મ એટલે ફરજ—કર્ત્તવ્ય. તેનું મનુષ્ય તરીકેનું આ વિશ્વમાંનું કર્ત્તવ્ય. અને એજ કર્ત્તવ્ય માટે મારી દલીલ છે." ઉષાએ પ્રતિવાદ કર્યો.

"બ્હેન! તું કેટલો સમય કુમારી રહીશ?" માતાએ પ્રશ્ન કર્યો.

માતા! વળી પાછી એજ વાત આવી? જ્યાં સુધી મને પરણુવાની આવશ્યકતા નહિં જણુાય ત્યાંસુધી હું કુમારીજ રહીશ.'' ઉષાએ કાંઇક કનમનતા મને કહ્યું.

"બ્હેન! ત્હારા પિતાજી બહુજ ચિંતા કર્યા કરે છે. ત્હારા જેવી વિદ્વાન પુત્રીને ગુણુવાન પતિ સાથે જોડાયલી જોવા તેઓ બહુજ ઉત્સુક છે. બેટા! હવે તારી ઉમ્મર પણુ થઇ. હજી કયાં સુધી આવી હઠ ચાલુ રહેશે! ન્યાત જાતમાં પણુ લોકો વાતો કરે છે. કહે છે કે છોકરીને બહુજ મોઢે ચઢાવી છે. લગ્ન નથી કરતાં તે શું જન્મભર કુંવારીજ રાખશે? વળી કંઇ કંઈ અપવાદો પણુ મૂકે છે. બેટા! હવે તો તું વિચાર કરે તો સારૂં." ચંદન ગળગળી થઇ ગઇ.

"માતા! દુનિયા દોરંગી છે. તેના બોલ્યા સામું શું જુએ છે? જ્યારે તું મ્હારામાં કોઇપણુ પ્રકારનો દોષ જુએ ત્યારે મ્હને કહેજે—"

"ત્હારામાં દોષ કાઢવાની શક્તિ વિધાતામાં પણુ નથી." ઉષાને અટકાવી ચંદન બોલી ઉઠી. "તું તો મારા હૃદયનો ટુકડો છે. પણુ બ્હેન! સંસારના લ્હાવા લેતી જોવા મારૂં મન બહુજ ઉશ્કેરાય છે. આહા! ત્હારા જેવી સ્વરૂપવાન દીકરી, સુંદર વસ્ત્રાલંકારોથી શોભતી, એકાદ બે બાળકને રમાડતી હોય—આહા! મને કેટલો બધો આનંદ થાય! બેટા! બેટા!! માન. મને મરતા પહેલાં એટલું તો ત્હારા તરફનું સુખ જોઈ લેવા દે!" ચંદન આજીજી કરતી હોય તેમ બોલી.

"માતા! ગૃહસ્થાશ્રમથી હમેશાં સુખજ હોય છે? તું કેવી રીતે માની શકે છે? કેટલાંય કુટુંબો દુઃખમાં સબડતાં તેં નથી જોયાં? બા! મોહ અને સુખની વાંચ્છનાજ દુઃખના કારણુરૂપ છે. મ્હારી ઈચ્છા હશે તો હું ગૃહસ્થાશ્રમ માંડીશ—લગ્ન કરીશ—પણુ"

"પણુ શું બેટા!" માતાએ દીકરીને લગ્નની વાત પર આવતી જોઈ પ્રશ્ન કર્યો.

"બા ! હું પરણીશ તો કિશોરનેજ ! એના વિના બીજા સાથે લગ્ન નહિં કરૂં." ઉષાએ પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો.

"બ્હેન ! કિશોર ક્યાંથી લાવવો ? આજ પાંચ પાંચ વર્ષથી તેનો પત્તો નથી. જોને માધવલાલ શેઠ તથા નર્મદા શેઠાણી બિચારાં તે મોટા દિકરાના જવા પછી કેટલાં દુઃખ પામે છે ? માધવલાલ શેઠે ઘણીય શોધ કરી પણુ તેનો પત્તોજ નથી. દેશાટણનું નામ દઇને ગયો તે ગયોજ. તેના ગયા પછી કાંઇજ ખબર અંતર નથી. તે ક્યાં હશે અને કયી સ્થિતિમાં હશે તેની પણુ કોને ખબર છે. કદાચ કાંઇક નવા જુની—"

"અમંગળ ન બોલ, બા !" ઉષા વચ્ચે બોલી ઉઠી. "એવી શંકા ન કર. જ્યાં હશે ત્યાં કિશોર આરોગ્યજ હશે. મારૂં અંતઃકરણુજ એમ કહેછે. તે જો અનારોગ્ય હોય તો, અથવા કાંઇક બળતોજ પ્રસંગ હોય તો તે મને ખબર આપ્યા વિના રહેજ નહિં. તે જ્યારે ત્યારે પાછો આવશેજ અને તે આવશે એટલે અમે લગ્ન કરીશું."

"ઈશ્વર ત્હારી ઇચ્છા સુફલ કરો." માતાએ આશીર્વાદ દીધો.

થોડી વાર પછી ઉષા એકલી પડી. રણુછોડને ત્યાં તપાસ કરવા માણુસ મોકલી પોતે કિશોરના વિચારે ચઢી.

"હું કેટલી મૂર્ખ છું. ? કિશોર ! મારો વ્હાલો કિશોર !! કેટલો પ્રેમાળ ! કેટલો સરળ !! મેં નાહક તેનું દીલ દુભાવ્યું. નાહક તેના આત્માને કલેશ કરાવ્યો. ગર્ભ શ્રીમંતનાં બાળકો મેં અધાંધ સરખાં માન્યાં. જો હું એ કટુ વચન ન બોલત તો તે ન જાત. હવે પસ્તાવો કરવો વ્યર્થ છે. કયી ઘડીમાં મારા મુખમાંથી તે શબ્દો નીકળી ગયા હશે ?"

પ્રિય પાઠક ! તને વધુ વખત અંધારામાં રાખવો યોગ્ય નથી. માધવલાલ શેઠને કિશોર નામનો એક દીકરો હતો. ઉષા કરતાં તે પાંચ સાત વર્ષે મોટો હતો. મદનરાયને ત્યાં તેનું વારંવાર આવવું જવું થતું તેથી તે નાનપણુથી જ ઉષાના પરિચયમાં આવ્યો હતો. બંને જણુ ઘણી વખત એકલાં પડતાં

રમતાં—વાતો કરતાં—સમાજ તથા દેશોદ્ધારની ચર્ચામાં ભાગ લેઈ ધીમે ધીમે તે બન્નેનાં હૃદયો જડાઈ ગયાં. માધવલાલ શેઠ તથા મદનરાયથી પણુ તે છૂપુ રહ્યું ન હતું તેઓ પણુ આ સંબંધથી રાજી હતા. બન્નેનું લગ્ન કરી નાખવા તે બન્ને જણે ખાનગી વિચાર કર્યો હતો. તે દરમ્યાન એક વખત કિશોર પોતાના જન્મ દિવસે ઉષા માટે એક અનુપમ વીંટી ખરીદી આણી. અત્યંત વ્હાલથી અંતરના ઉછળતા ઉમળકાથી તેણે તે ઉષાને પહેરાવી. ઉષાએ તે પાછી આપતાં તાનો માર્યો:—

" કિશોર ! આ વીંટી તો માધવલાલ શેઠના પસીનાની, મને તો ત્હારી કમાણીની વીંટી પ્રિય છે. તું જ્યારે દ્રવ્યોપાર્જન કરી અને પહેરાવીશ ત્યારે હું પહેરીશ. "

બસ, થઈ રહ્યું. કિશોર તે વખત કાંઇ બોલ્યો નહિ પરન્તુ તેના અંત:કરણમાં કારી ઘા લાગ્યો. તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે 'જ્યારે દ્રવ્યોપાર્જન કરીશ ત્યારે જ ફરીથી ઉષાને મળીશ,' ઘેર જઈ દેશાટણુ કરવાનો પોતાનો વિચાર પિતાને જાહેર કર્યો સ્નેહીઓનાં અંતઃકરણુ દુભાયાં; માતાપીતાનાં અંતઃકરણુ ચિરાયા; ઉષાના અંત:કરણુના ટુકડા થઇ ગયા; પરન્તુ કિશોર એકનો બે ન થયો. તેના મગજમાં એકજ પ્રકારની ધુન હતી. તેણે કલકત્તાની ટીકીટ લીધી. અમદાવાદ છોડયું.

કલકત્તા જઈ તેણે જ્યુટ તથા કોલસાના વ્યાપારની માહિતી મેળવી. ધીમે ધીમે તે તેમાં માથુ મારવા લાગ્યો. શેર બજારમાં જઇ ત્યાંનો વ્યવહાર જોવા લાગ્યો. કુદરતનો ખેલ કેવળ ન્યારો છે. જેમ મનુષ્ય માત્રના ચ્હેરામાં સહેજસાજ પણુ ફેર હોય છે તેજ મુજબ મનુષ્ય માત્રની પ્રકૃતિમાં પણુ ભેદ હોય છે. દ્રવ્યોપાર્જનની મહત્વાકાંક્ષા મનુષ્ય માત્રને હોય છે છતાં તેમાં પણુ ફેર હોય છે. કોઇકને પોતાને આવશ્યક દ્રવ્ય પ્રાપ્તિ થતાં સંતોષ થાય છે—તો કોઇની મહત્વાકાંક્ષા તેને હદ ઉપરાંત ખેંચી જાય છે. કોઇ ધીમે ધીમે ઉપાધી વધાર્યા વગર દ્રવ્ય સંપાદન કરવા અક્રમ પગલે યત્ન કરે છે જ્યારે કેટલાકો એકદમ શ્રીમંત થવા તત્પર થઈ યત્ન કરે છે. પરન્તુ જ્યાં સુધી મનુષ્યને ભાવિ સહાય

ન કરે એટલે કે કોઇનો વારસો ન મળે, જમીનમાંથી આ સોનામહોરો ન મળે યા સટ્ટામાં ન કમાય, અર્થાત્ ઉંચો નીચો હાથ ન પડે ત્યાંસુધી એકદમ શ્રીમંત થઇ શકતો નથી. કિશોરની મહત્વાકાંક્ષા અને પોતાની કમાણીથી ઉષાને શૃંગારવાની આકાંક્ષા એટલી બધી તિવ્ર હતી કે જેમ બને તેમ જલદીથી લાખો રૂપીઆ મેળવવાના લોભમાં તે પડયો. કલકત્તામાં તેણે બાબુ જુગલકિશોરના નામથી શેરનો વહેપાર કરવા માંડયો શરૂઆતમાં નસીબે યારી આપી પાંચ છ માસ સારો નફો થયો, પરન્તુ પાછળથી નસીબ એકદમ ફેરવાઈ ગયું. એકજ દીવસના સટ્ટામાં કમાણી ઉપરાંત મોટી ખોટ આવી. કિશોર નાસીપાસ થયો શું કરવું તે સુઝયું નહિ. શેરદલાલ આવીને માર્જીનના રૂપીઆ માટે તકાદો કરવા લાગ્યો, છેવટ કિશોરે દલાલને સંભળાવી દીધુ કે તેની પાસે પૈસા ન હતા; જે કાંઇ રકમ તેના ઉપર લ્હેણી નીકળશે તે તે ધીમે ધીમે ભરપાઇ કરી દેશે દલાલ શું કરે ? તેણે વલણને દિને નાણાં ભરી દીધાં, રૂપીયા એંસી હજારની બાકી કિશોરના નામ પર નીકળી. શેરદલાલ એક બંગાળી હતો. તે દયાળુ હતો. જ્યારે તેણે જોયું કે કિશોર પર ગમે તેટલું દબાણ કરવામાં આવશે છતાં તે પાઇ ભરી શકશે નહિ ત્યારે તેણે કિશોરને કહ્યું:—"જબ આપકે પાસ પૈસા આય, આપ મુઝે દે દેના. મેં ન તો આપકે પાસ ઉઘરાણી કરૂંગા, ન તો આપકે દસ્તખતકી મુઝે જરૂરત હૈ. કાલીકો હાજર સમજકે આપ જબ દેસકો, તબ દે દેના."

શેરદલાલની વાતથી કિશોરના મનમાં બહુજ લાગણી થઈ આવી. "કયારે તે શેરદલાલને રુપીઆ અપાય ?" એજ વિચાર તેના "મગજમાં ઘૂમતા લાગ્યો પણ રૂપીઆ હતા કયાં ? થોડાને બહુ્ા એંશીહજાર રૂપીઆ. આખરે તે કલકત્તા છોડી ગુપચુપ રંગુન ગયો. ત્યાં જઇ ચોખાના વહેપારમાં માથું મારવા લાગ્યો. ત્યાંની સૌથી મોટી એક દેશી પેઢીમાં જઈ પેઢીના માલીકને મળ્યો. તેની વિદ્વતાથી ખુશી થઇ તે પેઢીના માલીકે પોતાના દલાલ તરીકે તેને પોતાની ખરીદ વેચાણનું કામ તેને સોંપ્યું. આથી બીજી પણ પેઢીનાં કામ તેને મળવા લાગ્યાં. થોડાજ વખતમાં તેને સારી આવક થવા લાગી. જેમ જેમ તેની પાસે નાણું જમા થતું ગયું

તેમ તેમ તે કલકત્તાવાળા મારદલાલને પૈસા ભરતો ગયો. એક વર્ષ દરમ્યાન તેણે ચાળીસ હજાર ભરી દીધા. આથી તે દલાલે પણ તેની પ્રમાણીકતા ઉપર ખુશી થઇ બાકીની રકમ માંડી વાળી તેને જણાવી દીધું. કિશોર આ રીતે રૂણ મુક્ત થયો. ચોખાની દલાલીને લીધે તે ધી ઇન્ડીયન ટ્રાન્સપોર્ટ સ્ટીમ શીપ કંપનીના એજન્ટના સંબંધમાં આવ્યો. આ કંપની રંગુનથી ચોખા વિગેરે કારગો, સીંગાપોર, કલકત્તા, મદ્રાસ તથા કોલંબો લઇ જવાનું કામ કરતી હતી. કંપનીનો એજન્ટ ઘણો જ ખટપટીઓ મીઠાબોલો અને ચાલાક હતો. કિશોરના હાથમાં મોટી મોટી પેઢીઓ જોઇ તેણે તેને સ્ટીમરના ફ્રેટનું બ્રોકરેજ તેમ જ ચાર્ટર કરવા લલચાવ્યો. દ્રવ્યોપાર્જન કરવાને અત્યંત ઉત્સુક બનેલો કિશોર પણ લલચાયો. આથી ધીમે ધીમે તેનું ધ્યાન ચોખાની દલાલી ઉપરથી ઓછું થઇ ગયું. તેણે ફ્રેટ બ્રોકરેજ કરવા માંડયું અને તેમાંથી આખી સ્ટીમર ચાર્ટર કરવાના લોભમાં પડયો. તેણે એક વર્ષ માટે તે કંપનીની તમામ સ્ટીમરો ચાર્ટર કરી લીધી, પરન્તુ તે દરમ્યાન તણે પોતાના હાથમાંની પેઢીઓ ખોઇ દીધી તેમજ બીજી સ્ટીમર કંપનીવાળાઓએ પોતાના રેટ ઘટાડી, બીજા દલાલોને છાનું કમીશન આપવા માંડયું, આથી કિશોરવાળી સ્ટીમરોને કારગો મળવામાં મુશ્કલી ઉભી થવા લાગી. કેટલીક વખત સ્ટીમરો ખાલી જેવી ઉપડવા લાગી. કિશોર નુકશાનીમાં ઉતરવા લાગ્યો. એજન્ટે પોતાનો દાવ સાધ્યો. એક વખત કિશોરને મોઢે મીઠું મીઠું બોલનાર, તેને ખુશ રાખવા, યત્ન કરનાર, ગરજ મતલબી સાહેબ હવે તેના પર દબાણ કરવા લાગ્યો. કિશોરે આપેલી ડીપોઝીટની રકમ જપ્ત કરી બાકીની નુકશાની માટે દબાણ કર્યું. કિશોર માટે રસ્તો ન રહ્યો. જેમ તેમ કરી સાહેબ સાથે માંડવાળ કરી પણ હવે રંગુનમાં રહેવું કિશોર માટે બહુ ભારે થઇ પડયું. જ્યાં જાય ત્યાં સર્વે તેના તરફ આંગળીઓ કરી તેનીજ વાતો કરવા લાગ્યા. જે પેઢોના માલીકે તેને શરૂઆતમાં મદદ કરી હતી તેણે ફરીથી તેને બોલાવી ઠપકો આપ્યો. તથા ફરીથી દલાલી માત્રનુંજ કામ કરવા સલાહ આપી. કિશોર ત્યાંથી ઘેર ગયો. પરંતુ તેને ચેન ન પડયું તેનું દીલ રંગુન ઉપરથી ઉઠી ગયું. તેણે રંગુન

છોડવાનો વિચાર કર્યો. અને આખરે તે અમલમાં મૂક્યો. રંગુન છોડી તે મદ્રાસ આવ્યો.

મદ્રાસમાં આવી તેણે સુતર તથા ખંડની દલાલી શરૂ કરી. ધીમે ધીમે તેમાં તે ફાવતો ગયો. માસિક રૂપીઆ બસો ત્રણુસો પેદા કરવા માંડયા પરન્તુ અત્યાર સુધીના તેના અનુભવનું પરિણામ તેના પર ઘણુંજ માઠું આવ્યું. તેને એમજ લાગ્યું કે દુનીઆ સ્વાર્થનીજ છે. પૈસો પાસે હોય તોજ બધા માન આપે છે. પૈસો ન રહેતાં વિદ્વતા તથા અન્ય સદ્ગુણોની કદરજ નથી. પોતાની સાથે વાત કરનાર દરેક માણસને તે સ્વાર્થી સમજવા લાગ્યો. સ્નેહ અને પ્રેમ જેવી વસ્તુજ દુનિયામાં નથી. દ્રવ્યમાંજ સ્નેહ છે. એમંજ પ્રેમ છે. આવા વિચારો મતેના હ્રદયમ ઘર કરી બેઠા ધીમે ધીમે તે ઉષાને ભૂલવા લાગ્યો. જેના એક શબ્દથી ઘરબાર, સુખસંપત્તિ છોડીને બહાર નીકળ્યો હતો તેના તરફ પણ અભાવ ઉત્પન્ન થયો તે પણ દ્રવ્યનેજ ચહાનાર છે એવો નિશ્ચય થયો. તેને માટેનો પ્રેમ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો એ અરસામાં તે એક મિત્રદ્વારા ગુલશનના સહવાસમાં આવ્યો. ગુલ્શને પોતાના પ્રેમથી તેનું હ્રદય જીતી લીધું. તે દરમ્યાન તેણે સુતરનો સટ્ટો કર્યો સટ્ટાનો નાદ એવો છે કે એક વખત તે ફંદામાં ફસાયા પછી મનુષ્ય તે છોડી શકતો નથી. તેમાં પણ આખરે નુકશાન આવ્યું. તેણે ગુલ્શનને તે વાત જણાવી પોતાનો સંબંધ બંધ કરવા ધાર્યું પણ ગુલ્શન એકની બે ન થઇ. આખરે તે સ્થિતિમાં પણ તે ગુલ્શન માટે હદથી વધુ પ્રેમ રાખવા લાગ્યો. દેવું કરી પોતાનો તથા ગુલ્શનનો ખર્ચ નભાવવા લાગ્યો. પણ તે ક્યાં સુધી ચાલે ? ગુલ્શને પોતાના દાગીના વેચવા માંડયા. પરિણામ એ આવ્યું કે બન્ને જણને બે દિવસના ફાકા પણ થયા. હવે કિશોર–ગુલ્શનનો જ્યોતીપ્રકાશ–ભભરાવ્યો અને પોતે પૈસા મેળવીને ગુલ્શન પાસે આવવાનું વચન આપ્યું, તેણે મદ્રાસ છોડયું, પાછો અમદાવાદ આવ્યો. પરન્તુ પોતાનું ઓળખાણ કોઇને ન આપતાં અરૂણ નામ ધારણ કરી ગુપ્ત રહ્યો.

દુનીયાની ટાઢી ઉની જોયા પછી તેનું અંતઃકરણ બદલાઇ ગયું. પોતે લગ્ન ન કરવું. માત્ર દેશ સેવાજ કરવી. દુનીઆમાં સુખ નથી માત્ર પારકાંને સુખી કરવામાંજ સુખ છે. આ વિચારો

દૂર થયા. અને તેણે દેશની ચાલુ સ્વદેશી હીલચાલ તરફ લક્ષ આપવા માંડ્યું; પૂર્ણ વિચાર કરી જે યોગ્ય લાગ્યું તે પકડયું કરવા લાગ્યો અને પોતાની પાછલી જીંદગી ભૂલી જઇ તિરસ્કારો મૂકી નવું જીવન શરૂ કર્યું આપણે તેને તેના નવા જીવનમાં જોઇ ગયા છીએ.

## પરિચ્છેદ પંદરમો.

## મુડી અને મજુર.

ગરીબો વિના તવંગરનું અસ્તિત્વજ અશક્ય છે.



અરૂણ નિયત કરેલા સમયે હુરભમને મળ્યો તેઓ બન્ને ભાર વહેનારા મજુર વર્ગના નિવાસસ્થાન તરફ ચાલ્યા. રાત્રિના નવ વાગ્યાનો સમય હતો. આ વખતે વિનોદ પણ તેમની સાથે હતો. મજુરોનું એક ટોળુ તેમની રાહ જોતું બેઠું હતું આ ત્રણે વ્યક્તિ ત્યાં પહોંચતાં તે ટોળામાં શાન્તિ પથરાઇ ગઇ. અરૂણે તે ટોળામાંથી ચાલાક અને બુદ્ધિશાળી માણસોને ચુંટી કાઢવા જણાવ્યું લગભગ પંદરેક માણસોને ચુંટી કાઢયા બાદ અરૂણે પૂછ્યું:—

"અહીં ભેગા થયેલા તમામ ભાઇઓ આ પંદર જણ તથા મુકાદમ હુરભમ ઉપર વિશ્વાસ રાખો છો ?"

જવાબ હકારમાં મળતાં તેણે આગળ કહ્યું:—

"તમારા સુખને માટે અમે જે કાંઇ કરીએ તે તમને કબુલ છે ?"

"હા. કબુલ છે" બધા એક સાથે બોલી ઉઠયા.

"હુરભમ !" અરૂણે હુરભમ તરફ ફરી કહ્યું. "હવે આ બધાને જવાદો. અને તું તથા આ પંદર જણ અત્રે રહો."

આજ્ઞા મુજબ તે ટોળાને રજા અપાઇ. બાકી એ અઢાર જણુ રૂ.મમત્ર માટે ત્યાં રહ્યા. અરૂણે પોતાની પાસેથી એક કાગળ કાઢી વિનોદને વાંચવા આપ્યો. હુરભમ દીવો લાવ્યો. વિનોદે શરૂ કર્યું:—

પ્રથમ તમારે તમામ મજુરોની એક યાદી કરી તેમનું પત્રક રાખવું. અને સભાસદ તરીકે તેમનાં નામ નોંધવાં. તમારે દરેક જાતની મજુરી નક્કી ઠરાવવી અને હાથગાડીમાં ભરવાનો બોજો પણ નક્કી કરવો. કોઇએ પણ તે મજુરી તથા બોજાના નિયમનો ભંગ કરવો નહિં. રોજ સવારના સાતથી સાંજના પાંચ સુધી કામકાજ કરવું. બાર વરસની અંદરનાં છોકરાને કામપર લઇ જવાં નહિં, પણ તેમને ભણાવવાનો બંદોબસ્ત કરવો. તે માટે હાલ તુરત દરરોજ એક એક કલાક અમે મહેતાજીની ગોઠવણુ કરીશું. તે દરમ્યાન દરેક સભાસદ પાસેથી મહિને એક પૈસો તમારે વસુલ લેવો જેમાંથી મહેતાજીના પગારની ગોઠવણુ થશે, અને તમને ભારે પણ નહિં પડે. પાંચ વાગ્યા બાદ ઘેર આવી તમારે તમારા ઘરમાં સ્વચ્છતા તથા આરોગ્યતાના નિયમો મુજબ વ્યવસ્થા કરવી. તમારી તન્દુરસ્તી સુધારવી. એક બીજાના સુખ દુઃખથી માહિતગાર થઇ પરસ્પર મદદ કરવી. દર શુક્રવાર યા ગુરૂવાર અડધો દિવસ રજા પાળી ઇશ્વર ભજનમાં મશગુલ રહેવું. ઘર આગળ જે બૈરાં તથા બાળકો કામપર ન જતાં હોય તેમને સુતર કાંતતાં તથા લુગડાં વણુતાં શીખવવું. તમારામાંના બાહોશ માણુસોએ બીજા પણ એવા કારીગરીના ધંધા ફુરસદના વખતમાં શીખવા. આટલું થયા બાદ આગળ શું કરવું તેનો વિચાર કરીશું. ”

બધાએ આ વાત કબુલ રાખી તે મુજબ કામ કરવા કબુલ કર્યું. અત્રેથી અરૂણુ તથા વિનોદ છૂટા પડતાંજ તેમને ખોળતો ખોળતો પ્રતાપ આવી મળ્યો.

“ કેમ પ્રતાપ ! અત્યારે શું કામ પડ્યું ? ” અરૂણે પૂછ્યું.

“ સાહેબ ! આજે ‘ મીશીઓનેર મીલ્સ ’ માં ઘણુંજ ધાંધલ થયું છે. બધા કામદારો ઉશ્કેરાઇ ગયા છે. તોફાન થવા

સંભવ છે. આપની સલાહની જરૂર છે." પ્રતાપે જવાબ આપ્યો.

"શું બન્યું છે?" અરૂણે પ્રશ્ન કર્યો.

"આજ એક જૉબર જરા મોડો આવ્યો હતો. વીવીંગ માસ્તરે તેને ઓફીસમાં બોલાવી ખૂબ ગાળો દીધી ને માર માર્યો. જૉબર કાંઈ ન બોલતાં પોતાના કામપર ગયો. પરન્તુ તેના હાથ નીચેના માણસો ઉશ્કેરાઇ ગયા. તેઓ મેનેજર પાસે ફરીઆદ કરવા ગયા. પણ મેનેજરે તેમને ઓફીસમાં દાખલ થવા ન દીધા. બપોર પછી વીવીંગ માસ્તર ફરતો ફરતો તે જૉબરના ખાતામાં ગયો. ત્યાં જઇ વળી તેણે મેનેજર પાસે ફરીઆદ લઇ જવા સંબધી વાત કરી તેને ગાળો દીધી અને ધક્કો માર્યો, જેથી તે જૉબરની આંગળી સંચામાં આવી જતાં છેલ્લી આંગળી કપાઇ ગઇ. આથી માણસો ઉશ્કેરાઇ તે વીવીંગ માસ્તરને તે ખાતુ છોડી ચાલ્યા જવા કહેવા લાગ્યા. વીવીંગ માસ્તરે તેની દરકાર ન કરતાં ગાળગલોચ કરવા માંડી. લોકો ઉશ્કેરાયા. અને મારામારી થઇ. વીવીંગ માસ્તર રીવોલ્વર કાઢી ઉભો. માણસો દૂર ઉભા. પણ ત્યારનું મીલનું કામ બંધ પડયું છે અને તે બધાઓ તે વીવીંગ માસ્તર તથા મેનેજરને મારવાનો નિશ્ચય કરી બહાર પડયા છે. મેનેજરે પોલીસની મદદ માગી છે. મામલો આમ ગંભીર બન્યો છે." પ્રતાપે હકીકત જણાવી.

વાત કરતા કરતા પ્રતાપ, અરૂણ તથા વિનોદ પેલા જૉબરના મકાન આગળ આવ્યા. ત્યાં લગભગ પચાસેક માણુસો ભેગા થયા હતા. આ ત્રણે જણુ ત્યાં આવતાં જ ત્યાં એક પ્રકારનો શોરબકોર થઇ રહ્યો. "બસ, એતો એજ." "કાલે સાલાને મારવોજ." "અરે! એની મીલ તોડી નાખવી." આદિ વાકયો એક પછી એક સંભળાવા લાગ્યાં. એટલામાં પેલો જૉબર અરૂણની પાસે આવ્યો. પ્રતાપે કહેલી વાત તે ફરી કહી ગયો. અરૂણે ધીરજ આપતાં કહ્યું:—

"ઉતાવળા ન થાઓ, ભાઇ! ધીરા થાઓ. જે કાર્ય કરો તે એવી રીતે કરો કે પરિણામ તમારા લાભમાં આવે. તમે મારામારી કરશો તો મામલો કોરટે ચઢશે. તેમાં શો લાભ? જુઓ,

સાંભળો. કાલે રવીવાર છે. તમામ મીલો બંધ છે. તમે કાલે સવારમાં બીજી મીલોના જૉબરો તથા મુકાદમોને મળીને તમારી હકીકત જાહેર કરો, તમારૂં એક કામદાર મંડળ સ્થાપો અને તેમાં ઠરાવ કરી તમારા મીલ એજન્ટપર કાગળ લખો કે આવી રીતે કામદારો તરફ અન્યાયી વર્તણુંક ચલાવવામાં આવશે તો કામદારો કામ છોડી જશે—હડતાળ પાળશે. માટે આવી બાબતનો એકદમ નિકાલ થવો જોઇએ. આ રીતનો કાગળ લખાવી તેનો જવાબ મળતા સુધી તમારે કામપર ન જવું. અને એ રીતે હડતાળ દરમ્યાન પણ સલાહ શાન્તિ જાળવવી, તમારા હક્કો તમારા ભાઇઓને સમજાવવા અને ઘર આગળ રૂ કાંતવા વણવાનું ચાલુ રાખવું આથી તમને હમેશને માટે લાભ થશે. પણ એટલું યાદ રાખવું કે આ હડતાળરૂપી હથિયાર ન્યાયમાર્ગે જ વાપરવું. અન્યાયથી યા અયોગ્ય રીતે તેનો ઉપયોગ કરવો નહિં. જો તમે ન્યાયથી હડતાળ પાડશો અને કદાચ મીલ એજન્ટો તમારી સાથે સમજુતીપર નહિં આવે તો પણ તમારા તરફ સહાનુભૂતિ ધરાવનારાની સંખ્યા વધી જશે અને તેઓ તમને કામે લગાડવા યા તમારા ખર્ચ માટે તમને મદદ કર્યા વિના રહેશે નહિં. પરન્તુ જો તમે અયોગ્ય રીતે હડતાળ પાડશો તો તમારા તરફ સહાનુભૂતિ ધરાવનાર કોઇ નહિં નીકળે તેમજ તમે અન્યાયી અને વાંધાખોર ઉચ્છંખલ ગણાઇ જશો. માટે મારી સલાહ માનો તો આ મુજબ કરો." અરૂણે સમજણ પાડી.

"એ બધું ખરૂં! પણ હડતાળ પાડીને અમે જ ભૂખે મરીએ. તેમાં મીલ એજન્ટનું શું જવાનું હતું?" એક જૉબર બોલી ઉઠયો.

"ભાઈ! દેખીતુ તમને કાંઇ જ નુકશાન નથી પણ વિચાર કરશો તો જણાશે કે તમને કેટલું નુકશાન છે. તમને તો માત્ર તે દિવસની રોજીની જ ચિંતા છે. તો રૂપીઓ નહિતો બારઆના—છેવટ છ આના પણ બીજો ધંધો કરી તમે કમાઇ શકશો. પાંચ દશ દિવસ જરા તકલીફ પડે એજ. પણ તેથી તમારા ઘરમાંથી કાંઇ જવાનું નથી; જ્યારે મીલ એજન્ટોના નુકશાનની ગણત્રી કરો રોજનો તૈયાર થતો હજારોનો માલ, મકાન ભાડુ, ઓફીસ સ્ટાફનો

પગાર તથા રોકાણની રકમનું વ્યાજ. તેઓ કેટલા દિવસ એમ ચાલુ રાખી શકે? બહારના માણસો દાખલ થાય એવી તમને બ્હીક હોય તો તમામ મીલવાળા સંપ કરો. જ્યાં તમારો બધાનો સંપ ત્યાં તેઓ શું કરી શકે? ભાઇઓ! તમારા વડેજ તેઓ ઉજળા છે. તમારી મહેનતમાંથી જ તેઓ લાખો રૂપીઆ પેદા કરે છે, તમારા વડેજ કારખાના ચાલે છે અને તેઓ મોટરો દોડાવે છે. જો તેમનાં કારખાનામાં કામ કરનારા ન હોય તો કારખાનાં કટાઇ જાય અને તેમના મોજશોખ હવામાં ઉડી જાય. દરેક ધંધામાં મૂડી અને મહેનત બન્નેની જરૂર છે. મૂડીવાળા મહેનત વિના અને મહેનતવાળા મૂડી વિના કાંઇજ કરી શકતા નથી. એકજ ગાડીનાં બે પૈડાં માફક તેમની સ્થિતી છે, અને તેથી પરસ્પરે સહકારથી રહેવાની જરૂર છે. તમારે તેમનું હિત જોવાનું છે તેમ તેમણે પણ તમારા હિતનાં પગલાં ભરવાનાં છે. માટે તમે ધીરજથી સંપૂર્ણ વિચાર કરી નિશ્ચય પર આવો."

થોડીક વાર પછી બધા વેરાઇ ગયા. બીજે દિવસે સવારથી ધમાલ ચાલી રહી. સાબરમતીની રેતમાં મીલ કામદારો તથા બીજા પણ મજુરવર્ગની એક મોટી સભા કરવામાં આવી. સાંજના ચાર વાગ્યાનો સમય હતો. બધું કામદાર મંડળ ભેગું થયું હતું. અરૂણની સલાહ મુજબ પ્રખ્યાત બેરીસ્ટર મી. હીરાલાલ પટેલને પોતાના કાયદાના સલાહકાર નીમી તે દિવસે પ્રમુખ તરીકે પણ તેમની નીમણૂંક થઇ હતી. સભામાં 'મજુર અને મુડી' એ વિષયની ચર્ચા કરી કામદાર મંડળ સ્થાપવાનું કામ કરવાનું હતું. અણચિંતવી આ હીલચાલથી શહેરના બીજા પણ કેટલાક આગેવાનો તેમજ મીલએજન્ટો સભાની ચર્ચા જોવા આવ્યા હતા. માધવલાલ શેઠ, મદનરાય તથા ઉષા પણ હાજર હતાં. અરૂણની સાથે વિનોદ, જગન્નાથ તથા બીજા પણ સ્વયંસેવકો ઉત્સાહથી ત્યાં વ્યવસ્થા જાળવતા સભાના કામકાજમાં ભાગ લેતા હતા. પ્રતાપ તથા હુરમ તો ત્યાં હતા જ. કારણ આ સભામાં માત્ર કામદારનોજ નહિં પણ મજુર'—કામદાર' એ શબ્દમાં સમાવેશ થતા એટલે 'મુડી'—યાને થાપણવાળાઓ સિવાયના તમામ વર્ગનો સમાવેશ થતો હતો. સાડા ચાર થતા સુધીમાં તો હજારો માણસો ભેગાં થઇ ગયાં. પત્રોના પતિનીધિઓ પણ આવીને ગોઠવાઈ ગયા.

કોઇ કોઈ છૂપી પોલીસના રીપોર્ટરો પણ ઠેકાણે ઠેકાણે ભરાઇ ગયા. કામકાજ શરૂ થયું. પ્રમુખની ચુંટણી વગેરે પ્રાથમિક કાર્ય થઇ ગયા બાદ અરૂણુ ભાષણુ કરવા ઉઠયોઃ—

"શ્રીમાન પ્રમુખ સાહેબ તથા અન્ય સહાયક શ્રોતૃવર્ગ તથા મારા કામદાર બંધુઓ ! આજની આ આપણી સભા મળવાનું કારણુ તથા તેની આવશ્યકતા માટે બે શબ્દ બોલવાની શ્રીમાન્ પ્રમુખ સાહેબની મને આજ્ઞા મળી છે અને હું મારી બુદ્ધિ અનુસાર જે બે શબ્દ બોલું તેમાં કાંઇક ક્ષતિ જણાય તો આપ ઉદારતાથી ક્ષમા આપશો.

ગરીબ અને શ્રીમાન્—યાને મજુર અને મુડીનો શો સંબંધ છે તે આપણે પ્રથમ જોવુ જોઇયે. દુનિયાની શરૂઆતની સ્થીતિની કલ્પના કરીએ તો આપણે એમ કલ્પી શકીએ છીએ કે મનુષ્યો ગમે તે સ્થીતિમાં ગમે ત્યાં રહેતાં; અને તેઓમાં વ્યવસ્થા જેવી કોઇ ચીજ ન હતી. જ્યારે બળવાનો નિર્બળને રંજાડવા લાગ્યા હશે—યા વનચરો મનુષ્યોને ત્રાસ આપવા લાગ્યા હશે ત્યારેતેમણે એક જથે રહેવા માંડયું અને તે સમયે પોતાની સગવડો માટે કેટલાક નિયમો બાંધ્યા હશે. આમાં કેટલાક શારીરિક બળમાં તો કેટલાક માનસિક બળમાં, કેટલાક ખેતીવાડીમાં તો કેટલાક હુન્નર ઉદ્યોગમાં કુશળ હોવાથી પરસ્પર સહકાર કરવાની યોજના ઘડાઇ હશે. અને તેથી જેનામાં જે ગુણુ હોય તેનો લાભ તે બીજાને આપે તેના બદલામાં બીજાઓ તેને જોઇતી વસ્તુ પુરી પાડે, આ મુજબ વ્યવહાર ચાલુ થયો હોવો જોઇએ. તેના દાખલા તરીકે ક્ષત્રિય પુત્રો ગુરૂને ત્યાં જઇ વિદ્યા ભણુતા અને તેના બદલામાં ગુરૂદક્ષિણામાં ક્ષત્રિયો તેમને ઇચ્છિત વસ્તુ આપતા. બ્રાહ્મણો વેદ ભણુતા ભણાવતા અને શસ્ત્રવિદ્યા શીખવતા તથા રાજકીય બાબતમાં સલાહ આપતા, ત્યારે ક્ષત્રિઓ ગૌ અને બ્રાહ્મણનું પાલન કરતા અને તેમની આજ્ઞામાં રહેતા. ખેડુતો જમીન ખેડતા અને વાવતા તે બદલામાં સમાજનું રક્ષણુ ક્ષત્રીઓ કરતા. આમાં જ્યારે કોઇ લોભી પ્રકૃતિના મનુષ્યના મનમાં સામા ધણીની મદદ ઓછી લાગી હશે ત્યારે તેણે પહેલેથી ઠરાવ કરવાનું ધાર્યું હશે. જેમ અસલના વખતનાં કોઇ શેઠને ત્યાં મુનીમ રહે, તો તે જીંદગીભર શેઠની નોકરી કરે, શેઠ તેનું પોષણુ કરવા ઉપરાંત તેને ઘેર આવતાં ખર્ચ વગેરે ઉપાડી લે. આમાં જ્યારે શેઠ લોભવૃત્તિ દેખાડે ત્યારે નોકર

પણ અમુકજ કામ અને તે પણ અમુકજ વખત સુધીને માટે કરવાને તૈયાર થાય. આ રીતે પરસ્પર લાગણીથી મદદ કરવાનું વીસરાઈ જઇ હાલની નોકરીની પદ્ધતિ ચાલુ થઈ કે આટલા વાગ્યા થી આટલા વાગ્યા સુધી નોકરી કરવી અને તે પણ અગાઉથી ઠરાવેલુંજ કામ કરવું અને મહિને આટલા રૂપીઆ પગાર મળે. એથી વધુ વખત કામ કરાવવાનો પગાર જુદો—તેમ ગેરહાજર રહેવા બદલ પગાર કપાય આવા કાયદા થયા. નોકરીની ચાલુ સ્થીતિ કેમ આવી તે આપણે જોયું પરન્તુ હવે મુડી અને મજુર—શેઠ અને નોકરને એક બીજા વિના ચાલે કે કેમ તે તપાસીએ.

સમાજની ઉન્નતિ વહેપાર અને હુન્નર ઉદ્યોગની ઉન્નતિવડેજ થાય છે અને દરેક કાર્યમાં નાણું અને મહેનતની જરૂર પડે છે. બે પાંખ વગર ઉડાતું નથી તેમ આ બે વસ્તુ વિના કંઇ થતુંજ નથી. શ્રીમંતો નાણું શી રીતે કમાયછે? મોટાં મોટાં કારખાનાંઓ અને ખાણોનાં કામકાજ શી રીતે ચાલે છે? એકલાં નાણાં યા એકલી બુદ્ધિ કાંઇજ કરી શકતી નથી પણ તે સાથે મહેનતની જરૂર છે. તેમ એકલી મહેનત પણ નાણાં અને બુદ્ધિ વિના પણ નકામી છે. મુડી મજુરથી રીસાય યા મજુર મુડીથી રીસાય તો કોઇનું પણ ગાડું ચાલે નહિં આથી મુડી તથા મજુરે બન્નએ સરખે અંતરે સરખી ગતિથીજ ચાલવું જોઇએ. અને એટલું પણ યાદ રાખવું જોઇએ કે જે બે પાંખથી પક્ષી ઉડે છે તેમાંની એક પણ પાંખ જરાપણ બગહિન થાય તો તેનો કદી ઉદ્ધારજ નથી. તેમ સમાજોન્નતિનાં આ બે અંગમાંનું એક પણ અંગ બળહિન અને યા તેમાં સડો પેસે તો સમાજની અધોગતિજ સમજવી. આપણે ત્યાં મુડી તેમજ મજુર કોઇપણ સમાજના ઉદ્ધારમાં પોતાનો કેટલો મહત્વનો હિસ્સો છે તે સમજતાજ નથી. તેમની સમજ—તેમની માન્યતા કેવળજ ઉંધી છે. મુડી સમજે છે કે મારે દુનિયામાં કોની દરકાર છે? હું પોતે બળવાન હોઇશતો ગમે ત્યાંથી મારા બળમાં વધારો કરીશ કારણ નાણું નાણાંને ધસડી લાવે છે; પછી તે મેળવતાં ભલેને ગમે તેમ કરવું પડે! પણ તેને એવો સહજ પણ વિચાર નથી આવતો કે માતાના સ્તનમાંનું દુધ નિયમસર પીવાય ત્યાં સુધી તો ઉત્તમ છે પરન્તુ જો હદ ઉપરાંત ચુસાય તો દુધને

અટલે રક્ત નીકળે અને માતાનું શરીર ક્ષીણુ થતું પંચત્વને પામે. તેમ મહેનતને જો યોગ્ય પોષણુ મળે યા નીયમસર મહેનત થાય તો પરિણામ ઉત્તમ આવે નહિં તો છેવટે મહેનત મરી જાય—નાબુદ થાય—પોષણુ વિના અધમુવાં બની જાય તો તેનું પરિણામ શું આવે? શું તેથી મુડી પોતાની કે સમાજની જરાપણુ ઉન્નતિ કરી શકે? મુડીએ જોવું જોઇએ કે જેના વડે મુડીનો તથા સમાજનો ઉત્કર્ષ છે તે મહેનતરૂપી છોડને ફાલવા માટે ખાતર, જળ, હવા અને પ્રકાશ ઉત્તમ પ્રકારે મળવો જોઇએ તેમજ મહેનતે પણુ જોવું જોઇએ કે પોતાને આ રીતે ચતુર્વિધ પુરૂષાર્થ પ્રાપ્ત કરાવનાર મુડીને પોતાના સુગંધી યુકત પુષ્પો તથા ફુલોથી તૃપ્ત કરવી જોઇએ. સમાજનાં આ બે અંગો હળીમળી પરસ્પર સહાનુભૂતિથી રહે તો સમાજનો ઉદ્ધાર સહજમાં થઈ શકે. પરન્તુ આપણે ત્યાં સ્થીતિ કેવળ જુદીજ છે મહેનત પોતાના હક સમજતી નથી યા મુડી મહેનતને કચરી નાખવાના યત્નો કરે છે. આનું પરિણામ શું આવે? શેઠીઆઓ અઢળક ધન કમાઇને લક્ષ્મિપૂત્ર કહેવડાવે છે—મોટાં મોટાં કારખાનાં ચલાવી લાખો રૂપીઆ પેદા કરે છે—ધર્માદા ફંડોમાં તથા સરકારના વ્હાલા થવા બીજાં કાર્યોમાં રૂપીઆ ખર્ચે છે—સર નાઈટ બને છે અને માન ખાટે છે પણુ તેમને ખબર છે કે એ ખીતાબો અને એ માનનું અસલ માન કોને ઘટેછે? કોના રક્તરૂપી પાણી અને ઈંટ તથા ચુનાથી તે માનપાનના ઇલ્કાબોની ઇમારતો ચણાઇ છે? શું તે દ્રવ્ય તેમણે જાતે પેદા કર્યું છે? કોલસાની ખાણોમાં ટોપલા ઉંચકવા, લોખંડની ખાણોમાં સુરંગો ફોડવા, રેલ્વેના એન્જીનોની કળો બનાવતાં હથોડાના ઘાણુ મારવા, સ્ટીમરોનાં ખોખાં બનાવતાં લાકડાપર રંધો મારવા કેટલા મુડીવાળા ગયા છે? બતાવો તો ખરા કે મીલ એજન્ટો અને માલીકોમાંના કેટલા કાર્ડીન્ગ, સ્પીનીંગ, કે વીવીંગનું કામ કરે છે? દુનિયાનો જ કાયદો છે કે ખરૂં કામ કરનારાને કોઇ દાદ આપતું નથી પણુ બધા ઉપર ઉપરની દોડાદોડ યાને મુડીના દામદમામને જ મદદ આપે છે. આપણે ઘણી વખત સાંભળીએ છીએ કે ફલાણા શેઠે આ વર્ષે વહેપારમાં સારૂં પેદા કર્યું. પણુ તે શેઠને પૂછો તો ખરા તે વહેપારની ચાવી કોના હાથમાં હતી? ફલાણા કપ્તાને ફલાણું

શહેર જીત્યું પણ તેને પૂછો તો ખરા કે તેણે પોતે કેટલી ગોળી યા કેટલાં તીર માર્યા હતાં? યા તેણે એકલે હાથે જીત્યું હતું? જ્યાં જુઓ ત્યાં પાછળ 'મહેનત'જ જણાશે. મહેનત વિના કાંઈજ નથી. દુનિયામાં થઇ ગયેલા તમામ કીર્તિવંત વિજેતાઓ જોશો તોપણ જણાશે કે તેમનો આધાર–તેમનો જીવન પ્રાણ–તેમનું સૈન્ય હતું; અને તેઓ તે સારી રીતે સમજતા હતા તેથી તે પોતાનામાં અને સૈનિકોમાં જરા પણ ભેદ સમજતા, તેમની સગવડો સાચવતા, તેમને પ્રોત્સાહન આપતા અને પોતાના બંધુસમાન ગણતા.

એક વખત આખા યુરોપ ખંડને ધ્રુજાવનાર નેપોલીયન શું પોતે એકલાએ તે વિજય પ્રાપ્ત કર્યો હતો? નહિજ તેનો પ્રત્યેક સૈનીક તેના જેવો બલકે તેનાથી વધુ બળવાન નેપોલીયન હતો. તેનું આખું સૈન્ય જ નેપોલીયનોથી ભરપૂર હતું અને તેથીજ તે બધાનાં રક્તથી પ્રાપ્ત કરેલો વિજય તે એક નેપોલીયનને તે તમામ નેપોલિયનો માટે લાગણી અને ભ્રાતૃ ભાવ ધરાવતો હોવાથી જ પ્રાપ્ત થયો હતો. રાણો પ્રતાપ, સંગ, રણજીતસિંહ, શિવાજી, એ પ્રત્યેકના સબંધમાં પણ શું હતું? તેમનાં સૈન્યમાં તેમના જેવાજ પ્રતાપ, સંગ, રણજીત અને શિવાજી હતા. અને તેમના બળ વડે જ તે વિજેતા બની ગયા. અર્જુન, કર્ણ વિગેરે જેવા એકલે હાથે વિજય પ્રાપ્ત કરનારા તો વિરલજ હોય છે. આ રીતે દરેકમાં તપાસશો તો જણાશે કે મુડી મજુરનુ રક્ત ચુસી લે છે અને તેના રક્તનું દેહનું બલીદાન આપીને પોતે ભોગ વિલાસ પ્રાપ્ત કરે છે છતાં જે વસ્તુના બલિદાનથી પોતાને સુખ મળે છે તે વસ્તુનો સદંતર નાશ ન થાય તેવાં પગલાં લેવાનો જરા પણ વિચાર કરતા નથી. આપણાં કારખાનાંમાં મજુરોને શો રોજ છે, તેમને શું શું દુ:ખ યા અગવડ છે, તેમની સ્થીતિ કેવી છે એ વિગેરે બાબતોનો જરા પણ વિચાર કરવામાં આવતો નથી. મજુરોની સાથે કેવું વર્તન કરવામાં આવે છે તેની પણ દરકાર કરવામાં નથી આવતી. સહજ વાંક માટે તેમને ગુલામથી પણ અધમ ગણીને તેમની સાથે વર્તવામાં આવે છે તેમને મારવામાં ગાળો દેવામાં અને તેથી પણ વધીને ધાતકી રીતે ત્રાસ આપવામાં આવે છે. આવી રીતે વર્તનારા અફસરો એમ સમજતા હશે કે

તેઓ શેઠનું ભલું કરે છે પણ તેમને ખબર નથી કે આથી તેઓ શેઠનું તેમ જ સમાજનું કેટલું બધું બુરૂ કરે છે! આખા દેશને પાયમાલીમાં નાખીને તેઓ કેટલા પાપભાગી થાય છે? મજુરની આ દશા માટે મુડી કાંઇ પણ ધ્યાનમાં લેતી નથી. તે તો સમજે છે કે જે છે તે સારૂં જ છે. ચાલવા દો. અને આ રીતે ચાલવાથી મજુરની સ્થતિ દીન પર દીન ઘણી જ ખરાબ થતી જાય છે. અને તેથી મજુરે હવે પોતે જ પોતાની સ્થીતિનો વિચાર કરી તે સુધારવા તથા મુડીની આંખ ઉઘાડવાનાં પગનાં લેવાની જરુર જોઇ છે અને તે માટે જ આજની સભા ભરવામાં આવી છે. મજુર તરફથી મને રજુ કરવા મળેલા ઠરાવ હું હવે આપના સમક્ષ રજુ કરૂ છું અને આપની સહાનુભૂતિ ચ્હાઉં છું "આ અમદાવાદ શહેરના સમસ્ત મજુર વર્ગની સભા મુડીવાળાઓ મજુરો પ્રત્યે જે બે દરકારી ભરી અને કેટલીક વખત અમાનુષી વર્તન ચલાવે છે તે માટે પોતાનો સખ્ત અણુગમો જાહેર કરે છે અને ઠરાવે છે કે આ શહેરના સમસ્ત મજુરોનું એક મંડળ સ્થાપવું તેના પ્રમુખ તરીકે આજની સભાના પ્રમુખ મહાશયની કાયમની નીમણુંક કરવી. તથા દરેક ધંધાના મજુરોના પ્રતિનીધી-ઓએ પોતાના પ્રતિનીધી તરીકેની એક એકત્ર સમીતી નીમવી. જેની સંખ્યા પચીસથી વધુ ન હોવી જોઇએ. મજુર વર્ગને કરકોઈ પ્રકારની અગવડ. દુ:ખ યા મુશ્કેલી હોય તે માટે તે સમિતિ પ્રમુખદ્વારા ઘટતાં પગલાં લે. અને તેના છેવટના ઉપાય તરીકે મુડી વાલા સાથે શાન્તિમય અસહકાર અખત્યાર કરવાનો પણ ઠરાવ કરવાની તેને સત્તા છે."

ઉપરનો ઠરાવ રજુ કરી અરૂણે પોતાની બેઠક લીધી. શ્રોતાઓનું લક્ષ અરૂણ તરફ ખેંચાયું. વકતા કોણ હતો? શો ધંધો કરે છે? કયાં રહે છે? આદિ પ્રશ્નો તે સભામાં પરસ્પર પૂછાવા લાગ્યા. કારણ તેમાં મજુર ઉપરાંત મુડીવાળાઓ પણ કેટલાક ચર્ચા જેવા હાજર થયા હતા. તેનો ખુલાસો થતાં ન થતાં તો જગન્નાથ ઉભો થયો અને ઉપરના ઠરાવને ટેકો આપતાં બોલ્યો:—

"મ.રા અગાઉના વકતાએ અસરકારક ભાષામાં જે વિવે-

ચન કર્યું છે તેની ઉણપ પૂરી કરવા હું ઉભો થયો નથી તેમજ મારે કાંઇ નવિન પણ કહેવાનું નથી. મારે જે કાંઇ કહેવાનું છે તે માત્ર તેના બોલેલા શબ્દોનું જ પિષ્ટપેષણ કરવાનું છે. મુડી અને મજુર વચ્ચે ગાઢ સંબંધ બંધાય, મુડીવાળા મજુરો પ્રતિ માનની નજરથી જોઇ તેમના હિતનાં પગલાં લે અને મજુરો મુડીવાળાનું શ્રેય ઇચ્છે એજ આ સભાનો હેતુ છે. શાન્તિમય અસહકારનો ઉપયોગ માત્ર મહેતાજીની સોટી જેવો જ કરવાનો છે. કાંઈ વાંદરાના હાથમાંની તરવાર જેવો કરવાનો નથી. મુડીવાળાઓ પ્રત્યે અમારી નમ્ર વિનંતી છે કે અમારા આ ઠરાવથી અમને તેમના વિરોધી તેમણે ગણી લેવાના નથી. તેમ તેમના વિરૂધમાં આ એક પક્ષ ઉભો થયો છે એમ પણ સમજવાનું નથી. કારણ આ મંડળ અને આ ઠરાવ તો એક સાધનરૂપ છે. દુનિયામાં ભય વિના પ્રીતિ નથી અને પ્રીતિ વિના ભય નથી. કદાચ કોઇને આ કથન વધુ પડતુ લાગશે પણ મારે જણાવવું જોઇએ કે ભય અને પ્રીતિ મારા ધારવા મુજબ ઓતપ્રોત રહેલાં છે પ્રીતિ તુટી જવાનો ભય માત્ર પ્રીતિપાત્રો વચ્ચે જ હોય છે. અને એજ ભય વડે પ્રીતિનાં બંધન દૃઢ કરવાના યત્નો થાય છે. અને એ રીતે મુડી તરફ મજુર અને મજુર તરફ મુડીની વળણ પ્રીતિભરી રહેવા માટે જ આવા ઉપાયો લેવામાં આવે છે. અલબત ! આ પ્રીતિને હૃદયની પ્રીતિ કહી જ ન શકાય. કારણ હૃદયની પ્રીતિને આવાં પગલાંની જરૂર રહેતી નથી પરન્તુ જો બન્ને પક્ષ સમાન રીતે પોતાનું કર્તવ્ય ન સમજે તો તે કર્તવ્યની સમજ આપવા માટે જ આવા માર્ગનું અવલંબન કરવું પડે છે. ”

બાદ પ્રમુખે તે ઠરાવને પસાર થયેલો જણાવી સભાનું કામકાજ પુરૂ થયેલું જાહેર કરવામાં આવ્યું.



# પરિચ્છેદ સોળમો.

## સત્વરજ અરૂણ પ્રકટશે.

સત્ય વિચાર વિના ઉદયજ નથી.



મજુર વર્ગની સભાના પરિણામે મુડીવાળાઓની બુદ્ધિ કાંઈક અંશે ઠેકાણે આણી. ધીમે ધીમે તેઓ મજુરોની ફરીઆદો તથા અગવડો ઉપર ધ્યાન આપવા લાગ્યા. આ તરફ મ્યુનીસીપલ ચુંટણી માટે અરૂણની સાથે અન્ય પંદર સ્વયંસેવકો તથા ઉષા, જગન્નાથની પત્નિ કાન્તા, દયા તથા ગુલશન પણ કાર્ય પ્રવૃત્ત થયાં. મુખ્ય કાર્યકર્તાઓમાં અરૂણ, વિનોદ, જગન્નાથ, રણછોડ તથા ઉપરનો સ્ત્રી વર્ગ મળી કુલ આઠ વ્યક્તિ હતી. મ્યુનીસીપલ ચુંટણીમાં મતદારોની આંખ ઉઘાડી, પ્રતિનિધિઓમાં ચાલતી અંધાધુંધી દૂર કરવામાં સારો પ્રયત્ન થયો. ઉષાને તે કામમાં ભાગ લેતી જોઈ માધવલાલ શેઠનો મિજાજ જરાક ખસ્યો. એક દિવસે તેમણે તે બાબત ઉષાને શિખામણ આપવાનો યત્ન કર્યો. અને મદનાબાની મારફત તે વાત છેડાવી.

"બ્હેન ! આજકાલ તું કાંઇ આખો દિવસ બહાર જ ફરે છે. એવું શું કામ હાથમાં લીધું છે કે સહજ પણ ફુરસદ મળતી નથી ? ત્હારી બાએ પણ મને બે ત્રણ વખત કહ્યું હતું." મદનાબાએ માધવલાલની હાજરીમાં પૂછ્યું.

"બાપુ ! ઇશ્વરે માણસને માથે કર્તવ્યનો બોજો એટલો બધો ભારે નાખી દીધો છે કે ચોવીસે કલાક તે જન્મપર્યંત કાર્યમાં પ્રવૃત્ત રહે તો પણ ભાગ્યેજ તે પોતાનું કર્તવ્ય પૂર્ણ કરી શકે. પ્રભુએ જન્મ આપ્યો છે, કાંઇક સુખ, કાંઈક બુદ્ધિ, કાંઇક જ્ઞાન આપ્યું છે તો તેનો સદુપયોગ થાય તેવું કાર્ય આપણે કરવું જોઇએ." ઉષાએ સામાન્ય રીતે જવાબ આપ્યો.

"ખરૂં છે, દીકરી! ત્હારા આવા વિચારોથી મને અત્યંત સંતોષ થાય છે. પરન્તુ મને સમજાણુ નથી પડતી કે ત્હેં કયુ કાર્ય ત્હારૂં કર્તવ્ય સમજીને ઉપાડયું છે? દુનિયામાં મારા સમજવા મુજબ તો પુરૂષ અને સ્ત્રીની કર્તવ્યદિશા ભિન્ન ભિન્ન છે. પુરૂષે પ્રથમ કુટુંબની, પછી સમાજની અને પછી દેશની ઉન્નતિ સાધવાની છે એટલે કે સામાજીક અને રાજકીય હીલચાલોમાં પ્રવૃત્ત થવાનું છે જ્યારે સ્ત્રીઓએ માત્ર કુટુંબની સંભાળ રાખી પતિસેવા કરવાની છે. તો ત્હારી હીલચાલ અને કર્તવ્યદિશા કયી છે તે જણાવીશ?"

"બાપુ! આપે જણાવેલી કર્તવ્યદિશા બરોબર છે. પરન્તુ પુરૂષ અને સ્ત્રી એ બે વ્યક્તિનો પ્રભુએ પરસ્પર એવો સંબંધ રાખ્યો છે કે એમાંનું જો એક જણ કર્તવ્ય-વિમુખ થાય તો તેની ખોટ બીજાએ પૂરી પાડવી જ જોઇએ. આપ મારા વડીલ છો. વધુ પડતુ બોલાઇ જવાય તો અગાઉથી ક્ષમા માગું છું. પરન્તુ મને એમ લાગ્યું કે આપ આપના કર્તવ્યથી વિમુખ થયા છો એટલે તે ક્ષતિ પૂર્ણ કરવા મારે આપનું કર્તવ્ય માથે લેવું પડયું; અને હાલ ચાલતા મ્યુનીસીપલ ચુંટણીના કાર્યમાં આપના વતી મારે મતદારોના મત યોગ્ય ઉમેદવારને મળે તેવી સમજુતી આપવા જવું પડે છે."

"મેં સાંભળ્યું છે કે તમે મારા વિરૂદ્ધ પણ મતદારોને સમજાવો છો; એ ખરી વાત? જો એમ હોય તો ખરેખર! મારે દીલગીર થવું જોઇએ કે તમારા પિતા મારા ખાનગી સેક્રેટરી હોઇ તમે મારા વિરૂદ્ધ વર્તન કરો છો." માધવલાલ શેઠે ઠપકા ભરી રીતે ઉષાને કહ્યું.

"આપ મારા મુરબ્બી છો. હું આપનું બાળક છું. તેથી મારે આપને કાંઇ પણ કહેવું એ અયોગ્યજ ગણાય. પરન્તુ આપ જ્યારે મારા પિતા આપના સેક્રેટરી નોકર-હોવાનું જણાવી મને કર્તવ્યવિમુખ થવા જેવી સલાહ આપો છો ત્યારે મારે લાચારી સાથે કહેવું જોઇએ કે આપ મારા પિતાને પગાર આપો છો તે તેમના કામ બદલ આપો છો. તેમણે તેમનું મગજ, તેમની બુદ્ધિ, તેમની કાર્યદક્ષતા તમને વેચી છે તે બદલ આપો

છો. કાંઈ ફોકટ બેસાડીને આપતા નથી કે ધર્મ કરતા નથી. એ તમારી નોકરી કરે છે અને તેના બદલામાં તેમનો હક તે મેળવે છે; અને એ રીતે–નોકર તરીકે પણ તેમની ફરજ છે કે આપને હાથે કાઇ અઘટિત કાર્ય થતું હોય, તો તેનો અટકાવ કરવો. આપને હાથે કોઇનું અહિત થતું હોય તો તે પાપમાંથી તમને બચાવવા. પરન્તુ તેઓ આપના હિતોના કાર્યોમાં રાત દિવસ એવા તો ગુંથાઇ રહે છે કે તેમને આ બધી બાબતોનો વિચાર કરવાનો પણ અવકાશ મળતો નથી; અને તેથી તે કાર્ય મારે ઉપાડી લેવું પડયું છે. આપ સમાજના પ્રતિનીધિ તરીકે ચુંટણીમાં બહાર પડયા છો. પરન્તુ આપ સમાજની મરજી અનુસાર નહિં પણ, આપની ઇચ્છાનુસાર જ કામ કરશો એવી મારી ખાત્રી છે. તેમ છતાં આપના વિરૂદ્ધ કાર્ય કરવાનો મારો ઉદ્દેશ નથી. મારૂં કાર્ય તો યોગ્ય વ્યક્તિની પ્રતિનીધિ તરીકે નીમણુંક કરવી એમ સમજાવવાનો છે. આપ યોગ્ય રીતે પ્રતિનીધિત્વ બજાવો તો આપ પણ ચુંટાઓ. પણ તે ચુંટણીનો મુખ્ય આધાર આપે અત્યાર સુધી બજાવેલી સમાજસેવા ઉપર આધાર રાખે છે." ઉષાએ સમજ પાડી.

"તે બધું ખરૂં. પણ મુડીવાળાઓના વિરૂદ્ધની જ તમારી હીલચાલ હોવાનું સિદ્ધ થાય છે. તો પછી તે મારા વિરૂદ્ધ પણ ખરી જ કે નહિં?" માધવલાલ શેઠે સામો પ્રશ્ન કર્યો.

"મુડીવાળા એટલે મુડીના મદવાળા. જો આપને તેવો મદ હોય તો અલબત! તે હીલચાલ આપના વિરૂદ્ધ ખરી; પરન્તુ જો આપના દીલમાં દયા હોય તો તે હીલચાલ ગમે તેટલી બળવત્તર હોય તો પણ આપને નુકશાન ન કરતાં ઉલટી આપનું શ્રેય કરે. આપ તો આપને માટે કહો છો. પરન્તુ જો મારા પિતા પણ એવું પગલું લે તો મારે તેમની પુત્રી થઈ તેમનાજ વિરૂદ્ધ કામ કરવું પડે." ઉષાએ સ્પષ્ટ જણાવી દીધું.

"તમારા એવા વર્તનનું પરિણામ શું આવશે તે તમે જાણો છો?" માધવલાલ શેઠે દ્રવ્યમદની સત્તા બતાવવાની શરૂઆત કરી.

"હા હા હા હા" ઉષા હસી પડી. "જાણું છું. સત્ત

મારા પિતાને નોકરીમાંથી રજા આપશો. બીજું શું? અમને તેની ખબર જ છે. અને જો સાચું પૂછો તો મુડીવાળાઓના એ મદને તોડવા માટે જ અમારી આ હીલચાલ છે. વધુ પડતુ બોલાય તો આપનું બાળક જાણી ક્ષમા કરજો. કારણ અત્યારે હું ખાનગી રીતે જ આપની સાથે વાત કરૂં છું. તમારા મુડી· વાળાઓ ગરીબોનું શું કલ્યાણ કરે છે,? પ્રતિનિધિ તરીકે જાઓ ' અમુક રસ્તો મોટો કરવો છે, અમુક બાગ સુધારવો છે-ફલાણા શેઠનું યા અમલદારનું સ્મારક ઉભું કરી પૂતળું ઉભું કરવું છે.' આવાં આવાં કામો કરી ગરીબ પ્રજાના પૈસાનુ પાણી કરી નાંખો છો-પરંતુ ગરીબોને રહેવા માટે મકાનો, ધર્માદા નિશાળ અને દવાખાનાંઓ, યા ગરીબોના જ ઉદરપોષણાર્થે ચાલતાં કારખાનાંઓ વગેરેમાંના કોઈપણ એક તરફ ધ્યાન આપો છો? અમુક રસ્તે બહુ ધૂળ ઉડે છે અને તેથી શ્રીમંતોના ગાડી ઘોડા અને મોટરોને બહુજ અગવડ પડે છે. એમ કહી તે રસ્તા ઉપર ડામર તથા ક્યારતેલથી તેને રબરના જેવી સડક બનાવવા હજારો રૂપીઆ ખર્ચો છો, પણ ગંધાતી ગટરોનાં પાણી અને મચ્છરોથી રાત દીન ફેલી ખવાતાં ગરીબ વર્ગનાં ઝુંપડાં તરફ કોઇ પણ દિવસ ધ્યાન આપો છો? શહેરની શોભા માટે યત્ન કરી હજારોનો હોમ કરોછો પણ શહેરની શોભારૂપ ગરીબ માણસોના ગુજરાનનો જરા પણ વિચાર કરો છો? હવે કહો કે ગરીબો તમને કેમ ચ્હાય? મુરબ્બી! માત્ર તમારા સુખનો વિચાર જ કરવો મૂકી દો. મત મેળવવામાં હજારોનું પાણી કરો છો તે જ હજારો, ગરીબોની આશીષ લેવામાં ખરચો તો તેથી વગર માગ્યે-અને ના કહેવા છતાં તમારી ચુંટણી થશે."

"બહુ થયું, બ્હેન! શીખામણ દેવાનું આપણું કામ નથી." મદનરાય ઉષાને ઉશ્કેરાયલી જોઈ બોલી ઉઠયો.

"બાપુ! આપણા મુરબ્બી ભૂલ કરે તો આપણે તે સુધારવી અને તેથી જો મુરબ્બીને ખોટું લાગે તો નિરૂપાય."

માધવલાલ શેઠ ચૂપ રહ્યા. કેટલીક આડીઅવળી વાત પછી તે ત્યાંથી ઘેર જવા ઉઠયા. જતાં જતાં ઉષાને કહ્યું:—

"બ્હેન! હજી વિચાર કરજો. સમય છે. પછી વાત બગડી જશે." પ્રત્યુત્તરમાં ઉષા માત્ર હસી.

માધવલાલના ગયા બાદ ઉષાએ મદનરાયને કહ્યું:—

"બાપુ! દુનિયામાં નાનેથી મોટા બધાય ઉન્નતિને ચ્હાય છે. ગરીબ સુખી થવા—એ પૈસા મેળવવા યત્ન કરે છે ત્યારે લક્ષાધિપતિ કરોડાધિપતિ થવા ફાંફાં મારે છે. સરદારો રાજા થવા ઇચ્છે છે. રાજા ચક્રવર્તિ થવા ઇચ્છે છે. તેમાં આવા દ્રવ્યમદથી મસ્ત બનેલા લક્ષ્મીપુત્રો શા માટે વિરોધ કરતા હશે? અને એમનો એ વિરોધ શી રીતે ફલિત થશે?"

"બેટા! તારા વિચારો ખરેખર સ્તુત્ય છે. હું તેની ના પાડી શકતો નથી, પણ આપણે શા માટે તેમાં માથું મારવું જોઇએ? આપણને શું દુઃખ છે? પ્રથમ આપણે આપણું જોવું જોઇએ." મદનરાયે ઉષાની સમજૂત કરવા માંડી.

"બાપુ! આપણે દુઃખી હોઇએ તો સુખી થવા યત્ન કરવો જોઇએ. આપણે સુખી હોઇએ તો બીજાને સુખી કરવા યત્ન કરવો જોઇએ." ઉષાએ સામાન્ય નીતિનું સૂચન કર્યું.

"સઘળું ખરૂં બેટા! પણ મુડીવાળાઓ ગરીબોને ફાવવા દેશે એમ તું ધારે છે? તેઓ એક નહિં તો બીજે રસ્તે પણ તેમને કચરી નાખવાનો યત્ન કરશે." મદનરાયે મુડીવાળાઓના વર્તનનું દિગ્દર્શન કરાવ્યું.

"અને તેથીજ ગરીબોએ આ માર્ગ લીધો છે. વરાળનો તમે જે ઉપયોગ કરો તે થઇ શકે છે. તેનાથી તમે હજારો મણ વજન ખેંચી શકો છો. ઉંચકી શકો છો—પરન્તુ તેને તમે એક સીસામાં ભરી તેનાપર હદ ઉપરાંતનું દબાણ કરો એટલે તરતજ તે સીસાને તોડી નાંખી બહાર નીકળશે. એ મુજબ ગરીબોને સંતોષ આપી મુડીવાળાઓ તેમના તન મન અને બુદ્ધિનો ગમે તે ઉપયોગ સુખરૂપે કરી શકે છે. પરન્તુ તેમના સુખ સંતોષનો વિચાર કર્યા વિના તેમને કચરી નાખવાના યત્નો ઉલટા વિફળ બની મુડીવાળાઓનેજ કચરી નાંખશે."

"એ બધું ખરૂં. પણ મુડીવાળા તો એમ કહે છે કે સમાજમાં ગરીબોનું અસ્તિત્વ માત્ર શ્રીમંતોના સુખને માટેજ છે. કારણ મુડીવાળાઓ વડેજ તેઓ પોષાય છે અને તેમના વડેજ તેમનું જીવન ટકી રહે છે."

"એ માન્યતા ભૂલભર્ર છે. ઉલટું ગરીબો વડે જ મુડીવાળાઓ શ્રીમંત બનતા જાય છે અને તેમનાવડેજ શ્રીમંતો પોતાનું ગુજરાન કરી મોજમજા ભોગવી શકેછે. ગરીબ ન હોત તો મુડીવાળા ક્યય સુકાઈ જાત. બાપુ ! આપની સાથે હું આજ આ વાદવિવાદમાં ઉતરૂ છું એ મારે માટે કદાચ અત્રટિત ગણાશે. કારણ આપ મારા મુરબ્બી છો. હું આપનું બાળક છું આપની ઇચ્છા હોયતો હું આપના આગળ મારા વિચારો ખુલ્લા રૂપમાં મૂકું. મારી ભૂલ હોય તો આપ સુધારશો. આજ કેટલાય સમયથી આપની સાથે આ બાબત વાત કરવાનો વિચાર હતો. પણ સમય નહિં મળવાથી મુલતવી રહ્યું હતું '

"બ્હેન ! ખુશીથી કહે. તારા ઉત્તમ વિચારોથી હું બહુજ રાજી થઇશ."

"બાપુ ! પ્રથમ પ્રાચીન સમય લ્યો. વિદેશી ઇતિહાસ તરફ જોશો તો સીઝર, અલેકઝાન્ડર, નેપોલીયન વગેરે ઘણાય મહાન્ પુરૂષો થઇ ગયા છે. તેમાંથી આપણે શું શીખીએ છીએ ? નેપોલીયન સામાન્ય સીપાઇમાથી શહેનશાહ બન્યો. એ પદવીએ પહોંચવામાં તેનું સાહસ, ધૈર્ય, આત્મબળ, અને દીર્ઘદર્શિતા પ્રાધાન્ય હતાં. પરન્તુ આખા યૂરોપ ઉપર વિજય પ્રાપ્ત કરવામાં બીજા શાની મદદ હતી ? વિજેતા તરીકે નામ તેનુંજ હતું. પરન્તુ તેના જેવાજ બીજા અસંખ્ય નેપોલીયનો તેના સૈન્યમાં હતા. અલબત્ત ! તે બધાના કરતાં તેનામાં કર્ત્તવ્યપરાયણુા વિશેષ હતી. પરન્તુ તે બીજા અસંખ્ય નેપોલીયનો કે જેનાથી તેનું સૈન્ય બન્યું હતું તે ન હોત તો શું થાત ? આ અસંખ્ય નેપોલીયનો કોણ હતા ? ગરીબો. પેટ માટે નોકરી કરનારા—પોતાનું જીવન વેચનારા—એ જ જીવન વેચનારાના જીવનનો તેણે સદુપયોગ કર્યો અને તેમના આત્મભોગે પોતે યુરોપનો વિજેતા બન્યો. તેવીજ રીતે આપણા મહાન નર રાણા પ્રતાપ યા શિવાજીનો દાખલો લ્યો. શિવાજીની સાથે તેનાજ જેવા હજારો શિવાજી હતા. અને એ ગરીબ, જંગલમાં વસનારા અસંખ્ય શિવાજીના એકત્ર બળે શિવાજીએ હિન્દુ રાજ્યની સ્થાપના કરી. જો શિવાજીએ એમની દરકાર ન કરી હોત, તેમને સહાય તથા સંતોષ આપવાને બદલે તેમને કચરી નાંખ્યા હોત તો

શિવાજી-એકલો શિવાજી-શું કરી શક્યો હોત ? રાષ્ટ્રના ઉદ્ધારમાં-પછી તે રાજ્યવિષયક હો અથવા આર્થિક હો, પણ કયો દેશ ગરિબોનો તિરસ્કાર કરી ઉન્નતિ પામી શક્યો છે ?

હાલ પણ આ કરવાના શ્રીમંતો, વદ્દેપાત્રાદિથી જે દ્રવ્ય સંપાદન કરે છે તે કોના ભોગે ? કારખાનાઓ હજારો રૂપીઆ શ્રીમંતોને કમાઈ આપે છે તે કારખાનાઓ કોના વડે ચાલે છે ? તમારી આગગાડીઓ, આગબોટો, વીજળીનાં કારખાનાં, સાંચાકામનાં કારખાનાં, કોલસા તથા સોના રૂપા અને લોખંડની ખાણો એ બધાં કોના વડે અસ્તિત્વ ધરાવે છે ? તમારી ગોદીઓમાં, મહેલોમાં, પોતાના લોહીનું પાણી કરી તમારા શ્રીમંતોની તીજોરીઓ કોણ તર કરે છે ? પોતાનાં બૈરાં છોકરાંની પણ દરકાર કર્યા વિના માત્ર તમારો હુકમ થતાં પોતાના જીવનનો ભોગ આપવા કોણ તત્પર થાય છે ? શું આવા ગરીબોને સંસાર નથી ? તેમને પોતાનાં સ્ત્રી પુત્રાદિક માટે મમતા નથી ? તેમને એશ-આરામ ભોગવવાની ઇચ્છા નથી ? તેમને જાહોજલાલી પ્રિય નથી ? તેમને પોતાનો આત્મા પ્રિય નથી ? છેજ. બધુંય છે. જે શ્રીમંતોને ઇષ્ટ છે તે તેમને પણ ઇષ્ટ છે. છતાં તે પોતાનો આત્મભોગ શ્રીમંતો માટે આપે છે તો શ્રીમંતો કેમ તેમની દરકાર ન કરે ? શું તે સમાજમાં નથી ? એક ઘોડાપર સ્વારી પાછા આવો છો ત્યારે તેને નવડાવી, માલીશ કરી, તેને પણ સારો ખોરાક આપો છો અને તેના કાળજી માટે નોકર રાખોછો. તો આ ગરીબો શું તે અવાચક પશુ કરતાં પણ ગયા ? શ્રીમંતો શોખથી કેટલીક વખત કુતરા પાળે છે અને તેના તરફ પ્યાર કરી તેને સુખમાં રાખે છે, તો જે ગરીબોના લોહીથી શ્રીમંતાઇ મળે છે-મેળવે છે તેમના તરફ તે કુતરા જેટલું પણ શ્રીમંતો ધ્યાન નથી આપતા. તો શું તે કુતરા કરતાં પણ તે ગરીબોને હલકા માને છે ? ખરૂં સમજો તો સમાજનું મુખ્ય અંગ જ ગરીબો છે. ગરીબો ન હોય તો શ્રીમંત હોય જ ક્યાંથી ? શ્રીમંતોનું અસ્તિત્વ જ ગરીબો વડે છે. તેના તરફ આ બેદરકારી ? સમાજ શી રીતે એ સહન કરી શકે ?

તમારા કહેવા મુજબ કદાચ શ્રીમંતો તેમના ઉપર જુલમ

ગુજારી તેમને કચરી નાખવા તત્પર થાય. પણ તેમાંય તેઓ ખાંડ ખાય છે. કારણ પાણી વિનાના નિર્જળ અને નિર્જન પ્રદેશમાં માત્ર પથ્થર અને ડુંગરોથી છવાયલા ભાગમાં પણ જો એક નાનો છોડ ઉગે છે તો તે વાંકોચુંકો થઇને પણ પોતાનું અસ્તિત્વ ટકાવવા—પોતાની ઉન્નતિ સાધવા તે પથ્થરોની વચમાં થઇને પણ બહાર નીકળવા યત્ન કરે છે અને આખરે નીકળે છે. કુદરત તેને મદદ કરે છે. કોઇ દિવાલની બે ઇંટની વચ્ચેથી આડો ઉગેલો છોડ પણ બહાર આવી પાછળથી ઉંચો વધે છે તો પછી ગરીબોને તમે ગમે તેમ કચરો પણ તે તો પોતાની ઉન્નતિ સાધશે જ. અને શ્રીમંતો જે વર્ત્તન તેમના પ્રતિ ચલાવશે, જે ક્રિયા પોતે અમલમાં મૂકશે તે વર્ત્તન અને તે ક્રિયા તેમના તરફ પ્રત્યાઘાત કરશે અને તેનું પરિણામ તેમનાજ ઉપર અસર કરશે.

સમાજના આવા મુખ્ય અંગને રીબાતું—કચરાતું—બચાવવામાંજ શ્રીમંતાઈ છે, માત્ર દ્રવ્ય મેળવવામાં નથી. સમાજના આવા અંગને સુધારવામાં જ સુધારો અને માન છે, સુધારાની વાતો કરી, વિદેશીઓની નકલ કરી, મોટા થઇને ફરવામાં નથી, સમાજના અંગમાંનો સડો દૂર કરી તેને સુસ્થિત કરવામાં જ માન મરતબો અને પ્રજાનું નેતૃત્વ તથા જીવન સાફલ્ય સમાયલું છે. કાંઇ રાવબહાદૂર યા દિવાનબહાદૂર, અથવા સર. નાઈટ. કે કે. સી. આઇ. ઇ. નાં—કક્કાના મૂળાક્ષરોમાંના વીણી કાઢેલા અક્ષરોનાં પૂછડાં મેળવવામાં નથી.

બાપુ ! આ તો શ્રીમંતોની વાત છે. પણ આપણો શું ધર્મ છે તે પણ વિચાર કરવાની જરૂર છે. આપણે મધ્યમવર્ગમાં છીએ. આપણું કર્ત્તવ્ય ક્ષેત્ર જેટલું વિશાળ છે તેટલું જ મૂશ્કેલી ભર્યું છે. શ્રીમંતોની શુદ્ધિ ઠેકાણે લાવવી તેમજ ગરીબોનો ઉત્કર્ષ કરવા સાથે તે અયોગ્ય યા અમર્યાદ ન બની જાય તે જોવાનું છે. ગરીબોનું શાન્ત્વન કરી, તેમની ફરીયાદો સાંભળી, તેમનું નેતૃત્વ ગ્રહણ કરી શ્રીમંતોને સમજાવી ઠેકાણે લાવી બન્નેમાં ભ્રાતૃભાવ વધારવાનું છે. જો સાધી શકાય તો શ્રીમંતોના માનમરતબો અને ગૌરવ કરતાં પણ ઉચ્ચકોટીનું ગૌરવ આપણને સાધ્ય છે. કેટલીક વખત એવા સમયની અપેક્ષા રહે છે અને સમય પ્રાપ્ત થતાં તે

સમયને ઝડપી લઇ કાર્યદક્ષ બનવાની જ વાર રહે છે. બાપુ ! મારા શબ્દોને ગમે તેવા ગણો. પણ અત્યારે સમય છે. આવેલા સમયને જવા દેવો એ મૂર્ખતા ભર્યું છે. મનુષ્ય એક વખત સમયને જવા દે છે તે ફરી આવતો જ નથી. શા માટે તમે પણ અમારા કાર્યક્ષેત્રમાં પ્રવેશી અમારા નેતા ન બનો ? અમારો ઉદ્દેશ તમારી મદદથી અમે જલ્દી જ સાધ્ય કરી શકીશું. બાપુ ! બાપુ !! છોડી દો ! આ નોકરી ! શા માટે હવે તમારે ખોટી ગુલામગીરી કરવી ? અને તે પણ આવા દ્રવ્યમદથી મસ્ત બનેલા શ્રીમંતની ? ઇશ્વરે આપણને ઘણું આપ્યું છે; અને કદાચ તે બધું જતું રહે તો પણ શી ચિંતા ? સૌનો બેલી ઇશ્વર છે," ઉષા મદનરાય તરફ તિવ્ર પણ આજીજી ભરી દ્રષ્ટિથી જોઇ રહી. ક્ષણ વાર પછી મદનરાય બોલી ઉઠ્યોઃ—

"ધન્ય છે બેટા ! ધન્ય છે મારા ભાગ્યને કે હું ત્હારા જેવી પુત્રીનો પિતા બન્યો. વર્ષોથી મારા હૃદયમાં ઘર કરી બેઠેલા વિચારોને આજે તેં દૂર કર્યા. બ્હેન ! આજથી આ મદનરાય તે પહેલાંનો મદનરાય નહિં રહે. મારા જીવનનું પાનું આજથી બદલાઇ ગયું. મારા ઘરની લક્ષ્મીરૂપ ઉષા ! આજ તારા પ્રકાશથી મારા હૃદયમાં પણ ઉદયની ઉષા પ્રકટી."

આમ બોલતાં તેણે ઉષાને પોતાના કંઠ સાથે દાબી તેના ભાલપ્રદેશ પર વાત્સલ્ય ભાવથી ઉભરાતું ચુંબન લીધું. ગળગળે સ્વરે ઉષા બોલીઃ—" અને એ ઉષામય પ્રદેશમાં ઇશ્વરકૃપાએ સત્વરજ અરૂણ પ્રકટશે."



## પરિચ્છેદ સત્તરમો.

### સમાજ સેવકોનો જયજ છે.

વય કરતાં જ્ઞાનજ પુજ્ય મનાય છે.



ઉષા બહેન કયું અમનક નહિં આવે ?" ગુલશને અરૂણ તરફ જોઇ પ્રશ્ન કર્યો

"આવતાં જ હશે. તેઓ સમય ચૂકે તેમ નથી." રણછોડે જવાબ આપ્યો.

આજનો દીવસ આ કાર્યકર્તા મંડળીને મન ઘણોજ મહત્વનો હતો. અગાઉ જણાવેલા આઠ જણ આજ ભેગાં થયાં હતાં. મ્યુનીસીપલ ચુંટણી આજેજ થવાની હતી. તેથી ચુંટણી વખતે શું કરવું તથા ત્યાર બાદ કેવી રીતનો કાર્યક્રમ રાખવો તે બાબત નક્કી કરવાની હતી. સર્વ આવી ગયા હતાં. માત્ર ઉષાનીજ રાહ જોવાતી હતી. એટલામાં ઉષા તથા મદનરાય બન્ને ત્યાં આવી પહોંચ્યાં.

મદનરાયને જોઇ સર્વને આશ્ચર્ય થયું. ઉષાએ તેમને ખૂલાસો કરતાં કહ્યું:—

"મારા પિતાને જોઇ આપને આશ્ચર્ય થશે પરન્તુ તમારા બધાની કાર્યદક્ષતાથી અને ઉચ્ચ હેતુથી પ્રસન્ન થઇ તેમણે આપણને સહાય્ય કરવ વચન આપ્યું છે."

"ખરેખર એમજ હોય તો અમે તેમને અમારા નેતા સ્થાપીએ છીએ." અરૂણ આનંદના આવેશમાં બોલી ઉઠયો.

"ભાઇ ! તમે મને અણુઘટતું માન આપો છો. અત્યાર સુધીની તમારી હીલચાલનું બારીક અવલોકન કરતાં હું જોઈ શકયો છું કે આ મંડળના ઉત્પાદક તમે જ છો અને તેથી તે માન તમને જ મળવું જોઇએ. અને તેથી આજથી તમે જ અમારા નેતા અને અમે સર્વ તમારી આજ્ઞામાં રહી કામ કરીશું. હું પણ તમે જે કહેશો તે કરવા તૈયાર છું."

મદનરાયના નિરભિમાનપણે બોલાયલા આ શબ્દો બંને એ હર્ષથી વધાવી લીધા; અને કેટલીક વાટાઘાટ બાદ આ મંડળનું નામ "ભારત સેવા સમાજ" રાખવામાં આવ્યું. તરતજ તે દિવસ હાથ ધરવાનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો કે પુરૂષ તથા સ્ત્રી વર્ગે બબ્બેની જોડીમાં ચુંટણીનાં સ્થળોમાં "પ્રજાહિતૈષી પ્રતિનિધિનેજ મત આપો." એવાં ચીતરેલાં પાટીયાં લઇ છૂટા છૂટા ફરવું અને કોઇની પણ લાગણી દુઃખાવ્યા વિના કર્તવ્યદિશા સમજાવવી. ચૂંટણીનું કાર્ય પૂરૂં થયા બાદ બીજે દિવસથી ભાવિ કાર્યક્રમ અમલમાં મૂકવાનું ઠર્યું હતું. આ કાર્યક્રમ નક્કી કરવામાં ઘણી વાટાઘાટ થઇ; કારણ કયું પગલું લેવું અને કયે રસ્તે જવું, તેનો નિશ્ચય બંનેને અશકય લાગ્યો. આખરે બંનેને પોતાના પક્ષમાં લેતો હોય તેમ અરૂણ બોલ્યો:—

"આપણો મૂળ ઉદ્દેશ સમાજ સેવાનો છે. સમાજ સેવાથી આપણે રાષ્ટ્ર સેવા કરી શકીએ છીએ. જો સમાજ ઉચ્ચ સ્થીતિ પર આવે તોજ રાષ્ટ્રની ઉન્નતિ થઇ કહેવાય. પરરાષ્ટ્રોના ઉપર ઉપરથી નકલ કરી તેના જેવા થવા જનાર દરેક રાષ્ટ્રના ભાવિમાં નિષ્ફળતા અને નિરાશાજ છે. તમને યુરોપીયન રાજ્યનું બંધારણ પ્રિય લાગતું હોય તો તે જુઓ. તેમાં પાર્લામેન્ટ છે તે વાત સાચી છે–લોક પ્રતિનધિત્વ છે તે સાચું છે. પણ તે પ્રતિનીધિત્વ કેવું છે ? દ્રવ્યથી ખરીદાયલું–શરમની રહેમાં શીઆયલું–લાગવગમાં લપેટાયલું. એ કાંઈ પ્રેમનું પ્રતિનીધિત્વ નથી. એ બંધારણમાં ચુંટણી થતી વખતે લોકોના વિચારોને મળી જઇ, તેમના હિતના વિચારોનું દિગ્દર્શન કરાવી લોકોને ભોળવવામાં આવે છે–અને તે દિગ્દર્શન આખરે માત્ર દર્શનજ રહે છે–પરન્તુ તેનો સ્પર્શ કદાપિ પણ થતો નથી. જે તરફ બહુમતી હોય છે તે તરફ આવા પ્રતિનીધિઓ ઢળી પડે છે–આજ કોન્ઝરવેટીવોનો પ્રતિનીધિ કાલે લીબરલોનો પ્રતિનીધિ બને છે. શું આને તમે પ્રતિનીધિત્વ કહેશો ? પ્રતિનીધિએ કોઇ પણ પક્ષની બહુમતી જોઇ તે તરફ ઢળી પડવાનું નથી. પરન્તુ પ્રજાહિતના પોતાના વિચારોને અમલમાં મૂકી આખર સુધી તેજ વિચારોને વળગી રહેવું જોઇએ. આજનો સત્ય-વક્તા કાલે અસત્યવક્તા બની નજ શકે. યુરોપના હાલના તેમજ

અગાઉના કહેવાતા નેતાઓ તરફ દ્રષ્ટિ કરો. તેઓના વિચારો સમયે સમયે બદલાતા જાય છે. અલબત ! સંયોગો અનુસાર કદાચ કાર્યક્રમ બદલવો પડે. પરન્તુ ઉદ્દેશ તો એકજ રહેવો જોઇએ. જે નેતાના વિચાર સમયે સમયે બદલાતા જાય તેનું હૃદય અસ્થિર હોય છે. વિચાર પૂર્ણ દશાએ ખીલવી પરિપકવ હોતા નથી. જ્યારે આ સમાજસેવા યા રાષ્ટ્ર-સેવાની હીલચાલ એવી છે કે જેનો સંપૂર્ણ અભ્યાસ કરી ત્યાર-પછીજ એનો પૂર્ણ કાર્યક્રમ ઘડી શકાય. આપણને તેટલો અનુ-ભવ નથી પરન્તુ આપણા અનુભવી નેતાઓના વિચારો એકત્ર કરી ને આપણે આપણો કાર્યક્રમ ઘડી શકીએ. આપણો કાર્યક્રમ ગમે તેવો હોય પણ તેમાં એટલું તો હોવું જ જોઇએ કે તેથી ગમે તેવા રાષ્ટ્રીય પક્ષોના- પછી તે ઉદ્દામ હો યા વિનીત—પણ તેવા તેમના માર્ગમાં હાનિ ન થાય; પરન્તુ તેમને બળ મળે. એ બળનો કેવી રીતે ઉપયોગ કરવો તેજ પછીથી બાકી રહે. એમ કરવામા આપણે સમાજમાં જાગૃતિ લાવવાની જરૂર છે. કદાચ તમે કહેશો કે સમાજમાં જાગૃતિ છે. કદાચ તે ખરૂં માનીએ તો તે કેવી છે ? ક્ષણિક. જ્યાં સુધી તે જાગૃતિના અગ્નિમાં આહુતિ આપ્યા કરો ત્યાં સુધી જ. પછી શું ? એવી જાગૃતિથી શું વળે ? આપણે તો તે જાગૃતિના અગ્નિને ધીમાઝેરનું રૂપ આપવાનું છે. એક વખત પ્રકટેલો અગ્નિ દાવાગ્નિની માફક બુઝાવોજ ન જોઇએ. આપણે એ ખરી જાગૃતિ ઉત્પન્ન કરી શકીએ તો પછી આપણે કાંઇજ કરવાનું નહિં રહે. આપણું એ કાર્યજ આપોઆપ રાષ્ટ્રને ઉન્નતિના શિખરપર મૂકી દેશે. સમાજ ભલે સ્વરાજની ગમે તે વ્યાખ્યા કરે. નેતાઓ ભલે પોતાને મનમાનતી વ્યાખ્યા કરે. વિનીતો અને ઉદ્દામવાદીઓ ભલે પોતાને રૂચતી વ્યાખ્યા કરી બતાવે અને કાર્યક્રમ નકકી કરે આપણે તો આપણે નિયત કરેલી દિશામાં જ જવાનું છે. જેમ હિન્દુ, મુસલમાન, શીખ, જૈન, પારસી, ખ્રીસ્તી વીગેરે ભિન્ન ભિન્ન ધર્માવલંબીઓ પોતાના ધર્મને શ્રેષ્ટ માને છે અન્ય ધર્મની નિંદા કરે છે, પરન્તુ તે બધાનું ધ્યેય એક સર્વ શક્તિમાનને જ પ્રાપ્ત કરવાનું હોય છે પરન્તુ તેમના માર્ગ જુદા હોય છે છતાં નીતિ અને કર્તવ્ય તો બધામાં એકજ પ્રકારનાં રહે છે—દરેક ધર્મ નીતથી ચાલવા અને પોતાનું કર્તવ્ય બજાવવાનું જ કહે છે અને એ રીતે

વર્તનાર ગમે તે ધર્મનો અનુયાયી હોય યા કોઇ પણ ધર્મને અનુસરનારો ન હોય તો પણ તે માર્ગે તેનું કલ્યાણજ થાય છે, તેમ આપણો કાર્યક્રમ એવો હોવો જોઇએ કે તે દરેક મતના નેતાઓને સર્વમાન્ય સૂત્રો થઈ પડે. અને તેવાં સૂત્રો કયાં હોઇ શકે? રાષ્ટ્રોન્નતિનાં મૂળતત્વો, કે જેના ઉપરજ તેનો પાયો રચાય. આ માટે પ્રથમ આપણે સમાજને—સમાજનાં દરેક અંગને—તેમનું કર્ત્તવ્ય સમજાવવું, તેમનાં દુઃખો દૂર કરી તેમને સુખી નાગરિકની સ્થિતિ પ્રાપ્ત કરાવવી. અને તેમનું કર્તવ્ય તેમની સાથે રહી અમલમાં મૂકાવવું. આટલુંજ કરીએ તો સ્વરાજ્ય આપણા હાથમાં છે. આપણે સ્વરાજ્ય કોઈની પાસે માગવાનું નથી તેમ આપણને તે કોઈ આપવાનું પણ નથી. ઈશ્વર મનુષ્યને ઈંદ્રિયો આપે છે, તેનો ઉપયોગ કરતાં તે શીખે તોજ તે તેને કામમાં લઇ સુખી બને છે, પરન્તુ આંખ હોવા છતાં તે મીંચી બેસી રહેનાર કાંઈપણ જોઈ શકતો નથી તેમ આપણું કર્તવ્ય સમજીને જ માત્ર બેસી રહેવાથીજ કાંઇ વળતું નથી. પરન્તુ આંખ ઉઘાડતાંજ જેમ વિશ્વ બધું દેખાય છે તેમ કર્ત્તવ્યને અમલમાં મૂકતાંજ સ્વરાજ્ય નજરે પડે છે."

"પછી સ્વરાજ્ય મેળવવામાં કાંઇ અંતરાય નડે નહિં" જગન્નાથે પ્રશ્ન કર્યો.

"નહિ. આંખ ઉઘાડી પીળા કાચમાંથી જોનાર બધુ પીળું જુએ છે; અને સ્વચ્છ કાચવાળો સ્વચ્છ જુએ છે તેમ કર્ત્તવ્યને અમલમાં મૂકયા બાદ તેના પરિણામ રૂપી દ્રષ્ટિનો જેવા કાચરૂપ બુદ્ધિદ્રષ્ટિથી ઉપયોગ કરે તેવું પામે છે. પરન્તુ કર્ત્તવ્યદિશા સંપૂર્ણ રીતે સમજનાર માટે અન્ય કાચનો ઉપયોગ હોઇ શકતોજ નથી. મણિની કીંમત સમજ્યા પછી મનુષ્ય કાચના ટુકડા તરફ દ્રષ્ટિ પણ કરતો નથી."

"મગર હમારે કાર્યમેં ખલલ કરને વાલે મહાશયોં હમકો લોભ દીખાતે હૈં, ઔર હમારે કીતનેહી ભાઇ બહન ઐસે લોભ ઔર લાલચમેં લીપટકે કર્ત્તવ્યસેં ભ્રષ્ટ હોતે હૈ, ઉનકે લીયે કયા કરના હોગા?" ગુલશને પ્રશ્ન કર્યો.

"જે મનુષ્ય કર્ત્તવ્ય સમજે તેને લોભ લાલચ અસર કરેજ

નહિ. કારણ કર્ત્તવ્યપાલનની મઝા અને મીઠાશ કાંઇક ઓરજ છે. કોઇપણ વ્યકિત કર્ત્તવ્યભ્રષ્ટ થાય તો નક્કી સમજી લેવું કે તે વ્યક્તિ પોતાનું કર્ત્તવ્ય પૂર્ણ રીતે સમજી શકી નથી. કર્ત્તવ્યમાં પોતાના કરતાં અન્યના સુખથી ઉપજતા આનંદની મઝા રહે છે. અને જેણે તે જોઇ છે,–જાણી છે—તે કર્ત્તવ્ય વિમુખ બનશેજ નહિ. એક બાળકને થોડાક મમરા આપી તમારી સાથે નદી કિનારે તેડી જાઓ. બાળકને મમરા ઘણા પ્રિય હોય છે અને તે પોતેજ ખાવા માટે તેણે લીધા હોય છે. છતાં નદિના આછા જળમાં તરતાં આછલાંને તે બાળક પાસે બે દાણા નંખાવો અને માછલાંની કુદાકુદ તેને બતાવો. તે એટલું તો ખુશી થશે કે તે કુદાકુદ અને આછલાએનો આનંદ જોવા, પોતાનેજ માટે આણેલા બધા મમરા તે માછલાંને નાખી દેશે, એટલુંજ નહિં, પણ બીજા મમરા માટે કજીઓ કરશે એમ કરવાનું કારણ શું? તે કર્ત્તવ્ય સમજતું નથી છતાં અન્યને સુખી જોઇ પોતે ખુશી થાય છે. તો પછી મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય સમજ્યા બાદ કેમ કર્ત્તવ્યભ્રષ્ટ થાય? સમજે તો તો ન જ થાય. માટે એ ચિંતા કરતા પહેલાં સંપૂર્ણ રીતે કર્ત્તવ્ય સમજવા અને સમજાવવા તત્પર થવું."

"આફ્રીન." ગુલ્શનથી અંતઃકરણનો વેગ ન રોકાયો.

"સત્ય છે." મદનરાય બોલી ઉઠયો. કર્ત્તવ્ય સમજ્યા પછી કોઇ પણ ભ્રષ્ટ ન જ થાય. અને થાય તો કર્ત્તવ્ય સમજવામાં એટલી ખામી."

"પરન્તુ એ કર્ત્તવ્ય સમજાવવાની પ્રણાલિ?" વિનોદ બોલ્યો.

"હા. હવે તે લઇએ. જેની સાથે આપણે ભેળાઇએ તેમની–મુખ્યત્વે કરીને અભણ, અજ્ઞાન અને દુઃખી મનુષ્યોની–કારણ આપણે પ્રથમ સમાજના તે દુઃખથી ચીમળાઇ જતા અંગમાં જ કામ કરવાનું છે—સમાજમાં કઇ સ્થીતિ છે અને તેમણે ઉચ્ચ સ્થીતિ પ્રાપ્ત કરવા કેમ કરવું? પછી તેમના નાગરિક તરીકેના શા હક્કો છે તે સમજાવવા. કેળવણીનો પ્રબંધ કરવો, ભ્રાતૃભાવની લાગણી ઉત્પન્ન કરવી. સમાજબંધારણના સડા દુર કરવા. રાજા તથા પ્રજાનું કર્ત્તવ્ય સમજાવવું અને તે પ્રમાણે વર્તન

કરાવવું. બસ. એમાં જ બધાનો સમાવેશ થઇ જાય છે. તમે દરેક નેતાઓના મુદ્દા જુઓ તો આટલા જ હશે. માત્ર પ્રણાલી જુદી. આપણે કોઇના પણ મતમાં ભળવું નહિં. માત્ર કાર્ય કરવું. અને તે કરવામાં લાંબાં લાંબાં ભાષણોથી માત્ર દિલ ઉશ્કેરવાં નહિં—ક્ષણિક લાગણીથી તેમનાં હૃદય ઉછાળવાં નહિં—પરન્તુ પ્રેમવડે, આપણા તેમના પ્રતિના વર્તન અને બીના હૃદયની લાગણી વડે તેમનાં હૃદય જીતી લેવાં. એટલાથી જ આપણું દુઃસાધ્ય કાર્ય પણ સાધ્ય બની જશે. મહાત્મા ગાંધીજીના પણ આજ ઉદ્દેશો છે. પરન્તુ આ સામાન્ય—હૃદયને નહિ ખળભળાવે એવા-જાતે સહન કરી, આત્મભોગ આપીને પૂરા કરવાના ઉદ્દેશોથી પ્રજા એકદમ ન દોરવાય એટલે પ્રજાના હૃદયમાં રમી રહેલો 'સ્વરાજ્ય' શબ્દનો ઉપયોગ કર્યો છે. ખરૂં જોતાં તે પણ કાંઈ શબ્દનો ઉપયોગ માત્ર નથી. પણ આ ઉદ્દેશોનું પરિણામ સ્વરાજ્યમાં જ છે. અને તેથી બધાને અંકુશમાં રાખવા—અવળે માર્ગે વહન ન થાય તેટલા માટે જ શાન્તિમય—વિનીત—વગેરે શબ્દો લગાડી—તેનાં સૂત્રો ઘડી આ હીલચાલ કરી છે."

"અરૂણભાઇ! તમારા આ શબ્દો અમૂલ્ય છે. હૃદયમાંથી ભુંસાય તેમ નથી.' મદનરાયે અભિપ્રાય જણાવ્યો.

"હવે સૌને કાર્ય સોંપવાનું રહ્યું." ઉષા બોલી

"તેની પણ જરૂર નથી. આમાંથી જે જે કાર્ય જે જે કરી શકે તે તે કાર્ય તેણે ઉપાડી લેવું. આપણે આઠ દિવસે તો

વખત જરૂર મળવું. અને આપણને નડતી મુસ્કેલીઓનો વિચાર કરી રસ્તો કરવો. હવે એ કાર્ય તો સૌની પોતાની શક્તિ ઉપર જ રહે છે. એટલે એમાં મારે કાંઇ કહેવાનું જ રહેતું નથી."

"યહ તો બરાબર હૈ. મગર મેરે લીયે મેં કોઇભી માર્ગ પસંદ કરૂં તો હરકત નહિં હૈ ના?" ગુલ્શને પૂછ્યું.

"નહિં. કોઇ હરકત નહિં. ધર્મ ઔર કર્ત્તવ્ય દો નહિ બન સકતે." અરૂણે પ્રત્યુત્તર આપ્યો.

મંડળ વીખરાયું. ચુંટણીના સ્થાન પરનો દેખાવ જુદો જ થઇ રહ્યો. લોકો પોતાના પ્રતીનીધિઓને જ મત આપતા હતા.

સ્વયંસેવકો કાર્ય કરી રહ્યા હતા. જરા પણ ખટપટ કે અશાન્તિ જણાતાં ન હતાં. ચુંટણીનું પરિણામ જણાયું. સમાજસેવારત અનુભ્યોજ ચુંટાયા. માધવલાલ શેઠ નિષ્ફળ થયા. ઉષાએ મદનરાયને કહ્યું:—

"બાપુ ! હવે જુઓ કે લક્ષ્મીનંદનોનો મદ કયાં સુધી ટકશે ?"

"સર્વની સ્થીતિ એકસમાન રહેતી જ નથી."

મદનરાયના જવાબમાં ઉષા બોલી ઉઠી:—"સમાજસેવકોનો જય જ છે."



# દ્વિતીય ખંડ.

## પરિચ્છેદ પહેલો.

—✻—

## જવાની ફાની હૈ.

—✻—

જગત ક્ષણિક છે, તો યૌવન અને દેહ પર ગુમાન શામાટે ?

" શોચ કરકે દેખલો યહ જીંદગાની ફાની હૈ,
મસ્ત મહોબત કરકે દેખો, યહ જવાની ફાની હૈ.
ખૂબસુરતી પે ન મરના—"



અબે યે દિવાની ! અમ્મા સાહબ બુલાતે હૈ.'
" કૌન, અમ્મા સાહબ ? કહાં હૈ."
" દેખતી નહિં, યહ ગાડી ખડી હૈ ! ચલ જલ્દી." એક પચીસેક વર્ષની વયના ખાસદાર સાહેબે પોતાની નોકરીના હોદ્દાનું અભિમાન બતાવતાં હુકમ બજાવવા માંડયો.

સાંજના છએક વાગ્યાનો સમય હતો. રાજનગરમાં સાબ્રમતીની નજીકના પ્રજા માટે ખુલ્લા મુકાયલા પાર્ક—બાગ નજીક એક યુવાન ભિખારણ હાથમાં ફીડલ—તંતુવાદ્ય લઇ ગાતી હતી. આસપાસ લોકોનું ટોળું ભેગું થઇ ગયું હતું. સંગીતને અને તમાસાને તેડુ હોતુ નથી, તે સૂત્રાનુસાર ધીમે ધીમે ભીડ વધવા લાગી. રસ્તા પરની જતી આવતી ગાડીઓ પણ તે સંગીતના આકર્ષણથી ખેંચાઈ ત્યાં ધીમી પડવા લાગી, એક બંધ બ્રુમ ગાડી ત્યાં આવી કેટલીક વારથી ઉભી હતી. ગાનાર ભિખારણ સંગીતમાં તલ્લીન હતી, છતાં તેની દ્રષ્ટિ તે ટોળાની એકેએક વ્યક્તિ તરફ વળતી હતી. સાંભળનારાઓમાં કેટલાક તેના ગાનના ભાવની તો કોઇ તાનની, કોઈ તેના કંઠની તો કોઇ તેના સૌંદર્યની વાતો કરી મલકાતા હતા. કોઇ તેની ઠઠ્ઠા મશ્કરી પણ કરતા હતા, તો કોઇ તેમને શાન્ત થઇ સાંભળવા સૂચવતા હતા. ભિ

તરફ બેદરકાર રહી કશા તરફ ધ્યાન આપતી ન હતી. તેના સૌંદર્ય સાથે ભળેલી તેની યુવાવસ્થા, તેના શરીરની કોમળતા, તેનાં ફાટેલાં પણ સ્વચ્છ વસ્ત્રો, ટોળા તરફની તેની બેદરકારી તથા તેના ગાનનું રહસ્ય, બારીક અવલોકનકારને તેને માટે કાંઇક મમતાની લાગણી જરૂર ઉત્પન્ન કરે એવાં હતાં. એકાએક તે ટોળામાં એક ખાસદાર દાખલ થયો અને તેણે તે ભિખારણને 'દિવાની' શબ્દથી પોતાનાં શેઠાણી પાસે આવવા કહ્યું. ભિખારણ પણ જાણે તેનીજ રાહ જોતી હોય તેમ તરતજ તેની પાછળ પાછળ તે ગાડી પાસે આવી. ગાડીને ઓળખતાંજ તથા તેમાં બેઠેલી વ્યક્તિઓને જોતાંજ ટોળું ધીમે ધીમે વિખરાઇ ગયું. પરન્તુ ત્યાંથી જરા દૂર જઇ પાછું એકઠું થયું. ભિખારણ ગાડી પાસે પહોંચી. અંદરથી એક સ્ત્રીનો કોમળ અવાજ આવ્યો:—

"બાઇ! હમણાં તું ગાતી હતી તે ગા તો,"

"બહુત ખૂબ" ભિખારણે બારીકાઇથી અંદર બેઠેલી વ્યક્તિઓનું અવલોકન કરતાં ફીડલ પર ગજ ફેરવવા માંડયો. તારમાં ઝણઝણાટ શરૂ થયો. સાંભળનારના હૃદયમાં પણ ઝણઝણાટ શરૂ થયો. ભિખારણે પોતાનો મધુર સ્વર છૂટો મૂકયો.

"આ.........
શોચ કરકે...દે...ખલો...યહ–જીં...દગા...ની...ફાની હૈ—,
શોચ કરકે...દે...ખલો...હાં......
શોચ કરકે દે–ખલો...યહ. જીં–દગા...ની...ફા–નીહૈ—,
મસ્ત મહબ્બ–ત કરકે દે–ખો ......,
મ...સ્ત મહબ્બ...ત કરકે દે–ખો...યહ જવા...ની...ફા-ની હૈ"

ગાડીની અંદર એક બત્રીસ વર્ષની વયની કમલા નામની સ્ત્રી બેઠી હતી. તેનો પતિ ચંદ્રનગરનો દિવાન હતો. તેની સાથેજ બીજી બાળા બેઠી હતી. તે ઉષા હતી. બહાર આગળના ભાગમાં ગાડીવાન તથા ખાસદાર હતા અને પાછળના ભાગમાં એક નોકર ઉભો હતો. ભિખારણને જોતાંજ ઉષા સહજ ચમકી. ભિખારણની કોમળ દયા ઉપજાવે તેવી દ્રષ્ટિમાંથી પણ કાંઇક કઠોરતાનું કિર્ણ નીકળ્યું. પણ તે ઉષા વિના બીજાના જાણવામાં ન આવ્યું. ઉષા શાન્ત બેસી સાંભળવા લાગી. ભિખારણ પણ એક બેદરકાર માગણની

આફ્રક પ્રત્યેક કડી ઉલટાવી ઉલટાવી ગાવા લાગી.

ખૂ-બસુરતી...પે-ન મરના, ... રો-શ ની- દિન, ચા-રકી —,
આયગી બુઝોગી તમ જ્હો...ખૂબસુરતી...પા- ની હૈ,— શોચ૦
ખયરખ્વાહી જો ખુદાકી—ચાહો તો દિલ શોચલો,
જાહોજલાલી-ઇસજહાંકી—દેખતે મેં...ફાની હૈ—, શોચ૦
જાહોજલાલી-બે ન રહેંગી—ન મુરવ્વત કોઇકી— .
કર ભલાઇ, જીંદગાની ઔર જવાની—ફા—નીહૈ— શોચ૦

ગાન પુરૂં થયું. કમલાએ તેના હાથમાં બે આના મૂકવા માંડયા. ભિખારણને જેમ તે પૈસાથી ઝેર ચઢતું હોય તેમ ચમકી. કમલા સામે જોઇ બોલી:—

"યહ દુનિયા કે દોરંગી ચક્રમે ડાલને વાલા ઝહરીલા જર મુઝે ન ચાહિયે."

"તો તું શું લે છે?"

"મેં કભી કભી ખાના લેતી હું. ઔર મેરી ભીખ ઓર દૂસરી તરહકી હૈ." ભિખારણે જવાબ દીધો.

"તું શી ભીખ માગે છે?" કમલાએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"વહ બાત લંબી હૈં. મેં યહાં નહિં કહ સકતી."

ભિખારણનો જવાબ સાંભળી કમલાએ તેને ઉષાના આગ્રહથી ગાડીમાં બેસાડી; ગાડી કમલાના મકાન તરફ ચાલી. ઘેર પહોંચતા સુધી ત્રણે જણ મુગાંજ રહ્યાં, પરન્તુ ઉષા અને ભીખારણ નેત્ર સંકેતથી વાતો કરતાં હોય તેમ જણાતું હતું.

કમલાના પતિનું નામ વિમળરાવ હતું: કેમ્પના રસ્તા પર તેનો બંગલો હતો. વિમલરાય ઘણોજ શોખીન હતો. સ્વચ્છંદ અને મદનો તે ભકત હતો. પોતાના સ્વાર્થ માટે ગમે તેવું હલકું કામ કરતાં પણ તે ડગે એમ નહોતો. દિવાનની પદવી તેણે એવીજ રીતે મેળવી હતી. તેના વર્તનનો વધુ અનુભવ આપણને હવે પછી થશે.

બંગલો બેઠા ઘાટનો માત્ર એકજ માળનો હતો આજુબાજુ છૂટું ચોગાન હતું. તેમાં યુરોપિય રીવાજ મુજબ બગીચો હતો. વચ્ચે એક ફુવારો હતો. રંગબેરંગી પુષ્પનાં જંગલી તેમજ દેશી

ઝાડો તથા રોપાઓ સુશોભીત રીતે વાવેલાં હતાં, ઠેકાણે ઠેકાણે છુટા છવાયા બાંકડા પણ નાખેલા જણાતા હતા. બંગલાના દરવાજા પર ગાડી અટકી. ત્રણે જણ ઉતરી ચોગાનમાં થઇ બંગલામાં પહોંચ્યા બંગલામાં ઓટલા પર એક ગોળ મેજ તથા ચાર પાંચ ખુરશી પડી હતી. બે બાજુએ બે બાંકડા પણ ગોઠવેલા હતા. ભિખારણ ઓટલાના પગથીઆ પરજ બેઠી. ઉષા તથા કમલા બંગલામાં જઇ કપડાં બદલી બહાર આવ્યાં.

"કહે, બાઇ! તું શી ભિક્ષા માગે છે?" કમલાએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"મેરી ભિક્ષામેં મયેં સરફરોશી—આત્મભોગ મંગતી હું. મેં ભિખારન હું—યોગિની હું. મેરા ખપ્પર ભરને ચ્હાતી હું. ખપ્પરમેં આત્મભોગ મગતી હું—ઇસ જહાંકી જાહોજલાલીકી કુરબાની ચ્હાતી હું. આપસે દી જાય તો વહ ભિક્ષા મેરેકો દેદો. નહિં તો મયેં રૂખસદ ચ્હાતી હું" ભિખારણે પ્રત્યુત્તર આપ્યો.

"ત્હારા કહેવામાં મને કાંઇ સમજ પડતી નથી" કમલાએ પ્રત્યુત્તર આપ્યો.

"દુનિયાકી જાહોજલાલીકી કુરબાનીસે તેરેકો કયા હાંસિલ હૈ?" ઉષાએ પુછ્યું.

"મુઝેહી નહિ, સારી દુનિયાકો હાંસિલ હૈ. વહ કુરબાનીસે સારી આલમકો હાંસિલ હૈ." ભિખારણ જુસ્સામાં બોલી ઉઠી.

"હમ કયસે યહ કુરબાની દે સકતે હૈ? યહ કુરબાનીમેં હમેં કયા કરના હોગા?" ઉષાએ ફરી પ્રશ્ન કર્યો

"ઇસ લલચાનેવાલી મઓજમઝા, ઇસ ફેશનેબલ પોષાક ઓર જીંદગીકો જરૂરીઆતકી ચિજ સિવાય જો જો દૂસરે મોજશઓક હૈ, ઉન સબકો છોડ દેના, બસ વોહી થોડે લબ્ઝમેં કહું તો અપને દિલપર અંકુશ રખના. વહી કુરબાની ચ્હાતી હું."

"મયને વહ દી." ઉષા બોલી.

"મેં આપકી બંદી હું." ભિખારણ પગે લાગતી બોલી.

આ બધું જોઇ કમલા આશ્ચર્યમાં પડી ગઇ. ઉષાએ ભિખારણનો ઉદ્દેશ તેને સ્પષ્ટ સમજાવ્યો, છતાં તે તેની કુરબાની આપવા તત્પર ન થઇ. પરન્તુ તેણે ભિખારણને ઉલટું જણાવ્યું:—

" એવી કુરબાનીથી કાંઇ જ લાભ નથી. તને પણુ જો આવો વૈભવ મળે તો તુંય તારી આ કુરબાની ભુલી જાય. આ તો ન છુટકે ફકીર થયા જેવો ત્હારો ઘાટ છે. "

" આપ ભૂલ જાઇએ. મેં વૈસી ફરચી નહિં હું. મેરે હુશ્નપે મત દેખો, મેરી યહ જવાનીપે મત દેખો. મેરે દીલકો દેખો. મેં જો આપકે સાથ રહું તો આપકો થોડેહી દિનમેં મેરે જૈસે દિલવાલે બના સકતી હું. "

વાદવિવાદને અંતે તે ભિખારણે કમલાનું દિલ ફેરવવું એમ નિશ્ચય થયો. ભિખારણે બીડું ઝડપ્યું; અને બીજે દિવસથી કમલા સાથે રહેવાનું નક્કી કર્યું. માત્ર પોતાના કાર્યમાં બહાર ફરવા માટે બપોરના ત્રણુ વાગ્યાથી આઠ વાગ્યા સુધી પોતે કમલા સાથે નહિં રહી શકે એમ પણુ જણાવી દીધું. એટલામાં ઉષા માટે તેને ઘેરથી ગાડી આવતાં કમલાની રજા લઇ જવા નીકળી. ભિખારણુ પણુ વિદાય થઇ. જતાં જતાં ગાતી ગઇ.

" કર ભલાઇ, જીંદગાની ઔર જવાની ફાની હૈ—"

વિમળરાય અને માધવલાલ શેઠ બાળપણુના સ્નેહી હતા. માધવલાલ શેઠ તેમના દ્રવ્યને લીધે અને વિમળરાય પોતાના હોદ્દાને લીધે જે માન ભોગવતા હતા તે માન વડે જ તેમનો સંબંધ જળવાઇ રહ્યો હતો. તે બન્નેનો સ્વભાવ એવો હતો કે જો તે બેમાંથી એકની સહજ માનહાનિ થાય તો બીજો તેને ત્યજી દે. ઉપર ઉપરથી પણુ તે ઘણો જ ગાઢ પરિચય અને સ્નેહ દેખાડતા હતા. મદનરાય વિમળરાયની ન્યાતનો જ હતો. કમલા મદનરાયની દૂરની સગી થતી હતી, અને તેથી જ્યારે જ્યારે વિમળરાય રાજનગરમાં આવતો ત્યારે તે મદનરાય સાથે સારો સંબંધ બતાવતો. મદનરાય પણુ વિમળરાયના દિવાનપદને માન આપતો પરન્તુ અંતરથી તેના વર્તનને ધિક્કારતો અને ઉષાને પણુ તે બાબતની ચેતવણી તેણે આપી હતી. ઉષાને હવે શીખવવું પડે તેમ ન હતું. દરેક સાથે કેમ ભળી જવું, તથા પોતાનું ધ્યેય કેમ સિદ્ધ કરવું તે તે સારી રીતે સમજતી હતી. અને તેથી કમલા સાથે વધુ ગાઢ સંબંધ બતાવવા છતાં તે અલિપ્ત રહેતી.

"કેમ, આજ કાંઇ બહુજ મોડું કર્યું ?"

વિમળરાય બંગલામાં દાખલ થતાંજ કમલાએ પ્રશ્ન કર્યો.

"આપણા લાભના કાંઇક સમાચાર મેળવ્યા. જરા હકીકત મેળવતાંજ વાર લાગી." દિવાન સાહેબે પોતાનો વિદેશી ઢબનો પોષાક ઉતારતાં પ્રત્યુત્તર આપ્યો.

નોકર આવી ટેબલ પર ચાહના બે પ્યાલા તથા બે રકાબીમાં કેક મોકલી ચાલ્યો ગયો. વિમળરાય તથા કમલા તેને ઇન્સાફ આપવા બેઠાં. હજી ચ્હા પીવાની શરૂઆત કરે છે ત્યાં પહેરેગીર સીપાઇએ આવી એક કાર્ડ ટેબલપર મૂક્યો. કમલાએ તે લઇ સીપાઇને હકારનો ઇશારો કર્યો. બીજીજ ક્ષણે એક પચીસેક વર્ષનો યુવાન દાખલ થયો.

આગંતુકનો ચ્હેરો હસમૂખો તથા કાંઇક લંબગોળ હતો. વર્ણ સામાન્ય ગૌર તથા અંગ ભરાઉ હતું. પરન્તુ તે કાંઇ જાડો નહતો. શરીરનો બાંધો ધાટીલો હતો. તેનાં વસ્ત્રો સાદાં પણ સ્વચ્છ તેમજ કાંઇક વિદેશી અને દેશી ઢબનાં હતાં. માથે એંગલોર ટોપી પહેરી હતી. હાથમાં એક પાતળી પણ મજબુત કાળી લાકડી હતી. ચશમાં તો હોયજ એમાં કાંઇ નવાઇ નહિં. કારણ દિવાન સાહેબને ત્યાં આવનાર ઘણાખરા તે વિના આવનાજ નહિં. તેણે આવતાંજ શરૂ કર્યું.

"Hallo! D ar friends!! (હેલ્લો વ્હાલાં મિત્રો !) આ તમારો કમનસીબ દોસ્ત ખીદમતમાં હાજર છે. હવે તેનીપણ કાંઇક ખીદમત કરજો"

"મુકુંદ! તું સદાય એવોને એવો રહ્યો." વિમળરાય હસતાં હસતાં બોલ્યો.

"એમાં શું ખોટું કર્યું? તમને તો કાંઇ જરાક ગમ્મતમાં બોલે તે પણ ન ગમે." કમલાએ મુકુંદનો પક્ષ કર્યો.

"હા. જુઓ બ્હેન! આપણે ત્યારે જરા હસવા જેવું કાલું ઘેલું બોલીએ ત્યારે દિવાન સાહેબ તો—"

"દિવાના બનવા માંડે." કમલા મુકુંદને અડધેથી અટકાવી વચ્ચે પૂરાઈ.

ત્રણે જણ હસી પડ્યાં. નોકરે આવી ચ્હાનો પ્યાલો તથા કેક ટેબલપર મૂક્યાં. ત્રણે જણ નાસ્તો કરતાં કરતાં વાતોએ ચઢ્યાં.

"મુકુંદ' હવે ત્હારે લગ્ન ક્યારે કરવું છે? તું કહે તો વળી હું કોઇ એક કન્યા સારી હોંશીઆર ખોળી કાઢું." કમલા બોલી.

"હવે મારે બ્હોત ગઇ ને થોડી રહી. લાકડાંય સ્મશાનમાં પહોંચ્યાં; પછી લગ્ન કેવું?" મુકુંદે વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

"અરે વાહરે મારા બુઢ્ઢા બુઝ્ઝ!" કમલા તાનપર ચઢી. બહોત ગઇ ને થોડી રહી" કે "સો વરસ થવાથી દાઢી સડી ગઇ" દાઢી તો ચોખ્ખી મારી હથેલી જેવી છે. હશે બુઢ્ઢા તો બુઢ્ઢા. બુઢ્ઢાપામાં બુઢ્ઢી સાથે પરણો. પછી તો વાંકત નથી ને?"

"અરે એ બાપડાને નથી કાને દેખાતું કે નથી આંખે સંભળાતું નથી પગવડે એક સૂકું તરણુંય ભગાતું કે હાથવડે નથી એક ડગલુંય ચલાતું, પછી લગ્ન તે ક્યાંથી કરે?" વિમળનાયના આ શબ્દોથી બધાં હસી પડ્યાં.

"મારે શું? ગમે તેમ બોલોને? તમે આખી દુનિયાને એકત્ર કરો પણ મારૂં મન ફેરવી શકોજ નહિ. આપણે તો આપણું ધાર્યું થાય તો જ લગ્ન કરવું છે." મુકુંદે જવાબ વાળ્યો.

નોકર આવી પ્યાલા રકાબી લઈ ગયો. પાનની રકાબી ટેબલ પર આવી પહોંચી-

"હાલ તમારા રાજકારભારના શા સમાચાર છે? દિવાન સાહેબ!" મુકુંદે વાત ફેરવી.

"છે તેમ જ છે. અમારા પ્રિન્સ અમેરિકા જવા ઇચ્છે છે પણ બહારનું કાંઇક એવું દબાણ ખાનગી રીતે થાય છે કે જવાતું નથી. હવે તેને માટે રેસીડેન્ટની મારફત કાંઇક ગોઠવણ કરવી જ પડશે." વિમળરાયે પ્રત્યુત્તર આપ્યો.

"પણ તેમાં તમારૂં કાંઇ વળે તેમ છે? કે પછી વળ કાઢવા માટે જ દોરડી બાળવી પડે છે?"

"એમના કામમાં ભલીવારજ ક્યાં છે. બધુંય એવું ને એવું. જુઓને ગયે વખતે અમારા પ્રિન્સના રાજ્યહક્ક માટે ગપ ઉડી

અને એ રાણીનો પુત્ર નથી, એવી બુમ ઉઠી, ત્યારે રેસીડેન્ટને મળી બધી ખટપટ કરવી પડી. પણ તેમાંય તમે જો જરા હાથ ન દબાવ્યો હોત તો કાંઇ અમારૂં ન વળત. કરે છે બધું, પણ પોતાનું જોતા નથી.” કમળાએ કાંઇક કંટાળો બતાવ્યો.

“પોતાનું ન જુએ એમ તે કાંઇ બને? પણ એટલુંજ કે વખત વગર ન બોલાય. જુઓને. તે વખતે તમારૂં રેસીડેન્ટ સાહેબની મડમ સાથેનું ઓળખાણુ કેટલું ઉપયોગમાં આવ્યું? એ તો એમજ હોય. કોઇ વખત વિના સ્વાર્થે કામ કરીએ પણ વખત આવે ત્યારે તેનો ઉપયોગ થાય.” મુકુંદ બોલ્યો.

“તે તો છેજ ને” કમલાએ પૂર્તિ કરી.

“મારો કકોજ કાઢી નાંખે છે. હોય ભાઇ, હોય! હાલ જમાનોજ બૈરાંનો છે.” વિમળરાય હસતાં હસતાં બોલ્યો.

“જુઓ વિમળભાઇ! હું ન્યાયાધીશની પદવી ઉપર છું પણ મને લોભ તો છે. હવે. મને તમારી અદેખાઇ આવે છે. મારો વિચારતો તમારૂં દિવાનપદ લઇ લેવાનું થાય છે. અને એ વિચાર કરીને જ હું અહીં આવ્યો છું.” મુકુંદની આ મશ્કરીથી વિમળરાયનું મ્હોં સહજ ઉતરી ગયું. પણ પાછું ઠાવકું રાખી બોલ્યોઃ—

“ભલે. લઇલે, ભાઇ! ત્હારાથી શું વધારે છે?”

“જો મુકુંદ! હવે ફરતો નહિં. ત્હારે એમનું—અમારૂં દિવાનપદ જોઇએ છે ને?” કમલા બોલી.

“હા. મ્હારે તમારૂં દિવાનપદ જોઇએ છે.”

“ત્યારે બની જા અમારો દિવાન” ત્રણે જણ હસી પડ્યાં.

“હું પણ તેજ કહું છું. આજ તમારી દિવાનગીરી કરવાજ આવ્યો છું.”

“કહે. કેવી રીતે? ત્હારી શું ઇચ્છા છે?” કમલા બોલી.

“રાયપુરસ્ટેટના દિવાન નંદકિશોર ગુજરી ગયા એ તો તમે જાણતા હશો?” વિમલરાય તરફ જોઇ તેણે પૂછ્યું.

“નંદકિશોર ગુજરી ગયા! ક્યારે?” વિમળરાયે અજાયબીમાં સામો પ્રશ્ન કર્યો.

"નંદકિશોર કાલે ગુજરી ગયા. હવે તે જગ્યા પર રેસી-ડેન્ટની મરજી મુજબ દિવાન નિમાશે. કેમ? તમારી દિવાનગીરી હું કરૂં છું કે નહિ?"

"તેમાં દિવાનગીરી શી કરી?" કમલાએ હસતાં હસતાં કહ્યું

"મેં તજવીજ કરી છે. પણ તેમાં સહજ તમારે તસ્દી લેવાની છે." મુકુંદે બન્ને જણ તરફ દ્રષ્ટિ કરતાં જવાબ આપ્યો.

"તેં શી તજવીજ કરી છે?" કમલાએ પૂછ્યું.

"અમુક માણસ સુધી લાગવગ પહોંચાડી છે તેણે રાય-પુરના રેસીડેન્ટ સાહેબને કાને તમારી વાત નાખી છે. તમારા લાભમાં ભલામણ કરી છે. હવે તમારે તે માણસ મારફત રેસી-ડેન્ટ અને તેની મડમને મેળવી લેવાં એટલુંજ બાકી છે?"

"પણ તને નંદકિશોરના મરણની વાત એટલામાં કયાંથી મળી?" વિમળરાયે પૂછ્યું.

"દિવાન સાહેબ! દિવાનગીરી એમ ન થાય. દિવાનગીરી-માં તો પહેલી રાજનીતિ અને ખટપટો શીખવી જોઇએ. એમ ચુપચુપ ઘરમાં બેસી રહીએ તો તો બીજે જ દીવસે કોઇ ખટ-પટીઓ કાન પકડી કાઢી મૂકે. હું ન્યાયાધિશ છું છતાં દિવાનગીરીના લોભે કેટલી તજવીજ રાખું છું. મારા સોબતીઓ દરેક સ્ટેટમાં છે હું ધારૂં તો ગમે તે દિવાનને કઢાવી શકું. પણ હાલ તે વખત નથી." મુકુંદે પોતાની બહાદુરી જણાવી.

'ત્યારે અમારે કોની મારફત મળવું તે તો કહે?" કમલાએ પૂછ્યું.

"વાત સાચી. હું કહું એટલે રખડી પડું. પ્રથમ મને શો લાભ તે તો કહો." મુકુંદે પોતાનો સ્વાર્થ આગળ કર્યો.

'તને રાજી કરીશું." વિમલરાય બોલ્યો.

"તને ગમતી કન્યા આણી આપીશું; પછી કાંઈ?" કમલાએ હાસ્ય કર્યું.

"જુઓ સદાશીવરાવ કરીને રેસીડેન્ટ સાહેબનો ચીટનીસ છે. હાલ તે અહિં રજા ઉપર આવ્યો છે. તેણે મને આ સમાચાર કાલેજ કહ્યા મેં તમારી ભલામણ પણ કરી દીધી. અને તેણે

હલે સાહેબને તાર પણ મૂકી દીધો છે. તમારે તેને પણ ખુશી કરવો પડશે. અને" વિમળરાય તરફ ફરી આગળ ચલાવ્યું. "જો તમે રામપૂરના દિવાન થાઓ તો પછી આ મુકુંદને ચંદ્રનગરનો દિવાન બનાવવો."

"કબુલ. પછી કાંઈ ?" કમલા બોલી ઉઠી.

"પણ હવે સદાશીવરાવને મળવું ક્યારે ?" વિમલરાય બોલ્યો.

"કાલેજ. ધર્મના કામમાં ઢીલ શી ?" મુકુંદ બોલ્યો.

કમલાએ તે દિવસે મુકુંદને ત્યાંજ જમવા તથા રાત્રિ રહેવા આગ્રહ કર્યો. મુકુંદે તે તરતજ માન્ય રાખ્યો. એટલામાં બ્હારથી અવાજ સંભળાયો:-"કરલે ભલાઇ, જીંદગાની ઔર જવાની ફાની હૈ"

## પરિચ્છેદ બીજો.

### મારૂં નસીબ !

વીણામા પડેલી સહજ પણ ફાટ, તેના મધુર સ્વરને બેસુરો બનાવી મુકે છે.



બા ! જોને આ મોતીઓ મારૂં ઓઢવાનું તાણી જાય છે."

"જો બા ! મેં તો ફક્ત એક છેડોજ ઓઢયો છે પણ ઓઢવાનું ફાટલું છે તેથી એને ટાઢ વાય છે. હું શું કરૂં ?

"બેટા ! બેય જણુ થોડું થોડું ઓઢો."

મોતીઓ તથા તેની બ્હેન મધુરી તેની મા જયા પાસે ઉપર મુજબ ફરીયાદ કરતાં હતાં. જયાને સામાન્ય રીતે બધ જયલી કહીને બોલાવતાં હતાં. પ્રિય પાઠક ! ગરીબ માણસો હાલના સમાજ પાસેથી બીજી શી આશા રાખી શકે ! માત્ર હુંકારા તુંકારા અને તિરસ્કારજ કે બીજું કાંઇ ?

મોતીઆના બાપનું નામ મીઠાભાઇ હતું. તે ગ્નાતે પટેલ

હતો. મીઠાભાઈનું લગ્ન નાની ઉમ્મરે થયું હતું. ગુજરાતના પાટીદારોમાં કુળના મોહને વશ થઇ આવાં બાળલગ્નોની કાંઇ નવાઇ નથી. જયા નાનપણથીજ સાસરે આવતી હતી. મીઠાભાઇની પંદરેક વર્ષની ઉમ્મર થઇ એટલામાં તેના પિતાનો સ્વર્ગવાસ થયો. હવે મીઠાભાઇજ ઘરમાં વડીલ બન્યો. ધણીધણીઆણી બન્નેની કાચી વય અને તેમાં સ્વતંત્રતા. પછી કેળવણી પામ્યા વિનાનાં મનુષ્યોનું શું પૂછવું? મીઠાભાઇના પિતાના વખતમાં ઘેર ખેતી કરવામાં આવતી તે બધી ન થઇ શકવાથી કેટલીક જમીન મીઠાભાઇએ છોડી દીધી. માત્ર બેએક ખેતર પોતે જાતે ખેડવા લાગ્યો. તેમાં પણ વાણીઆએ દાણ વધારી દીધી. ઉપરાઉપરી દુષ્કાળ તીડ વગેરેનો ઉપદ્રવ થવાથી મીઠાભાઇ બહુજ કફોડી સ્થીતિમાં આવી પડયો. ધીમે ધીમે દેવું થવા લાગ્યું. અને જ્યાં દેવારૂપી કચરો વધે ત્યાં ઉકરડા થતાં શી વાર લાગે? મતલબ કે બિચારા મીઠાભાઇને માથે દેવું વધી પડયું. આખરે ઘર પણ ગીરો મૂક્યું. તેમાં પાછું જયાને સીમંત આવ્યું. મીઠાભાઇએ તે પણ ઉજવ્યું. ચારેક વર્ષમાં બીજી પણ એક પુત્રી થઇ. મીઠાભાઇને હવે ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. લેણદારને વ્યાજ પુરૂં ન આપી શકવાથી તેણે ઘરનો કબજો લીધો અને મીઠાભાઇને ઘર છોડવું પડયું. રાજનગર જેવા શહેરમાં કંઈક પણ ગુજરાનનું સાધન મળશે એમ ધારી મીઠાભાઇ ત્યાં આવ્યો. દુનિયાના પ્રપંચો અને અટપટા બનાવોથી હવે તે ધડાઇ ગયો હતો. અતિશય દુઃખીયાને દુઃખ નહિં અને અતિશય રૂણવાળાને રૂણ નહિં એ સુત્રાનુસાર તેની લાગણી બ્હેર મારી ગઈ હતી. દયા જેવી ચીજ તેના અંતઃકરણમાં ન હતી. બૈરી છોકરાં પ્રત્યેનો તેનો ભાવ પણ જતો રહ્યો હતો. પોતાને એક વેઠ વળગી છે એમ તે સમજવા લાગ્યો, પાટીદાર કોમની મહત્તા અને હૃદયની વિશાળતા તેને ત્યજી ગયાં. કોઇ પણ રીતે બે પૈસા પેદા કરી ગુજરાન ચલાવવું અને પોતે આનંદમાં રહેવું એજ તેનો જીવન–ઉદ્દેશ થઈ પડયો હતો. તેનું હૃદય જેમ જેમ ફેરવાયું તેમ તેમ તેનો ચ્હેરો પણ બદલાતો ગયો. કોમળતાને બદલે કઠોરતા તેના ચ્હેરા પર સ્પષ્ટ જણાતી. તેની આંખો પીળી અને લુખ્ખી

જણાતી. તેનું કૃશ થઇ ગયેલું શરીર અને સ્પષ્ટ દેખાતા હાડકાં તેને અતિ ભયંકર રૂપ આપતાં. એક વખતના ખાધે પીધે સુખી ઉચ્ચ પાટીદાર કોમમાં જન્મેલા મીઠાભાઇની આ કેવી દશા !

ભારત ! વિશ્વની પિતૃભૂમિરૂપ પ્રખ્યાતિ પામેલા પ્રાચીન ભારત ! ત્હારાં તનુજોની આ કેવી દશા ! એક બાજુ અજ્ઞાન, અને બીજી બાજુ બાળલગ્ન અને ન્યાતવરા જેવા જીવલેણ રીવાજો. પછી ત્હારાં બાળક કયાંથી સુખી થાય ! બાળક જન્મતાં તેને ગૃહશિક્ષણ કે ઉચ્ચ કોટિનું જ્ઞાન આપવાનું તો બાજુએ રહ્યું પણ હજી તો કાકા કાકીનું સગપણ પુરૂં ન જાણી શકે તે સ્થિતિમાં જ તેનું અર્ધ અંગ ઝુંટાવી લે છે–તેને આ સમાજના એક ભાવિ નેતા રૂપ બનાવી તેનું લગ્ન કરવામાં આવે છે–ખરૂં કહો તો તેના જીવન સાથે બીજા એક નિર્દોષ જીવનનું રૂઢીની વેદી પર બલિદાન આપવામાં આવે છે. તે બિચારો માતૃભાષાનું જ્ઞાન મેળવી રાજ્યભાષા શીખવાની શરૂઆત કરે ત્યાં તો વખતે એકાદ બાળકનો પિતા પણ બની જાય છે. પછી તે ભાષાની શાળામાં શીખે કે સંસારની ? તેમાં વળી અભણ પત્નિ મેણાં મારે તે જુદાં. " એક છોકરાના બાપ થઇને નિશાળે જાઓ છો તે બળ્યું મને તો શરમ આવે છે. મારી બેનપણી મારી મશ્કરી કરે છે. બળ્યું એ ભણવું. હું તે હવે સાસુ નણંદના ટુંકારા અને વહીતરાં ક્યાં સુધી કરૂં ! " આવાં આવાં વચનો તે બિચારાનું મગજ અભ્યાસ પરથી ખસેડી નાંખે છે. પરિણામે શાળાનો ત્યાગ કરે છે. તેમાં વળી જો માબાપનું અવસાન થાય અને સ્થીતિ ગરીબ હોય તો જોઇ લો દશા ! " બાપનું કારજ કાંઇ ફરી ફરી આવવાનું છે ? " સગાં વહાલાં અને સ્નેહી સંબંધીના આ શબ્દો તેની પાસે જમણવાર અને ન્યાતવરારૂપી સર્વનાશીયજ્ઞમાં સેંકડો રૂપીઆનું બલિદાન અપાવે છે. અને તેને દેવાદાર બનાવે છે. કમાણીમાં કાંતો ટુંક પગારની નોકરી હોય અને તેમાં હિન્દુરૂઢી મુજબ સંસારના ઉપરા-ઉપરી આવતા ખર્ચોમાં તે દેવામાંથી બહારજ નીકળવા પામતો નથી. અંતે જીંદગીભર ગુલામી કરી, દુઃખ ભોગવી, છેવટ દેવાદાર સ્થીતિમાં જ આ સંસારનો ત્યાગ કરે છે. પાછળથી તેના પુત્રની શી સ્થીતિ થતી હશે તેનો વિચાર કરવાનું પ્રિય પાઠક ! તારા પરજ છોડું છું.

જ્યાં સુધી જીંદગીને પાયમાલ કરી નાખનારી આવી રૂઢીઓ—તેના મૂળ ઉદ્દેશને ભૂલી જઈ, માત્ર રૂઢી રૂપેજ—ચાલુ રહે ત્યાં સુધી ભારતનો ઉત્કર્ષ શી રીતે થાય? બીજા સમાજને સુખી જોઇ, તેમનો અત્યારામ, તેમની રૂઢીઓ અને તેમની ફેશનો જોઇ–લલચાઇ–તેની નકલ કરવા તત્પર બનારા બંધુઓ! જરા શોચો. નકલ તે નકલજ છે. જો સુખી થવુ હોય તો બાળલગ્ન, ન્યાતવરાના ખોટા ખર્ચો વગેરે જે જે નાશકારક રૂઢીઓ છે તેને તજી દો. બુદ્ધિની વેદી પર તેનો હોમ કરો, ઓજસ્વિતા પ્રકટ કરો, અને સંસાર—સમાજ—સુખમય બનાવો. તમારા સમાજના અંધારણનાં મૂળતત્વોનું સંશોધન કરો, અને માત્ર રૂઢીને વળગી રહેવાના—સમાજને પાયમાલ કરનારા વિચારોને દૂર કરો. દેખીતો સુધારો ગ્રહણ કરતા પહેલાં તમારા સમાજનું—સમાજના બંધારણનું—તમારા હૃદયનું સંશોધન કરો, અને પછી યોગ્ય સુધારો કયો છે તે તરતજ જણાશે.

હાય! ભારતનાં કેટલાં સંતાનો રૂઢીની આવી વેદી પર બળી મરતાં હશે! પાઠક! શું ત્હારા જોવામાં આવાં દ્રષ્ટાંતો આવતાં નથી? તને તેની જરા પણ લાગણી થતી નથી? જો ખરેખર એમજ હોય, તો ભારતના ઉદયની મિથ્યા વાતો કરવી મૂકી દો. અવનતિની ગર્તામાં ઉંડા ઉતરતા ભારતને હજી નીચે ઉતરવા દો અને પછી જ્યારે કંઠે પ્રાણ આવે ત્યારે, કાં વિશ્વમાંથી હિન્દુ સમાજનું નામ ભુંસી નાખવા તત્પર થજો. જો તમને લાગણી ન થતી હોય તો તેનું પરિણામ આ જ છે અને તેને માટે તત્પર રહેજો.

મીઠાભાઈના મન ઉપર આટલી બધી અસર થવા છતાં તેનો પ્રથમનો સ્વભાવ કેટલેક અંશે બદલાયો ન હતો. ઉપર ઉપરથી તે અત્યંત કઠોર વર્ત્તન ચલાવતો પરન્તુ અંદરથી તેનું અંતઃકરણ કેટલીક વખત દ્રવતું. છતાં તેને હિન્દુસમાજની ભયંકર રૂઢીઓએ આપેલો એ સંસારનો અનુભવ તેને તેમ કરવા ફરજ પાડતો. તેના હૃદયની દયા અને લાગણીનો છેક લોપ થયો નહોતો. હજી તેના અંકુરો હતાજ. પણ તે અંકુરોને તે કઠોરતાના પિછોડાથી ઢાંકી દેતો. જયા પણ તે જાણવા પામતી નહિં.

તેનો સ્વભાવજ નિષ્ઠુર બની ગયો છે એમ તે સમજતી. છતાં કેટલીક વખત મોકાભાઇની લાગણી ઉશ્કેરાઇ જતી અને જયા સાથે પ્રેમના મીઠા બે શબ્દ બોલતો. દુ:ખમાં દાઝી રહેલી જયાને અણુધાર્યા આવા બે પણ મીઠા શબ્દોથી યુગયુગના સુખનું દર્શન થતું. મોકાભાઇ તરફના હમેશનાં તિરસ્કારયુક્ત વચનોને તે ભૂલી જતી અને દુનિયામાં પોતાને સર્વથી સુખી માનતી.

ધન્ય છે આર્ય રમણી ત્હારા સૌજન્ય અને પતિપ્રેમને! પતિ તરફથી અનેક વખત તિરસ્કાર પામવા છતાં, પેટભર અન્ન પણ ન મળવા છતાં, વસ્ત્રાદિકનું પણ દુઃખ ભોગવવા છતાં, પતિને પ્રભુતુલ્ય ગણી તેની સેવા કરનાર, તેના પડતા શબ્દને દેવઆજ્ઞા સમ ઉપાડી લેનાર, પતિને માટે પોતાના સર્વસ્વનું બલિદાન આપનાર આર્ય બાળા! ત્હારાજ પુન્ય વડે પરમાત્મા આ વિશ્વચક્ર ચલાવી રહ્યો છે. આહા! આર્યભૂમિની મહત્તા ત્હારા વડેજ છે. કયાં છે યુરોપાદિ દેશોમાં આવી રમણીઓ? પતિ તરફથી સહજ અપમાન પામતાં, યા પોતાના પૈસા પ્રતિ પતિની સહજ દ્રષ્ટિ થતાં, યા પોતાના મિત્રો સાથે સ્વચ્છંદતાથી ફરવામાં પતિ તરફથી મના થતાં, કાયદાની અદાલતોમાં દોડી જઇ જેને પોતાનું જીવન સમર્પણ કર્યું છે એવા પોતાના જીવન વિધાતા પતિ ઉપરજ ફરીયાદ કરી છૂટા છેડા કરાવનારી આંગ્લ લલનાઓ કયા અને આર્યભૂમિની શીયલવતી, પતિવ્રતા, પ્રેમાળ પ્રમદાઓ કયાં? ખરેખર! દરેક દેશ પોતાની હદમાં માતૃભૂમિ કહેવાય છે, વિદ્યા કળા અને હુન્નર ઉદ્યોગાદિની માતૃભૂમિ કહેવાય છે, પરન્તુ અમારો ગૌરવશાલી ભારત! પ્રત્યેક રાષ્ટ્રોનો પુજ્યપાદ ગુરૂ ભારત!! આ જ કારણને લીધે પિતૃભૂમિ મનાયો છે—પુરૂષતાનું પાલણું મનાયો છે. પણ હાય! આજ એ પુરૂષતાનું પાલણું, સ્વાર્થમાં અંધ બનેલા અને પોતાના જ બંધુઓ તરફ માત્ર અલક્ષ્ય કરીનેજ નહિં, પણ તેમના સુખને કચરી છુંદી પોતાનો સ્વાર્થ સાધવા તત્પર બનેલા ડોળઘાલુ દાંભીક દેશદ્રોહીઓના સ્વાર્થપરાયણ અત્યાચારના ઓળામાં અળપાઇ ગયું છે. ભારત! ભાવીના ભયંકર ચક્રમાં સપડાયલા ભોળા ભારત!! ફરી કયારે તારા પાલણામાં તે પુરૂષત્વ ઝુલશે? ફરી કયારે તું તારૂં પ્રાચીન

ગૌરવ પ્રાપ્ત કરી પિતૃભૂમિ બનશે? જગન્નિયંતા ક્યારે એવો શુભ દિન દેખાડશે!

જે દિવસની વાત આપણે કરીએ છીએ તે દિવસે મીઠાભાઇ તાવના ઝપાટામાં પટકાયલો હતો. રાજનગરમાં આવ્યે તેને એક મહીનો થઇ ગયો હતો. પરન્તુ નોકરી ધંધો મળતો ન હતો. ઓળખાણ વિના શહેરમાં કોઇ જગ્યાએ નોકરી મળી શકતી નથી તેનો તેને પૂરો અનુભવ થયો. જ્યાં નોકરીનું–ખાવાપીવાનું ઠેકાણું ન હોય ત્યાં રહેવાનું મકાન તો હોય જ ક્યાંથી? બિચારો સ્ટેશન ઉપર માલ ખાતામાં છુટક મજુરી કરતો યા આગગાડીના ઉતારૂઓનાં પોટલાં ઉંચકી તેમને મુકામે પહોંચાડી મુસ્કેલીથી પોતાનું પુરૂં કરતો. અતિશય મહેનત અને ખોરાકની તંગીથી તે માંદો પડયો. બિચારી જયાને માથે હવે બધાંનું ભરણ પોષણ કરવાનું આવી પડયું. સ્ટેશનની બહાર મોટા રસ્તા આગળની પગથી (ફુટપાથ) ઉપર પથ્થરના ઢગલાની બાજુમાં તેઓ પડી રહેતાં. શિયાળાની કડકડતી ઠંડીમાં ફાટલાં લુગડાંથી તેમને ચલાવી લેવું પડતું. મોતીયો તથા મધુરી એ ટાઢથી થરથરતાં જયાને ફરીયાદ કરતાં આપણે જોઇ ગયા છીએ.

છોકરાંને સમજાવતી જયા મીઠાભાઇ પાસે ગઇ અને તેના માથાપર હાથ ફેરવતી બોલી:—

"તમારે ચ્હા પીવી છે!"

"ચ્હા! હા. ચ્હા હોય તો લાવ." મીઠાભાઇએ ધીમે સ્વરે જવાબ આપ્યો.

તેના શરીરમાં તાવ ધીકતો હતો. માથું તથા તાળવું ગરમ ગરમ ફફડી જતું હતું. આંખો લાલ અંગારા સમાન થઇ ગઇ હતી. જયાનો ફાટલો સાલ્લો ઓઢી પથ્થરના ઢગલા પાસે ટુંટીયું વાળી પડયો હતો.

જયા સામેની હોટલવાળા પાસે ગઇ. સાલ્લાને છેડેથી પૈસા છોડયા. માત્ર ત્રણજ પૈસા નીકળ્યા. એક પ્યાલા ચ્હાના ચાર પૈસા જોઇએ. તેણે હોટલવાળાને કહ્યું:

"શેઠ! મને તેણ પૈસ્યાની ચ્હા આપોને!"

" ત્રણ પૈસાની ? જો જો મ્હોટી ચ્હાની પીનારી આવી છે. ત્રણ પૈસાની તે કોણ આપતું'તું. એક આનો ભાવ એક આનો." હોટલવાળાએ તુમાખીમાં જવાબ આપ્યો.

" શેઠ, મારા પાસે તેણુ જ પૈસ્યા છે. અડધો પ્યાલો આપો."

" નહિં મળે, નહિં મળે. જા." હોટલના માલિકે રૂઆબ ચલાવ્યો.

" શેઠ ! મારા ધણીને તાવ આયો છે. મને ગરીબને અડધો પ્યાલો આપો અને તેણુ પૈસ્યા લ્યો. જો એક પૈસ્યો બાકી રાખો તો ભગવાંન તમારૂ ભારૂ કરશે. હું કાલે મજુરી કરીને આપી જઈશ." જયાએ આજીજી કરી.

" ઓત્તારીની ! મોટી શાહુકારની દીકરી તો ! વળી કે'છે બાકી રાખો. તારો તે શો વિશ્વાસ ?"

" શેઠ, અમે ગરીબ છીએ. પણ જીભનાં હાચાં છીએ. તમારો ગુણ નહિં ભુલીયે. અમે કંઇ કોળી વાઘરી જેવાં નથી."

" ત્યારે તમે કોણ છો ?" હોટલવાળાએ કાંઇક જીજ્ઞાસાથી પૂછ્યું.

" અમે પાટીદાર છીએ. વખાનાં માર્યા છીએ." જયાની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં.

"તું મારા હોટલમાં ચ્હાનાં વાસણ વગેરે ધોવાનું કામ કરવા આવે તો તને પગાર બાંધી આપું. બોલ, છે મરજી ? હોય તો કહી દે. નહિં તો ચાલતી થા."

" શેઠ ! મારા ધણીને પૂછીને કહું. હમણાં તો મને ચ્હા આપો."

" ઓહો ! ભીખ માગવી અને વળી ધંધો મળે ત્યારે ધણીને પૂછવું. જા. જા. ચાલીજા ચાલી." હોટલવાળાએ આંખો કાઢી સંભળાવી દીધું.

" શેઠ ! ગુસ્સો ના કરસ્યો, સ્યો પગાર આપસ્યો ?"

" હાં. હવે કેવી ઠેકાણે આવી ? મહીને બે રૂપીઆ આપીશ."

" બેજ રૂપીઆ ? આટલું બધું કામ આખો દા'ડો કરવું અને પગાર બેજ રૂપીઆ ?

"ઠીક, હવે જો તારી મરજી હોય તો તેણુ રૂપીઆ લેજે. લે ચ્હા લઇ જા." એમ બોલતાં હોટલવાળાએ ચ્હાના પ્યાલા ભરનારા છોકરા તરફ ફરી કહ્યું:—"અલ્યા રઘા! આને એક પ્યાલો ચ્હા આપ."

જયાએ ત્રણ પૈસા હોટલવાળાના હાથમાં મૂકયા. રઘાએ ચ્હાનો પ્યાલો ભરી આપ્યો. જયાને જતી જોઈ હોટલવાળાએ પૂછયું:—

"ત્હારૂં નામ શું? કાલથી આવીશ કે?"

"મારૂં નામ જેલી, કાલથી આવીશ." જયા ત્યાંથી ચાલી નીકળી.

હોટલવાળા સાથેની વાતચીતમાં ખાસ્સો પા કલાક નીકળી ગયો. મનમાં ડરતી ડરતી જયા મીઠાભાઇ પાસે પહોંચી. મીઠાભાઇએ બે ત્રણ વખત "ચ્હા લાવ. ચ્હા લાવ" કરી બૂમો પાડી, પણ જયાને આવતાં વાર લાગી તેથી ક્રોધે ભરાઈ રહ્યો હતો. જયા આવતાંજ તેના મુખરૂપી તોપમાંથી દારૂગોળો છૂટવા માંડયો.

"રાંડ કરકશા! તારની કંઇ ગઇ તી?"

"તમને કહીને ચ્હા લેવા ગઇ'તી ને. બળ્યું આમ શુ વાત વાતમાં ગુસ્સે થઇ જાવ છો!" જયાએ તેને શાન્ત પાડવા તજવીજ કરી.

"નાખ્ય તારી ચ્હાને ચૂલામાં. નથી મારે પીવી એવી ચ્હા. કયારની કોણુ જાણે શીય વાતો હોટલવાળા સાથે કરતી હશે!" સંશયગ્રસ્ત મીઠાભાઇએ ગુસ્સાનું કારણ પ્રદર્શિત કર્યું.

"તમારે જે કે'વું હોય તે પછી કે'જો, પે'લો ચ્હા પીયો, ટાઢી થઇ જશે, જુઓને! કેટલો બધો તાવ છે. તાવ આવ્યો છે તે વખત તો બળ્યુ જરા ધીરો સભાવ રાખો." જયાએ વધુ કોશીષ કરવા માંડી.

"તને કયમ વાર લાગી તે કે'."

"પે'લી તમે ચ્હા પીયો." જયાએ તેને બેઠો કરતાં ચ્હા પાવા માંડી.

"કે' જોઇએ, કયમ વાર થે ?" મીઠાભાઇએ ચ્હાનો પ્યાલો હાથમાં લેતાં પૂછ્યું.

"એને હોટલનાં વાસણ માંજવા માણસ જોઇએ છે. તે વાત તે કહેતો હતો. તેણ રૂપીઆ પગાર કહે છે." બ્હીતાં બ્હીતાં જયા બોલી.

"હાં પછી ? તેં શું કહ્યું ?" મીઠાભાઇએ ચ્હાનો પ્યાલો હાથમાં રાખીને પૂછ્યું.

મીઠાભાઇએ ધીમા સ્વરથી પૂછેલા પ્રશ્નથી જયાને કાંઇક હિમ્મત આવી. તેણે કહી દીધું કે તેણે તે કબુલ કર્યા હતા અને બીજે દિવસથી તે કામ કરવા જવાની હતી.

બસ થઇ ચૂક્યું. મીઠાભાઇનો મિજાજ ફરી ગયો. નિર્દોષ જયા માટે તેના દિલમાં અદેખાઇનો અગ્નિ પ્રજ્વળ્યો. હાથમાંનો ગરમ ગરમ ચ્હા ભરેલો પતરાનો (પીત્તળનો ક્યાંથી લાવે ?) પ્યાલો જયાના અંગપર ફેંકી બોલ્યો:—

"રાંડ વેસ્યા ! અત્યારેજ ત્હારાં હણીજાંને લઇને જા એના ઘરમાં. તું મારા કામની નહિં. પાટીદાર જાતનું નાક કાપ્યું ! તને જરાય શરમ ન આવી."

બિચારી જયા ! ધગધગતી ચ્હા તેના મોંઢા તથા છાતીપર પડી, દાઝી, આંખમાંથી ખળખળ આંસુ વ્હેવા લાગ્યાં, છતાં ધીરજ રાખી પતિને શાન્ત કરવાના આશયથી બોલી:—

"તમે આવા ખોટા વ્હેમ સ્યુ કરવા લાવો છો ? તમને તાવ આવે છે. પાસે એક દમડી નથી. કાલે તમને કાંજી કે ચ્હા ક્યાંથી આપીશ ? એ વિચારે જ મેં હા પાડી છે. તમે હાજા થશો એટલે હું કામ કરવા નહિં જઉં"

"બહુ સારૂ, હોટલમાં કામ કરવાના બ્હાને ત્યાં તેને ઘેર જવાનું ફાવે. મારી આ ગરીબીમાં બીજું તું સ્યુ કરવાની હતી ? છાનાં કામાં સ્યુ કરવા કરે છે ? ઉઘાડે છોગે જાને ! હું ક્યાં ના કહું છું. બસ હમણાં ને હમણાંજ જા. મારી નજર આગળથી જા." મીઠાભાઇ ડોળા કકડાવતો બોલ્યો.

"તમે કે'શો તો હું કામ કરવા નહિં જઉં. પણ આમ

શ્યું કરો છો ?" જયા ડુસકાં ભરતી બોલી. "હું તો તમારા મદવાડને લીધે બે પૈસ્યા મળે એમ ધારી વાહણુ માંજવા જવાનું કહેતી હતી."

"હા. હા. બે પૈસા શ્યા સારૂ ? વધારે મળશે. બધુય મળશે. જા–જા. હું તો રસ્તાનો ભિખારી થઇ ગયોછું. ત્યાં તો તને લુગડાં લત્તાં અને હારૂ હારૂ ખાવા પીવાનું મળશે."

જયા મૌન રહી. મીઠાભાઇનો ક્રોધ કેવો અસત્ય હતો તે તે જાણતી હતી. તેણે ધાર્યું કે "હું મૌન રહીશ તો ક્રોધ શમી જશે." પણ તેની તે ધારણા વિફળ થઇ. તેને મૌન જોઈ મીઠાભાઈ વધુ ક્રોધે ભરાયો.

"કેમ ? શ્યો વિચાર કરે છે ? સવારે જતી હોય તો અત્યારે જા. હુંય પાપમાંથી છુટું." તે બોલ્યો.

"મારે તો કંઇએ જવું નથી. બળ્યું મ્હોતેય નથી આવતું." ભરાયલી છાતીએ–દબાયલે સાદે જયા બોલી.

"મ્હોત જોઇયે છે કેમ ?" એમ બોલતો લથડતો લથડતો મીઠાભાઇ ઉઠયો અને જયાને ત્રણ ચાર લાતો લગાવી કાઢી. બાપડી જયા મુગે મોઢે સહન કરી રહી. આખરે કંટાળી મીઠાભાઇ સુતો જયા પણ ટુંટીયુંવાળી મધુરીના પડખામાં પડી રહી. સવારે જયા વ્હેલી ઉઠી પણ મીઠાભાઇ તેની નજરે ન પડયો; એટલામાં મધુરી તથા મોતીયો પણ ઉઠયાં. મીઠાભાઇને ન જોવાથી જયા હેબતાઇ ગઈ. રાત્રે થયેલા ટંટાથી 'રખેને મીઠાભાઇ કંઇ ચાલ્યો ગયો હોય !' એ વિચારે તે બ્હાવરા જેવી બની ગઇ. તેમાં વળી તેને મીઠાભાઇના કટાક્ષભર્યા શબ્દો યાદ આવ્યા. તેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. તેને રડતી જોઇ મધુરીએ પુછ્યુઃ—" બા, કયમ રડે છે ?"

જયાએ જવાબ દીધો,—" મારૂં નસીબ !"



## પરિચ્છેદ ત્રીજો.

### કોણ રમણલાલ ?

સહજ પણ વિનિપાત એ અવનતિનું મૂળ છે.



“એ વકફ ગહાને કેટલી વાર લાગે છે ? ક્યાંસુધી અહીં ઉભુ રહેવું ? કોઇ જુએ તોય ફજેતી. સાલો પૈસા લઇને તો ચાલ્યો નહિં જાય !”

રાત્રિના સાડાઆઠ વાગ્યાનો સુમાર હતો. ત્રણ દરવાજા બહાર ભદ્ર તરફ જવાના રસ્તા ઉપર ડાબા હાથની એક ગલીના નાકે એક ફાનસના થાંભલાને ઓથે ઉભો ઉભો એક યુવક બબડતો હતો. ગલીમાં ચીંથરેહાલ અને હલકી વર્ણના લોકો જાવ–આવ કરતા હતા. તે ગલીમાં એક દારૂ અને તાડીનું પીઠું હતું. યુવક તે ગલીમાંથી નીકળતા દરેક મનુષ્ય તરફ ટીકીટીકીને કોઇની રાહ જોતો ઉભો હતો. થોડીકવારમાં એક ચીંથરેહાલ મનુષ્ય તેની પાસે આવ્યો. પહેરેલા પંચ્યાના છેડા નીચેથી તેણે કાંઇક વસ્તુ કાઢી આ યુવકના હાથમાં મૂકી. યુવક તે પોતાના રૂમાલમાં લપેટી બગલમાં મારતો બોલ્યો:—

“કેમ બહુ વાર લાગી ?”

“શું કરૂં શેઠ ! ગડદી બહુ હતી તેથી ખોટી થવું પડયું.” તે ચીંથરેહાલ મનુષ્યે જવાબ દીધો.

“ખેર ! લે આ આઠઆના. જા. જો કોઇને વાત ન કરતો.” તે યુવકે આઠ આના તેના હાથમાં મૂકયા. “કાલે પાછો અહીં આગળ મળજે.” એમ બોલી યુવક ચાલવા લાગ્યો. પેલો ચીંથરેહાલ મનુષ્ય પણ થોડેક દૂર જઇ પાછો વળી તે યુવકનો પીછો પકડતો હોય તેમ પાછળ પાછળ થોડે દૂર જવા લાગ્યો. તેઓ ભાગ્યેજ વીસેક કદમ પહોંચ્યા હશે એટલામાં એક બીજો

ભિખારી જેવો જણાતો મનુષ્ય ગલીની સામી બાજુના ફુવાગ આગળથી નીકળી તેમની પાછળ પાછળ ચાલ્યો. યુવક ત્રણ દરવાજા વટાવી પાણકોરના નાકા તરફ વળ્યો. પેલો ચિંથરેહાલ મનુષ્ય તથા ભિખારી પણ તેની પાછળ પાછળ વળ્યા. યુવક ચાલતાં ચાલતાં મસ્જીદની બાજુની ગલીમાં વળ્યો. હવે પેલા ચીંથરેહાલ મનુષ્યે પોતાની ઝડપ વધારી. યુવકે આડું અવળું જોઇ એક મકાનનો દરવાજો ઠોક્યો. જેવો તે મકાનમાં પેસવા જાય છે કે પેલો ચિંથરેહાલ મનુષ્ય તેની પાસે જઇ પહોંચ્યો. યુવક તેના તરફ ગુસ્સામાં જોઇ રહ્યો. પેલા ચિંથરેહાલ મનુષ્યે કહ્યું:—

"શેઠ ! મારા ઉપર ગુસ્સો ન કરશો. પણ કાલે કેટલે વાગે હું ત્યાં આવું ? તમે મને વખત કહ્યો નહોતો તેથી પાછો આવ્યો."

"હું ક્યાં જાઉં છું તે જોવા આવ્યો હોઇશ કેમ ? તમારી ગરીબ હરામી દાનત હું સમજું છું. જા. છાનોમાનો ચાલ્યો જા. કાલે પણ આજના વખતે આવજે." યુવક પોતાના ક્રોધને રોકતાં બોલ્યો.

"હારૂ શેઠજી ! પણ—"

"વળી શું બાકી રહ્યું છે ?"

"સાહેબ ! હું ગરીબ માણસ છું—"

"આઠ આના ઓછા પડે છે ? તમને તો લાત મારીને વાત કરવી જોઇએ." તે યુવક ક્રોધથી બોલ્યો.

"ના શેઠ. મારે પૈસા નથી જોઇતા. પણ મને નોકર રાખો તો શેઠ તમારૂ બધું કામ કરીશ. અને તમને દુવા દઇશ. હું બહુ ગરીબ છું. રે'વા ઘર નથી. તેમ મારે આગળ પાછળ પણ કોઇ નથી." તે ચિંથરેહાલ માણસ બોલ્યો.

"પણ તારા જેવાનો ભરોંસો શો રખાય !" યુવકે પ્રશ્ન કર્યો.

"શેઠ ! તમને વિસવાસ ના આવે તો મને જોખમનું કામ ના સોંપશો. તમારા ધક્કા ખઇશ ને પેટ ભરીશ. પણ મારાપર દયા કરો." તે ચિંથરેહાલ મનુષ્ય ગળગળો થઇ કહેવા લાગ્યો. "તમે માનશો શેઠ ! આજ બે દા'ડાથી ખાધું નથી. આ તમે આઠ આના આપ્યા તો આજ ધાન ભેગો થૈશ."

"ઠીક છે. કાલે વાત. ત્હારૂં નામ શું ?" યુવકે પ્રશ્ન કર્યો.

"મારૂ નામ ચતુરો."

"ઠીક. જા. કાલે મળજે."

ચતુરો ચાલ્યો ગયો. યુવક તે ઘરમાં પેઠો. પેલો ભિખારી છાનોમાનો સતાતો સતાતો પોતે તે મકાનના મેડાના આગલા ભાગમાં શું બને છે તે દેખાય એમ સામેના મકાનના ઓટલાપર ટુંટીયું વાળી સુતો, અને ઝીણી નજરે અંદરનો બનાવ જોવા લાગ્યો. યુવકના અંદર ગયા પછી બારણું બંધ થયું.

થોડીજવારમાં ભિખારીની નજરે તે મકાનના મેડાપર બારી નજીકની ગાદીપર તે યુવક બેઠેલો જણાયો. તેનીજ પાસે એક વીશેક વર્ષની રૂપવતી સ્ત્રી આવીને બેઠી. તેનો પહેરવેશ મુસલમાની ઢબનો હતો. વસ્ત્રો તથા અલંકાર પણ તે ઢબના હતા તેની ખીલતી યુવાનીમાં તે અલંકારો તથા આભુષણો વધુ શોભા આપતાં હતાં. મુખ ઉપર પડતા દીપકના પ્રકાશમાં તેનું સૌંદર્ય વધુ ખીલી નીકળતું હતું. હોઠ લાલ સુરખ જણાતા હતા. ભિખારી માત્ર જોઈ જ શકતો હતો. પરન્તુ તેમની ધીમા સ્વરે થતી વાતચીત તે સાંભળી શકતો ન હતો. કેટલીક વાર પછી ભિખારીને કાને સંગીતનો સ્વર અથડાયો. પેલી વિશ્વયોષિતા પેલા યુવક પાસે બેસી હાવ ભાવ યુક્ત ગાન કરતી, મદીલી આંખો નચાવતી હતી તે સાથે યુવકનું હૈયું પણ નાચતું હતું. સારંગી તથા તબલાના સુરો પણ તેમાં ઉમેરો કરી આપતા હતા.

"આ............
મેરી ગલી...મેં...ન આઇયો...મેં ડર–જાઉંગી...
મેરી ગલી–મેં...ન આઇયો..., મેં ડર—જા—ઉંગી ...
મે...રી ગલી–મેં...ન આઇયો—, મેં ડર...જાઉંગી...

મેરી ગલી–મેં...ન આઇયો...,
ડર જાઉંગી......સૈયાં...મર જા...ઉંગી...મેં તો...
ડર જાઉંગી........પિયા......મર જા–ઉંગી..,મે–રી...
ગલી—મેં-ન આઇયો—, મેં-ડર જા–ઉંગી —મેરી–૦."

વિષયોષિતા તાનપર તાન લગાવવા મંડી. યુવક ડોકું ધુણાવતો સ્થિર દૃષ્ટિએ તેના તરફ તાકી રહ્યો હતો. પોતાના ગાનમાં યુવકને લુબ્ધ બનતો જોઇ તે રમણી વધુ રંગમાં આવી લલકારવા લાગી.

" બાંકે...નય...ન તોરે......
        ઝહરી...મદી...લે......
બાંકે...નય.........ન તોરે......
        ઝહરી...મદી...લે......

કાં...પે હલે–જા......મોરે......મર—જા–ઉંગી...મેં તો–
કાં...પે હલે–જા......મોરે——મર...જા–ઉંગી...મે–રી.

ખી...લે જો......બનવા......યે—મત...વા...લા...
ખી...લે જોબન......વા......
        યે...મત...વા...લા...

મર...વા...લગા લો......–મેં–, મર...જા–ઉંગી...બાલમ
મર...વા લગા લો......મેં, મર...જા–ઉંગી—મેરી.
    ગલી...મેં—ન આઇયો......મેં ડર—જા–ઉંગી...
મેરી...ગલી...મેં–ન આઇયો......મેં ડર—જા–ઉંગી ...
મેરી...ગલી...મેં–ન આઇયો......"

ધીમે ધીમે યુવકનું મન ચંચળ બન્યું. ગાનારીનો હાથ પકડી પોતાના તરફ ખેંચી. ગાન બંધ થતાંની સાથે જ સારંગી તથા તબલાનો અવાજ પણ બંધ પડયો. તે યુવક તથા રમણીના ઓષ્ટો પરસ્પર બીડાયા તે સાથેજ ભિખારીએ પોતાનાં નયન મીંચી દીધાં.

લગભગ અગીઆરેક વાગ્યાના સુમારે તે યુવક બહાર નીકળ્યો. ભિખારી પણ તેની પાછળ પાછળ ગયો. થોડેક દૂર જઇ ભિખારીએ ગાવા માંડયું:—

" ઊજીયારી—હૈ ઠમારી—ચાંદનીયે—ચંદરો......જ,
 જીંદગી, જા...હોજ લાલી...ખૂબ સમજે...ચંદરો—જ;
 ઊજીયારી...હૈ ઠમારી...ચાંદનીયે—ચંદરો—જ."

ભિખારી વારંવાર ઉલટાવી ગાવા લાગ્યો. તેનો પહાડી અવાજ રાત્રિના શાન્ત વાતાવરણને ભેદી ઘણે દૂર સુધી સંભળાવા લાગ્યો. છતાં પેલા યુવકે તે તરફ બિલકુલ ધ્યાન ન આપ્યું. ભિખારીએ ધીમે ધીમે ઝડપ વધારી. યુવકની પાસે પહોંચતાં તેને ઉદ્દેશીને બોલ્યોઃ—

"એક પયસા દેદે બચ્ચા ! અલ્લા તેરા ભલા કરેગા."

યુવકે ધ્યાન ન આપ્યું.

"ગરીબ મહોતાજકો પયસા દે દે બાબા ! અલ્લાહ તેરા નિગહબાન હોગા.' ભિખારી ફરીથી બોલ્યો.

હવે યુવક કંટાળ્યો.

"ચલે જાઓ, સાંઇ બાબા ! મેરી પાસસે કુછ નહિ મીલેગા."

"મેરે અલ્લાહકે પ્યારે ! તુહી દેગા. દેદે, બાબા ! દેદે." ભિખારીએ ફરીથી કહ્યું.

"સુનતા નહિં કયા ? ખાલી સીર ખાતા હૈ !" યુવકે કંટાળો દર્શાવ્યો.

"એક પાઇ તો બી દેદે." ભિખારી જુઆની માફક વળગ્યો.

"એક ફૂટી બદામ બી નહિં મીલેગી." યુવકે ઉભા રહી જવાબ દીધો.

"બાબા ! ગુસ્સા ન કર. એક રંડીસે મેરેકો દેનેસે તેરા ભલા હોગા. જ્હાં કમીના રંડીકે પાસ રૂપયેકા પાની કરતા હૈ, ઓર હમ ગરીબ મહોતાજ કે તરફ યે સલુક ?"

બસ. હવે યુવકનો મિજાજ ઠેકાણે ન રહ્યો. તેને મારવા દોડતો હોય તેમ તેના તરફ તે ધસ્યો. ભિખારી એકદમ પાછળ હઠી જઇ, પોતાનો પહાડી સ્વર ફેરવી નાખી કોમળતાથી બોલ્યોઃ—

"રમણુલાલ ! રમણુલાલ ! ! બસ કર, શ્રીમંતના સાચા લાડકવાયા પુત્ર ! ત્હારી લક્ષ્મીનો તું આવો ઉપયોગ કરે છે ? કાંઇક તો ઇશ્વરથી ડર."

"હેં ! તું કોણ ! મને તું ક્યાંથી ઓળખે ? મારૂં નામ ક્યાંથી જાણે ?" રમણુલાલે આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

"મને ન ઓળખ્યો ? હું અરૂણ."

" અરૂણ ! પેલો ભિખારચોટ અરૂણ ! ? હા. હા. હા. " રમણલાલ હસ્યો.

" હા. હું તેજ ભિખારચોટ અરૂણ ! હાલ પણ ભિખારીજ છું ને ! રમણલાલ કાંઇક સમજ. "

" મારી ખાનગી બાબતોમાં માથુ મારવાનો તને શો હક છે, અરૂણ ? "

" તને મારા ભાઇ જેવો ગણી પાયમાલ થતો અટકાવવા માટે, રમણલાલ ! જો એ વિશ્વયોષિનાનો છંદ કેવો બૂરો છે ! તને એક પાપ છુપાવવા તે અનેક પાપ શીખવે છે. અરેરે ! તું હિન્દુ હોઇ એક યવન વિશ્વયોષિનામાં લુબ્ધ બન્યો ? અને તેમા પણ વળી મદિરાનો ભક્ત બન્યો ? રમણલાલ ! રમણલાલ ! ! કાંઇક વિચાર કર. "

" ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ દે. હં. ભાઇશ્રી ! આપ માનભેર ચાલ્યા જાઓ. પહેલાં પોતાનું જુઓ પછી બીજાને કહો. પેલી બાપડી ગુલ્શનને ભુરકી નાખીને ગાંડી કરી મૂકી. બિચારીની આજીવિકા બંધ કરાવી; અને હવે મને શિખામણ દેવા આવ્યા. તમે કેમ તેની પાછળ દિવાના બન્યા છો ? એમ ન જાણશો કે મને ખબર નથી. દુનિયાથી કશુંય છૂપુ રહેતું નથી. " રમણલાલ અરૂણને ચીડવવા કટાક્ષમાં બોલ્યો.

" દુનિયાથી કશું છૂપુ રહેતું નથી માટેજ તને કહું છું કે કાંઇક વિચાર કર. ત્હારૂં આ પાપ છૂપુ નહિં રહે. મારી વાત બાજુએ મૂક. ગુલ્શન કોણ છે તેની તને ખબર નથી. મારે તેની સાથે કાંઇ પણ સંબંધ નથી. તેમ છતાં કદાચ તે એક ખરાબ સ્ત્રી હોય તો પણ તે મને પરવડે; કારણ મારે નથી કોઇ સમુઝાલુ કે નથી કોઇ રોનારૂં. પણ તને એક શ્રીમંતના પુત્રને–ઘરમાં અપ્રતિમ સૌંદર્યશાળી રમણી હોવા છતાં આમ કરવું ન છાજે. તારી આબરૂનો વિચાર કર. તે બિચારી નિર્દોષ બાળાનો આમ દ્રોહ ન કર. "

" બસ. અરૂણ ! હવે હદ થાય છે, મારી સ્ત્રીની વાત ત્હારે શા માટે જોઇએ ? તું શા માટે તેની વકીલાત કરે છે ? " રમણલાલે ચીઢવાઇને કહ્યું.

" રહ્યું ભાઈ ! હું તો તારા સારા માટે કહું છું."

" અરૂણ ! અત્યારથી તને જણાવી દઉં છું કે ત્હારે મારી બાબતમાં વચ્ચે ન આવવું. પેલા મીલ મજુરો અને બળદની માફક ભાર ખેંચનારા વહીતરાઓના ટોળમાં મ્હાલ. મારી ખાનગી બાબતમાં હાથ ઘાલવો અને સાપના દરમાં હાથ ઘાલવો બરોબર છે. જા. તારે રસ્તે જા. આજથી મને ત્હારો કટ્ટો દુશ્મન સમજી લેજે. વખત આવ્યે બતાવીશ કે રમણલાલ વેર લેવામા કેટલો ચાલાક છે."

" જેવું ભાવિ." અરૂણે શાન્તિથી જવાબ દીધો

બન્ને જણ રસ્તે પડયા. અરૂણ પોતાના મકાનમાં આવ્યો. વિનોદ તેની રાહ જોઇનેજ બેઠો હતો. આવતાંજ વિનોદે પ્રશ્ન કર્યો.

" અરૂણભાઈ ! કેમ આજ આટલુ મોડું ?"

" જરા વાર લાગી."

કામ સિવાય વધુ ન બોલવાની અરૂણની ટેવ તે જાણતો હતો તેથી ચૂપ રહ્યો. અરૂણે વસ્ત્રો ઉતાર્યા બાદ વિનોદને પૂછ્યું:—

" કાંઇ નવિન સમાચાર છે ?"

" હું દશ વાગ્યા સુધી તો "ભારત મંદિર" માં હતો. ત્યાં સુધીમાં તો કાંઇ જાણવા જેવા સમાચાર નથી મળ્યા. સૌ સૌના કામે વળગેલાજ હશે. આપણા મંડળમાંનું કોઇ એવું પ્રમાદી નથી કે સ્વલ્પ પણ સમયવ્યર્થ ગુમાવે."

વ્હાલા વાચક ! અત્રે જણાવવું જોઇએ કે અરૂણે એક મકાન "ભારત સેવાસમાજ" માટે ભાડે લીધું હતું કે જ્યાં તે તે સમાજના સભાસદોને કાંઇક પૂછવું યા કહેવું હોય તો ભેગા થઈ શકાય. દરેક જણ પોતાના કાર્યનો હેવાલ ત્યાં ખાનગીમાં અરૂણને આપતું. પોતે શું કાર્ય બજાવ્યું તે અરૂણની રજા વિના કોઇને અંદર અંદર પણ વાત કરતું નહિં. સર્વ સમાચાર અરૂણને મળતા અને તેથી જેને જે કાર્ય સોંપવાનું હોય તે અરૂણ સોંપી દેતો. આમ કરવામાં અરૂણના બે મુખ્ય હેતુ હતા. પ્રથમ તો જે કાર્ય જેના દ્વારા થાય તે કાર્ય પોતે બીજાઓના કરતાં ઉત્તમ અગર વધુ સફળ કર્યું એમ તેના મનમાં ગર્વ આવી ન જાય. બીજાઓ નિર્માલ્ય છે અને પોતેજ બધું કરે છે એમ અભિમાન

ન આવી જાય. અને બીજું શાન્તિથી નિસ્પૃહપણે જે કાર્ય કરવાનું છે તે બીજાને જણાવવાથી કોઇ રીતે લાભદાયી થતું નથી પરન્તુ ઉલટું કેટલીક વખત વિઘ્નકર્ત્તા બને છે. આથી દરેક કાર્યક્રમ તે સમયાનુસાર ઘડતો અને પોતેજ બધી યોજના કરી લેતો. કેટલીક વાર પછી તેણે વિનોદને તેનો બીજા દિવસથી કરવાનો કાર્યક્રમ લખી આપ્યો જે વિનોદે સમજી લઇ પોતાની પાસે રાખ્યો. બાદ અરૂણુ બોલ્યોઃ—

"વિનોદ ! આજ સુધી તો માત્ર ગરીબીમાં સડતા અને શ્રીમંતોની હાકમાં કચરાતા મનુષ્યોનું જ અવલોકન મારી નજરે પડતું; વળી કેટલોક વખત મધ્યમવર્ગના બંધુઓની આર્થિક સ્થીતિની ભયંકરતાનું દ્રષ્ય નજરે તરવરતું, શ્રીમંતોના ખોટા મોજ શોક અને તેમને અવળે માર્ગે દોરનાર ધુર્ત્તજનોનાં દ્રષ્ય દ્રષ્ટિગોચર થતાં; પરન્તુ આજ સમાજના સાધુના સાયામાં છૂપાયલા શયતાન જેવા, શ્રીમંતાઇમાં ગરીબાઇ, સુખમાં દુઃખ, સદ્‌ગુણુના સમુહમાં દુર્ગુણુ અને ઘાસના ભારામાં છૂપાયલા અગ્નિ જેવા નાશકારક અંગનું અવલોકન કર્યું. હું ધારતો હતો કે તે અંગનું અસ્તિત્વ છે પરન્તુ તે અંગ આટલું બધું પ્રબળ હશે એ હું નહોતો જાણુતો. અરે ! કદાચ એ અંગ ન પણુ સુધરે; અને તેનાથી હૃદયને જે દુઃખ થાય છે તેના કરતાં, તે સડેલા અંગની અસર, બીજા તેની સાથેના સંયુક્ત અંગ પર કેવી ઘાતકી થતી હશે તેનો વિચાર માત્ર પણુ હૃદયના ટુકડે ટુકડા કરી નાંખે છે. અરેરે !હૃદયને પથ્થર જેવું કરી ફરનારા મારા જેવા મનુષ્યનું અંતઃકરણુ પણુ છિન્નભિન્ન થઇ જાય છે, તો સમાજના એ બિચારા દિવસ અને રાત બળી બળી અને સીઝી રહેતા હૃદયોની શી દશા હશે ? બસ. એ કાર્ય બીજા કોઇને સોંપવા કરતાં આપણે બે જણેજ માથે લેવું જોઇશું. વિનોદ ! વિનોદ !! આપણા બધા બંધુઓ અને બહેનો વિશ્વાસપાત્ર છે. મને સર્વના ઉપર વિશ્વાસ છે જ અને તેથી જ મેં તેમને આ મહત્વનાં કાર્યો કરવા ઉત્તેજ્યાં છે. પરન્તુ મારૂં અંતઃકરણુ આજ તારા આગળ વિશેષ ખુલ્લું થઇ જાય છે. બોલ. આ કાર્ય ગમે તેવું ભયંકર હોય, તેમાં આપણને હાનિ લાગે તેમ હોય, રાત દિવસના ઉજાગરા કરવા પડતા હોય, ભૂખ તરસ અને નિદ્રાને

તિલાંજલી આપવી પડતી હોય, લોકોના—જેમનામાં ભળી આપણે કાર્ય કરવાનું છે તેમનાં તિરસ્કાર—ધિક્કાર—અને છેવટે કદાચ તેમના ધડધડતા વૈરાગ્નિના ભોગ થવાનો સમય આવતો હોય તો પણ તું શું મારી બાજુએ અડગ રહી શકીશ? બહુજ વિચાર કરી જવાબ આપજે. એ કાર્ય હાથમાં લીધા પછી છોડાય તેમ નથી. તેમજ તે કાર્યમાં અન્ય બધી શક્તિઓ કરતાં આત્મસંયમની અત્યંત જરૂર પડે તેમ છે. જો હજી ત્હારૂં હૃદય દ્રઢ ન હોય તો તું થોડા વખત થોભી જા હું એકલો જ તે કાર્યમાં ઝીપલાવીશ."

કોઇ દિવસ નહિ અને આજ અરૂણને આટલા આવેશયુક્ત બોલતો સાંભળી વિનોદ ખરેખર આશ્ચર્યમાં પડી ગયો. અરૂણનો શબ્દે શબ્દ તેને મન બ્રહ્મવાક્ય સમાન હતો. છતાં આજના તેના શબ્દો તેના હૃદયને ઉથલાવી નાખવા લાગ્યા. પ્રથમની તે કાર્ય અને સમાજના તે ઝેરીલા અંગને જાણવાની તેની ઇચ્છા જતી રહી અને તે એકદમ અરૂણ સાથેજ ઝંપલાવવા તત્પર થયો.

"અરૂણભાઇ! હું તમારી છાયા થઇ રહીશ. જેમ દિપકથી તેનો પ્રકાશ દૂર રહી શકતો નથી તેમજ તમારાથી દૂર રહી શકીશ નહિ. અરૂણભાઈ! વધુ તો શું કહું? પણ તમે ઉપાડેલા કોઇ પણ કાર્યમાં કદાચ આ દેહનું બલિદાન દેવું પડે તો હું મને અહો ભાગ્ય માનીશ."

વિનોદના શબ્દોથી અરૂણને અત્યંત આનંદ થયો. ને અમી ભરી દ્રષ્ટિથી આનદી મુખડે વિનોદ તરફ જોતો બોલ્યોઃ—

"વિનોદ! વિનોદ!! ત્હારા જેવા બંધુરત્ન પાસેથી શી આશા ન રખાય! મને ખાત્રીજ હતી અને તે તેં પૂર્ણ કરી. કાલથી તૈયાર થા. તને આપેલો કાર્યક્રમ રદ કર."

"તૈયાર છું."

"સમાજનું એ બળી જઇ રાખ થઇ જતું અંગ તે શ્રીમંત વર્ગના અવળે રસ્તે ગયેલા પૂત્રોની કુલવધુઓ છે. લક્ષ્મીપૂત્રો દારૂ અને વિશ્વયોષિતાની લતમાં પડે છે અને તેમની કુલવધુઓ મુગે મોઢે વિધવા સમ પોતાનું જીવન વ્યતિત કરે છે. આજે જ એનો તાજો દાખલો જોયો."

અરૂણ એટલું બોલી અટકયો. વિનોદની જીજ્ઞાસા વધી પડી. તેણે પૂછયું:—

"કોનો દાખલો જોયો ? કોઇ જાણીતો મનુષ્ય છે ?"

"હા. રમણલાલ."

"કોણ રમણલાલ ?"

## પરિચ્છેદ ચોથો.

### આત્મયજ્ઞની વેદી !

આત્મયજ્ઞ વિના સર્વસ્વનું બલિદાન સાંભળ્યું છે ? સ્વાતંત્ર્યનું મંદિર બલિના રક્ત વિના ચણાયું નથી



માધવલાલ શેઠ ચુંટણીમાં નિષ્ફળ થયા તેથી તેમનો ક્રોધ મદનરાય ઉપર ઉતર્યો. ચુંટણીના સ્થાનેથી ઘર તરફ જતાં જતાં જ તેમણે મદનરાય તથા રણછોડને પાણીચું આપવાનો નિશ્ચય કર્યો હતો. પરન્તુ મદનરાય ત્રણે પહોંચેલો હતો. તેણે તેજ દિવસે ચુંટણીના સ્થાનપર આવતા પહેલાંજ માધવલાલ શેઠ ઉપર પોતાની જગ્યાનું રાજીનામું લખી મોકલી આપ્યું હતું; એટલુંજ નહિં, પણ પોતાની પાસેનો હિસાબ તપાસી લેવા જણાવી દીધું હતું: તેમજ રણછોડનું પણ રાજીનામુ સાથેજ હતું.

માધવલાલ શેઠ ઘેર પહોંચી પોતાના દિવાનખાનામાં ગયા. પાઘડી, કોટ વગેરે જેમ આવ્યું તેમ ફેંકી ગુસ્સામાં હાથપગ પછાડતા ખુરસી ઉપર પડયા. શેઠાણી સમજી ગયાં કે આજ ચુંટણીમાં શેઠને જોઇએ તેટલા મત મળ્યા નહિં હોય. તેમને શાન્તિ આપવા જાતે ચ્હાનો પ્યાલો લઇ શેઠની પાસે હાજર થયાં. મુગે મોઢે પ્યાલો ટીપાઈ ઉપર મૂકી શેઠની પાસેની ખુરસીપર બેસી પંખો નાખવા લાગ્યાં. પણ શેઠનું ધ્યાન ક્યાંય ભટકતું હતું. થોડી વારે મૃદુસ્વરે શેઠાણી બોલ્યાં:—

"હશે. વળી બીજે વર્ષે જોઈ લેવાશે. આ ચ્હા ઠરી જાય છે."

"શું કપાળ બીજે વર્ષે? બીજાં ત્રણ વર્ષ જોઇએ. હું આવું નહોતો ધારતો કે પાળેલો સાપ જ કરડશે." શેઠે નિરાશા બતાવી.

"એવું શું થયું?" શેઠાણી કારણ જાણવા ઉત્સુક બન્યાં.

"આ પેલો મદન! આજ સુધી વેપાર રોજગારમાં તેનાપર ભરોસો રાખી બધું તેને સોંપી દીધું. આપણે લીધે બે પૈસાવાળો થયો અને આજ મારા વિરૂદ્ધ તેની છોકરીએ લોકોને સમજાવ્યા. અને એણે બેઠા બેઠા જોયા કર્યું. મેં રૂબરૂમાં ચેતાવીએ દીધા હતો, ત્યારે પેલી ચબાવલી બોલી હતી કે "તમે ગુસ્સે થઇને નોકરીમાંથી કાઢી મૂકશો. બીજું શું કરશો?" આ બધાં એનાં જ કારસ્તાન છે. નહિં તો વળી આ માધવલાલ કોઈ વખત પાછો પડે ખરો!"

શેઠે બોલતાં બોલતાં ચ્હા પીવા માંડી. શેઠાણી ધીમેથી બોલ્યાં:—

"એમ હોય તો એની પાસેનો હિસાબ સમજી લઇ આપી દો ગડગડીયું. એટલે એની મેળે ઠેકાણે આવશે."

"હુંય એજ વિચાર કરૂં છું. કાલે વાત. કોઇ વિશ્વાસુ માણસ મળી જાય તો જોઇ લઉં." શેઠનો ઉભરો નરમ પડવા માંડ્યો.

શેઠ અને શેઠાણી આડી વાતોએ ચઢયાં, એટલામાં નોકરે આવી કોઇ માણસ મળવા આવ્યાની ખબર આપી. શેઠાણી બીજા ઓરડામાં ગયાં. નોકર સાથે એક યુવક આવીને ઉભો રહ્યો.

શેઠને વિવેકસર નમન કરી ઉભો એટલે શેઠે તેને ખુરસી ઉપર બેસવાનું કહી, આવવાનું કારણ પૂછ્યું.

"તમારૂં નામ શું? કેમ આવવું થયું છે?"

"સાહેબ! મારૂં નામ જગન્નાથ. આપ જેવા શ્રીમંત પાસે નોકરીની ઇચ્છાથી આવ્યો છું." યુવકે જવાબ આપ્યો.

પ્રિય વાંચક! આ જગન્નાથ તે બીજો કોઇજ નહિં, પણ

પેલી કોલસાની ખાણનો "બીજો પરશુરામ" અને ભારતસેવા સમાજનો સભાસદ જ હતો. જગન્નાથની વાત સાંભળી શેઠ જરા વિચાર કરી બોલ્યાઃ—

"તમે અંગ્રેજી ભણેલા છો?"

"હાજી, અંગ્રેજી પત્ર વ્યવહાર, હિસાબ કિતાબ વગેરે સર્વ જાણું છું. તે સાથે ટાઇપ રાઇટીંગનું પણ મને જ્ઞાન છે. ગુજરાતી પાકુ નામુ પણ સારી રીતે જાણું છું. વહેપારનો પણ મને કાંઇક અનુભવ છે."

"તમે મારે ત્યાં શું કામ કરશો?"

"શેઠ જે સોંપશે તે. પરન્તુ તેમાં એટલું કે મને સોંપેલા કામમાં બીજાએ માથું મારવું નહિં."

"ઠીક. પગાર શું લેશો?"

"શેઠ આપે તે."

"એનો અર્થ? હું તો પાંચ રૂપીઆ કહું છું. કબુલ કરશો?" શેઠે આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

"એમાં શું? જેને નોકરી જ કરવી છે તે ગમે તે પગાર કબુલ કરે. જો પગાર મને સોંપેલા કામના પ્રમાણમાં વ્યાજબી હશે તો હું રહીશ. નહિં તો બીજે મહીને રજા લઇ ચાલ્યો જઇશ. કારણ પગાર મારૂં કામ વધારશે. કાંઇ મારૂં મોઢું જોઇને કોઇ પગાર આપશે નહિં. પછી શી હરકત?"

"ત્યારે પહેલેથી જ પગાર કહો તો શું ખોટું?"

"શેઠ! હું સો રૂપીઆ માગું તો તમે મારી પચાસ રૂપીઆ જેટલી કીંમત કરો. અને હું પચાસ માગું તો તમે પચીસ જેટલીજ કીંમત કરો. હવે મારી કીંમત કેટલી છે યા હું કેવી શક્તિ ધરાવુંછું તે હું જ સમજું છું. પછી કહેવાથી શો ફાયદો? મારી કીંમત કોઇ કરી શકે તેમ નથી."

"શું તમે આટલું બધું અભિમાન રાખો છો!"

"શેઠ! એ અભિમાન નથી. અભિમાન હોય તો નોકરી કરવા શા માટે આવું! પણ મને સ્પષ્ટ બોલવાની ટેવ છે તેથી આપને સાચે સાચું કહ્યું."

" તમે કોઈની ઓળખાણ આપી શકશો ?"

" નાજી !"

" તમે આટલા બાહોશ છો અને કોઈની ઓળખાણ નથી. ?"

" હું મારૂં ઓળખાણ મારા કામથી આપવા માગું છું. માત્ર મોઢેથી 'હું ફલાણા ભાઈને ઓળખું છું' એવા શબ્દો કહેવડાવવા હું રાજી નથી. તેમજ મારૂં અંતઃકરણ કેવું છે અગર મારી વૃત્તિ કેવી છે તે કોણ જાણી શકે ? વળી આજ હું સારો માણસ હોઉં અને કાલે મારી બુદ્ધિ ફરી ન જાય એની શી ખાત્રી ? આજ તમે જ નોકર રાખો અને કાલે કાઢી ન મૂકો તેની શી ખાત્રી ? માટે સારો રસ્તો તો એજ કે મારા કામથી મારી ખાત્રી કરી લેવી."

" ઠીક. તમે કાલે સવારે દશ વાગે મને ઓફીસમાં મળજો."

જગન્નાથે રજા લીધી. તેના ગયા બાદ શેઠાણી આવ્યાં. તેને જોઇ શેઠ બોલ્યાઃ—

" માણસ તો ચાલાક છે, બાહોશ છે. પણ જરા માથાનો કડક છે. નોકરી રહેવા આવે છે છતાં કેવા કડકાઈના જવાબ દે છે ! એવાને રાખીને શું કરીએ ?"

" માણસ કડક સ્વભાવનો ખરો. પણ એવા ખરા સ્વભાવના માણસો મોટે ભાગે પ્રમાણિક હોય છે. જો બુદ્ધિશાળી હોય તો રાખી લેવા જેવો ખરો." શેઠાણીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

" પણ કોઈનીએ ઓળખાણ વગરનાને રાખીએ અને કાંઈ દગો કરે તો ?" શેઠે શંકા કરી.

" એ ખરૂં. પણ જો તે એવો માણસ હોત તો ગમે તેનું નામ દેત. અને સાચી જુઠી પણ ઓળખાણ આપત. પણ એનું અંતઃકરણ એટલું સાફ અને મક્કમ છે અને તેને પોતાને પોતાના વર્તન માટે એટલો પાકો ભરોંસો છે કે તે કોઈનું નામ દેવા ઇચ્છતો નથી. મને તો તે લાયક માણસ લાગે છે. પછી તમારી મરજી." શેઠાણીએ શેઠ ઉપર જ બધો બોજો નાખી દીધો.

" ઠીક છે. કાલે વાત. આજ કાંઈ ટપાલ બપાલ આવી નથી કે શું ?" શેઠે પૂછ્યું.

" ટપાલ તો આવી છે પણ તમે પેલા વિચારમાં હતા અને મગજ શાન્ત ન હતું એટલે મેં ટપાલ આપી ન હતી. કારણ ટપાલનું કામ શાન્ત મગજે કરવું ઉત્તમ." શેઠાણીએ બોલતાં બોલતાં ઓશીકામાંથી આવેલા ટપાલના કાગળો શેઠ આગળ ધર્યા.

શેઠાણીની આવી તિવ્ર અને વ્યવહારકુશળ બુદ્ધિથી શેઠનો પ્રેમ ઉભરાયો. કાગળોને બદલે શેઠાણીનો હાથ પકડી પોતાના તરફ ખેંચતાં એક ચુંબન લીધું.

" હવે તે આવું શોભે ? આટલી વયે તો કાંઇક ગંભીર બનો. છોકરો ઘેર હોત તો આજ તેને ઘેર છોકરાં રમતાં હોત. બળ્યું મારૂં નસીબ જ એવું છે." શેઠાણી ગળગળાં થઈ ગયાં. શેઠનું હૈયું કઠણ હતું છતાં જ્યારે જ્યારે કિશોરની વાત નીકળતી ત્યારે ત્યારે તેમનું અંતઃકરણ પણ ચીરાઇ જતું. ક્ષણવાર બન્ને જણ વિષાદપૂર્ણ વદને એક-બીજા તરફ જોઇ રહ્યાં. કોમળ હ્રદયનાં શેઠાણી ચીરાતા હ્રદયથી આંખમાંથી અશ્રુ વર્ષાવતાં શેઠના ખોળામાં માથું મૂકી રોઇ પડયાં.

" આજ મારો કિશોર હોત તો હું નિષ્ફળ ન થાત. " શેઠ પૂત્રને યાદ કરતા બોલ્યા. પણ શેઠને કયાં ખબર હતી કે તેજ કિશોર આજ અરૂણ રૂપે તેમના સામી લડત ચલાવી રહ્યો હતો !

ધીમે ધીમે હ્રદયને શાન્ત કરતાં શેઠાણી બાજુની ખુરસી પર બેઠાં. શેઠે એક પછી એક કાગળ વાંચવા માંડયા. બે ત્રણ કાગળ જોયા પછી એક કાગળ લઈ ઉઘાડયો અને વાંચવા માંડયો. વાંચતાં વાંચતાં તેમનાં નેત્રો લાલચોળ બની ગયાં. શ્વાસથી નસકોરાં ફુલવા લાગ્યાં. ગુસ્સામાં આવી ટેબલ પર હાથ પછાડી બરાડી ઉઠયા :—

" બેશરમ ગુલામ ! જોઇ લઇશ. "

બિચારાં શેઠાણી પૂત્રશોકમાં લીન થઇ ચિંતાગ્રસ્ત સ્થીતિમાં બેઠાં હતાં. શેઠના એકાએક ગુસ્સાથી તેમની ચિંતા કયાંય નાસી ગઈ, અને ધીમેથી શેઠના ક્રોધનું કારણ જાણવા ઉત્સુક બન્યાં.

" શું છે ? કેમ આટલા બધા ઉશ્કેરાઇ ગયા ? "

" લે. વાંચ. " કરી શેઠે કાગળ શેઠાણીના ઉપર ફેંકયો. શેઠાણીએ તે વાંચવા માંડયો.

" શ્રીમાન્ શેઠજી માધવલાલ શેઠની સેવામાં.

આપની નોકરી મેં ઘણું વર્ષ કરી, અને તેમાં મારા તરફથી આપને જે કાંઇ સંતોષ મળ્યો હોય યા ન મળ્યો હોય તે આપની મારા પરની કૃપા જણાવી આપે છે. આપે જેટલા વિશ્વાસથી મને જોખમદારી સોંપી હતી તેટલીજ પ્રમાણિકતાથી મેં મારૂં કાર્ય બજાવ્યું છે. હવે મારા અંગત કેટલાક સંયોગોને લીધે હું નોકરી કરવાને અશક્ત છું. તો કૃપા કરી મારૂં રાજીનામું મંજુર કરી લેશો તથા મારી પાસેનું કામકાજ સંભાળી લેવા વ્યવસ્થા કરશોજી. સેવકની ભૂલચૂકની ક્ષમા આપશોજી.

લી. આપનો સેવક
મદનરાય.

શેઠાણીએ પત્ર વાંચી ટેબલ પર મૂકયો એટલે શેઠ બોલ્યા:—

" કેમ ! જોયું ? કેટલું અભિમાન છે ? કહે, હવે શું કરવું ? "

" શું કરવાનું ? બીજો માણસ રાખી લઇ ખડખડીયું પકડાવી દો. "

" પણ બીજો આજને આજ લાવવો ક્યાંથી ? " શેઠે પોતાની મુંઝવણ બતાવી.

'પેલો આવ્યો હતો તે એવો તો ચોખ્ખું બોલનારો જણાય છે કે જો મદનરાયની કાંઇપણ ગફલત હશે તો તરતજ પકડાઇ જશે. કારણ હવે તેને હિસાબી ચોપડા સોંપવા યા જોખમના કામ પર રહેવા દેવો એ ભૂલ ભર્યું છે, " શેઠાણીએ મુઝવણનો અંત આણ્યો.

શેઠ પણ એ વિચાર ઉપર આવી ગયા. બીજે દિને શેઠ જમીને ન્હેલા ઓફીસમાં ગયા. જગન્નાથ પણ વખતસર હાજર હતો. મદનરાય પણ આવી શેઠનીજ રાહ જોતા હતા. શેઠે આવતાની સાથે જગન્નાથને બોલાવીને કહ્યું:—

" જગન્નાથ ! આજથી ત્હારી નીમણુંક મારા મુનીમ તરીકે કરૂં છું. જેવો સ્પષ્ટવક્તા છે તેવોજ સત્યનો સાથી થજે અને નિષ્કલંકતાથી નોકરી બજાવજે. "

" આપના હુકમ મુજબ વર્તીશ. " જગન્નાથે પ્રત્યુત્તર આપ્યો.

શેઠે મદનરાયને બોલાવી હિસાબ વગેરે તપાસી જગન્નાથને સોંપી દેવા જણાવ્યું. જગન્નાથ મુગે મોઢે મદનરાયની સાથે તેના ઓરડામાં ગયો. મદનરાયે ચોપડા, શીલક વગેરે સોંપ્યું તથા પોતાના સમયમાં જો કાંઇ ભૂલચૂક નીકળે તો પોતાની જવાબદારી લખી આપી. જગન્નાથે પણ હીસાબ વગેરેની પહોંચ લખી શેઠની સહી લઇ મદનરાયને આપી દીધી. રણછોડને તો મદનરાયે પોતાની જગ્યા છોડતાં પહેલાં જ છૂટો કરી દીધો હતો. મદનરાય જતાં જતાં જગન્નાથ તરફ જોઇ રહ્યો. તેના મનમાં હજારો તર્કવિતર્ક—અરે શંકાઓ થવા લાગી. જે જગ્યા પોતે છોડે છું તેજ જગ્યા જગન્નાથે શા માટે કબુલ કરી હશે તે એમને ન સમજાયું. તથા પોતે નોકરી છોડશે જ અને તે પણ તેજ દિવસે છોડશે તે જગન્નાથ શી રીતે જાણી શકયો હશે? તે પ્રશ્ન પણ ઉભો થયો. ક્ષણવાર શંકિત દ્રષ્ટિએ તેના તરફ જોઈ રહી ત્યાંથી ચાલવા માંડયું. જગન્નાથ તેના મનની મુંઝવણ અને શંકા જાણી ગયો. તેણે મદનરાયની પાસે જઇ ધીમેથી તેના કાનમાં કહ્યું :—"આત્મયજ્ઞની વેદી.'

મદનરાયને આમાં કાંઇજ સમજણ ન પડી. તે ત્યાંથી ઘેર ગયો. પિતૃપ્રેમવત્સલા ઉષા તેની રાહ જોતીજ બેઠી હતી. પિતાને આત્મયજ્ઞની વેદીપર પ્રથમ આહુતિ અર્પણ કરીને આવતા જોઇ તેનો હર્ષ ન શમાયો. મદનરાય ઘરમાં પેસતાં જ તે તેને ભેટી પડી.

"બાપુ! આજ મને કેટલો આનંદ થાય છે? આજ તમે મૂક્તિના પ્રથમ પગથિયાપર આરૂઢ થયા." પ્રાણથી પણ વધુ પ્રિય પૂત્રીના આ શબ્દો સાંભળતાં તેનું મુખ મલક્યું. પણ વળી ક્ષણ પછી પાછો તે વિચારમાં લીન થયો. જગન્નાથના વર્ત્તનમાં તેને કાંઇજ સમજ ન પડી.

"ભારત સેવા સમાજ' નો સભ્ય આમ પોતે છોડેલી જગ્યા આતુરતાથી ગ્રહણ કરે એ તેને ઘણુંજ વિચિત્ર લાગ્યું. આ સમાજના સભ્યોમાં ભ્રાતૃભાવ અને સંપ જોઇએ. એક બહિષ્કાર કરે એટલે બધાએ બહિષ્કાર કરવો જોઇએ; તેમ છતાં જગન્નાથ કેમ ત્યાં દાખલ થયો? એ પ્રશ્ન તેને મન અત્યંત ગૂઢ થઈ પડયો.

બિચારી ઉષા તો સમજી કે ઘણાં વર્ષ સુધી ભોગવેલી મુનીમગીરીની સાહબી હાથથી જતાં પિતાને ખેદ થતો હશે. તે

શું જાણે કે તેના હૃદયમાં તો કાંઇક બીજુંજ ગુંચવાતું હતું ! તેણે મદનરાયનું ચિત્ત પ્રસન્ન કરવા યત્ન કરવા માંડયો. પિતાનો તેમજ પોતાનો પ્રિય વિષય તેણે પસંદ કર્યો. મદનરાયના કહ્યા વગરજ સારંગી લઇ સ્વર મેળવી પિતા સમીપ આવી ગાન શરૂ કર્યું.

" આ.........
કાં-મન શો-ચ ધરે-અભિ...મા...ની—
કાં-મન શો-ચ ધરે--અભિ...માની—
સમજી-લે-દુ-નિ-યા...ફા...ની (૨) કાં-મન૦
વ્યર્થ મોહ મદ-લો...ભ જગતના—(૨)
ક્ષણ ભં-ગુર તન આ...એ મા...ની (૨)-કાં-મન૦
ધન દઔલત-સહુ-કો દિન મળશે... ...(૨)
સમય વિ-ત્યો નવ આ...વે મા...ની. (૨)-કાં-મન૦*

બાપુ ! શો શોચ કરો છો ? હિન્દનાં તેત્રીસકરોડ બાળકોમાં કરોડો ભૂખે મરે છે, કેટલાંકને એકજ વખત અડધું પડધું ખાવાનું મળે છે. ટાઢ અને તડકાનું દુઃખ પણ એટલું જ સહન કરે છે. એમના આગળ આપણું દુઃખ શા હિસાબમાં ? શિયાળાની ઠંડીમાં થરથરતા, ભૂખે ટળવળતા, મૃત્યુના મુખમાં પડેલા અન્ય બંધુઓ આગળ આપણું દુઃખ શી વિસાતમાં ? બાપુ ! મોહમાં ન પડશો. ભાવિનો વિચાર ન કરશો. ઇશ્વરે આપણને શું ઓછું આપ્યું છે ? આપણી પાસેની લક્ષ્મીનો પણ ગરીબોને સુખી કરવામાં વ્યય કરો. આજે આપણને દાળભાત રોટલી સુખે મળે છે તે જતી રહેશે એનો શોચ ન કરશો. કાર્ય કારણ વિના બનતું નથી. તેમ કાર્ય પરિણામ વિના પણ હોતું નથી. જે વિશ્વચાલકે સૃષ્ટિ રચી છે તે રચનાર રચવાના કારણથી તેમજ તેના પરિણામથી જ્ઞાત છે. પછી આપણે શા માટે તેનો વિચાર કરવો ? કુંભાર માટી પલાળે છે ત્યારથી જ તે શા માટે પલાળે છે તે તે જાણે છે અને આખરે તેનું પરિણામ શું આવશે યા કેવું આવશે તેની પણ તેને ખબર પડે છે. પણ તે કારણનો યા પરિણામનો વિચાર માટીને કરવાનો હોતો નથી. પણ માટીને કુંભાર જેમ નાખે યા જેવો ઘાટ કરે તે મુજબ રહેવું પડે છે તેમ આપણે પણ ઇશ્વરની

* સીંહાના કનરાની ઢબમાં ગવાશે.

ઇચ્છાને આધિન થવાનુંજ હોય છે. તે હમેશાં આપણું ઇષ્ટજ કરે છે. બાપુ! મિથ્યા શોચને મૂકી દો. આનંદમાં મગ્ન થાઓ. આજ તો આપણે ત્યાં સુવર્ણ–સૂર્ય ઉગ્યો છે. આજથી આપણો ઉત્કર્ષ છે. લક્ષ્મીનો નાશ યા ગરીબીની શરૂઆત એ કાંઇ ઉત્કર્ષમાં વિઘ્ન કરી શકતાં નથી. માત્ર મનની દ્રઢતા અને સૌજન્યજ વિજય કર્તા છે. માટે સ્વસ્થ થાઓ."

ઉષાના શબ્દો સાંભળી મદનરાય હસ્યો.

"બ્હેન! હું કાંઇ એ વિચારમાં નથી. મને તો બીજોજ વિચાર આવે છે. આપણા ભારત સેવા સમાજના સભ્યો, બધા એકજ ઉદ્દેશથી કામ કરનારા છીએ. આપણું ધ્યેય પણ એકજ છે. આપણી વૃત્તિથી વિરોધી વૃત્તિવાળાઓનો આપણે અસહકાર કરીએ છીએ અને તેથીજ આપણે આજ આ પગલું લીધું છે. છતાં આપણાજ સમાજનો સભ્ય તેવાની નોકરી સ્વીકારે એ પ્રશ્નનો ઉકેલ મારાથી થતો નથી. મેં મારી જગ્યા છોડી અને જગન્નાથ તરતજ ત્યાં નીમાયો. એનું કારણ શું?" મદનરાયે કહ્યું.

ઉષા સહજ વિચારમાં પડી બોલીઃ—

"જાનવા યોગ્ય છે. બાપુ! એથી મનમાં સંશય ન લાવશો યા અન્ય વિચારે ન ચઢશો. ઘણી વખત આપણે નથી જોતાં કે જે કાર્ય એક વ્યક્તિથી ન થાય તે બીજી વ્યક્તિ કરી શકે છે? આપણું કર્ત્તવ્ય માત્ર અસહકાર કરવાનુંજ નથી, પરન્તુ તેવી વિરોધી વ્યક્તિને સમજાવી આપણા ઉદ્દેશપર લાવવાનું છે. આપણો અસહકાર શાન્તિમય અને ભ્રાતૃભાવથી ભરપૂર છે. કદાચ તમને એમ થતું હશે કે જગન્નાથ કોઇ અંગત લાભને માટેજ ત્યાં દાખલ થયો હશે. પરન્તુ હું જાણું છું ત્યાં સુધી તો તે એવો મનુષ્ય નથી કે જે પોતાના અંગત લાભ માટે આપણા સમાજના ઉદ્દેશોનું સહજ પણ ઉલ્લંઘન કરે."

જરા વાર વિચાર કરી વળી તેણે પૂછ્યું—"તમે તેને કાંઇ પૂછ્યું નહિ?"

"નહિં. હું શું કરવા પુછું? શી જરૂર? સૌ સૌના મનના મુખત્યાર છે. પરન્તુ મને સંશયગ્રસ્ત જોઇ તેણે મારી પાસે આવી માત્ર બે શબ્દોજ કહ્યા!"

"અને તે શબ્દો ?" ઉપાએ આતુરતાથી પુછ્યું.

"આત્મયજ્ઞની વેદી !"

ઉત્તરના શબ્દો સાંભળી ઉપા એકદમ બોલી ઉઠી.–

"ખરેખર ! આત્મયજ્ઞની વેદીજ."

## પરિચ્છેદ પાંચમો.

### હુરે-જ.હરમ.

કુટિલોની પ્રતિક્ષણ કયા સત્કાર્યમાં જાય ?



"અહિંનું તો સર્વ આપણા ધારવા મુજબ વ્યવસ્થિત થયું. હવે બીજું એક હાથ ધરવાનો મારો વિચાર છે. બોલ પ્રતાપ ! તું તે કરીશ ?"

સારંગપુર દરવાજા તરફથી સ્ટેશન તરફ જતાં અરૂણે પુછ્યું. અરૂણની સાથે આ વખત પ્રતાપ તથા હુરભમ હતા.

"તમે કહો તે કરવા તૈયાર છું. બાપજી ! તમારાવડે તો અમે બધા સુખી થયા. ગમે તેવું કામ હશે તે કરવા હું લગારેય પાછી પાની નહિં કરૂં. પણ બાપજી ! મારી બુદ્ધિ થોડી. મારી હાથે કોકને રાખો તો વધારે હારૂં." પ્રતાપ બોલ્યો.

"હુરભમની મરજી હોય તો તમે બેય જણ કરો." અરૂણે ખુલાસો કર્યો.

"મારી મરજી ? મને વળી એમાં પૂછવુ'તુ શ્યુ ? તમારો હુકમ અને મારી ગરદન" હુરભમે પોતાની તત્પરતા બતાવી.

આહા ! ઉપકાર અને તે પણ નિઃસ્વાર્થ ઉપકારનું પ્રાબલ્ય કેટલું છે ? પ્રતાપ અને હુરભમ જેવા અભણ અને અજ્ઞાની મનુષ્યો—માત્ર શુદ્ધ મારીનેજ સીધી વાત કરાવનારા પણ તેમના ઉપર કરેલા નિઃસ્વાર્થ ઉપકારથી કેવા વશ બની જાયછે ? મજુરોનો પક્ષ કરી તેમને સુખી થવાનો માર્ગ બતાવનાર અરૂણ તરફ

તેમને એટલો બધો પુન્યભાવ અને વિશ્વાસ વધ્યો હતો કે તેના એક શબ્દ માટે પોતાનું જીવન અર્પવા પણુ તે તત્પર હતા. અરૂણુને તે દેવતુલ્ય માનતા. આવા, આજ્ઞાંકિત અને ગુણુ ઓશીંગણુ મનુષ્યોથી કયું કાર્ય ન સાધી શકાય ? અરૂણુ તેમને યોગ્ય કાર્યમાં પ્રેરવા ઇચ્છતો હતો.

હુરભમનો જવાબ સાંભળી અરૂણુ બોલ્યોઃ—

" જુઓ ભાઈ ! તમે તમારા અહીંના મજુર ભાઇઓની દશા સુધારી. તમે તેમને સુખી કર્યા; પણુ એટલેથીજ તમારૂં કામ ન અટકવું જોઇએ. તમારા ભરણુપોષણુ માટે ચિંતા ન કરશો. તે બધું મને સોંપી દો. કારણુ તમારે ગામડાંમાં ફરવાનું છે. હવેનું તમારૂં કામ બીનકેળવાયલા અને ભૂખે મરતા અન્ય બંધુઓને સુખી કરવાનું છે. તમારે અહીં આજુબાજુનાં ગામોમાં જવાનું-ત્યાંના વેઠવારાથી રીબાતા તમારા બન્ધુઓને તે દુઃખમાંથી છુટતાં શીખવવાનું-ગામ લોકો તરીકે તેમના હક સમજાવવાનું અને તે મુજબ પોતાની સ્થીતિ સુધારવાનું છે. વખતોવખત હું ત્યાં આવી તમને મદદ કરીશ તેમજ ઘટતી સૂચનાઓ પણુ કરીશ. તમારાં બૈરાં છોકરાંને પણુ સાથે રાખજો. તેઓ પણુ તમારા કામમાં તમને મદદ કરશે. "

" બાપજી ! અમારા ભરણુ પોષણુની તમારે ચિંતા નહિં. તમે અમને આમ હારે રસ્તે ચઢાવો અને અમારી ચિંતા તમારે હોય ? ભલેને દા'ડાના દા'ડા અમારે ભૂખ્યે મરવું પડે ! અમે તો રેવાઈ ગયલા છેતરના ઉંદેડા છીએ. અમે બે હાથે હૈયે અને તમારો હુકમ હોય તો આ દુનિયાં ઉછેડી નાંખીએ. કેમ અલા પ્રતાપ ! બોલ્યો નહિં ! " હુરભમે પ્રત્યુત્તર આપ્યો.

" હા બાપજી ! તમારે એ ફકર્ય કરવાની નથી. એ તો અમે વારાફરતી છેતી કરીશ્યુ અને આપણું કામ કરીસ્યુ. બાપજી ! બડાઇ તો નહિં કરતો, પણુ એટલું તો કેવું પડે છે કે પરતાપ અને હુરભમ બે મળ્યા, તાં બાપજીને જરાય ફકર નહિં." પ્રતાપે બન્નેજણુની કાર્યદક્ષતાનું દિગ્દર્શન કરાવ્યું.

" ત્યારે તમે કાલે આ વખત આપણે હમેશને ઠેકાણે મળજો હું તમને તમારે શી રીતે કામ કરવું તે કહીશ. વારૂ પ્રતાપ !

તને વાંચતાં આવડે છે કે ?" અરૂણે તેની વિદ્યા સંબંધી આ પહેલીજ વાર પ્રશ્ન કર્યો.

"બાપજી ! વાંચતાં તથા લખતાંય આવડે છે. હુરલમને વાંચતાં આવડે છે પણ લખતાં બરાબર નહિં ફાવતું. પણ હવે અમે તે શીખી જૈશું"

વાતો કરતા તેઓ સ્ટેશન નજીક આવી પહોંચ્યા હતા. પ્રતાપ તથા હુરલમ અરૂણ તરફથી વધુ કાંઇ પ્રશ્ન ન થતાં તેને નમન કરી ચાલતા થયા. અરૂણ સ્ટેશનમાં દાખલ થયો. વીરમગામ તરફથી મેલ આવવાની તૈયારી હતી. મુંબઇ તરફ જનારા ઉતારૂઓની ભીડ જબરદસ્ત હતી. રાજનગર—અમદાવાદ એ બી. બી. અને આર. એમ. રેલ્વેનું મોટું મથક હોવાથી તેમજ કાઠીઆવાડ તરફથી જનાર આવનાર ઉતારૂઓ માટે આ મોટું જંકશન હોવાથી સ્ટેશનપર ગડદી ઘણી હોય છે. કાચાપોચાને તો ટીકીટ લેતાંજ નવનેજા થઇ પડે છે. તેમાં બૈરાં અને છોકરાંઓના દુઃખની તો વાતજ જુદી. મારવાડી તથા કાઠીઆવાડી ઉતારૂઓ તો ત્યાં લાંબા સોડા ઘાલી પોતાનાં ગાંસડાં પોટલાં આગળ પડેલાજ રહે છે. તેમાં સ્ટેશન ઉપરનો પાણીનો નળ પાણીના છંટકાવથી કેટલીક જગ્યા રોકી રાખે છે. બાકીની જગ્યામાંની લગભગ અડધી જગ્યા તો ચ્હા, ચેવડો, પાન, નારંગી ગંતરાં તથા બરફ સોડા વેચનારાઓથી ભરાઇ ગયેલી હોય છે, ત્યારે કેટલીક જગ્યામાં ચોપડી વેચનારા ફેરીઆઓ તીસમારખાં થઇ બેઠેલા હોય છે. એટલે બિચારા વખતસર આવનારા ઉતારૂઓને બેસવાને તો માત્ર પગથીયાં આગળનીજ જગ્યા મળે છે. તેમાં પણ પાછા અત્તર વેચનારાઓ 'કેમ શેઠ અત્તર લેશો ? બહુ ઉમદા છે." વગેરે કહેતા પાસે આવી ઉતારૂઓના ઉંચા જીવને અદ્ધર કરી મૂકે છે, તો કેટલીક વખત "મયલ નીકાલો મયલ, કાનકા મયલ." બોલતા કાન ઉપર તથા ફેંટામાં કાન ખોતરવાની બે ત્રણ સળીઓ ખોસી મેલ કાઢવાનો ધંધો કરનારાઓ ધમાલ કરી મૂકે છે. આમાં પણ વળી હજી રહી જતી ઉણપ પૂરી કરતા હોય તેમ "ખસ ખુજલી દાદકી દવાઇ." કરી બુમ પાડતા દવા વેચનારા ફેરીઆઓ તથા "શેઠ ! ગરીબ બ્રાહ્મણ છું દીકરી પરણાવવી છે." વગેરે દયા ઉપજાવનારા શબ્દો બોલતા પાઇ પૈસો ઉઘરાવનારા કલિયુગના બ્રહ્મદેવ પણ દેખાય છે. જ્યારે

"વખાના મારા સીયે બાપુ ! સારણુ (ચારણુ) સીયે, આ કળજુગમાં કદાળને લીધે ઘર સોડી (છોડી) નેકળ્યાં સીયે ભઇ ! કાંઇ ભગવાનને ભેખે આપસ્યો બા?" કહી રડનારાં સ્રી પુરૂષો તથા "ભઈ! ગરીબ બાંમણી સું (છું.) સાકરીનો બાપ મરી ગીયોસે. બે દંનની ભૂખીસું કાંઇ આપો તો ભગવાંન તમારૂ ભલુ કરશ્યે ' કહી ડુસકાં ભરતી બે ત્રણ છોકરાંને આગળ પાછળથી પાસે બોલાવતી સ્રી તો હોય જ. તેમાં કોઇ ભોળા યા ભૂલકણા ઉતારૂ "અરે ! મારૂ પાકીટ ક્યાં ? મારૂ ખીસ્સુ કોણે કાપ્યું ? " વગેરે શબ્દો બોલતા હાંફળા ફાંફળા આમ તેમ ફાંફાં મારતા જણાય તેની તો નવાઇ જ નહિં!

રાજનગરના—ઉતારૂઓને જવાના સ્ટેશન— રેલ્વે મથકને— સ્ટેશન કહેવા કરતાં આપણે દુનિયાનાં રંગ બેરંગી દ્રષ્યોનું પ્રદર્શન કહીએ તો કાંઇ ખોટું ન કહેવાય. આ ભવ્ય પ્રદર્શન (!) નું અવલોકન કરતો કરતો અરૂણુ હિન્દની સ્થીતિ, તેનાં તનુજોની દશા, વિદેશી વ્યાપારી કંપનીઓનો દોરદમામ, તેમની પૈસો લુંટવાની સુધરેલી પણ કુશળ કળા, અને પૈસા આપી ગાળો ખાતા તથા હાડમારી ભોગવતા ઉતારૂઓના વિચારો કરતો ફરતો હતો. એટલામાં મેલ ગાડી આવી અને ટીકીટ કલેકટરે દરવાજો ઉઘાડયો. ઉતારૂઓ તો મેલ આવતાની સાથે જ ગાંસડાં પોટલાં માથે મૂકી છોકરાંઓને આંગળીએ વળગાડી ધક્કામુક્કી કરતાં દરવાજામાં દાખલ થવાને તૈયાર થઇ રહ્યા હતા. જો કે પ્રથમ ટ્રેનમાંથી ઉતરતા ઉતારૂઓ બહાર નીકળ્યા બાદજ જનાર ઉતારૂઓને અંદર દાખલ કરવામાં આવતા હતા, છે. તે જાણવા છતાં ઉતારૂઓ ઉતાવળીયા થઈ અંદર દાખલ થવા પડાપડી કરતા હતા. ટીકીટ કલેકટર તથા એકસાઇઝ ખાતાના માણસો તેમને ધક્કા મારતા ગલીચ શબ્દો કાઢતા હતા. આવનાર ઉતારૂને બહાર નીકળવાનો રસ્તો પણ ન હતો તેમાં વળી "શેઠ ! વીશીમાં ચાલશો ? શેઠ ! વીશીમાં ચાલશો ? ઉતરવા, રહેવાની બધી સારી સગવડ છે. " વગેરે શબ્દો બોલતા, લુંટારૂની માફક હાથમાંથી પોટલાં ઝુંટાવતા વીશીમાં લઈ જવા કોશીશ કરી વીશીવાળાઓ ઉતારૂઓને રંજાડતા તે જુદા. બિચારો ઉતારૂ ગાડીમાંથી ઉતરી સ્ટેશન બહાર નીકળતાં અધમુઆ જેવો બની જતો. તેમાં કાઠીયાવાડી ફેંટાવાળાની તો પુરી જ કમબખ્તી. માથાપરથી આમળોટીઆવાળા ફેંટાનો એક વીંટો ખસીને ગળા

ઉપર આવ્યો અને જરા ખેંચાખેંચમાં પડયો કે વગર ગુન્હે ફાંસી જ જોઇ લ્યો.

પ્રિય પાઠક ! દેશી અને વિદેશીય વ્યાપાર પદ્ધતિનું બારીક અવલોકન કર્યું હશે. છતાં ખાસ ધ્યાન રાખીને જો કે વિદેશી વ્યાપાર પદ્ધતિ કેવી છે ! દેશી પૈસા, દેશી નોકરથી જ પોતાનો ધન્ધો ચલાવવા છતાં પોતાનાજ કાયદા અને તે પણ પોતાની સગવડ જાળવીનેજ. પોતાને પૈસા કમાવી આપનારાઓની તેકેવી દશા કરે છે ! આપણી લાખો રૂપીઆની ઉથલ પાથલ કરનારી પેઢી સવારના છ થી રાતના નવ અને દશ વાગ્યા સુધી કામ કરે છે, દુકાન વધાવી બંધ કરતી વખત પણ કોઇ ગ્રાહક આવે તો પા કલાક વધુ ખોટી થઇ ધંધા તરફ ધ્યાન આપે છે, ગ્રાહકોને પોતાને ત્યાં બોલાવવા—પોતાના કરી લેવા—પોતાથી બનતું કરે છે, કેટલીક જગ્યાએ તો લાલચો અપાય છે, અમાવાસ્યા તથા અમુક તહેવાર વિના હમેશાં ધંધા ઉપર જ ઘાંચીના બળદની માફક જુંસરીમાં જોડાઇ રહે છે, છતાં નફો તો કરી શકતા નથી. ઉધાર માલ આપવાનું સાહસ કરવામાં પહેલો નંબર ધરાવે છે છતાં પણ દ્રવ્ય કે સંતોષ મેળવી શકતા નથી. ગ્રાહકના જ દબાયલા રહે છે. રખેને ગ્રાહક ગુમાવીશું ! એ ધાસ્તીમાં એક વખતની ઉઘરાણી બાકી હોય છતાં ઉધાર માલ ધીર્યે જ જાય છે છતાં પણ હમેશાં જ રોદડા રડતા માલુમ પડે છે, જ્યારે આ વિદેશી પેઢીઓ કે જે દશથી પાંચ વાગ્યાનો જ વખત ધંધા માટે મુકરર કરે છે, મેનેજરો તો અમુક વખત જ હાજર રહે છે, પાંચ વાગ્યા બાદ ગમે તેવું કામ હોય તો પણ ગ્રાહકની દરકાર કરતી નથી, ગ્રાહકોને લલચાવવા જાહેર ખબરો યા પોતાના દલાલો વિના આપણી માફક બોલાવતી નથી, દર રવીવાર તથા તેમના તમામ તહેવારોએ ગમે તેવો લાભદાયક ધંધો હોય છતાં ઓફીસ કે દુકાન ઉઘાડતી નથી, ઉધાર આપવાની વાત કરતી નથી છતાં આપણી નજરે હમેશ સુખશાન્તિ અને અયશઆરામ ભોગવતી નજરે પડે છે. દેખીતી રીતે ગ્રાહકની બિલકુલ દરકાર કરતી નથી, પોતાના જ કાયદા મુજબ વર્તે છે અને ચોખ્ખું કહે છે કે ' અમારી સાથે કામ પાડવું હોય તો પાડો, અમારા તો આ કાયદા છે. ' છતાં આપણે તેમની પાછળ દોડી મરીએ છીએ; અને તેઓ લાખોનો નફો

કરી સ્વદેશ તરફ પાછી ફરે છે. તેમની બેંકોનો દાખલો લ્યો. તમારા જ રૂપીઆ બેંકોમાં જમા હોય છે તેનું તમને બજારના શરાફી વ્યાજ કરતાં પણ ઓછું વ્યાજ આપે છે. તમારી શરાફી પેઢીઓ તમને જોઇએ ત્યારે અડધી રાત્રે પણ નાણું આપે છે અને કેટલીક વખત તમારી જમા રકમ કરતાં પણ વધુ રકમ તમે તેની પાસેથી મેળવી શકો છો ત્યારે આ બેંકો—વિદેશી શરાફો—તમારા જ જમા મુકેલા રૂપીઆ તમને ચાર યા પાંચ વાગ્યા બાદ આપતા નથી તો અડધી રાત્રે તો આપેજ શાના ? અને જ્યારે જમા મૂકેલાં જ નાણાં આમ ન મળે તો વધારાની રકમ તો મળે જ શી રીતે ? વળી હમેશ જેટલી રહેવી જોઇએ તે કરતાં બેંકમાં—તમારા ખાતામાં ઓછી રકમ જમા હોય તો તમને સ્ટેશનરી ખર્ચનો અમુક ચાર્જ (લાગત) કરવા સાથે ખાતામાં અમુક રકમ બાકી રાખવા યા ખાતુ બંધ કરવાની ઉલટી ધમકી અપાય છે, છતાં તમે આપણી શરાફી પેઢીઓમાં નાણું જમા રાખવાને બદલે તેમની પાસે દોડી જાઓ છો. તમારાજ પૈસા લેવા બબ્બે કલાક ખોટી થાઓ છો અને કેટલીક વખત તો પોતાને મોટા સત્તાધારી અમલદાર માનતા બેંકના કારકુનોનાં બે શબ્દો મુગે મોઢે સાંભળો છો એટલુંજ નહિં પણ તેની કાકલુદીભરી આજીજી કરો છો. આ બધું શા માટે ? શું આપણી શરાફી પેઢીઓ દેવાળાં કાઢે છે અને આ બેંકો દેવાળાં નથી કાઢતી ? પછી તમારાંજ ઓછા વ્યાજે મૂકેલાં નાણાં પાછાં લેતાં શા માટે આટલી બધી નાલાયકી બતાવવી પડે છે ? આ તો બેંકની વાત થઇ પણ તેજ મૂજબ ટેલીફોન કંપનીઓ, ટ્રામ કંપનીઓ, વગેરેના દાખલા લ્યો. એક ભાડુતી ગાડી ઠરાવવા નીકળો છો ત્યારે જો ગાડીવાળો આઠ આના માગે છે તો તમે તેને ચાર આના કહી છેવટે પાંચ યા છ આનામાં નક્કી કરી ઠરાવો છો, જ્યારે રેલ્વે કંપની પોતાના ખર્ચ અને નફાનો વિચાર કરી જે દર નક્કી કરે છે તે વગર પૂછ્યે તમે આપી દો છો. તેમાં એક પાઇ પણ ઓછી કરાવવાની તમે હિમ્મત કરી શકો છો ? તમે કહેશો કે “ તેમના દર નક્કી કરેલા છે. ” પણ તે કોણે ? તમે કે રેલ્વે કંપનીએ ? તે પોતાનો નફો બરાબર લે છે, કાંઇ તમારી કાળજી કરતા નથી. એક વર્ષ નુકશાન થાય તો તરતજ દરમાં વધારો કરે છે પણ જો

હદ કરતાં વધુ નફો થાય તો દર ઓછો કરતી નથી. વળી તેના ઠરાવેલા વખતે જ તમારે હાજર થવું પડે છે એક મીનીટ પણ તમારે માટે ગાડી થોભતી નથી. પણ જો પોતાની અગવડ હોય તો કલાકોના કલાકો ગાડી મોડી આવે અને તમારૂં લાખોનું નુકશાન થાય તેની તેને કાંઇજ દરકાર નહિં. તેમના કાયદા તેમને કમાવી આપનારે પાળવાજ જોઇએ; પરન્તુ પોતે પોતાના કાયદાનો ભગ કરે તેનું કાંઇજ નહિં. યુરોપીયન યા યુરેઝીયનના ડબામાં દેશી બેઠો હોય તો કાંડુ પકડી અપમાન કરી ઉઠાડી મુકવો તેમાં કાયદો પળાવોજ જોઇએ પરન્તુ એક ખાનામાં દશને બદલે વીસ માણસોને પુરેપુરા પૈસા લઈ ઉપરા ઉપરી ધચડવા અને મેળાની કે બીજી એવી સ્પેશીયલ ટ્રેનોમાં ધગધગી ગયેલા ઢોરોને પૂરવાના ડબામાં ઢોર કરતાં પણ એજ રીતે પૂરવા એ તો કાયદાનું પાલન. આવી રીતની કંપનીઓ દેખાવમાં પ્રજાનુ સુખ બતાવતી-પ્રજાની અનુકૂળતા માટેજ ચલાવાતી (!)-પરન્તુ અંદરખાનેથી પોતાનોજ સ્વાર્થ સાધતાં પ્રજાના પૈસા લુંટતી અને સુખને સળગાવતી કંપનીઓ તરફ દોડી મરીએ છીએ પરન્તુ તેમાં સુધારો કરાવી આપણી સગવડો કરાવવાની સહજ પણ દરકાર કરીએ છીએ ? આપણે ત્યાં કારખાનાં કાઢનારા તો ઘણાય છે પણ તેમાં એક બીજાની હરીફાઇ વિના બીજી વાત નથી; જ્યારે તેમની કંપનીઓ પ્રજાનું સુખ બતાવી નાણું લુંટનારી હોવા છતાં પોતાનાજ સુખના કાયદા કરનારી હોય છે ધન્ય છે હિંન્દીઓની વ્યાપારી કદરને ! (!)

અરૂણ આ બધું જોતો જોતો, બે દરવાજા છતાં એક જ દરવાજે જનાર તથા આવનાર ઉતારૂઓની રખાયલી આ ગોઠવણથી હૃદયમાં બળતો, તથા ટ્રેન આવતા અગાઉ ઉતારૂઓને બીજાં સ્ટેશનોની માફક અંદર દાખલ ન કરવાના હેતુનો વિચાર કરતો રેલ્વે કંપની પર ગુસ્સે થતો તથા ઉતારૂઓને તેઓ આ બધું જાણવા છતાં અજ્ઞાનોની માફક પડાપડી કરી હેરાન થતા જોઇ ખિન્ન થતો ત્યાંથી બીજા વર્ગના દરવાજા પાસે આવ્યો. જેવો તે દરવાજા નજીક જતો હતો તેટલામાં દૂરથી કોઇકને આવતું જોઇ તે અટક્યો અને સહજ મોઢું ફેરવી જરા આઘો ઉભો. સ્ટેશનની અંદરથી બે પુરૂષ તથા એક સ્ત્રી આવતાં હતાં. સાથે એક મજુર એક બીસ્તરો, એક લોખંડની પેટી તથા એક હેન્ડબૅગ લઇને આવતો હતો. આવનાર

ટીકીટ આપી અંદર ચાલ્યાં. અરૂણુ તેમની પાછળ પાછળ ચાલ્યો. મજુરના હાથમાં હેન્ડબૅગ પર તેણે સફેદ અક્ષરે લખેલું નામ "ચંદ્રકાન્ત બી દીક્ષીત." વાંચ્યું. તે આશ્ચર્યમાં પડયો. બહાર ઉભેલી એક વિકટોરીઆ ભાડે કરી આ નવિન આગન્તુક ચાલ્યાં. અરૂણુ પણ એક ગાડી ભાડે કરી તે વિકટોરીઆથી જરા દૂર પાછળ પાછળ ચાલ્યો. વિકટોરીઆ કાળુપૂરમાં રાજામહેતાની પોળમાં પેઠી. અરૂણે ગાડી ઉભી રાખી, પૈસા ચુકવી, વિકટોરીઆની પાછળ જવા માંડયુ. થોડેક દૂર જતાં વિકટોરીઆ ઉભી રહી. અરૂણુ તેની બાજુમાં થઇ આગળ ચાલ્યો. જતાં જતાં ફરીથી બારીકાઇથી અંદર બેસનારી ત્રણે વ્યક્તિના ચ્હેરા જોઇ લીધા. એક પુરૂષને તેણે ઓળખ્યો. બીજો ચ્હેરો પણ પરિચીત લાગ્યો; પણ બીજો પુરૂષ અજાણ્યો જણાયો. અરૂણુ થોડેક જઈ ઉભો. રાત્રિનો સમયહોવાથી તે ઘરનો નંબર ન જોઇ શકયો પરંતુ જે ઘરમાં તે ત્રણે જણુ ગયાં તે તેણે જોઇ લીધું. તેણે ઓળખેલો પુરૂષ રમણુલાલ હતો પરન્તુ આ નવો આવનાર કોણુ હતો તથા આ સ્ત્રી કોણુ હતી તે જાણુવા તેને સ્વાભાવિકજ જીજ્ઞાસા થઇ આવી. 'ત્યાંથી ચાલ્યા જવું કે ઉભુ રહેવું તે તેનાથી ન સમજાયું. હજી તે વિચારમાં હતો ત્યાં તેને કાને કોઇના ગાવાનો શબ્દ પડયો. તેને તે પરિચિત લાગ્યો–ઓળખ્યો. સ્વર વધારે સ્પષ્ટ સંભળાવા લાગ્યો. જે બાજુ પરથી સ્વર આવતો હતો તે તરફ તે જોવા લાગ્યો.

" કરલે ભલાઈ, જીંદગાની ઔર જવાની ફાની હૈ. "

આ ગાનારી તે પેલીજ ભિખારણુ હતી. અરૂણુની નજીક આવી તે ગાવા લાગી. તેના મીઠા કંઠસ્વરથી ખેંચાઇ પેલી નવિન આવનાર સ્ત્રી બ્હારી પાસે આવી. મેડીમાંનો દિપકનો પ્રકાશ તેના ચ્હેરા પર પડતો હોવાથી તેનો સૌંદર્યયુક્ત ચ્હેરો સ્પષ્ટ દેખાયો. અરૂણુ તે તરફ ક્ષણુવાર જોઇ રહી ચાલ્યો ગયો. જતાં જતાં બબડયો:—" આત્મયજ્ઞનીવેદી. " ભિખારણુ ક્ષણુમાં અરૂણુ તરફ તેમજ ક્ષણુમાં તે સ્ત્રી તરફ જોતી બોલી:—" કુરે–જહન્નમ. "

—•—

# પરિચ્છેદ છઠ્ઠો.

—❧—

## તું મ્હારોજ.

—❧—

પતિત થયેલું સૌંદર્ય શયતાનથી પણ ભયંકર છે.



દિવાન સાહેબ ! હું રજા લઇશ. હવે આપ ઢીલ ન કરશો." મુકુંદ કપડાં પહેરી જવાની તૈયારી કરતો બોલ્યો.

સવારના નવ વાગ્યાનો સુમાર હતો. દિવાન-ખાનામાં દિવાન-સાહેબ વિમળરાય બેઠા બેઠા "શાહિદે-સલ્તનત" નામનું દૈનિક સમાચારપત્ર વાંચતા હતા. ટેબલપર "સાહિત્ય" "નવજીવન" "રંગભૂમિ" "ગુજરાતી" "ગુજરાતી પંચ" "હિન્દુસ્થાન" "બોમ્બે ક્રોનીકલ" "સ્ટેટ્સમેન" "સ્વરાજ્ય" વગેરે માસિકો, સાપ્તાહિકો તથા દૈનિક પત્રો પડયાં હતાં. સામેની ખુરસીપર કમલા બેઠી હતી. તેના હાથમાં "મુગ્ધા-મનન" નામનું માસિક હતું. બાલ સૂર્યનાં કોમળ કીરણો દીવાનખાનામાં પડતાં હતાં. બગીચામાંના પુષ્પ-રોપાઓ ઉપર પડેલાં ઝાકળનાં તથા પ્રાતઃકાળમાં છાંટેલા જળનાં બિંદુઓ બાળ રવિનાં નમ્ર પણ વક્ર કીરણોથી મોતીની માફક ચળકતાં હતાં. સુકોમળ સુવાસિત રંગબેરંગી પુષ્પો પવનની મંદમંદ લહરીમાં કાંઇક ઉંડું ગાન ગાઇ રહ્યાં હતાં. કુદરતની નૈસર્ગિક લીલા નિહાળતાં આનંદમાં મસ્ત બનતાં પક્ષિગણો કિલકિલાટ કરી રહ્યાં હતાં. કોઇ કોઇ વખત રસ્તા ઉપર થઇને જતી ગાડીના ખખડાટ સિવાય સર્વત્ર શાન્તિ ભરેલી હતી.

આહા ! મનુષ્ય પ્રતિક્ષણે કુદરતની અગાધ કૃતિનું અવલોકન કરે છે, તેમાં જ રમ્યા કરે છે છતાં તે દ્રશ્યો અને અવલોકનો હમેશ જોવાથી તેને મન એવાં તો સામાન્ય થઇ રહે છે કે તે દ્રશ્યો તથા તેની અગાધ કૃતિનો તેને સહજ પણ વિચાર આવતો

નથી. પરન્તુ જ્યારે ન જોયેલાં સ્થળો જુએ છે ત્યારે જ તેને કાંઇક સ્મરણ થાય છે. ઇશ્વરની માયા જ એવી છે.

મુકુંદના શબ્દો સાંભળી વિમળરાયે 'શહાદે-સલ્તનત' માંથી ઉંચુ જોયું અને બોલ્યાઃ—

"કેમ મુકુંદ! કાંઇ બહુજ ઉતાવળ છે? આજ તો કચેરીનો વખત નથી થઇ જતોને?"

"દિવાનજી! કચેરી તો નથી. પણ મારે મારી ખટપટ તો કરવાને?" મુકુંદે જવાબ દીધો.

"ત્હારે વળી શી ખટપટ કરવાની બાકી છે? ત્હારે માટેની ખટપટ હું માથે લઉં છું." વિમળરાય બોલ્યો.

"અને બીજી તારી ખટપટ હું માથે લઉં છું." કમલાએ હસિત વદને મુગ્ધા-મનનમાંથી મુખ બહાર કાઢતાં પૂર્તિ કરી.

આ વખતે વિદ્યુતવાચકયંત્ર (ટેલીફોન) ની ઘંટડી વાગી. વિમળરાય ઉઠી વાત કરવા લાગ્યાઃ--

"Hallo! Who you please?" (હેલ્લો! આપ કોણ?)

"Yes" (હા-)

"At any moment." (કોઇપણ પળે)

"Highly obliged for your kind invitation" (આપના માયાભર્યા આમંત્રણ માટે ઘણો આભારી છું.]

"Yes, I shall start instantly" (હું આ ક્ષણેજ નીકળીશ.)

વાત પૂરી થતાંજ કમલા તરફ ફરી બોલ્યોઃ—

"એજ. સદાશિવરાવ મને મળવા બોલાવે છે."

"કેમ દિવાનજી! અમારી દિવાનગીરી કેવી!" મુકુંદે આંખો નચાવતાં મુછ પર હાથ ફેરવતાં કહ્યું.

"તારા કામમાં તે વળી કચાશ હોય!" કમલાએ તેના તરફ જોઇ હસતાં હસતાં કહ્યું.

વિમળરાય કપડાં પહેરી જતાં જતાં બોલ્યાઃ—મુકુંદ! મારા આવતા સુધી તું અહીંજ રહેજે. કદાચ ત્હારી મારે જરૂર પડશે."

દિવાનજી ગયા. મુકુંદે ખુરસીપર બેસતાં "રંગભૂમિ" હાથમાં લીધું.

"શું વાંચવા માંડયું ?" કમલાએ તેના સામું જોઇ પ્રશ્ન કર્યો.

"રંગભૂમિનું અવસાન." મુકુંદે કાંઇક સ્મિત કરતાં પ્રત્યુત્તર આપ્યો.

"રંગભૂમિનું અવસાન કે રંગભૂમિમાંનું અવસાન ?" કમળા હસી પડી.

"જે કહો તે ખરૂં." મુકુંદ પણ હાસ્યમાં જોડાયો. "આય એક રંગભૂમિ છે ને !"

"હા. એતો ખરૂંજ. આપણુંય અવનવા વેશ ભજવીએ છીએ ને !" કમલા બોલી.

"હા. પણ તમે આ અવસાન વાંચ્યુ ? તમને કેવું લાગે છે ?" મુકુંદે પ્રશ્ન કર્યો.

"હા હા.હા.હા." કમલા હસી પડી. "અવસાન તે વળી કાઇને વ્હાલું લાગે ? અને તેમાં વળી રંગભૂમિમાંનુ !" કમલાએ 'મુગ્ધા–મનન' ખોળામાં મૂકી આળસ ખાતા કહ્યું.

"એ તો ઠીક. પણ રંગભૂમિમાંનું કયું અવસાન ન ગમ્યું ? દીલનું કે દેહનું ?" મુકુંદે પ્રશ્ન કર્યો.

"મુકુંદ ! હજી તારે સમજવાની વાર છે. દેહનું અવસાન તો સમજાય પણ દીલનું અવસાન ત્હારાથી ન સમજાય. એ તો અનુભવે જ સમજાય." કમળાએ આંખો નચાવતાં મુકુંદનું અજ્ઞાન પ્રતિપાદન કરવા માંડયું.

"શું દીલનું અવસાન અનુભવે જ સમજાતું હશે ? અનુભવ વિના ન સમજાય ?" મુકુંદે વાત લંબાવવાની શરૂઆત કરી.

"ન સમજાય. તને શી રીતે અનુભવ મળે ?"

"ખરૂં. પણ તમે સમજી શકોછો ?" મુકુંદે માર્મિક પ્રશ્ન કર્યો.

"હા. હું સમજી શકું છું." કમલાએ તેના તરફ સ્થિર દ્દષ્ટિએ જોતાં કહ્યું.

" ખોટું. " મુકુંદે નિશ્વાસ નાખ્યો. " ખોટું. તમે નથી સમજી શકતાં. હું સમજું છું. એ બાબતમાં તમારા કરતાં મારો અનુભવ વધુ છે. "

" શી રીતે ? હજી તો તું કુંવારો છે ? "

" અને તેથી જ અનુભવ વધારે છે. હું શા માટે પરણતો નથી ? શું કન્યા નથી મળતી ? શું પૈસા નથી ? શું વિદ્યા નથી ? બધુંય છે. છતાં શા માટે પરણતો નથી ? " મુકુંદે પ્રશ્ન કર્યો.

" શા માટે ? " કમલાએ કારણ જાણવા જીજ્ઞાસા દર્શાવી.

" દીલનું અવસાન થવાથી. " મુકુંદે નિશ્વાસ નાંખ્યો.

" શું તેના પુનર્જીવનની આશા નથી ? "

" કદાચ પુનર્જીવન મળે તો પણ તે અફીણ ખાઈ આણેલી કૃત્રિમ શક્તિ જેવું. "

" પણ જેટલો વખત અફીણનો નીશો હોય તેટલો વખત તો શક્તિ રહેને ? "

" હા. એ ખરૂં. પણ તે અફીણ પણ મળવું જોઈએને ? "

" શું તે પણ મળે તેમ નથી ? "

" હું કહી શકતો નથી. કારણ મારૂં દીલ જ્યાં છે તેને તેની ખબર છે કે નહિં તે હું શી રીતે જાણું ? "

" યત્ન કર. "

" પણ યત્ન અઘટિત હોય તો ? "

" મુકુંદ ! હું સમજી શકતી નથી કે દીલ લેનાર ઘટિત અઘટિતનો આવા પ્રશ્નમાં શા માટે વિચાર કરે ? દીલ લેવું અને દીલ દેવું એ પોતાની સત્તાની વાતછે. કોઈની તેનાપર મુખ્ત્યારી નથી."

મુકુંદ કાંઈક બોલવા જતો હતો એટલામાં બહારથી સંગિતનો નાદ સંભળાયો. મુકુંદે તે તરફ લક્ષ આપ્યું.

" બીમા–રૂઆ–જી.ગર યે–ખૂન–આ–રૂતા–મ બરસે—
બીમા–રૂઆ–જી.ગર યે–ખૂન–આ–રૂતા–મ બરસે—
મરવા–હમા–ના હો–મા–નિષ્ઠુ–ર કયોં–બને હો–"

ગાન બંધ પડયું. મુકુંદે પુછયું:—" આ કોણ ગાય છે ! "

" એક ભિખારણ છે. મેં તેને આપણા કંપાઉન્ડમાં રહેવા જગ્યા આપી છે. ગરીબ છે. " કમલાએ કહ્યું. " વિચાર હોય તો બોલાવું. "

" ના ના. તેનું કાંઇ કામ નથી. તે પણ કોઇ મારા જેવી દીલના અવસાનવાળી લાગે છે, હશે. ' એમ કહેતાં તેણે નિશ્વાસ નાખ્યો.

મુકુંદ! તું મને તારા દીલની વાત નહિં કહે ? તું અમારે માટે આટલો શ્રમ લઇ ખટપટ કરે છે. હું તને સુખી કરવા યત્ન કરીશ. " કમલા તેની નજીક આવી તેની ખુરસી પર હાથ મૂકીને તેના ચ્હેરા તરફ વાંકી વળી બોલી.

" હું...શું કહું ! " મુકુંદ અચકાતાં અચકાતાં બોલ્યો.

" કહે મુકુંદ! કહે! ત્હારૂં દીલ ખોલી નાખ. " કમલાએ તેના ખભાપર હાથ મૂકતાં કહ્યું.

" તેથી તમને આઘાત થશે. ના. ના. હું નહિં જ કહું. " મુકુંદ ઉઠયો અને બાજુની આરામ ખુરસીપર પડયો.

કમલા તેની પાસે ગઇ. આરામખુરસી પાસે જમીનપર બેસી જઈ, હાથાપર પોતાના હાથ ટેકવતી બોલી:—" મુકુંદ! મુકુંદ!! હું [illegible] કે દિવાનજીની પણ હું આટલી આજીજી નથી કરતી. મારા રૂઆબમાં તેમને દબાવું છું અને આજ ત્હારા દીલનું કારણ જાણવા ત્હારી પાસે આટલી આજીજી કરૂંછું. કહે. જલ્દી કહી દે."

" ખરૂં છે. તમારા વડે તો દિવાનજી આ જગ્યા ભોગવી રહ્યા છે તે બધું હું જાણું છું. મારી ખટપટમાં તમે ન હોત તો તેમને આ જગ્યા મળતજ નહિં. અને હવે પછીની જગ્યાની પણ આશા મૂકીજ દેવી પડત. " મુકુંદે તેની દ્રષ્ટિ સાથે દ્રષ્ટિ સાંધતાં કહ્યું. " અને તેથીજ મારા હૃદયમાં અતિશય દુઃખ થાય છે. હું તમને નથી કહી શકતો તેનું એજ કારણ છે. આહ ! તે દિવસ ! જ્યારે પ્રથમ જ મને વિચાર આવ્યો—મારૂં અંતઃકરણ ઉછળ્યું—ના. ના. હવે તમે તે વાત બંધ કરો. આજ સુધી વજ્રની તીજોરીમાં પૂરી રાખેલા વિચારો અનાયાસે બહાર નીકળી જાય છે. હું નહિં

કહી શકું. મારે ચૂપજ રહેવું જોઇએ." મુકુંદે તેની જીજ્ઞાસા વધારવા માંડી.

મુકુંદના શબ્દોથી વધુ આતુર બનતી કમલા ક્ષણભર પોતાને ભૂલી ગઇ. આવેશમાં આવી જઈ મુકુંદના માથાપર એક હાથ રાખી બીજે હાથે તેની હડપચી પકડી આજીજીયુક્ત નમ્ર દ્રષ્ટિએ તેના સામે જોતી બોલીઃ—

"મુકુંદ! કહે. ત્હારે કહેવુંજ પડશે. બોલ! ત્હારા હૃદયમાં શું છે?"

મુકુંદ નિરૂત્તર રહ્યો. માત્ર તિવ્ર માર્મિક દ્રષ્ટિએ તેના તરફ જોઇ રહ્યો. કમલા પણ તેના તરફ જોઇ રહી. કમલાના ઉષ્ણ શ્વાસનો મુકુંદના ગાલને સ્પર્શ થયો. ક્ષણ પછી કમલાનું મુખ મુકુંદની છાતીપર ઢળી પડ્યું.

હૃદયનો ઉભરો શમતાંજ બન્ને સાવચેત થયાં. કમલા પાસેની ખુરસી પર બેઠી.

"મુકુંદ! મારી આટલી ઉમ્મરમાં હું સમજી નહોતી શકતી કે મારૂં હૃદય શાથી અતૃપ્ત છે! આટલી જાહોજલાલી હોવા છતાં મને અસંતોષ શાથી છે? તને ખબર છે મુકુંદ! કે મારી બ્હેન હજી કુંવારી છે. તે નથી પરણતી તેનું કારણ એજ છે. મારી અતૃપ્તિ તે જાણે છે અને તેથી જ્યાં સુધી અંતઃકરણ સંતોષ પામે એવા સંયોગો ન હોય ત્યાં સુધી લગ્ન ન કરવાની તેની હઠ છે. એ સંતોષ શાથી મળેછે તે હું નહોતી સમજી શકી પણ તે જાણી ગઇ હશે. મને આજ ખબર પડી. હૃદયનો સંતોષ મેળવવામાં પ્રથમ હું એમ સમજતી કે મારા પતિના સહવાસથી મને સંતોષ અને શાન્તિ મળશે. પણ મને તે ન મળી. ત્યાર બાદ મેં ધાર્યું કે દ્રવ્ય અને સત્તાથી મળશે અને તેને માટે મારા પતિની ઇચ્છાનુસાર તેમની લાગવગ વધારવા અને સત્તા મેળવવા મેં ન કરવાનાં કાર્યો કર્યાં—મારા પતિને લીધે અને તેમનીજ સમ્મતિથી ખાનગી રીતે મારા પતિવ્રતનો પારસી અને યુરોપિયનોને હાથે ભંગ થયો. તે વખત મને દુઃખ થયું પણ પતિની ઇચ્છા અને ભાવિ સંતોષની આશાએ મને એ માર્ગે ખેંચી. પરન્તુ તેમાંય મારૂં કાંઇ ન વળ્યું.

મને લાગ્યું કે સત્તા માટે મારોજ પતિ મને મારૂં પતિવ્રત વેચવા—લાંચમાં આપવા—સમ્મતિ દર્શાવે છે તે પતિ પાસેથી હું શી રીતે સંતોષ મેળવીશ ! પોતાની સત્તા અને સ્વાર્થ જતો રહેતો હોય તો તે બચાવવાને મારો ત્યાગજ કરે. આવા સ્વાર્થી અને સત્તા માટે ધર્મ અને પત્નિ વેચવા નીકળનારા બાયલા પતિથી મને હવે સંતોષ શી રીતે મળશે ?' આ વિચારોએ મારા પતિ તરફનો સ્વલ્પ પણ જે કાંઇ પ્રેમ હતો તે ક્ષીણ થઇ ગયો. દુનિયાની નજરમાં એક સૌભાગ્યવતી અને ગૃહસ્થ કુલીના બતાવવાનો ઢોંગ ચાલુ રહ્યો પરન્તુ પતિના હિતના બ્હાના નીચે હૃદયની તૃપ્તિ શોધવાની વૃત્તિ બહુજ પ્રબળ થઇ ગઇ. મેં અનેક પુરૂષો સાથે અને તે પણ સત્તાધારી પુરૂષો સાથે—વિહાર કર્યો. પરન્તુ વેચાતુ યા ઉછીનું લીધેલું સુખ ખરી તૃપ્તિ કયાંથી આપે ! મારે તેમની આજ્ઞામાં રહેવું પડતું અને છતાંય તેમનું હૃદય તો હું જીતી ન શકી પરન્તુ મારા આટલા બધા અધમ અને નીચ પ્રકારના અનુભવ પછી હું સમજી શકી કે મારા હૃદયની તૃપ્તિ, પતિ, વિકારી દ્રષ્ટિથી યા ક્ષણભરની પોતાની ઇચ્છાને તૃપ્ત કરવા ઇચ્છતા પ્રેમી, સત્તા કે દ્રવ્ય, કશાથી નથી. મારૂં હૃદય જે ઝંખે છે તે માત્ર ખરા અંતઃકરણથી મને ચ્હાનારૂં હૃદયજ છે. એવું હૃદય મને મળે તો મારા હૃદયની તૃપ્તિ થાય. પણ એ મળે ક્યાંથી ? હું શરમ મૂકીનેજ ત્હારા આગળ આજ મારૂં હૃદય ખોલું છું કે તને જોઇ ત્હારા તરફ હું એક વખત આકર્ષાઇ હતી. પરન્તુ તું અમારા હાથ નીચેનો એક નોકર ! આ વિચારે હું પાછી અટકી હતી. આજ હું સમજી શકી કે ત્હારૂં દીલ મારા તરફજ વળેલુ હતુ અને તેથીજ તેં લગ્ન ન કરવાનો નિશ્ચય કર્યો હતો. મુકુંદ ! મુકુંદ ! ! મારા જીવનમાં મને જોઇતું હતું તે આજ મને મળ્યું અને તે સાથે તને પણ મળી ચૂક્યું. આજથી દુનિયાની નજરે ભલે હું દિવાનજીની છું પણ અંતરથી હું ત્હારીજ છું અને આખર સુધી હું ત્હારીજ રહીશ. તું હવે લગ્ન કર. તું કહે તો મારી બ્હેન સાથેજ ત્હારૂં લગ્ન હું કરાવી આપું. બોલ ! જવાબ દે."

"શું જવાબ દઉં ? એને હું મારૂં હૃદય કયાંથી આપું ! કેવી રીતે આપું ? તે મારી પાસે નથી." મુકુંદ બોલ્યો.

" ખેર ! લગ્નની વાત લગ્ને છે. વળી આગળ ઉપર જોઇશું. પણ તું મને વચન આપ કે તું મ્હારોજ છે. "

" હું તમારોજ છું કમલા ! આ હ્રદય તમારૂંજ છે. "

' ટન્ ટન્ ટન્ ટન્ ' ટેલીફોનની ઘંટડી વાગી. કમલાએ ટેલીફોન લીધો, વાત કરી મૂકી દીધો.

" ચાલ, આપણે જમી લઇએ. દિવાનજી કહે છે કે તેઓ સાંજે આવશે. જમવા માટે તેમની જોવાની નથી. " કમલા બોલી.

" ભલે, ચાલો. પણ—" મુકુંદ અટકયો.

" પણ શું ? હવે શા માટે હ્રદયમાં મુંઝવણ રાખે છે ? " કમલાએ બોલતાં બોલતાં મુકુંદનો હાથ પકડી તેને ઉઠાડયો.

" મોટા રાજ્યની દિવાનગીરી પર ગયા પછી મારૂં શું ? આટલા દિવસ તો મેં ગમે તે રીતે ગાળ્યા. પરન્તુ હવે હ્રદય ખુલી જવા પછી એ બધું મૂશ્કેલ થઇ પડશે. " મુકુંદે કમલા પ્રતિ જોતાં કહ્યું.

" ગમે તેમ થશે તો પણ હું ત્હને હવે મારા હૈયા પરજ રાખીશ. મુકુંદ ! તું મ્હારોજ—" વાક્ય અધુરૂંજ રહી ગયું. બન્નેનાં શરીર એકત્ર થઇ ગયાં. કમલાના હ્રદયમાંથી નીકળેલા ઉદ્ગાર માત્રના ભણકારા વાતાવરણમાં ગાજી રહ્યા:—

" તું મ્હારોજ— "



# પરિચ્છેદ સાતમો.

## આત્મહત્યામાં પાપ શાનું ?

પ્રેમીને આત્મ-બલિદાન વિના ઉદ્ધાર નથી.



અરૂણ સાથે થયેલી વાતચીતથી રમણલાલનો વૈરાગ્નિ તિવ્ર બની ગયો હતો. તેનાથી છૂટા પડયા પછી ઘેર પહોંચતા સુધી તેના મનમાંથી અરૂણ ઉપર વેર લેવાના વિચારો ખસ્યા જ નહિ. તેનું મગજ વૈરની ધુનમાં કાંઇ કાંઇ યોજના કરવા લાગ્યું.

"અરૂણ! અરૂણ!! તું શા માટે મારી પાછળ પડ્યો છે તે મને કાંઇ સમજાતું નથી. હું પણ કેવો મૂર્ખ કે સહજ ઓળખાણ થતાં હું તેને ગુલ્શનને ત્યાં તેડી ગયો! ગુલ્શન મારા પર મરતી હતી. જો કે માત્ર મને ગાયનનો જ લાભ મળતો હતો છતાં આશા હતી કે પૈસાની રેલછેલમાં તે મને પોતાનું સર્વસ્વ આપશે જ. એ આશામાં ને આશામાં મેં કેટલા પૈસા તેને માટે ખર્ચ્યા. પણ જે દિવસે હું અરૂણને લઇ ગયો તેજ દિવસથી તે બદલાઇ ગઇ. સાંજે હું રૂપીઆ આપવા ગયો ત્યારે રૂપીઆ લીધા પણ પછી મને મળવાની પણ ચોખ્ખી ના પાડી દીધી. વળી સાંભળ્યું છે કે હવે તો તે કોઇનેય મળતી નથી. કેટલાક માણસો તેને ત્યાં ધક્કા ખાય છે પણ તે બધાયને ના પાડે છે. કારણ સમજાતું નથી. પણ ખાનગી તપાસમાં એટલું તો સમજાય છે કે અરૂણ હમેશ નહિં તો બીજે ત્રીજે દિવસે પણ તેને ત્યાં જાય છે. તેને તે ખુશીથી મળે છે અને અરૂણ પણ કલાકો સુધી ત્યાં રહે છે. વળી હમણાં બે પાંચ દિવસથી તો ગુલ્શન પણ ઘરમાં દેખાતી નથી. કોણ જાણે અરૂણે એવી તે કેવા પ્રકારની મોહિની તેનાપર નાખી છે કે તે અરૂણને જ જોઇ રહી છે. ગમે તેમ

હોય, પણ મારે એટલું તો કબુલ કરવું જ પડશે કે અરૂણુ જ્યાં જાય છે ત્યાં તેના વિરૂદ્ધ કોઇ ભાગ્યે જ થઇ શકે છે. જરૂર તે કોઇ જાદુગર યા તો વશીકરણુ વિદ્યાવાળો-મેલીવિદ્યાનો સાધક છે. ગુલ્શનની આશા છોડી મુન્નીજાન તરફ નજર ફેરવી. પૈસા ખર્ચી તેને પણુ મારી બનાવી તો અહીં પણુ તે મારી પાછળને પાછળ જ લાગ્યો. મુન્નીનું ઘર તો ઠીક પણ વળી દારૂની વાત પણુ તે જાણી ગયો. હું ઘણાં ફાંફાં મારૂં છું પણ તે ભટકતા ભૂતનું ઠેકાણું મને નથી જડતું. જો તેનું ઠેકાણું જડે તો તો કોઇ પણુ રીતે તેને સપડાવું ” રમણુલાલ વિચારમાને વિચારમાં ચાલ્યો જતો. ક્ષણુમાં અટકતો અને ક્ષણુમાં પાછી વિચારમાળા પકડતો.

“ હાં. ઠીક યાદ આવ્યું. કાલે પેલો ચતુરો આવે તો તેને એ કામ સોંપું. ચતુરો દેખાવ છે તો પૂરો બદમાશ, એ એ કામ ખુશીથી કરશે. અને વળી કાલે જ એની મુંબઇની ઓફીસમાં કાગળ લખી તેને બરતરફ કરાવવાની પેરવી કરૂં. એક તરફથી નોકરી વગરનો થશે અને બીજી તરફથી ચતુરો તેના રહેવાના ઠેકાણાનો પત્તો કાઢી લાવશે. પછી કાંઇક તાગડો રચી સપડાવું; અને બદમાશ તરીકે જેલમાં જ મોકલાવું ” ક્ષણુવાર વળી અટકયો. વળી પાછો વિચારતરંગે ગોથાં ખાવા લાગ્યો.

“ પણ એવો શો તાગડો રચવો ? આ કામમાં ઉતાવળ ન કરવી જોઇએ, પણુ ખૂબ વિચાર કરીને જ આગળ વધવું જોઇએ. ”

આમ વિચાર કરતો કરતો તે ઘેર આવ્યો. કપડાં ઉતારી પલંગપર પડયો. તેની પ્રેમાળ પત્નિ તેની પાસે આવી મોડા આવવાનું કારણુ પૂછવા લાગી. તેને બ્હાનાં બતાવી, પોતે કરેલા નીશાની તેને ખબર ન પડે માટે મોઢું ફેરવી સુતો અને તબીયત સારી ન હોવાથી ચેન ન હોવાનું જણાવી દીધું. વળી સાથે સાથે કાંઈક ગાવા પણુ કહ્યું. તેની સ્ત્રી લલિતા સંગિતમાં પ્રવીણુ હતી. તેણે પતિને પ્રસન્ન કરવા તેની આજ્ઞાનુસાર વીણુા લઇ મધુરૂં ગાન પોતાના કોમળ અને મોહક સુરથી શરૂ કર્યું. ગાનની એક કડી પણુ નહિં થઈ હોય એટલામાં તો વિચારે ચઢેલા રમણુલાલના નાક તેમાં સૂર પૂરવા લાગ્યાં.

બિચારી લલિતા રમણની આ ટેવથી પલોટાઇ ગઇ હતી. તેણે વાદ્ય મુકી દીધું. રમણલાલની પાસે આવતાં તેને ઘસઘસાટ ઉંઘતો જોયો. નિશ્વાસ નાખી એક ખુરસીપર બેઠી. પાસેના ટેબલ પર લેમ્પ બળતો હતો. બે ત્રણ પુસ્તકો અને એક બે માસિકો તેની પાસે પડયાં હતાં. લલિતા કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના હથેળીપર લમણું ટેકવી બેસી રહી, બાહ્ય દ્રષ્ટિએ તે નિષ્ક્રિય હતી છતાં તેના અંતરમાં વિચારોનો પ્રવાહ જોસબંધ વહે જ જતો હતો. તેનું પરિણામ તેના જડ જણાતા દેહ ઉપર પણ થતું હતું. શ્વાસ ઘણા લાંબા અને નિરાશા ભરેલા હતા. આંખો બળતી હોય તેમ લાલચોળ થઇ ગઇ હતી; અને જાણે તે અગ્નિને બુઝાવવા માટે જ ખરતાં હોય તેમ નેત્રમાંથી અશ્રુબિંદુ ટપકતાં હતાં. તે મૌન હતી છતાં તેનાં અંગો—તેના ભાવ—તેના હૃદયનું દિગ્દર્શન કરાવી આપતાં હતાં.

"અરેરે! ગૃહસ્થના ઘરમાં આ સુખ? આ સુખ માટે મારાં માતા પિતાએ મને અહીં પરણાવી! આ દુઃખ કેટલો સમય સહન થઈ શકે? ક્યાં સુધી સહેવું? દુનિયા શું જાણે છે? તે તો જાણે છે કે લલિતા સુખી છે. દ્રવ્ય છે, યુવાવસ્થા છે, પતિ પણ યુવાન છે. તેને શી કમી છે? ખરેખર, બાહ્યદૃષ્ટિએ શી કમી છે? છતાં મને શું સુખ છે? દુનિયા કહે છે દ્રવ્યમાં સુખ છે. દ્રવ્યમાં સુખ—એ પ્રશ્ન જ કેવો? દ્રવ્ય ન હોય અને પતિનો પ્રેમ હોય તો પણ કેવું અવર્ણનિય સુખ મળે? મારાં માતા—પિતાએ મને ભણાવી, જ્ઞાન આપી સારાસાર વિચાર કરવાની દષ્ટિ ઉઘાડી, આ બધું મારા સુખને માટે કરવામાં આવ્યું છતાં મારા ભાગ્યમાં તો દુઃખ જ રહ્યું. અરેરે! આના કરતાં પતિ-પ્રેમની વ્યાખ્યા સમજવાની મારામાં શક્તિ ન હોત તો કેવું સારૂં? માત્ર પશુઓની માફક મારૂં જીવન ગાળત. પણ આમ હૃદયમાં બળી મરવાનું તો મારા નસીબમાં ન રહેત! અરે માતાપિતાઓ! જો તમારે પેટ મારા જેવી અભાગણી પુત્રીઓ પડી હોય તો તમે તેમને ભણાવશો નહિં; અને ભણાવો તો પછી તેમનું ભાવિજીવન જોડવાનો પ્રસંગ તેમના ઉપર જ છોડજો. તમે પુત્રીના સુખ માટે ભણાવો છો અને તેમ છતાં તેનું ભાવિજીવન સુધારવા

માટે તેને યોગ્ય સદ્‌ગુણી પતિની શોધ કરવામાં શા માટે પ્રમાદી બનો છો ? શા માટે શ્રીમંત યા કુળવાનના લોભમાં ખેંચાઓ છો ? શું પૈસાથી પ્રેમ મળે છે ? કુળથી પ્રેમ મળે છે ? માન-મરતબાથી પ્રેમ મળે છે ? તમારી માન્યતા ખોટી છે. અરેરે ! તમને પોતાને તે બાબતનો અનુભવ નથી ? તમે પોતે એવા દાખલા જોયા નથી ? જો જોયા છે તો પછી તમારી પુત્રીઓના જીવનમાં કેમ તેનો ઉપયોગ કરતાં નથી ?

ભાવિ ! ભાવિ !! મને કાંઈ જ સમજ નથી પડતી કે હજી તારા અખૂટ ભંડારમાં તેં મ્હારે માટે કેવા દિવસ અને કેવા યુગો ભરી રાખ્યા છે ?"

વિચારમાં ને વિચારમાં બે વાગ્યા. બિચારી બાળા શાન્ત રાત્રીમાં અશાન્તીથી બળી રહી હતી. ચારે તરફનું શાન્ત વાતાવરણ તેના હૃદયને ઉથલાવી નાખતું હતું હૃદયની શાન્તિમાં જે શાન્ત વાતાવરણ કુદરતની અગાધ લીલાના અંકુરો પ્રકટાવી અનુપમ શાન્તિ અને આનંદ ઉપજાવે છે પરન્તુ તેજ વાતાવરણ અને તેજ શાન્તિ, હૃદયની દગ્ધાવસ્થામાં ઉલટું અશાન્તિકર અને દુઃખદ થઇ પડે છે. લલિતા મનના વિચારો બદલવાના ઉદ્દેશથી ઉઠી. દિવાનખાનામાં આમતેમ બેએક આંટા મારી પતિશય્યા પાસે ગઇ. રમણલાલ ઉંઘતો જ હતો. તેના તરફ વાંકી વળી સ્થિર દ્રષ્ટિએ તેના મુખનું અવલોકન કરવા લાગી. રમણલાલના મુખમાંથી નીકળતા શ્વાસની સુગંધ (!) તેને કમકમાવવા લાગી. બિચારી બાળાને પતિના દુર્વ્યસનની ખબર ન હતી; આજ તે પણ પડી. તેના બળીઝળી રહેલા હૃદયને હવે કાંઇ પણ આશા ન રહી. તેની આંખમાંથી અશ્રુબિંદુ ખર્યાં. તે ત્યાંથી દૂર ખસી ગઇ. સહજવાર પછી ઉપર અગાસીના ભાગમાં ગઈ. જેમ અતિશય પવનથી એકલવાયું ઝાડ પડે તેમ તે પથ્થરની ફરસબંધી પર પડી. તેનાં નેત્રો ફાટી ગયા જેવાં બની ક્ષણવાર ઉઘાડાંજ રહી ગયાં. ચંદ્રનાં શાન્ત કિરણ અને મંદ વાયુ લહરીઓએજ તેની સુશ્રુષા કરી. તે કાંઇક શુદ્ધિમાં આવી. વિસ્તીર્ણ આકાશમાં અજબ શાન્તિ—સૌંદર્ય પ્રસારતા ચંદ્ર તરફ જોઇ રહી. ચંદ્રનાં મૃદુ કીરણો તેનાં નેત્રદ્વારા તેના હૃદયમાં પ્રવેશતા મથન કરતાં હોય તેમ તેનાં નેત્ર ત્યાંથી એકધાર થઇ રહ્યાં

હતાં. સુધાકર નિશાપતિ જાણે પોતાની સુધાનો અખૂટ અને અખંડિત ઝરો તે તાર દ્વારા તેના હૃદયમાં પૂરતો હોય તેમ હસતો હતો. લલિતાનાં નેત્રો પણ જાણે મહાયોગી શંકરની જટામાં પડતા પતિત પાવની મંદાકિનીના ઝરણને ઝીલતાં હોય તેમ કાળી કીકીમાંથી નીકળતા દ્રષ્ટિરૂપી કીરણોથી તેનું સ્વાગત કરતાં હોય તેમ વીકસી રહ્યાં હતાં. મસ્તીખોરો મદીલો પણ મંદ મંદ પવન જાણે આટલું સુખ પણ તે બાળાના ભાગ્યમાં ન હોય તેમ તેનો વિચ્છેદ કરવા યત્ન કરતો હોય તેમ તેનાં વસ્ત્રોને આમતેમ હવામાં ઉગાડતો હતો. બાળાનું હૃદય તેના કબજામાં ન હતું. એક તરફથી શોકાગ્નિ–હૃદયાગ્નિએ તેના પર સત્તા જમાવી હતી ત્યારે બીજી તરફથી રાત્રીપતિનાં કિરણો તેનો કબજો લેવા યુદ્ધ કરતાં હોય તેમ જણાતું હતું. જેમ કોઈ એક નગર પર કોઇ બળવાન રાજા હુમલો કરે તે વખત તે નગરની જે દશા થાય તેવી દશા તેના દેહની હતી. તેનાં અસ્ત વ્યસ્ત થયેલો અર્ધ ઢંકાયલો દેહ નિશ્ચેષ્ટ પડયો હતો. ગગનમાં ચંદ્ર, એક તરફથી જાણે તેને શાન્તવન આપતો હોય તેમ તેનાં નેત્રદ્વારા તેના અંતઃકરણમાં સુધા સીંચવાનો ઢોંગ કરતો હતો ત્યારે બીજી તરફથી તેનાં અર્ધ ઢંકાયેલ અંગોનાં દર્શન અને પોતાના કિરણરૂપી હસ્તના સ્પર્શથી તૃપ્ત ન થતો હોય તેમ વસ્ત્રના સૂત્રના તારોના મધ્યમાંથી તે અંગોનું સંપૂર્ણ અવલોકન કરવા યત્ન કરતો હતો. બાળાનાં સુકોમળ અંગો નિશ્ચેષ્ટ થઇ ચંદ્રપ્રકાશમાં શીતળ પવનના સ્પર્શથી કંપતાં હતાં–રોમાંચિત થતાં હતાં. ધીમે ધીમે બાળાના હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળવા લાગ્યા:—

"નિશા! નિશા!! નિશાસમ અંધકારથી ભરેલા હૃદયની આ નિશા હું શી રીતે વીતાવું? અરેરે! આ નિશાને પણ તેના પતિ તરફથી હમેશાં નહિં તોય અમુક નિયમીત દિવસે સુખ મળે છે, જ્યારે મને તો તે પણ નથી. નિશા! ત્હારૂં તે એવું કયું ભાગ્ય છે કે તને આ સુખ નિયમીત મળે છે? ઓ ચંદ્ર! તું સર્વ વ્યાપિ થઇ, સૂર્યદેવ તરફથી આટલી સત્તા પ્રાપ્ત કરે છે તે શું આમ મારા જેવી દુઃખી બાળાને સતાવવાને? શું તારામાં સમદ્રષ્ટિ નથી? ખરેખર! તારી એ વિષયદ્રષ્ટિને લીધેજ તને કલંક પ્રાપ્ત થયું છે. છતાં હજી તારામાં સમદ્રષ્ટિ ન આવી? ચંદ્ર! ચંદ્ર!! તું

જગતનો પિતા છે. તારા સુધાસિંચનથી કુદરત વનસ્પતિદ્વારા પોતાની કૃતિથી વિશ્વને મુગ્ધ કરે છે. અને તેજ વનસ્પતિથી વિશ્વ જીવે છે. સૂર્યદેવ જેટલોજ તારો પ્રતાપ છે. તું વિશ્વપિતા–વિશ્વજીવન થઇ મારા જેવી ભાગ્યહિનોને શા માટે સતાવે છે ? અમારા હિનભાગ્યને દેખી તું કાં હાસ્ય કરે છે ? દુઃખીઓનાં હૃદય ચીરનારૂં હાસ્ય એ શું તુજ જેવા ઐશ્વર્યશાળીને છાજે છે ? તું વિશ્વચંદ્રના પ્રકાશમાં અમારા હૃદયચંદ્ર ખીલવા જોઇએ; તેને બદલે તે અસ્ત થઈ જાય છે. આમાં શું અમારો દોષ છે ? અરેરે ! શું આ જીવનમાં મારો હૃદયચંદ્ર નહિંજ ખીલે ?

સુધામય શાન્ત તુજ કીરણો, જણાવે તુજ શાન્તિને;
ખીલેલી કુમુદસમ નવલી, નવોઢા ચંદ્ર કાન્તિને.

ખીલેલી ચન્દ્રિકા કરતી અનેરૂ હાસ્ય મુજ સામે.
બળેલીને સતાવીને કહે એ સુખ શું પામે ?

ખરે ! આ તમ ભૂમિને અનેરી શાન્તિ દાતા તું,
બળેલાં તેમ હૃદયોનો ખરો છે સુખ શાતા તું,

છતાં કાં આમ તું બાળે, કટાક્ષે હાસ્ય કરતો તું ?
સુધાસમ શાન્તિને બદલે વિષમ હા ! ઝેર ભરતો તું ! ”

ગાન અટક્યું. વળી નિશ્વાસ નીકળવા લાગ્યા. ચંદ્ર તરફથી દ્રષ્ટિ ફરી વસ્ત્રો ઠીક કરવાનું ભાન થયું. દ્રષ્ટિ ઉન્નત અને ભરયુવાના શૃંગારરૂપ કોમળ અંગોપર પડી, હૃદય બળવા લાગ્યું.

“ અરેરે ! જ્યારે યુવાવસ્થાનું સુખજ પ્રાપ્ત નથી, મારા ભાગ્યમાંજ એ સુખ નથી તો પછી શા માટે મને તે સુખનાં સાધનો ઇશ્વરે આપ્યાં ? ખરેખર ! દુનિયામાં જે સાધનો સર્વોત્તમ સુખનાં મનાય છે તેજ સાધનો દુઃખરૂપ થઇ પડે છે. યુવા ! યુવા ! ! તું કેવી સુખકર અને કેવી દુઃખકર છે ? કેટલાકને તું સુખ આપે છે તેમ બીજાઓને તું તેવુંજ દુઃખ આપે છે. આહા ! જ્યારથી તારો સંચાર આ દેહમાં થાય છે ત્યારથી બિચારી આશાવંત બાળા કેવા કેવા મનોરથો બાંધે છે ? તારાં સહજ ચિન્હોનો આ દેહમાં સંચાર થતાંજ તેની કિશોરાવસ્થા બદલાઇ જાય છે. તેના

મુખપર અવર્ણનિય ફેરફાર થઇ જાય છે. તેના સૌંદર્યમાં ધીમે ધીમે વધારો થતો જાય છે. તેની નિર્દોષતામાં મુગ્ધભાવનો સંચાર થવા માંડે છે. પોતાનાથી મોટાં મનુષ્યોમાં–મુખ્યત્વે કરીને પુરૂષ વર્ગમાં–ભેળાતાં તેને કાંઇક શરમ આવે છે. એકલી એકલી એકાંતમાં હોય છે ત્યાં પણ તેના મુખપર અનિર્વચનીય હાસ્ય–પેલું મધુરૂ મોહક હાસ્ય–જણાય છે. વારંવાર પોતાનાં સુત્રાપોષિત અંગો તરફ જાણ્યે અજાણ્યે પણ દ્રષ્ટિ ફરી જાય છે. સ્ત્રીવર્ગમાં તે કાંઇક ગૌરવ સાથે—હવે હું પણ સ્ત્રી રૂપમાં આવી છું–સંસાર નૌકાની સુકાની બનવાની યોગ્યતાવાળી છું આવા ભાવ સાથે–ભેળાય છે. શ્વસુરગૃહમાં–પતિસહચારિણી બનતાં, કેવાં અવર્ણનિય સ્વપ્ન ઘાનમાં મ્હાલીશું એવા વિચારો પોતાના મનોરથો ઉચ્ચ સુખમય બનાવી મૂકે છે. પતિને હું આમ રીઝાવીશ, આમ સતાવીશ, આમ મનાવીશ આદિ તરંગોમાં તલ્લીન બને છે. પતિગૃહે પહોંચ્યા બાદ પતિની સાથે વાત કરવાને તેમજ તેનો પ્રેમ ઝીલવાને ઉત્સુક બને છે, પતિનું મન હરણ કરવા, શૃંગારાદિ ધારણ કરવા પતિને પ્રિય એવું વર્તન રાખવામાં પોતાની પસંદગી, અને પ્રિય વસ્તુઓને ભૂલી જાય છે. જન્મ આપનાર માતાપિતાનો અપ્રતિમ વાત્સલ્ય ભાવ પણ પતિ તરફના ભાવિ સુખની આશામાં વિસારી મૂકે છે– બલ્કે વિસરી જાય છે. અને તેનો બદલો શો મળે છે ? કવચિતજ તેના મનોરથો સફલ થાય છે; પરન્તુ મોટે ભાગે તે બિચારીની આશાઓ કચરાઇ–છુંદાઇ–નાશ પામે છે. અરેરે ! તે સમયે અમારા હ્રદયની જે દશા થાય છે તેનો ખ્યાલ પોતાનાજ વિચારોમાં મસ્ત બનેલા–પોતાનું સુખ અને સગવડ જોતા–પોતાના સ્વાર્થી સ્વચ્છંદમાં ફરતા–પુરૂષોને શી રીતે આવે ? અમારાં નેત્રો પતિના દર્શન માટે ચંચળ બની રહે છે, અમારૂં મુખ તેના ભાવયુક્ત પ્રસાદ માટે ઉત્સુક રહે છે, અમારા કર્ણ તેનાં મીઠાં મધુરાં પ્રણયવચનો સાંભળવા તલ્પી રહે છે, અમારૂં હ્રદય–અમારૂં ઉર, ઉરજસ્થ તેમને ભેટવા ઉછળી રહે છે, અમારા હાથ તેમના કંઠને વીંટાળવા અને અમારૂં મસ્તક તેમની વિસબીની વિશાળ છાતીમાં સમાઇ જવા તલપાપડ થઇ રહે છે. અમારો દેહ તેમના દેહ સાથે એકત્ર થઇ જવા તનમનાટ કરી રહે છે તે વખતે

તેમની બેદરકારીભરી, લાગણીરહિત, ઠંડી નજર પડતાં જ આ સર્વની નિરાશા–ભગ્નાશા અમારી, અમારા હૃદયની, અમારા દેહની જે સ્થીતિ કરી મૂકે છે–હા ! વિધાતા ! તે વર્ણવવા તું સમર્થ નથી–અરે ! અમે પણ સમર્થ નથી. અમારાં નેત્રો દ્રષ્ટિહિન બની જાય છે, મુખ પથ્થરવત્ બની રહે છે, કર્ણમાં ધાક પડી જાય છે, હૃદય ચીરાઇ જાય છે, ઉરજ લોહવત્ બની હૃદયને પીડા કરે છે, હાથ જડવત બની જાય છે, મસ્તકમાં અગ્નિ પ્રજ્વલિત થાય છે અને દેહ શીથિલ બની ફાટી જતા હૃદયમાંથી ઝરતા રક્ત રૂપી નિરાશાથી તરબોળ બની જાય છે. અરેરે ! અમારી આ તે કેવી દશા ? કયાં પાપ અમને આમ પીડતાં હશે ? આખો દિવસ ગૃહસંસારનું ગાડું હાંકી, પતિના પ્રેમયુક્ત મીઠા પ્રસાદની આશામાં આખો સમય ગાળીએ, પતિને તૃપ્ત કરવા દેહની પણ દરકાર ન કરતાં તેમની સગવડ–સુખ સાચવવામાં મસ્ત રહીએ અને નિશાએ જ્યારે તે પ્રસાદ–પ્રેમયુક્ત પ્રસાદ પ્રાપ્ત કરવાનો સમય આવે ત્યારે ઉત્સુકતાથી–સ્વર્ગપ્રવેશના આનંદસહ જ્યારે શયનગૃહમાં પ્રવેશ કરીએ ત્યારે, અથાગ પ્રયત્ને હજારો મણ વજનના બોજાને જે સુત્રના પણ પવિત્ર તારથી લટકાવી રાખ્યો હોય તે કપાઇ જાય તેમ, અમારો આશારૂપી તન્તુનો વિચ્છેદ થઇ જાય છે. દિવસોના દિવસો એ પ્રમાણે ગાળીએ છીએ છતા પરિણામ શું ? અરેરે ! જગન્વિધાતા ! અમે તારાં બાળક. તેંજ અમને સરજ્યાં, પછી શા માટે અમારી આવી દશા કરે છે—"

અસ્ફુટ સ્વરો અને વિચારો ઉપર પ્રમાણે ચાલતા જ હતા એવામાં તેને કાને કોઇક મધુર સ્વર અથડાયો. આટલી મોડી રાત્રે કોણ ગાતુ હશે ? એ વિચાર ઉદ્‌ભવ્યો. વિચારદિશા બદલાઇ. સ્વર વાધવા લાગ્યો. લલિતાનું હૃદય વધુ ચીરાવા લાગ્યું.

" ઝુલીએ.........અમે ઝુ—લીએ—
ઝુ—લીએ......અમે ઝુ—લીયે—

ના–થતણા–હૈયા–હિં–ચોળે અમે–ઝુ–લીયે—
ઝુ—લીયે......અમે ઝુ–લીએ—"

" ભાગ્યવની ! ભાગ્યવતી ! ! જે ભાગ્યવતી હોય તેનાજ

ભાગ્યમાં નાથના હૈયા હિંચોળે ઝુલવાનું હોય. મારા જેવીના ભાગ્યમાં તો તે નહિંજ. અમે તો ફક્ત વિચાર તરંગના આશારૂપ તંતુથી હીંચકાના હિંચોળા પર ઝુલીએ; અને તે પણ કેટલો સમય ? હા, દૈવ !" લલિતાના હૃદયમાંથી ઉદ્ગાર નીકળી પડયા. ગાન ચાલુજ હતું.

"ભુ–જ બંધ થકી–ના–થને–દબા–વીએ—
ભુ–જ બં–ધ થકી–ના–થને–દબા–વીએ—

વળગી કં–ઠ પ્રણય ચું–બને–સતા–વીએ—
વળગી કં–ઠ પ્રણય ચું–બને–સતા–વીએ—

તા–ણી તીરછી–અરે હાં–રે તા–ણી તીરછી—
કમાનને–રીઝાવીએ–
રે સદા–હૈ–યા–હિંચો–ળે અમે–ઝુલીએ–"

"અરેરે ! અમારા ભાગ્યમાં એ સુખ ક્યાંથી ? વિધાતા ! વિધાતા !! આને તારો કેવો જુલમ ! મારાં જેવાં કેટલાંય જીવનો આમ તારા જાલિમ જુલમમાં કચરાઈ–છુંદાઇ નાશ પામતાં હશે ?" લલિતા બબડી. સ્વર તો ગગનપટના શાન્ત વાતાવરણને ભેદતો તેના કર્ણદ્વારમાં પ્રવેશતો જ રહ્યો.

"મદ ભરી–મદી–લી આં–ખને–નચા–વીએ—
મદ ભરી–મદી–લી આં–ખને–નચા–વીએ—

થનથન થનગનતા હૃદયને–નચા–વીએ—
થનથન થનગનતા હૃદયને–નચા–વીએ—

અમે—પીઇએ—અરે હાં—રે અમે—પીઇએ—
પિયુ–ને તરસાવીએ–
રે–સદા–હૈ–યા–હિંચો–ળે અમે–ઝુલીએ–
અમે–ઝુલીએ......અમે–ઝુ–લીએ—"

"બંધ થા ! બંધ થા ! ઓ ભાગ્યલક્ષ્મીની પ્રેમપાત્ર બ્હેની ! તું ગાતી બંધ થા. મારે ત્હારૂં સુખગાન નથી સાંભળવું." લલિતા ગાનારને ઉદ્દેશીને બબડી. "કર્ણો ! તમે પણ કેવા હઠીલા છો ?

મારી ઇચ્છા ન હોવા છતાં તમે આ માટે એ ઝહરીલા સ્વરને આવકાર આપો છો ? અરેરે ! હું પણ નિરાશા બળે ક્રોધવશ થઇ તમે તેને દોષ દઉં છું. એમાં કાનનો શો દોષ ? મારૂં મનજ મારા કબજામાં નથી તો પછી બીજાને શું ? હવે મારૂં જે થવાનું હોય તે થાઓ. ઓ પ્રિયતમના પ્રેમમાં મસ્ત બનેલી મુગ્ધા ! ચીર, ત્હારા પ્રેમભીના મીઠા સ્વરથી મારૂં હ્રદય જેટલું ચીરાય તેટલું ચીર. ઓ શાન્તિના સંસ્કારી શિતળ સમીર ! ત્હારી લાલિત્ય-ભીની ઉર્મિઓ ઉપજાવનારી લહરીઓથી મારા મથિત હ્રદયને બળાય તેટલું બાળ. ઓ નિરાશાની ઘોર નિશારૂપ નિશા ! તું પણ ત્હારો સમય લંબાવી મારા દુ:ખને વધારવું હોય તેટલું વધારી લે હસી લે, હસી લે, ઓ હઠીલા કટાક્ષયુક્ત હાસ્ય કરતા હિમરાશી ચન્દ્ર ! તું પણ મારા દુ:ખ પર હસી લે. અતિશય દુ:ખમાં કચરાયલી, ખુંદાયલી, નિરાશાની જ્વલંત આગમાં બળી રહેલી આ હિનભાગ્ય બાળા કાલે મરી જશે. પછી વખત નહિં મળે માટે તું પણ હસી લે. આહા ! સૃષ્ટિ અને કુદરત બધુંય મારા વિરૂદ્ધમાં છે. મને મારા દુ:ખમાં બાળનારૂં છે.

બળેલાને સહુ બાળે, જગત આ સ્વાર્થસાધુ છે,
ગળેલાને જ સૌ ગાળે, જગત આ અંધ બાધુ છે.

ધરાયે ભોગ બકરાં કુકડાં બલહિન પ્રાણીનો,
ધરે છે ભોગ કેસરીનો ? જગત આ સ્વાર્થ સાધુ છે.

ગરીબને સૌ સતાવે છે, શ્રીમંતો મોજ મારે છે,
મરે છે ભૂખથી સાધુ દમામે દંભી ચાલે છે,

વિનયને સ્નેહના ભૂખ્યા, પ્રમાણિક દુ:ખમાં સડતા,
કુટિલ કામી કુકર્મી બેવફાઓ સુખમાં ચડતા.

નથી નીતિ, નથી પ્રીતિ, હ્રદયના સ્નેહનું ઝરણું,
છતાં તે સુખમાં મ્હાલે, વિજાતિને શીરે મરણું.

હાય ! આવુંજ જગત. જોયું, ભોગવ્યું. હવે ધરાઇ ગઇ. પ્રભો ! જગન્નિધાતા, હવે તો ત્હારે ખોળે લે. હું શું કરૂં કે મારા

પતિનો પ્રેમ મને મળે ? નથી મેં દ્રોહ કીધો, કે નથી મેં દુષ્કૃત્ય કીધું. કયા વાંકની–કયા અપરાધની આ શિક્ષા ? –" લલિતા હજી પોતાનું દુઃખ રડતીજ હતી એટલામાં સ્વર સંભળાયોઃ—

"લલિતા ! લલિતા ! ! કયાં મરી ગઇ ?"

"ખરેખર મરીજ ગઇ." લલિતા ઉઠતાં ઉઠતાં બબડી. "લલિતાનું લાલિત્ય મરી ગયું હોત તો તો તે જીવી શકત. પણ તેનું જીવત–જવલંત લાલિત્ય હવે તેને ભાગ્યેજ જીવવા દેશે. લલિતાનો કાળજ લાલિત્ય છે જ્યારથી લાલિત્યે આવ્યું ત્યારથીજ તે મરણોન્મુખ થવા માંડી છે–અરેરે ! માગ લાલિત્યનાશ માટે શું કરવું ? જીવનનો તો નાશ થઇ ચૂકયો છે. હવે તો દેહનોજ નાશ ઇષ્ટ છે." સીડી પર ઉતરતાં ઉતરતાં ફિરી રહી વળી બબડીઃ—"આત્મહત્યા ખરાબ ખરીઃ પણ તેથી કાંઇ આત્માની હત્યા થતી નથી. માત્ર દેહનોજ નાશ થાય છે. જ્યારે આત્મા અમર છે તો પછી આત્મહત્યામાં પાપ શાનું ?"

લલિતા ગઇ. પાછળ વાતાવરણમાં શબ્દો ઘુમી રહ્યા.

"આત્મહત્યામાં પાપ શાનું ?"

—❖—

## પરિચ્છેદ આઠમો.

—❖—

### યહ કયા બિમારી ઇશ્કકી ?

—❖—

મોહને પ્રેમ કહેવો એના જેવી ધૂર્તતા બીજી કઈ ?



"વાહ રે વિમળભાઈ ! તમે તો ખરેજ ખટપટીઆ છો. દિવાનપદ ભોગવતાં ખટપટ તો કરવી જ પડે. પણ તે તો સ્ટેટમાં હોય, કાંઈ સ્નેહીમાંય હોય કે ? તમારી ખટપટ અને છુપી મસલતો માટે તમારા પર કેમ કામ ન ચલાવવું જોઇએ ?"

વિમળરાયના દીવાનખાનામાં એક નાનું મંડળ ભરાઇને બેઠું

હતું. આ મંડળમાં, વિમળરાય, કમલા, માધવલાલ, જગન્નાથ, મદનરાય, ઉષા, રમણુલાલ, મુકુંદ, તથા સદાશિવરાવ, એટલાં જણુ હતાં. આજ દીવાનખાનાને અત્યુત્તમ રીતે શણુગારવામાં આવ્યું હતું. દરવાજાપર બે નોકરો આવનારાંને સ્વાગત કરવા ઉભા હોય તેમ ઉભા હતા. બગીચામાં પણુ પાણીના છંટકાવ સાથે ફુલઝાડનાં કુંડા અહીંતહીં ગોઠવી દીધાં હતાં. યુરોપી ઢબના ફરનીચરથી દીવાનખાનાની શોભા વધારી મૂકી હતી. ટેબલો પર જાળીથી ભરેલા રૂમાલો પાથરી દીધા હતા. તેમાંના કેટલાક પર પુષ્પપાત્રો (ફ્લાવર વાઝ) ગોઠવ્યાં હતાં, તેમ કોઇકપર ગ્રામોફોન તથા શેતરંજના પટ પણુ મુકેલા હતા. એક બાજુએ પીઆનો તથા હારમોનીયમ પણુ ખુલ્લાં પડયાં હતાં. સાદી તેમજ આરામખુરસીઓ પણુ યોગ્ય વ્યવસ્થાથી ગોઠવી દીધી હતી. જાણે કોઈ મોટો સમારંભ હોય એવો ડોળ દેખાતો હતો, અને ખરેખર હતું પણુ તેમજ. સદાશીવરાવ મારફત રેસીડેન્ટ સાહેબની મુલાકાતના પરિણામે વિમળરાયને ધાર્યું દિવાનપદ મળવાનું નક્કી થઇ ગયું હતુ; અને તે ખુશાલીમાં જ આજ સ્નેહી સંબંધીને આમંત્રણુ આપવામાં આવ્યાં હતાં. સાંજના ચારેક વાગ્યાનો સુમાર હતો. ખુદ રેસીડેન્ટ સાહેબ પણુ સાંજે સાત વાગે પધારવાના હતા.

સૌ એક બીજા સાથે પોતાના પ્રિય વિષયમાં વાતચીત કરતાં હતાં. વિમળરાય માધવલાલ સાથે રાજ્યનીતિ અને તેમાં દેશી રાજ્યોમાંની નીતિની ચર્ચા કરતા હતા. મદનરાય મૌન રહી સાંભળતો હતો, વખતો વખત વિમળરાયના પ્રશ્નનો ઉત્તર ટુંકમાં આપતો હતો. મુકુંદ સદાશીવરાવ સાથે એજન્સી સાથેના રાજ્યના સંબંધના પ્રશ્નોત્તર કરતો હતો તથા દેશી રાજ્યોમાંની એજન્સીની સત્તા કેવા પ્રકારની હોય છે તે ચર્ચતો હતો. કમલા તેમની પાસે બેઠી બેઠી મૌન રહી સાંભળતી હતી; પરન્તુ તેનાં નેત્રો મુકુંદ તરફ પુલકિત થતાં હતાં. ઉષા જગન્નાથ સાથે ધીમે અને સાવધાનપણે આધુનિક સમાજની ચર્ચા કરતી હતી. જગન્નાથ ક્ષણુમાં ઉષા સાથે વાત કરતો તો ક્ષણુમાં માધવલાલ તરફ છૂપી નજર ફેંકતો હતો. તેમજ સદાશીવરાવ તથા મુકુંદને તે પોતાના લક્ષમાં રાખતો હતો; તેમ છતાં કમલાની કાદમ્બી આંખોનો ચમકાટ તેના લક્ષ બ્હાર ન

હતો. થોડીવાર પછી પરિચ્છેદની શરૂઆતમાં જણાવેલા શબ્દો ઉષાએ વિમળરાયને ઉદ્દેશીને કહ્યા.

"વાહ ! ઉષા બ્હેન ! તમેજ આમ મને ખટપટી ઠરાવશો કે ? તમારે તો મારો પક્ષ કરવો જોઇએ." વિમળરાયે પ્રત્યુત્તર આપ્યો.

મુકુંદ તથા સદાશીવરાવ અને કમળાએ પણ તેમાં ભાગ લેવા માંડયો. માત્ર જગન્નાથ તટસ્થ રીતે નજીક બેસી રહ્યો.

"કેમ ઉષા બ્હેને પક્ષ લેવો જોઇએ ? ઉષા બ્હેન તો મ્હારાં." કમલા વચ્ચે બોલી.

"તમારાં ખરાં અને બીજાનાં ખોટાં ?" મુકુંદ વચ્ચે પૂરાયો.

"ના કેમ કહેવાય ?" કમળા બોલી.

"હું ખટપટીઆ કેમ ના કહું ! જેટલા માણસો રાજ્યની નોકરી કરે તે બધાય ખટપટીઆ, અને તેમાં પણ જેઓ મુલકી ખાતામાં, ન્યાયખાતામાં, સંરક્ષક ખાતામાં, દિવાનપદ ઉપર એ રીતે હોય તે તો ખાસજ." ઉષા બોલી.

"ત્યારે તમે સ્વરાજ્યવાદીઓ ખટપટીઆ નહિ કે ?" માધવલાલે કટાક્ષમાં પૂછ્યું.

"સ્વરાજ્યવાદી કદાચ ખટપટીઆ હશે; પરન્તુ અમે અસહકારી શાન્ત સ્વરાજ્યવાદીઓ સદા ખટપટથી વેગળા છીએ. તમે જાણતા હશો કે 'ખટપટ' ની વ્યુત્પત્તિ કરીએ તો ખટ+પટ=ષટ+પટ; અને તેનો અર્થ જેમાં છ પટ છે એટલે જેમાં છ પ્રકારના પટાંતર હોય તેનું નામ ખટપટ. મારી સમજ મુજબ તે છ પટાંતરો અસત્ય, અનીતિ, શામ દામ, દંડ અને ભેદ હોવા જોઇએ. જ્યારે અમે અસહકારી સ્વરાજ્યવાદીઓમાં માત્ર એકજ પટાંતર છે અને તે માત્ર અસહકારનોજ-છે. એટલે અમે ખટપટી ન કહેવાઇએ." ઉષાએ રદીઓ આપ્યો.

"ઉષા બ્હેનનું કહેવું ખરૂં છે. અસહકારવાદીઓ જ્યાં સુધી શાન્તિમય છે ત્યાં સુધી ખટપટીઆ તો નજ કહેવાય" જગન્નાથ વચ્ચે પૂરાયો.

"ભલે ભાઇ, અમારી હાર થઈ. પણ અમારી ખટપટથી તમને નુકશાન તો નથી થયું ને !" વિમળરાયે પ્રશ્ન કર્યો.

" નુકશાન થાય ખટપટીઆને. સીધે માર્ગે જનારને નુકશાન કેવું ? " ઉષાએ સામો પ્રશ્ન કર્યો.

" ઉષા બ્હેન તો જતાં અને આવતાં બાંધે છે. બ્હેન ! તમને તો ન પહોંચાય. " કમલા પતિની વ્હારે ધાઇ.

" અમારી ખટપટથી તો કેટલાયને લાભ થયો છે. " વિમળરાય બોલ્યો.

" બીજા કોને ? " ઉષાએ જીજ્ઞાસા જણાવી.

" આ મુકુંદરાય મારી જગ્યાએ દિવાન બનશે. આપણા આ માધવલાલ શેઠ અમારા સ્ટેટના બેંકર બનશે. જો મદનરાયભાઇની ઈચ્છા હોય તો તેમને માટે અમારા સ્ટેટના ન્યાયાધીશનું પદ તૈયાર છે. બોલો, અમે કાંઇ એકલપેટા છીએ ? " વિમલરાયે પૂછ્યું.

' 'ના. ના. એકલપેટા તો નહિંજ. ખટપટીઆ મનુષ્યો પોતાની ખટપટમાં હમેશ બીજાઓને ખેંચે છે. કેમ, કમલા બ્હેન ! બોલ્યાં નહિં ? " ઉષા બોલી.

" બ્હેન, તમે તો અમારી પછવાડે પડયાં છો. પ્રથમ એ તો કહો કે મદનરાયભાઇ ન્યાયાધીશનું પદ સ્વીકારવા રાજી છે ? " કમલાએ વાત ઉડાવવા યત્ન કર્યો.

" નહિં, બિલકુલ નહિં. એ ન્યાયપદ પર આવે તો તો તમારો કાર્યભારજ બગડે. એમના જેવાને તો દૂર રાખવાજ સારા છે. " ઉષા હસતાં હસતાં બોલી.

મુકુંદ કાંઇક બોલવા જતો હતો એટલામાં બ્હારથી સ્વર સંભળાયો. બધાં તે સાંભળવા લાગ્યાં—

" અયસી ન ક...ર મોસે બતીયાં,...કંગનવા મો–રા.
અયસી ન ક...ર મોસે બતીયાં,...કંગનવા મો–રા.

નિપટ નઠોર તું હૈ, બાલ ગ્વાલનકો,
નિપટ નઠો...ર તું હૈ, બાલ ગ્વાલનકો.—
ધડકત હા...ય મોરી છતીયાં, કંગનવા મોરા—
ધડકત હા...ય મોરી છતીયાં. કંગનવા મોરા.
અયસી ન ક...ર મોસે બતીયાં, કંગનવા મોરા.

સસ નનંદ મોહે...દેત હૈ ગા...રી.
સાસ નનંદ મોહે...દેત હૈ ગા...રી,

દે દે ન ડાર તું કરવતીયાં...કંગનવા મોરા.
દે દે ન ડાર તુ કરવતીયાં...કંગનવા મોરા.

અપસી ન ક...ર મોસે બતીયાં...કંગનવા મોરા.
અપસી ન ક...ર મોસે બતીયાં...કંગનવા મોરા. "

"કોણ ગાય છે ?" માધવલાલે પૂછ્યું.

"એ તો એક ભિખારણુ છે. કેમ ? ઠીક લાગે છે ? બોલાવું અહીં ?" કમલાએ કહ્યું.

"ગાય છે સારૂં. અહીં આવીને ગાશે ?" માધવલાલે પૂછ્યું.

"હા. શામાટે નહિં ?" કમલાએ તરત જ ભિખારણુને ત્યાં બોલાવવા હુકમ કર્યો.

"ઉષા બ્હેન ! તમે હારમોનીયમ સારૂં વગાડો છો. માટે તમે વગાડો અને એ ગાય." કમલા બોલી.

"પણ હું વગાડીશ તે તેને આવડશે ?" ઉષા બોલી.

"રાગ તો આવડતો જ હશે." જગન્નાથ વચ્ચે બોલ્યો.

"ઉષાએ હારમોનીયમના કોમળ સુરો છેડયા. ભિખારણુ તંતુવાદ્ય લઇ સજ્જ થઇ. સર્વ ભિખારણુ તરફ એકી ટશે જોઇ રહ્યાં, ગાન શરૂ થયું.

"આ...............

કુછ ન કુછ કર જાઓ ઇસ જેહાંનસે અપને વતન,
સાથ ક્યા લે જાઓગે સિવાય યહ કઓાડી કફન.
કુછ ન કુછ કર જાઓ ઇસ જેહાંનસે અપને વતન.

હાથ મલમલકે ચલોગે આયગા પયગામ જબ,
હાય ! પલપલ ક્યોં ગૅવાતે વખ્ત આયેગા ન કબ.
કુછ ન કુછ કર જાઓ ઇસ જેહાંનસે અપને વતન.

અબ તો તખ્તે બાદશાહી અમ્લ કરતે હો નબ્બાબ,
ભેદ જબ ખુલ જાયગા તબ દેઓગે ક્યા વહાં જવાબ.
કુછ ન કુછ કર જાઓ ઇસ જેહાંનસે અપને વતન.

ઇશ્કકી મહેફિલમેં મશ્ગુલ અયશઆરામો નજર,
મઓતકે આવાજ નજદિક ક્યા જવાની ક્યા હૈ જર.
કુછ ન કુછ કર જાઓ ઇસ જેહાંનસે અપને વતન.

ખૂબસુરતી નૌજવાની દૂરકે દિદારકી,
રાહજહન્નમકી દીખાતી યહ જવાની આપકી.
કુછ ન કુછ કર જાઓ ઇસ જેહાંનસે અપને વતન.

કર તમન્ના સરફરોશીકી હમેશાં હમવતન,
ખાક સાગમેં ન કરતુ યહ બદનકા યું જતન.
કુછ ન કુછ કર જાઓ ઇસ જેહાંનસે અપને વતન ”

ગાન પૂર્ણ થયું. ગાનના ભાવને અનુમોદન આપતું હોય તેમ દીવાલપરના મોટા ઘડીઆળે ગંભીર નાદે સાડા છ વાગ્યાનું સૂચન કર્યું. ઘડીઆળ તરફ દ્રષ્ટિ કરતાં સદાશિવરાવ બોલ્યોઃ—

“ હવે થોડાજ સમયમાં રેસીડેન્ટ સાહેબ આવશે. ”

“ હા. હવે આવવાની તૈયારી છે. ” કમલા બોલી. “ ઉષા બ્હેન ! તમે આજ મીજલસ વખત પીઆનો વગાડશોને ? ”

“ ના. હું નહિં વગાડી શકું. ” ઉષાએ રોકડું પરખાવ્યું.

“ તમારા જ્ઞાનનો લાભ અમને તો મળે ! શા માટે નહિં વગાડો ? ” મુકુંદે આગ્રહ કર્યો.

“ મુકુંદભાઇ ! મને એવું જ્ઞાન પણ નથી. અને હોય તો તેવો લાભ મારે આપવો પણ નથી. મનુષ્યે જ્ઞાન સંપાદન કરવાનું છે તે પોતાના જ માટે, નહિ કે બીજાઓને દેખાડવા. પોતે જ પોતાના જ્ઞાનથી આત્મામાં તલ્લીન બને તો બસ. બીજાઓને બતાવવાથી કાંઇ જ લાભ નથી. ” ઉષાએ પ્રત્યુત્તર આપ્યું.

“ વારૂ બ્હેન ! ત્યારે આપણે હાલ શેતરંજ રમીશું ? ” કમલાએ પુછ્યું.

"શેતરંજ, એ એક એવી રમત છે કે જે થોડા સમયમાં પૂર્ણ ન થય વખતે મહીનાઓના મહીનાઓ પણ તેમાં વહી નીકળી જાય." ઉષાએ કહ્યું.

"આપણે ક્યાં પૂરી રમવી છે. આ તો રેસીડેન્ટ સાહેબને આવતાં હજી વાર થાય તેટલો સમય તેમાં ગાળીએ બીજું શું?" માધવલાલ શેઠ બોલ્યા.

"ક્ષમા કરો, મુરબ્બી! શેતરંજ એ કાંઈ બાળકોની રમત નથી. તમે તે રમત તરફ જેટલો પુજ્યભાવ રાખો તેટલો જ તે પુજ્યભાવ તમારા તરફ રાખે. એ રમતને તરછોડવાથી આપણે જ દુનિયામાં તરછોડાઇએ છીએ. એ રમતનો સહજ આનંદ માટે ઉપયોગ કરવાથી આપણને કાંઇ જ લાભ થતો નથી પરન્તુ બુદ્ધિ ખીલવવા તમે તેનો અભ્યાસ કરો તો તેથી બુદ્ધિચાતુર્ય વધે છે અને તેથી જ તેને શેતરંજ યાને 'બુદ્ધિબળ' પણ કહેવામાં આવે છે. જે મનુષ્યો બુદ્ધિબળ સાથે આનંદના સાધન મુજબ ખેલ કરે છે તેની સાથે તેનો બુદ્ધિ પણ તેવો જ રમત કરે છે. પરન્તુ જે ગંભીર રીતે ખરી રમત યાને બુદ્ધિ દર્શાવવાને ખેલે છે તેના સાથે તેની બુદ્ધિ પણ તેટલી જ ગંભીરતા દર્શાવે છે. અને તેથી જ કોઇએ કહ્યું છે કેઃ—

"છોકરીયાં કંકરીયાં ખેલે, ચોપટ ખેલે પાજી;
ગંજીફા તો સૌ કોઇ ખેલે, શતરંગ (જ) ખેલે કાજી."

"તમારા લાંબા લેકચરમાં મને તો કાંઇ જ સમજ ન પડી, ઉષા બ્હેન!" મુકુંદે પૂછ્યું.

"ભાઇ! એ રમત તમારા જેવાને ઘણી જ ઉપયોગી છે. રાજ્યખટપટ અને યુદ્ધવિશારદોને માટે તેમજ ન્યાયાધિશોને માટે અગત્યની છે. એ શીખો તો તમને ન્યાય ચુકવવામાં અત્યંત મદદગાર થઇ પડે." ઉષાએ કહ્યું.

"ત્યારે તો તમે જરૂર એ રમો, મારે જોવું છે—અને તો કંઇક શીખવુંય છે." મુકુંદે ઉત્સાહ દર્શાવ્યો

"પણ કમલા બ્હેન તે પુરી રમવાનું વચન આપે તોજ." ઉષાએ શરત કરી.

" ભલે, કબુલ, પણ હું આમાંથી મારી મદદમાં મારા પક્ષમાં એમ તેને લઉં." કમલા બોલી.

" ખુશીથી. "

શેતરંજના પટ ભણી બધાંય વળ્યાં. એક તરફ ઉષા અને બીજી તરફ કમલા ગોઠવાયાં. મુકુંદ પણ શેતરંજ જાણતો હતો, છતાં ઉષાનું બુદ્ધિબળ જોવાની જીજ્ઞાસાથી તે અજાણ્યો બ હતો. કમલાના પક્ષમાં, માધવલાલ, મુકુન્દ, રમણલાલ તથા વિમળરાય ભળ્યાં, જ્યારે મદનરાય, જગન્નાથ અને સદાશિવરાવ ઉષાના પક્ષમાં ભળ્યા. પેલી ભિખારણ હજી ત્યાં મૌન ધરીને બેઠી જ હતી. તે શાન્તચિત્તે આ બધું અવલોકતી હતી.

રમત શરૂ થઇ. એક તરફ પ્રપંચ અને રાજ્યખટપટના કાવાદાવા પારંગત મંડળ હતું, જ્યારે બીજી તરફ સરલ પ્રકૃતિવાળું અસહકારી મંડળ હતું. પરન્તુ તે સ્થળે આવો ભેદ પાડવામાં આવ્યો ન હતો અને તેથી જ સદાશિવરાવ ઉષા તરફ વળ્યો હતો. રમત રંગપર આવી. એટલામાં રેસીડેન્ટ સાહેબ તથા તેમનાં મડમની પધરામણી થઇ. સર્વેએ તેમનો સત્કાર કર્યો. રૂઢી મુજબ (ઇંગ્લીશ એટીકેટ મુજબ) કેટલીક વાતચીત થયા બાદ રેસીડેન્ટ સાહેબે પૂછ્યું.

" મેંને આપકે કામમેં ડીસ્ટર્બ તો નહિં કીયા હૈન ? "

રેસીડેન્ટ સાહેબને દેશી રાજ્યો સાથેજ વધુ પરિચયમાં આવવાનું હોવાથી તેઓ સામાન્ય હિંદુસ્થાની શીખ્યા હતા. અને તેથી જ્યારે જ્યારે તેઓ હિન્દુઓના સમાગમમાં આવતા ત્યારે ત્યારે તેઓ હિન્દુસ્થાનીજ બોલતા.

" નહિંજી ! હમલોગ ઔર ખુશી હુવે હૈ. " દિવાનજીએ પ્રત્યુત્તર આપ્યું.

" આપ સબ મીલકે ક્યા કર રહેથે ? "

" ચૅસ ( શેતરંજ ) ખેલતેથે. " કમલાએ જવાબ વાળ્યો.

" હેલ્લો ! આપ લોગ જાનતે હો ? બાખૂબ ! યહ સુનકે મેં બહુત ખુશ હુવા. અચ્છા ! આપ લોગ ખેલીએ. હમ ભી તો દેખું. "

સર્વ વળી પાછાં પોતાને સ્થાને ગોઠવાઇ ગયાં. રમત આગળ વધી. ઉષાએ પોતાના બન્ને ઘોડા, ઉંટ તથા વજીરને એવી રીતે ગોઠવ્યા હતા કે જેથી કમલાના આગળ વધવાના તમામ માર્ગો બંધ થવા સાથે તેના રાજાને ' રહે ' આવે. પોતાને આગળ વધવાનો માર્ગ બંધ થયેલો જોઇ તથા પોતાનાં મ્હોરાંની કફોડી સ્થિતી જોઇ કમલા ગુંચવાઇ. વિમળરાય તથા મુકુંદ માર્ગ કાઢવાની સૂચના કરવા લાગ્યા. તેમના મુખમાંથી હજી તો કાંઇક સૂચના થઇ ન થઇ ત્યાંજ રેસીડેન્ટ સાહેબ બોલી ઉઠયાઃ—

" દિવાનસાહબ ! અબ તો આપ યહ રમત હાર ગયે. "

" યહ કયો ? "

" સબબ, આપ બોલકે સૂચના દે રહે હો. અબ તો યહ લેડીકી ખુશી માફક આપકો ચલના પડેગા. ઔર જરૂર આપકા રાજા સપડ જાયગા. "

" મયે નહિં સમજ સકતા કી આપ કયા કહ રહે હો. "

" હાં. મેં સચ્ચાઇકી કહતા હું. યહ પ્લે ( રમત ) સાઇલંટ ( ચુપકીદીની ) હૈ. તુમ્હારે બોલનેસે તુમારા હરીફ તુમારી ગેમ ( ચાલાકી—રમત ) સમજ જાતા હૈ ઔર વહ તુમકો મ્હાત કરનેકા રસ્તા મુકર્રર કર દેતા હૈ. અબ ઉસ્મે કોઇ મઝા નહિં. મેં યહ દેખતા હું કી આપ ચેસકી રમત બરાબર તૌરસે નહિં જાનતે તો દિવાનગીરી કયસે કરોગે ? "

રેસીડેન્ટ સાહેબના સ્પષ્ટ શબ્દોથી વિમળરાયને ઘણું જ ખોટું લાગ્યું. મનમાં ને મનમાં તે રમતને, ઉષાને તેમજ રેસીડેન્ટને તે ગાળો દેવા લાગ્યો. પણ આથી સદાશિવરાવનો ચ્હેરો પ્રફુલ્લિત થયો. રમત અધુરી જ રહી. કમલાએ નાસ્તો લાવવા આજ્ઞા કરી. તે કાર્ય સમાપ્ત થતાં જ કમલા પિયાનો વગાડવા બેઠી. તે સાથે તેણે ગાન પણ શરૂ કર્યું. ભિખારણ હજી સુધી બારણા બ્હાર મૌન ધારી બેઠી બેઠી બધું જોયા જ કરતી હતી. ગાન શરૂ થયું:—

" મીલેગા રાહબર યહ દિલકા કહાં તુમ બતાદો,
મીલેગા રાહબર યહ દિલકા કહાં તુમ બતાદો;

મેરે ઉસ્તાદજી ! અરે હાં......મેરે ઉસ્તાદ,
ક્યા જ્હો 'ઈશ્ક' હૈ મુઝકો શીખાદો.
મીલેગા રાહબર યહ દિલ્લકા કહાં તુમ બતાદો,
મીલેગા રાહબર યહ દિલ્લકા કહાં તુમ બતાદો;

જવાની-જોશમેં આઈ હુઈ દીલ યે ઉભડતે,
જવાની-જો...શમેં, અરે હાં...જવાની-જો...શમેં
આઈ હુઈ દીલ યે ઉભડતે,
હુવા ઘાયલ જીગર અબ તો ભલા ! તુમ યે મીટાદો,
હુવા ઘાયલ જીગર અબ તો ભલા ! તુમ યે મીટાદો;
મીલેગા રાહબર યહ દિલ્લકા કહાં તુમ બતાદો,
મીલેગા રાહબર યહ દિલ્લકા કહાં તુમ બતાદો.

મહોબ્બતકી મહેફિલ, હાં......મહબ્બતકી મહેફિલ
મેં હુઈ સરસા......ર પા...ગલ,
મહબ્બતકી મહેફિલમેં હુઈ સરસા... ..ર પા...ગલ,
પઢાકે 'ઈશ્કકા કલમા', જીગરસે અબ લગાદો,
પઢાકે 'ઈશ્કકા કલમા', જીગરસે અબ લગાદો,
મીલેગા રાહબર યહ દિલ્લકા કહાં અબ બતાદો;
મીલેગા રાહબર યહ દિલ્લકા કહાં તુમ બતાદો."

ગાન પુરૂ થતાં સર્વ તાળીઓથી તેને વધાવવા લાગ્યાં; માત્ર ઉષા, મદનરાય અને જગન્નાથે તેમાં ભાગ ન લીધો. રેસીડેન્ટ સાહેબે કમલાને અભિનંદન આપતાં તેના હાથને ચુંબન કર્યું. કમલા વિમળરાયના તરફ દૃષ્ટિ કરી રેસીડેન્ટનો હાથ પકડી સ્વાગતાર્થે અન્ય ઓરડા તરફ વળી. ભિખારિણી આ બનાવ જોતી, તિરસ્કારથી હસતી ચાલી ગઇ. માત્ર તેના મુખમાંથી અસ્ફુટ નીકળતા ધ્વનિનોજ પ્રતિધ્વનિ તેની પાછળ ઘુમતા લાગ્યો:—

" ક્યા જવાની ! ક્યા ખુમારી ! ક્યા બિમારી ઈશ્કકી !
બદનામ નાહક કર રહે, યહ ક્યા બિમારી ઈશ્કકી ! "

—❦—

## પરિચ્છેદ નવમો.

—•⊱•⊰•—

### આનું નામ તે. કાર્યપરાયણુતા.

—•⊱⊰•—

વિશ્વનાં દુઃખો કર્ત્તવ્યમાં વિક્ષેપ કરી શકતાં નથી.



"વિનોદ ! 'ભારત સેવા સમાજ' ના સ્વયંસેવકો છુટા છુટા પોતાના કાર્યમાં જોડાઇ ગયા છે. એક તરફ હુરભમ તથા પ્રતાપ ગામડાંઓમાંનું ગ્રામ્ય જીવન, જીવનની ઉચ્ચ કક્ષાએ પહોંચાડવાના યત્નમાં મચી રહ્યા છે. પરન્તુ ત્યાં શિક્ષણ પ્રચાર કરવાની જરૂર છે. સંસારનાં સુખ દુઃખ અને કાવાદાવાથી ઘડાયલા તથા દુનિયાની ટાઢી ઉન્હી જોઇ શાન્ત બનેલા રણછોડ અને દયાને તે કાર્ય સોંપવાની મારી ઇચ્છા છે. હું ધારૂં છું કે તે બન્ને જણ તે કાર્ય ઉત્તમ રીતે બજાવશે. ત્હારો શો મત છે ?"

અરૂણે પોતાના એકાન્ત સ્થળમાં વિનોદને પ્રશ્ન કર્યો.

" અરૂણભાઇ ! તમે તો મને તમારા આવા પ્રશ્નોથી મુશીબતમાં નાખો છો. હું તે કોણ ! મારો અનુભવ શ્યો ? તમારા જ્ઞાન અને ગાંભીર્ય આગળ હું શા હિસાબમાં ? શા માટે મને આવા પ્રશ્ન પૂછો છો ? તમારી યોજનાશક્તિ કયી જગ્યાએ ખામી વાળી જણાઇ છે ?" વિનોદે પ્રત્યુત્તર આપ્યું.

" વિનોદ ! તું પણ હાંજી હાં કરનાર બને છે શું ? સ્વતંત્ર વિચાર એ આપણો સિદ્ધાંત રહેવો જોઇએ. હવે તને જ્ઞાન પ્રાપ્ત થવા માંડયું છે–તારા હ્રદયની ઉચ્ચતાએજ તું મને વશ કરી શકયો છે. એ ઉચ્ચતા–એ દિવ્યતા શરૂઆતથીજ હતી પરન્તુ તેને માર્ગ સૂચનની જરૂર હતી. હવે તે નથી. બોલ વિનોદ ! જવાબ દે."

" શો જવાબ આપું, અરૂણભાઇ ! આપની યોજના યોગ્યજ છે. માત્ર એકજ શંકા થાય છે કે દયા તેમાં શો ભાગ ભજવશે ? તે અશિક્ષિત છે. તેને વાંચતાં લખતાં નથી આવડતું."

"એજને? રણછોડ તેને લખતાં વાંચતાં શીખવી દેશે. બાકી સદ્ગુણમાં તો તેને કાંઇજ શીખવવું પડે તેમ નથી."

"પરન્તુ એક મહાન્ કાર્ય પણ બાકી રહેશે."

"અને તે?" અરૂણે જીજ્ઞાસા કરી.

"શિક્ષણનાં પાઠ્ય પુસ્તકો." વિનોદે ખુલાસો કર્યો.

"તે ખરૂં. પણ તેનીએ મેં યોજના કરી રાખી છે. લે, વાંચ આ નામ. આ પુસ્તકો ત્હારે તૈયાર કરવાનાં છે. હાલ થોડો સમય મારે બીજા કામમાં રોકાવું પડશે ત્યાં સુધીમાં તું આ પુસ્તકો તૈયાર કરી નાખ. રણછોડ તથા દયાને હું આવતી કાલેજ દુરભમ તથા પ્રતાપવાળા ગામ મોકલી દઇશ. જેમ જેમ પુસ્તક તૈયાર થાય તેમ તેમ તું તેમને મોકલી આપજે." આમ બોલતાં અરૂણે પુસ્તકોની એક યાદી વિનોદના હાથમાં મૂકી.

વિનોદ તેમાં નજર કરતાં બોલ્યોઃ-"ભાઇ! આ કાર્ય મારા પર ન નાંખો. હું આ કાર્યથી કંટાળું તેમ નથી પરન્તુ મને ધાસ્તી છે કે આ કાર્યને હું જોઇએ તેવો ન્યાય કદાચ નહિ આપી શકું. કારણ હજી મ્હારે પણ શીખવાનું જ છે. આ કાર્ય તો આપજ કરો."

"વિનોદ! તું તો ધ્હેલો છે. મારા હૃદયમાં યા જીવ્હામાં શું સરસ્વતી વસે છે? શું હું સંપૂર્ણ છું? મનુષ્ય માત્ર અપૂર્ણજ છે. તને શું ત્હારા આત્માપર ભરોસો નથી? માણસ અપૂર્ણ હોવા છતાં જેટલે અંશે તે પોતાના આત્માપર શ્રદ્ધા અને વિશ્વાસ રાખે છે તેટલે અંશે તે સફલતા મેળવે છે. ત્હારે શીખવાનું તો હશેજ પરન્તુ આ કાર્ય માટે તો જોઇતું તું કરી શકીશ. વળી આ નોંધપોથી પણ છેજ."

"તે ખરૂં. પણ નોંધપોથી માટે તો આપની હાજરીની જરૂર છે. આપ સમજાવશો ત્યારેજ ને!" વિનોદે કહ્યું.

"ઠીક છે; આજ તે કાર્ય પૂરૂં કરીશું. વાંચ જોઇએ, કોઇ પુસ્તક યાદીમાં રહી તો નથી જતું?"

"(૧) બાળશિક્ષા." વિનોદે યાદી વાંચવા માંડી. "(૨) બાળ વિનોદ; (૩) બાળધર્મ; (૪) મનુષ્ય સ્વભાવ; (૫) મનુષ્ય જીવન; (૬) મનુષ્ય ધર્મ; (૭) સમાજ; (૮) રાષ્ટ્ર; (૯) જીવનની જરૂરીઆતો

અને તે મેળવવાના ઉપાયો; (૧૦) વ્યાપાર; (૧૧) રાજનીતિ. આ અગીઆર પાઠ્ય પુસ્તકોમાંનાં પહેલાં નવ સ્ત્રી તથા પુરૂષો બન્નેને આવશ્યક છે. બાકીનાં બે પુરૂષો માટે છે. સ્ત્રીઓ પણ તેનો અભ્યાસ કરે તો સારૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકે. બાકીનાં પુસ્તકો માત્ર રાજનીતિ વિશારદ થનાર માટે છે. તેનાં નામઃ—(૧) યુદ્ધકળા. (૨) સંધિ વિગ્રહ. (૩) દેશ વિદેશનું આવશ્યક જ્ઞાન."

"આમાંના છેલ્લા પુસ્તકમાં ઇતિહાસ અને ભૂગોળના આવશ્યક જ્ઞાનનો સમાવેશ થવો જોઇએ. આટલાં પુસ્તકોજ હાલ બસ છે. દશમા પુસ્તકમા વેપાર, હુન્નર ઉદ્યોગ તથા કારખાનાં વિગેરેનો સમાવેશ થવો જોઇએ. એ પુસ્તક કદાચ મોડું તૈયાર થાય તો પણ હરકત નથી." અરૂણ બોલ્યો.

"આપની આજ્ઞા શિરસાવંદ્ય છે. ગારાથી બનતું આપના ચરણમાં સાદર કરીશ. અને એ રીતે પણ મારી જન્મભૂમિ પ્રતિનું મારૂં કર્ત્તવ્ય બજાવીશ."

"રણછોડ તથા દયાનો કર્ત્તવ્ય નિર્દેશ થયા પછી હવે કોણ રહ્યું ? જગન્નાથ પણ તેના કામમાં જોડાયો છે. ગુલશને પણ શરૂઆત કરી દીધી છે. ઉષા રહી. તે તેનાથી બનતું કરશેજ. છતાં વખત આવશે તો સૂચના થશે. પણ વિનોદ ! રમણલાલનું તથા તેની સ્ત્રીનું શું કરવું? રમણલાલ કાંઈ સાંભળે તેમ નથી. વળી તે કોઇ એક નિર્દોષ સ્ત્રીને ફસાવવાનો યત્ન કરે છે. લલિતા પણ દુઃખમાં સડે છે. તેને સુધારી ઠેકાણે લાવવો જોઇએ. મારો વિચાર હાલ તો તેની જ પાછળ ફરવાનો છે. કારણ એક તો તેની સાધ્વી સ્ત્રી દુઃખી થાય છે તેમાં વળી બીજી સાધ્વી સ્ત્રીનું સર્વસ્વ લુંટાવાની ધારતી છે. મેં તેની તપાસનું કામ અમુક વ્યક્તિને સોપ્યું તો છે. છતાં મ્હારી ખાસ જરૂર છે. જોઇશું કાલે શું થાય છે !"

"માધવલાલ શેઠ માટે શું ધાર્યું ? મેં સાંભળ્યું છે કે તેઓ આપણા સમાજ વિરૂદ્ધ હિલચાલ કરી રહ્યા છે. તેમને ઠેકાણે લાવવા જોઇએ !"

"માધવલાલ શેઠ ? હા. માધવલાલ શેઠ ખરા. પણ તેમની વાત તું હમણાં રહેવા દે. સમય આવશે ત્યારે માધવલાલ શેઠને મારો એક શબ્દજ બસ છે. ત્યાં સુધી તું જોયા કર. તેમની

ચળવળથી આપણે નિરાશ થવાનું નથી. આપણા સમાજસેવકો દરેક પોતાના કાર્યમાં મચેલાજ છે. અને તેઓ તેમના કાર્યમાં વિજય મેળવશે એવી મને શ્રદ્ધા છે. ''

" અરૂણભાઇ ! મને કાંઇક શંકા થાય છે, ક્ષમા કરજે પણ આપણા નેતાઓ ગયા મહાસભાની બેઠક પછી બે પક્ષમાં વહેંચાઇ ગયા. અને વળી પાછા એક થયા. આ બધું શું થાય છે ? અને આપણે આમને આમ કામ કરીશું તો પરીણામ શું આવશે ? " વિનોદે પ્રશ્ન કર્યો

" વિનોદ ! પક્ષ પડવાજ જોઇતા હતા. અને હજી પણ પડશેજ. मुण्डे मुण्डे मतिर्भिन्ना । જો એમ ન થાય તો રાષ્ટ્ર બળવાન બનેજ નહિ. આવા બનાવોથી આપણે નાહિમ્મત બનવાનું નથી. પરન્તુ વધુ બળવાન બનવાનું છે. એ બધું તું આજ નોંધપોથીના વાંચનથી સમજી શકીશ. " અરૂણ એટલું બોલી અટક્યો. ક્ષણ પછી વિનોદે હાથમાં નોંધપોથી લઇ કહ્યું:—

" આજ્ઞા છે ? વાંચુ ? "

" ભલે, વાંચ. "

આજ્ઞા મળતાંજ વિનોદે વાંચવું શરૂ કર્યું

" અત્રે કદાચ એવી શંકા થશે કે સમાજ જે પરતંત્ર દશામાં હોય તે પોતાની ઉન્નતિ ઉપરના કાર્યક્રમે સાધ્ય કરવા યત્ન કરે તો રાજ્યતંત્ર તરફથી તેમાં વિઘ્ન આવે કે નહિં ? અને આવે તો તે પ્રસગે શું કરવું ? આના ખુલાસામાં એટલું જ કે રાજ્યતંત્ર જો સુવ્યવસ્થિત હોય તો આ પ્રસંગજ ઉભો ન થાય. અને કદાચ આ પ્રસંગ ઉપસ્થિત થવાના સંયોગો આવે તો રાજ્ય તંત્ર તરફથી અડચણ આવે તે સ્વાભાવિકજ છે. કારણ વિશ્વમાં ગમે તેટલાં શાન્તિચાહક રાજ્યો હોય, શાન્તિ સ્થાપન કરવા ગમે તેટલા રાજ્ય સંઘો સ્થપાય— ભલેને પ્રજાસંઘો સ્થપાય, પણ તેમાં નિઃસ્વાર્થ સંઘ એક પણ હોઇ શકે નહિં. દરેક સંઘમાં સ્વાર્થ તો ખરો જ. હાથીની માફક તેમના પણ દેખાડવાના અને ચાવવાના દાંત જુદા જ હોય. તેનું કારણ ખુલ્લુંજ છે. પ્રજા સંઘ સ્થાપે કોણ ? બળવાન પ્રજા. કારણ તે બળવાન હોય તો જ તે પ્રજા-સંઘના નિયમોનું પાલન બીજી પ્રજાઓ પાસે કરાવી શકે. અને

જ્યારે આવી બળવાન પ્રજાઓ પ્રજાસંઘ સ્થાપે—અને તે ખાસ અમુક નીયમે શાન્તિ સાચવવા માટે જ—ભાવિયુદ્ધનો અટકાવ કરવા માટે જ—ત્યારે એ તો નિઃસંદેહ છે કે તેમના પોતાના કરતાં અન્ય પ્રજા વધુ બળવાન ન બને, યા યુદ્ધ ન કરે અર્થાત ટુંકમાં એજ કે પોતાની સત્તા જળવાઇ રહે એ હેતુથીજ તે સંઘ સ્થપાયા હોય. તેનું પરિણામ શું આવે ? બળવાન પ્રજાઓ એકત્ર થઈ, નિર્બળ પ્રજાઓને હમેશાં પોતાની સત્તાની ઝુંસરી નીચે દબાવી રાખે—નિર્માલ્ય બનાવી નાખે. અને તેથી એ તો નિર્વિવાદ છે કે શાન્તિ અને નિઃસ્વાર્થતાનાં ગમે તેટલાં બણગાં ફુંકાતાં હોય છતાં સ્વાર્થ વિના તેમાં બીજું કાંઇજ હેતું નથી. અને તેથી ગમે તેવું નિઃસ્વાર્થી જણાતું પણ વિદેશી રાજ્યતંત્ર પોતાની સત્તા છોડી દઇ કોઇ પણ પ્રજાને સ્વતંત્રતા સોંપે એ કેવળ અમાન્ય થઇ પડે છે. આથી દરેક સમાજને તેનો ઉન્નતિ પથ સાધ્ય કરતા વિદેશી રાજ્યતંત્ર તરફથી અડચણ તો આવે જ. અને તે દૂર કરવામાં તે સમાજની સહનશિલતા, શ્રદ્ધા, અને કાર્યપરાયણતાજ મુખ્ય ભાગ ભજવે છે. શાન્તિમય અપહકાર અને વિચાર-સ્વાતન્ત્ર્યસહ તેવું વર્તન એ તેના સંગ્રામમાં સબળ હથિયાર છે.

હવે જ્યારે સમાજ આવી કસોટી ઉપર ચઢે છે ત્યારે તે એકત્રિત રહેવાની ઘણી આવશ્યક્તા છે. ઐક્ય ઉપરજ તેનું બળ છે. છતાં ઘણી વખત તે બેથી પણ વધુ પક્ષોમાં વિભક્ત બની જાય છે. નેતાઓ પોતાને યોગ્ય જણાતા માર્ગો સમાજ સન્મુખ મૂકી પોતાના મતનાં મનુષ્યોસહ જુદા પડે છે ધ્યેય તો એકજ રહે છે પરન્તુ બન્ને કર્ત્તવ્ય ક્ષેત્ર ભિન્ન ભિન્ન રાખે છે યા કર્ત્તવ્ય માર્ગ બદલે છે. અને તેથી બન્નેને હાનિ થાય છે. બન્નેનું ઐક્ય અને બળ નબળું પડે છે. સમાજને જો કે આથી હાનિ તો થાય છેજ પરન્તુ બીજી રીતે સમાજને આથી શીખવાનું ઘણું મળે છે. કારણ પ્રથમ તો પોતાના નેતાઓને એકત્ર જોઈ આખો સમાજ સમજ્યે વણસમજ્યે પણ તેમનું અનુકરણ કરવા મંડી પડે છે. પરન્તુ નેતાઓમાં પક્ષ પડતાં પક્ષ પડવાનાં કારણો તથા બન્નેના પ્રમાણ માર્ગની નિર્બળતા તથા સબળતા, શક્યાશક્યના તથા તેમના

અંતઃકરણની છલકાતી લાગણીઓનું સમાજને જ્ઞાન થાય છે. તેમને વિચારવા અને સમજવાનો સમય મળે છે અને તેથી જે કાંઇ થોડું પણ કાર્ય થાય છે તે સમજપૂર્વક થાય છે અને જો કદાચ પાછળથી નેતાઓમાં તડજોડ કરી સમજુતિ થાય છે—વળી પાછા એક થાય છે તો એક બીજાના સિદ્ધાંતોની નબળાઇ કેટલેક અંશે દૂર કરે છે અને એ રીતે વધુ સબળ બને છે. નેતાની બુદ્ધિની કસોટી થાય છે અને સમાજને સીધો નિશ્ચયાત્મક માર્ગ સમજવાની તક મળે છે. પરન્તુ જ્યારે નેતાઓમાં પક્ષ પડે ત્યારે સમાજે કયો માર્ગ લેવો તે બહુ વિચારવા જેવું છે. એકદમ કોઇ પણ પક્ષને ઉતારી પાડવો નહિં તેમજ તેમાં ભળી જવું નહિં. પરન્તુ તેમના સિદ્ધાંતોનો સંપૂર્ણ વિચાર કરવો. કેટલીક વખત એમ પણ બને છે કે નેતાઓ સમાજની લાગણી અનુસાર પ્રથમ પોતાના સિદ્ધાંતો ઘડે છે અને પાછળથી તે લાગણીની દરકાર થતી નથી. કેટલાક તો વાતાવરણની માફક પોતાના વિચારો સમયે સમયે બદલે છે. પરન્તુ એવા તો કોઇક વીરલા નીકળે છે જે પોતે એક વખત પૂર્ણપણે કરેલા નિશ્ચયોને વળગી રહે છે. વળી નેતાઓમાં એક મહાન ગુણની અત્યંત આવશ્યકતા છે અને તે એ કે સર્વ સમક્ષ પોતાથી થયેલી ભૂલ, યા પોતાનું અજ્ઞાન નિઃસંકોચે કબુલ કરવું. આવો પુરૂષજ નેતા થવાને યોગ્ય છે. બાકી એવા પણ ઘણા નેતાઓ મળી આવે છે કે જેઓ "જીસકે તડમેં લડ્ડુ, ઉસકે તડમેં હમ" વાળી નીતિ અખત્યાર કરનારા હોય છે. કેટલાકને રાજ્યતંત્ર તરફથી લાલચ મળતાં તે સમાજ અને રાષ્ટ્રને પણ પડતાં મૂકી પોતાના સ્વાર્થે દોડી જાય છે. આ નેતાઓ પાસેથી સમાજ શું મેળવી શકે ? માટેજ કહ્યું છે કે નેતાઓની કસોટી તો અણીના વખતેજ થાય છે અને તે પક્ષ પડતી વખત તેમજ તે અગાઉ અને તે પછીના તેમના સિદ્ધાંતો તથા તેમના આત્મભોગ ઉપરજ વધુ આધાર રાખે છે.

સમાજનો મોટો આધાર નેતાઓ ઉપર છે એ ખરૂં છે પણ સમાજે પોતાનું વ્યક્તિમય જીવન ઉચ્ચ બનાવવું જોઇએ. વ્યક્તિગત ઉચ્ચતા અને રાષ્ટ્ર ભાવના એજ રાષ્ટ્રનું જીવન છે અને એવી ભાવના નેતાઓના છૂટી ગયેલા મગજોને પણ ઠેકાણે લા વે છે.

એવી ભાવના ક્યારે જાગૃત થાય ? ઉપર કહેલા માર્ગે ઉન્નતિ પથ પર પ્રયાણ કરે ત્યારેજ. અને તે પ્રયાણ ક્યારે થાય ? સહજ પણ જ્ઞાન મળે તો. અને તે શાથી મળે ? માત્ર કેળવણીથી.

હવે જુઓ કે ભારતમાં તેની વસ્તીના પ્રમાણમાં કેળવાયલાં મનુષ્યો કેટલાં છે ? એકત્રીસ કરોડમાંથી માત્ર પોણા બે કરોડ અને તેમાં પણ રાજ્યભાષા જાણનારાની સંખ્યા તો સોળ સાડા સોળ લાખનીજ છે. અને વસ્તીના પ્રમાણમાં વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર પીસ્તાળીસ લાખની છે. એટલે વસ્તીનો ૧/૭૦ છે જ્યારે અમેરીકામાં લગભગ [illegible], ઓસ્ટ્રેલીઆમાં [illegible], સ્વીટ્ઝર્લેન્ડમાં [illegible]. યુનાઇટેડ કીંગ્ડમ [illegible], અને જર્મની [illegible] છે. આ ઉપરથી જણાશે કે ભારતમાં કેટલી કેળવણી છે અને તે પણ કેવી છે ? એક કવિએ કહ્યું છે કે:—

શિર ઝુકા કર સુન રહો જો અફસરોકી ગાલીયાં;
તો દેસકેગી રાતકો, દો રોટીયાં ઘરવાલીયાં.

આથીજ કેળવણી ઉપર ઘણું ધ્યાન આપવાનું છે. કેટલીક વખત ભારતના ઇતિહાસમાં અપૂર્ણતા જણાવી ભારત સંતાનો પોતાનો ઇતિહાસ લખવામાં કેટલાં બેદરકાર યા પછાત રહ્યાં છે એમ ટીકા કરવામાં આવે છે. તે સંબંધમાં જણાવવાનું કે—"

"વિનોદ ! હવે બસ કર. હવે લેખની વિચાર દિશા બદલાય છે વળી બીજી વખત વાત." અરૂણે કહ્યું.

"વારૂ ! અરૂણભાઇ ! હવે મને સમજાયું કે નેતાઓમાં પક્ષ શાથી પડે છે અને તેનું પરિણામ શું આવે છે. ખરેખર ! આપણો કાર્યક્રમ સર્વમાન્યજ છે અને તેથી—"

વિનોદ હજી આગળ બોલતો હતો એટલામાં કોઇના ગાવાનો સ્વર આવ્યો. અરૂણે કાન માંડયા:—

"કરલે ભલાઇ જીંદગાની, ઔર જવાની ફાની હૈ."

આ શબ્દો સાંભળતાં જ અરૂણના ચ્હેરા પર ફેરફાર થઇ ગયો. અરૂણ એકદમ ઉઠી બ્હાર ગયો. જતી વખત બહારથી બારણું બંધ કરતો ગયો. વિનોદ દેના અચાનક પ્રયાણથી વિચારમાં

પડી ગયો. લગભગ દશેક મીનીટ બાદ કોઇએ બહારથી બારણાની સાંકળ ઉઘાડવાનો અવાજ વિનોદને કાને પડયો. વિનોદ ત્યાંજ વિચારમગ્ન થઇ બેસી રહ્યો. કેટલીકવારે વિનોદના મુખમાંથી શબ્દો સરી પડ્યાઃ—

"આનું નામ તે કાર્યપરાયણતા."

## પરિચ્છેદ દશમો.

### આપતો બડે ડીટેકટીવ ભી હો !

કર્ત્તવ્ય પરાયણતા શીખવાથી આવતી નથી પરન્તુ કર્ત્તવ્ય પરાયણ થવાની તિવ્રેચ્છાથીજ આવે છે.



સમય રાત્રિના એક વાગ્યાનો હતો. રાજનગરના સ્ટેશન પર માત્ર અજમેર વાળી ગાડીએ જનારા યા તે તરફથી આવી મુંબઇ તરફ જનારા આર. એમ. આરના ઉતારૂઓ પોટલાંનાં ઉશીકાં કરી લાંબા થઇ સુતા હતા. સ્ટેશન ઉપર આખો દિવસ 'બાંમણીયા ચા' 'દાળ ચેવડો બરફી જલેબી' 'પાન પટ્ટી' વગેરેની બૂમો પાડનારા ફેરીઆઓ પણ ઘેર ચાલ્યા ગયા હતા. તેમના જવાથી સ્ટેશન જાણે સુનુ સુનુ જણાતું હતું. ઝાંખાં ફાનસો ઓલવાઇ જતા દીવાના જેવો પ્રકાશ મરતાં મરતાં આપતાં હતાં. બે ત્રણ ગાડીઓ ફક્ત સ્ટેશનના કંપાઉન્ડમાં જણાતી હતી. ગાડીવાનો પણ ઘોરતા હતા. સમાજનું રક્ષણ કરનારા પોલીસો પણ એકાદ ખુણામાં પડયા પડયા નિદ્રાદેવીનું આરાધન કરતા હતા. સ્ટેશન યાર્ડમાં શન્ટીંગ કરતા એન્જીનની સીટી કોક કોક વખત સંભળાતી હતી. સર્વત્ર શાન્તિ હતું. આ વખત એક માણસ સ્ટેશનમાંથી આમતેમ જોતો લપાતો છુપાતો બહાર નીકળ્યો. અને સ્ટેશનના સામેની હોટલ આગળ આવી છુપાઇને ક્ષણવાર ઉભો રહ્યો. કાંઇક અવાજ આવતાં

કાન માંડી સાંભળવા લાગ્યો. ક્ષણ પછી તેણે દરવાજા ઉપર ત્રણ ટકોરા માર્યા. પણ કાંઇજ જવાબ ન મળ્યો. એટલામાં અંદરથી કોઇનો અવાજ સંભળાયો. ક્ષણમાં તે અવાજ તેને પરિચિત તો ક્ષણમાં અપરિચિત જણાવા લાગ્યો, તે અધીરો બન્યો. પાછળ ફરી તે હોટલના પાછલા ભાગમાં એક નાની બારી હતી તે તરફ જઇને ઉભો. તેને કાને નીચેની વાતચીત પડીઃ—

"જો જેની! આટલા દિવસથી તું મને વાયદા કર્યા કરે છે અને મારૂં કહ્યું સાંભળતી નથી; હવે વધારે દીવસ આવું નહિં ચાલે, આજતો—"

"શેઠ! તમે તો મારા માવતરને ઠેકાણે સો. તમારા મોઢામાં આવાં વેણ ના શોભે. હું તો તમારી દીકરી જેવી સું."

પ્રિય પાઠક! આ બોલનાર તે પેલો હોટલવાળો છગન તથા મીઠાભાઇની સ્ત્રી જયા હતાં. અને જે વ્યક્તિ છુપાઇને સાંભળતી હતી તે પેલો હૃદય વિનાનો મીઠાભાઇ હતો. જે જયાનો ત્યાગ કરી ચતુરાના નામથી રમણલાલની નોકરીમાં રહ્યો હતો. તેણે જયાનો અવાજ ઓળખ્યો. જયાના શબ્દો તેને કાને પડતાંજ તેનો ભ્રમ ઉડી ગયો. જે જયાના ઉપર શંકા લાવી, પોતાને દુઃખી માની, તેનો તથા પોતાનાં છોકરાંઓનો તેણે ત્યાગ કર્યો હતો તેનો પવિત્રતા વિષે તેની ખાત્રી થઇ. પોતાને તે હજારોવાર ધિક્કારવા લાગ્યો. જયા માટે તેનો પ્રેમ પાછો ઉભરાયો. તેનું લાગણીહિન બની ગયેલું હૃદય પાછું લાગણીયુક્ત બન્યું. ધીમે ધીમે તે ચતુરામાંથી પાછો શરૂઆતનો મીઠાભાઇ બનવા લાગ્યો. આપણે તેને હાલ તો ચતુરા તરીકેજ ઓળખીશું.

"જેની! જો તારી જગ્યાએ બીજી કોક હોત તો ક્યારનુંએ મારૂં કહ્યું માનત. અને જો ન માનત તો મેં જબરજસ્તીથી ક્યારનીએ મારે તાબે કરી હોત. તારા માટે હું જરા વિચાર કરૂં છું. મારે ત્યાં આવી કેટલીય નોકરડીઓ આવી ગઇ. અને તે બધીય મારે પગે પડતી હતી. તું કેમ અચકાયછે તે મને સમજાતું નથી. આવ, આમ તો આવ." છગન બોલ્યો.

"શેઠ! શું આટલા હારૂ તમે મને વાસણ માંજવાના અને ઘરનું કામ કરવાની નોકરી આપી હતી! તમે કહેશો તે બધુંય

કામ કરીશ પણુ એ તો મારાથી નહિં બને. બીજાંની હાથે તમે ગમે તેમ કરો પણુ મારી હાથે તો તમારે વાતજ ન કરવી." જેલીએ ધીમે ધીમે તેની સમજુતિ કરવા માંડી.

"એ બધુંય ઠીક છે. મેં તને નોકર રાખી તે શું કરવા? મારી મરજી મુજબ મારી સાથે રહેવા. તું કહે તો કાલથી બીજી નોકરડી રાખી લઉં. ત્હારે પ્યાલા ધોવાનું કામ ન કરવું. ત્હારે ખાઇ પીને બેસી રહેવું. અને મારી મરજી સાચવવી પછી છે કાંઇ?" છગને લાલચ આપવા માંડી.

"શેઠ! કામ કરવાથી હું બીતી નથી. મારે એવી શેઠાઇ નથી જોઇતી. મને અને મારા છોકરાંને હખે રોટલો ખાવા દઇ પડી રહેવા દ્યો એટલે બધું મળ્યું. હું તમને પગે લાગીને કહુ છું કે મને જવા દ્યો. બારણું ઉઘાડો. મારે પેલા ઓરડામાં જવું છે. તમે તમારે મન પસંદ દહ જણીને બોલાવો. મારે એવું કામ નથી કરવું." જેલીએ કાલાવાલા કરવા માંડયા.

"હશે. વળી બીજી વખત વાત. જેલી! તારૂં દિલ હું નહિ દુભાવું. તને મેં કંઇ ખાસ આટલા હારૂ ન્હોતી બોલાવી. પણુ બીજુ કામ હતું" છગને બાજી ફેરવી.

"બીજુ શુ હતું? કહો." જેલીને કાંઇક વિશ્વાસ આવ્યો.

"આજ બપોરનું માથું દુઃખે છે, બરડો ફાટે છે, અને પગ તુટે છે તે જરા પગે તેલ ચોળવુતુ અને માથું દાબવું હતું. તું દાબીશ?"

જરા વાર રહી જયાએ જવાબ દીધો. "દાબીશ."

પાંચેક મીનીટ બધું શાન્ત રહ્યું. ચતુરો કાંઇક અધીરો બન્યો. જયા માટે હવે તેના મનમાં વ્હેમ નહોતો પણુ છગન ઉપર તેને વિશ્વાસ આવ્યો નહિ. હજી તો તે કાંઇક વિચારમાં હતો એટલામાં પાછો અવાજ સંભળાયો.

"છોકા મારા પીટયા—હખનો મર્યં—હજાર વાર હમજાવીને કહ્યું તોય હજી અક્કલ ઠેકાણે ના આવી. એમ ના હમજીશ કે હું બાયડી માણુસ સું તે ડરી જઇશ. તારા જેવા દહને તો ઉભા ને ઉભા ચીરી નાખું એમસું."

જયા જ્યારે છગનનું માથુ દબાવવા બેઠી ત્યારે શરૂઆતમાં છગન ચૂપ રહ્યો પણ તરતજ તેની વાસના પાછી જાગૃત થઇ. તેણે જયાના હૃદય ઉપરનું વસ્ત્ર ઉંચું કર્યું જયા અશિક્ષિત પણ ખાનદાન કુટુંબની હતી. આવું અપમાન અને અનીતિ તે સહન કરી શકે તેમ નહતી. તે તરતજ છગનનો હાથ ઝટકાવી નાખી ઉભી થતાં બોલી. હવે છગનનો મિજાજ પણ ગયો પોતે પોતાની ધારણામાં નિષ્ફળ થયો તે સહન કરી શકયો નહિં. તેણે ઉઠી જયાનો હાથ પકડવા યત્ન કર્યો.

"હવે કયાં જવાની છે? સીધી સીધી નહિ માને તો જબરજસ્તીથી માનવું પડશે." છગન તેની પાસે જતાં બોલ્યો.

"ત્હારા જેવા તો ઘણાંયને આ પગ તળે કચરી નાખ્યા. પડે તો આવ્ય, ત્હારૂં તાસકુંજ રંગી નાખુ." હવે જયા ઉશ્કેરાઇ ગઇ. તેનો ગુસ્સો હદથી પણ વધુ ઉશ્કેરાઇ ગયો હતો.

છગને પાસે જઇ તેનો હાથ પકડયો. જયાએ તરત જ તે પાછો ખેંચી લેતાં છગનના મોઢા પર એક તમાચો લગાવી દીધો. છગન પાછો હઠવા ગયો પણ તેને નાક તથા આંખ ઉપર જયાની સુકી લાકડા જેવી આંગળીઓ વાગી. આંખ ઝુંક્વાઇ. તેમાંથી પાણી નીકળવા માંડયું. આંખ ઉઘાડવી પણ મુસ્કેલ થઇ પડી. જયાએ આ સમયનો લાભ લીધો તે બારણું ઉઘાડવા દોડી. છગન ચેતી ગયો. જયા બારણાની સાંકળ ઉઘાડે તે પહેલાં તેણે તેને પાછળથી બાથમાં પકડી અને લાવીને બિછાનામાં નાખી. જયા કંઇ તેનાથી જાય તેમ નહતી. બીછાનામાં પડતાં જ તેણે છગન સામે ફરી તેને પેઢા ઉપર એક લાત લગાવી દીધી. ચતુરો આ બધું બારીની ફાટમાંથી જોયા કરતો હતો. જયાની પવિત્રતા પર તે આફરીન બની ગયો હતો. હજી છગન શું કરે છે તે જાણવાની ઇચ્છાએ બળતા હૃદયે પણ તે મૌન ઉભો.

છગનને કયોલી લાત વાગતાં તેને કળ ચઢી. જયા ઉભી થતાં બોલી.

"મારા પીટયા બાયલા! એમ ના સમજીસ કે હું ન્હાસી જઇશ. મને કાંઇ ત્હારી બીક લાગતી નથી. ત્હારા જેવા દહને તે

હું આખાને આખા ખઇ જઉં એવીસું. જો મારી પાછળ લાગ્યો સે તો તારૂં આયખુજ આવી રયુ હમજજે."

ક્ષણુવાર પછી વિજેતા સામ્રાજ્ઞીની માફક ધીમે ધીમે ડગલાં ભરતી તે ઓરડાનું બારણું ઉઘાડી બહાર ચાલી ગઇ. ચતુરાએ હવે બારીના બારણા ઉપર ત્રણુ ટકોરા માર્યા. છગન સફાળો ઉભો થયો. બારી પાસે જઇ તેણે પણુ સામા ત્રણુ ટકોરા માર્યા. ચતુરે બીજો એક ટકોરો માર્યો.

છગને પૂછ્યું:—"કોણુ ?"

"ચતુરો. બારણું ઉઘાડો. રમણુલાલ શેઠનો સંદેશો છે." ચતુરાએ જવાબ વાળ્યો–

ચતુરાને આગલે દરવાજે આવવાનુ કહી છગન આગળ ગયો. છગન તથા ચતુરા વચ્ચે થોડી વાર છાની છાની વાતચીત થઇ. થોડીવાર પછી જયાને બારણું બંધ કરવાનુ કહી બંને જણુ ત્યાંથી બહાર નીકળ્યા. તેમને ગયે બે મીનીટ પણુ નહિં થઇ હોય ત્યાં એક કોઇ વ્યક્તિએ હોટલનું બારણું ઠોકયુ. જયાએ બારણું ઉઘાડી કોણુ હતુ તેની તપાસ કરી.

"તમે કોણુ છો ? કોનું કામ છે ? શેઠ ઘરમાં નથી." જયાએ પ્રશ્ન કરવા સાથે જણાવ્યું.

"મારે શેઠનું કામ નથી પણુ તમારૂ કામ છે." નવિન આગંતુક વ્યકિતએ જવાબ વાળ્યો.

"તમે કોણુ છો ? મારૂં સ્યુ કામ છે ?" જયાએ કાંઇક ગભરાટમાં પૂછ્યું.

"બ્હીશો ના, બ્હેન !" આગંતુકના આ શબ્દોથી જયાને ધીરજ આવી. આગંતુકે આગળ ચલાવ્યું. "તમારા ઉપર જે જે વીતી તેની મને ખબર છે. હું તમને બચાવીશ. મદદ કરીશ. મારા પર વિશ્વાસ રાખજો. સાચાનો બેલી ઇશ્વર છે. અત્યારે તો મ્હારે આ હોટલવાળાનાં કારસ્તાન જાણુવા તેની પાછળ જવું છે. પણુ તમે બપોરે મળજો અને તમારી વાત કહેજો હું તમને સુખી કરીશ. મારાપર અણુવિશ્વાસ લાવશો ના. હું પુરૂષ નથી પણુ સ્ત્રી છું. હું બપોરે સ્ટેશનનાં પગથીઆં નજીક બેસીશ. તમે ત્યાં આવશો એટલે હુંજ તમને બોલાવીશ. હવે હું જાઉં છું. મારે બહુ કામછે."

જવાબની રાહ જોયા વિના તે સ્ત્રી ત્યાંથી છગન તથા ચ-

તુરાની પાછળ ઝડપથી ચાલી ગઈ. તેના ગયા બાદ જયાના મનમાં તે સ્ત્રી વિષે હજારો વિચાર આવવા લાગ્યા.

"એ સ્ત્રી કોણ હશે? મારી વિતક વાત તેના જાણવામાં શા રીતે આવી હશે? છગનની પાછળ તે શા માટે ગઇ હશે? તેના ઉપર તેને કાંઇક વેર હશે? તે વેર લેવા ફરતી હશે? તેમ ના હોય તો તેની પાછળ શું કરવા જાય? વળી તે મને મદદ શા માટે કરે? તે શી મદદ કરશે? મારાથી આ ચંડાળને ત્યાં કેમ રહેવાશે? હું કયાં જઇશ?" આ વિચાર પરથી વળી તેના વિચાર બદલાયા. "એ રખેને છગનાએ તો મને ભોળવવા કોકને નહિ મોકલી હોય? હશે. જોઇ લેવાશે. મારા મોતીઆનો બાપ નાસી ના ગયો હોત તો આ બધું દુઃખ મારે શ્યા હારૂ ખમવું પડત? અરેરે! નસીબમાં લખેલું કોણ મિથ્યા કરે?" વગેરે વિચારો કરતી મોતીઆ તથા મધુરી તરફ નજર નાખતી તે બિચારી દુઃખી સાધ્વી નિદ્રાવશ થઇ.

આ બાજુ છગન તથા ચતુરો રાજામહેતાની પોળમાં આવ્યા ત્યાં આવી જે મકાનમાં રમણલાલે જે પેલી નવીન રમણી રાખી હતી તે મકાનના દરવાજા ઉપર ચતુરાએ ત્રણ ટકોરા માર્યા. તરતજ એક માણસ મોઢે કાળી બોકાની બાંધી હાથમાં ડાંગ લઇ બહાર આવ્યો. તેણે પોતાની કમ્મરમાંથી બે છરા કાઢી છગન તથા ચતુરના હાથમાં મુકયા ત્રણે જણ પાછા ત્યાંથી ચાલ્યા. તેઓ રમણલાલના મકાન આગળ આવ્યા ત્યાં આવી પેલા બોકાનીવાળા મનુષ્યે સીટી વગાડી. રમણલાલના મેડાની એક બારી ઉઘડી. પેલા મનુષ્યે દિવાસળી સળગાવી ત્રણ વાર હવામાં આમ તેમ ફેરવી. બારીમાં પણ એવોજ દેખાવ જણાયો. તરતજ તેઓ બારણા નજીક આવ્યા. ઉપરથી એક દોરીની નીસરણી લટકાવવામાં આવી. ત્રણે જણ ઉપર ગયાં. આશરે પા કલાક પછી તે ત્રણે જણ પાછા તેજ રસ્તે નીચે ઉતર્યા. પણ આ વખત તેમની પાસે એક ગાંસડી બાંધેલી હતી. તેઓ ત્યાંથી નીકળી સ્ટેશન તરફ ચાલ્યા ચતુરો સીધો સ્ટેશન પર ગયો. પેલા બે જણા તે ગાંસડી લઇ છગનને ઘેર આવ્યા. આ વખત ત્રણ વાગવાનો સમય હતો. છગનની હોટલ સાથે એક બીજી ઓરડી પણ તેના કબજામાં હતી. તેને હમેશાં

તાળુ મારી રાખતો. આ ઓરડીમાં તેના પાછલા ભાગમાં થઇને જવાતું તેમ બીજો રસ્તો જે ઓરડામાં આપણે છગન તથા જયાને જોઇ ગયા હતા તે ઓરડામાંથી પણ હતો. છગન તથા પેલો માણુસ પાછને રસ્તેથી તે ઓરડામાં દાખલ થયા. પેલો બોટલની- વાળો માણુસ ગાંસડી સાથે તે ઓરડામાંજ રહ્યો. છગન હોટલમા આવ્યો જે વખત તેઓ રાજામહેતાની પોળમાંથી નીકળ્યા તે વખત એક વ્યકિત પણુ તેમની પાછળ પાછળ ત્યાં સુધી આવી. ચતુરો સ્ટેશન પરથી પાછો ફરતાં પેલી વ્યકિત પણુ પાછી ફરી અને અરૂણુના ઘર આગળ ગઇ. ત્યાં જઇ તેણે સહજ વિચાર કરી ગાવા માંડયું.

"કર ભલાઇ, જીંદગાની ઔર જવાની ફાની હૈ."

આ શબ્દો સાભળી અરૂણુ તરતજ બહાર આવ્યો. પ્રિય પાઠક! આગલા પ્રકરણુમાં આપણે અરૂણુને આ શબ્દો સાંભળી વિનોદ પાસેથી ઉઠી બહાર ગયેલો જોઇ ગયા છીએ. અરૂણે તે વ્યકિત સાથે કંઇક વાત કરી અને તેની સાથે હોટલ ભણી ચાલ્યો જણુાવવાની કાંઇ જરૂર નથી કે આ વ્યકિત તે પેલી ભિખારણુજ હતી. માર્ગમાં તે વ્યકિતએ જયાની બધી વાત કરી. અરૂણે તે સાંભળી બોલી ઉઠયો.

"આમીન! આમીન!! તેંભી તો આજ એક પવિત્ર ઔરતકી પાકદામનકો અછુતા રખનેકે લીયે અચ્છી કોશીષ કી. આજ દો પહરેકા જરૂર ઉન્સે મીલકે ઉન્હે બચાલે. મેં ઉન્કે લીયે મકાનકી તજવીજ કરૂંગા. મગર યહ ગઠડીમેં ધન લોગ કયા લાયે હોંગે? મુઝે શક આતાહૈ કી વો રમણુલાલકી ઔરત લલિતાકી હોગી. ખુદા કરે ધન બેચારીકે સરસે આફત ટલ જાય."

"આપકી ફરમાબરદાર લોંડી તયારહૈ. પોલસકો ખબર દેંગે?" ભિખારણે પૂછયું.

"નહિં, નહિં. પહિલે મામલા દેખના ચાહિયે. પીછે બાત" અરૂણુ બોલ્યો.

"આપતો બડે ડીટેકટીવબી હો!" ભિખારણુ સ્નેહાર્દ્રષ્ટિએ તેના તરફ જોઈ રહી.

—❧—

## પરિચ્છેદ અગીઆરમો.

—∗—

### આતો મ્હારો કિશોર !

—∗—

સજાતિય તત્વો આખરે પણ સજાતિય તત્વમાંજ ભળે.



આશા ! આશા !! તું કેવી નિષ્ઠુર છે ? તારા આધારે વર્ષોનાં વર્ષો દુઃખો સહન કરે છે છતાં શું તું દરેકને સંતોષ આપે છે ? વિશ્વમાત્ર તારા તંતુ પર લટકી રહ્યું છે. તું ન હોત તો કેટલાય જીવન કચરાઈ ગયાં હોત ! તારે આધારે તો કેટલાય જીવન ગાળતાં શીખે છે છતાં તું તેમનું શું ભલું કરે છે ? આહા ! મારૂં હ્રદય પણ ત્હારા વડેજ ટકયું છે. નહિં તો કયારનાય તેના ટુકડા થઇ ગયા હોત. મારા હ્રદયમાં ઘર કરી વસનાર મૂર્ત્તિ—તે મોહક મૂર્ત્તિ હવે મને કયાં મળશે ? કયારે મળશે ? આજકાલ કરતાં પાંચ છ વર્ષ વહી ગયાં, અરે તેનાં આત્મિયજનોએ પણ તેની આશા છોડી, છતાં મારૂં હ્રદય હજીએ તેની આશા ધરી રહ્યું છે. મારો અંતરાત્મા કહે છે કે હજી એ તે તને આવી મળશે. મળશે ? કયારે મળશે ? કયાં મળશે ? કંઈ સમજાતું નથી. કેટલીય વખત માતાની સમજુતિ મુજબ તેને દૂર કરવા યત્ન કરૂં છું પણ હઠીલું હ્રદય માનતુંજ નથી. તે તો કિશોર—કિશોરનીજ જપમાળા જપ્યા કરે છે.”

રાત્રિના શાન્ત વાતાવરણમાં ઉષા ગંભીર વિચારે ચઢી. આજ તેના હ્રદયને શાન્તિ ન હતી. તેનું હ્રદય વલોવાઇ જતું હતું. ક્ષણે ક્ષણે તેને કિશોરના, તેના પ્રેમભર્યા મીઠા શબ્દોના, અને તેની અમીભરી દૃષ્ટિના ભણકારા વાગતા હતા. ઘડી ઘડીમાં તે ચમકતી હતી. ન તો તેની આંખમાં નિંદ્રા હતી, ન તો હ્રદયમાં શાન્તિ હતી. તેનાં નેત્રો દૃષ્ટિ છતાં જડ જેવાં હતાં. અને તેનું હ્રદય ચૈતન્ય છતાં ચૈતન્યહિન જણાતું હતું. દિવાનખાનામાં લેમ્પનો પ્રકાશ

વિરતર્યો હતો. ચારે બાજુની બારીઓ ખુલ્લી હોવાથી પવન પણુ સારો આવતો હતો. ઉષા—હ્રદય તરંગમાં ઝોલાં ખાતી ઉષા આરામ ખુરસી પર પડી હતી. કિશોરની છબી-ચિત્રપટ સામુંજ લટકતું હતું. તેનાં નેત્રો તેના તરફ સ્થિર પણે જડાઇ રહ્યાં હતાં. હ્રદય પ્રેમના અતુલબળથી છલકાઇ રહ્યું હતું.

" પ્રેમે દહ્યું હ્રદય, કાંઈ ન ભેદ જાણે,
ચૈતન્યને જડ સહુ સરખા પ્રમાણે:

એ ન્યાયે કિશોરના ચિત્રપટ ભણી ઠપકાભરી આંખે જોઇ રહી હતી. સમયનું, સંયોગોનું ભાન વિસરાયુ. પોતાની દૃષ્ટિ સામે ચિત્રપટ છે કે કિશોર છે તેની પણુ વિસ્મૃતિ થઇ. કિશોરનું ચિત્ર પટ તેના તરફ જોઇ હસતું હોય તેમ તેને ભાસ થયો. દૃષ્ટિમાંનો ઠપકાનો ભાવ બદલાઇ આજીજીનો ભાવ જણાયો. અચાનક તેના હોઠ હાલવા લાગ્યા. અસ્ફુટ સ્વરો વાતાવરણુમાં ગુંજવા લાગ્યા:—

'કિશોર ! કિશોર ! ! અજ્ઞાનતામાં થયેલી ભૂલનું આ પ્રાયશ્ચિત ! શું મેં તમને તે શબ્દો કટાક્ષમાં કહ્યા હતા ? શામાટે તમે મારો ત્યાગ કર્યો ? શામાટે મારા હ્રદયની ઉગતી આશાઓને કચરી નાખી ? શું પુરૂષોનાં હ્રદય આવાં નિષ્ઠુરજ હશે ?' વગેરે એકી ટશે ચિત્રપટ પ્રતિ જોઇ રહી. " તમે હસોછો. હા. હસો. આ અભાગિનીનું દુઃખ જોઇ હસો. તમે ન હસો તો કોણુ હસે ? અન્યને મારા હ્રદયની શી ખબર પડે ? અરેરે ! દુનિયાની નજરમાં હું સુખી છું પણુ મારૂં અંતઃકરણુ જાણે છે કે હું કેટલી સુખી છું. બહાર હું ગંભીર અને શાન્ત હોવાનો ભાવ ધારણુ કરૂં છું પરન્તુ અંદરથી મારૂં હ્રદય તો દાવાગ્નિની માફક બળી રહ્યું છે. સંગીતનો આશ્રય કાંઇક શાન્તિ મેળવવા લીધો, પણુ તે માગી લીધેલી—ઉછીની શાન્તિ કેટલી ઘડી ? ખરેખર ! સંગીતમાં શાન્તિતો છે, પણુ તે ક્યારે ? વ્હાલાની વ્હાલપની સાથે એકલા—અટુલા હ્રદય માટે તો સૃષ્ટિમાં શાન્તિ સૃજાયલીજ નથી. જો એકલવાયા હ્રદયને શાન્તિ હોત તો વિશ્વાત્મા આ વિશ્વમાં યુગ્મો શું કામ સૃજાવત ? કિશોર ! આજ આટલાં વર્ષોથી હું તમારી માર્ગ પ્રતિક્ષા કર્યા કરૂં છું તેનું ફળ હજી પણુ તમે નહિં આપો ? કેમ બોલતા નથી ? કિશોર ! આજ-

તો હું તને બોલાવીશજ." ઉષા ઉન્માદિની માફક બબડતી વળી શાન્ત બની. વળી તેનાં નેત્રો સ્થિર થયાં. કિશોરના ચિત્રપટને જાણે તે પી જતી હોય તેમ તેના તરફ ત્રાટક કરતી એકીટશે જોઇ રહી. ક્ષણ પછી તે ચિત્રપટને–પોતાના વ્હાલાની મોહકમૂર્ત્તિને પોતાના હૃદયમાં પૂરી રાખતી હોય તેમ નેત્રો બંધ કરી પડી રહી. તેના પર નિદ્રાદેવીએ સામ્રાજ્ય ચલાવવા માંડયું. પરન્તુ પ્રેમની પ્રબળ સત્તા આગળ નિદ્રાદેવીને પણ લાચાર બનવું પડયું. ઉષા કાંઇક અર્ધ જાગૃત અવસ્થામાં પડી. તેને કાંઇક સ્વપ્નવત્ દ્રષ્ય જણાયું.

પોતાના હૃદયમાં સ્થાપેલી કિશોરની મૂર્ત્તિમાંથી બે કિશોર થતા તેને માલુમ પડયા. એક કિશોર તેને તેના અસલ સ્વરૂપમાં દેખાવા લાગ્યો બીજો કિશોર તેને બીજા કોઇ નવિનજ પણ પરિચિત વેશમા જણાવા લાગ્યો. ઉષા મુઝવણમાં પડી. ક્ષણમાં પાછો ચિત્રપટમાંનો એકજ કિશોર તેના હૃદયપટ પર આલેખાયો. તેજ દશામાં તે બબડવા લાગી.—

"કિશોર ! કિશોર ! ! આમ છળવું એ તારા જેવાને યોગ્ય નથી. હવે ન જા ન જા. દૂર ન થા. વ્હાલા ! આ દિનસ.ગીને હવે ન સજીશ. શું તને હજીએ મારે માટે શંકા છે ?"

ઉષા હજી અર્ધ જાગૃતાવસ્થામાં આમ બબડતી હતી; સ્વરો બરાબર સભળાતા ન હતા, તે સમયે એક વ્યક્તિ તેના દિવાનખાનામાં આવી. ઉષાને આ સ્થિતિમાં જોઇ મૌન ધરી તેની પાસે આવી ઉભી. ઉષાનું બોલવું ચાલુજ હતું. "હજી શું મારા હૃદયની ખાત્રી નથી થતી ? ના ના. કિશોર ! એમ ન બોલ. ત્હારે જેટલી પરીક્ષા કરવી હોય તેટલી કરી લે. પણ આમ મને વધુ ન સતાવ. તું જાણેછે કે આ હૃદયમાં શું ભર્યું છે ? આવ. આવ. એક વખત આ હૃદય —"

ઉષા બોલતી બોલતી ઉઠી અને જાણે કિશોરને પકડવા જતી હોય તેમ હાથ લાંબા કરી બે પગલાં ભર્યાં. પેલી આગંતુક વ્યક્તિ પાછી ખસી ગઇ. છતાં તેનો હાથ ઉષાના હાથમાં આવી ગયો. ઉષા જાગૃત થઇ. આગંતુક વ્યક્તિ સામે જોઇ રહી. આગંતુક વ્યક્તિ ઉષાની ક્ષમા યાચના કરતી હોય તેમ કરૂણ દષ્ટિએ તેના તરફ જોતી બોલી:—

"મુઝે મુઆફ કીજીએ, ઉષા બહન ! મુઝે મઆલુમ ન થા, આપ નિદ્રાવશ હોગે."

"કોણ ? ગુલશન !" ઉષાએ આશ્ચર્યથી તેના તરફ જોઇ રહી પૂછ્યું.

"હાં. ગુલશન !" આગંતકે એક દીર્ઘ નિશ્વાસ નાખતાં કહ્યું." મયે એક વખ્ત ગુલશન થી. સારી દુનિયાકે ગુલોંકી ખુશબો મેરેમેં ભરીથી. મેરી ઉમ્મીદભી અયસીહીથી. મયેભી આપકી તરહ ઇશ્કકી આતિશમેં મરતીથી. મગર હાય ! મેરા વહ દિલરૂબા મેરે હાથસે ચલ ગયા. મેરે પ્યારેકો કીસીને મેરે હાથસે છિન લીયા અબ મેં માત્ર ઉન્કે દર્શન કરકે—" બોલતાં બોલતાં તે અટકી. વળી પાછું આગળ ચલાવ્યું. "અબ વહ બાતસે કયા ફાયદા ! બહન ! વહી સબબસે મેંને મેરા નામ બદલ દીયા હૈ. અબ મેં ગુલશન નહિં હું, મયેં ભિખારિની હું. મયેં અબ વહી નામસે પરિચીત હું." ગુલશને પુનઃ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

પ્રિય પાઠક ! અત્રે જણાવવું જોઇએ કે ભિખારણ તરીકે જે પાત્રને આપણે જાણી ગયા છીએ તે આ ગુલશનજ હતી. અને અત્યારે તેજ ઉષાના સમક્ષ કાંઇક કાર્ય માટે આવી હતી. તે કાર્ય આપણે હવે પછી જાણી શકીશું.

"ગુલશન ! તેં મારૂં હૃદય જોઇ લીધું છે. આવ, બેસ. સરખે સરખાં હૃદય મળે તોજ શાન્તિ વળે. ત્હારી દશા પણ મારા જેવીજ જણાય છે. બહેન ! મને ક્ષમા કરજે, પણ મારે આજ તને સત્ય કહેવું જોઇએ કે પ્રથમ ત્હારો મેળાપ થતાં તારી સાથે વાત કરતાં યા તારી સાથે ભેળાતાં મને અત્યંત ઘૃણા થતી હતી, પણ—"

"કયોં કી મેં એક કમીના રંડીથી. ગૃહસ્થ રમણીઓકે સાથ મેરા સહવાસ અનિચ્છનીય હૈ." ઉષાને અટકાવી ભિખારણ બોલી ઉઠી.

"ખરૂં છે. પણ પાછળથી જેમ જેમ ત્હારૂં ઉચ્ચ હૃદય અને પવિત્ર સંસ્કારો મારા જાણવામાં આવ્યા તેમ તેમ મને ત્હારે માટે માન ઉત્પન્ન થયું. બ્હેન ! તું ક્યારની આવી છે ?" ઉષાએ કાંઇક શંકિત હૃદયે પ્રશ્ન કર્યો.

" બહન ! મેરેસે કયો સંકોચ રખતી હો. ? મુઝે અપની બહન સમઝ લે. મૈં થોડી દેરસે આઇ હું. મગર મૈંને તેરે મુંહસે થોડે લફ્ઝભી સુને હૈ. ન શરમાઇએ. બહન ! સચ બતલા વહ કિશોર કોન હૈ ? ઔર અબ વહ કહાં હૈ ? " ભિખારણે આશ્વાસન આપતાં પ્રશ્ન કર્યો.

" શું કહું બ્હેન ! હું જાણુતી નથી કે તે કયાં છે ? મારૂં હ્રદય તેને માટે તલ્પ્યા કરે છે. બહેન ! હું દુઃખી છું. " ઉષા ગળગળી થઇ ગઇ. તેનાં નેત્રમાંથી અશ્રુ ટપકવા મંડયાં.

" બહન ! ન રો. રોનેસે દિલ જ્યાદા દર્દ કરેંગે. " ઉષાના બરડા પર હાથ ફેરવતાં ભિખારણ બોલી.

" રોવા દે, બ્હેન ! મને રોઇ લેવા દે. હવે મારા નસીબમાં રોવાનુંજ રહ્યું છે. અહ ! જ્યારે મારો કિશોર મારી પાસે હતો ત્યારે મને કેવું સુખ હતું ? મ્હારૂં હ્રદય કેવું આનંદમગ્ન રહેતું હતું. ખરેખર ! બ્હેન ! દુઃખ કોને કહેવું તે હું જાણુતીજ નહતી, પણ આજ સુખ કેવું હોય તેય પણ હું ભૂલી ગઇ છું. આહા ! બ્હેન ! તે વખતનું સુખ તો માત્ર સ્વપ્નવતજ થઇ ગયું. "

" કહે, બહન ! કહે. તેરા સુખકી કહાની કહે. મેરા દિલ ભી વહ સુનનેકો ઇન્તેજાર હો રહા હૈ. ઔર વહ કહનેસે તેરે દિલકોભી કુચ્છ કરાર હોગા. જબ મનુષ્ય અપના દુઃખ દૂસરે કે આગે કહતા હૈ તબ ઉસ્કે દિલકા બોજ કમી હોજાતા હૈ. મુઝસે શર્મ ન કર. તેરા દીલ ખોલદે. સુનાદે મેરે તેરી પ્રેમ કહાની. મેરેકોભી ઇસસે આનંદ હોગા. " ભિખારણે ઉત્તેજન આપ્યું.

" સાંભળ, બ્હેન ! જ્યારે અમે પરસ્પર મળતાં ત્યારે પ્રથમ તો નેત્રથીજ મુંગી વાતચીત કરતાં. શું તે વખતના હ્રદયના ભાવ !

" ન કથ્યા કથાય, જરા મુખે, હ્રદયાંકુરો, સ્ફુરતાં સુખે,
નયનો લળી લડતાં પરસ્પર ભાવના નહિં તે સુકે;
દુનિયા તણું સહુ વ્યર્થ ભાવો, ને નહિં અવકાશ જ્યાં,
પરમાત્મ તત્વ સમાન આત્માનો હ્રદય વિશ્રામ ત્યાં.

નયનો પરસ્પર હસી હસાવે, દષ્ટિ સ્થિર ત્યાં જઈ ઠરે,
તે દષ્ટિ દ્વારા અંતરે અમૃત વર્ણું સિંચન કરે.

હ્રુજભાવ અતિશે ઉછળે, પણ (મુખથી) વદનથી નવ તે સરે,
છૂપાં નયન નિશાનથી, અંતર તણા ઉભરા ઠરે. ”

“ સચ હૈ, સચ હૈ. ” ભિખારણ બોલી ઉઠી. ઉષાએ આગળ ચલાવ્યું.

“ જ્યારે મળે એકાન્તમાં હું લાડતી તેની કને,
ચાંપી હ્રદય સરસી કપોલો ચુંમતો હસતા મને;
કર સ્પર્શ થાતાં તેહનો, રોમાંચ મમ અંગે થતાં,
દર્શન થતાં તે દેવનાં, ક્ષણમાંહી તે વિરમી જતાં.

“ બ્હેન ! યહ તો બતા કે વહ કયસે થે ? ” ભિખારણે પ્રશ્ન કર્યો.

“ બ્હેન ! સૌંદર્યની મોહક મૂર્તિ બીજાની નજરમાં તે ગમે તેવો હશે પણ મારા હ્રદયમાં તો તે સાક્ષાત્ પ્રદ્યુમ્ન. આહા! શી તેની દ્રષ્ટિ ! બ્હેન ! હું તેના સૌંદર્ય પરજ મરતી હતી એમ ન હતું, તેના ગુણ પણ તેવાજ હતા. સૌંદર્ય સાથે તેનો ગુણરાશી પણ હતો. ત્હેં જો જોયો હોત, તોજ મારી વાત સાચી માનત. ત્હારે જોવો છે ? ’ ઉષાએ ઉભા થતાં પ્રશ્ન કર્યો.

“ મેં કયસે દેખ સકતી હું ? ” હજી તો ભિખારણે ઉપરનુ વાક્ય પૂરૂં કર્યું ન કર્યું ત્યાં તો ઉષાએ કિશોરનું ચિત્રપટ તેના હાથમાં મૂક્યું.

“ યહ કૌન ? કિશોર ? ” ભિખારણે ચમકીને પૂછ્યું. પણ તેનું ચમકવું ઉષાના ધ્યાનમાં ન આવ્યું.

‘ હાં. એજ મારો કિશોર ! ” ઉષાએ બોલતાં બોલતાં તે ચિત્રપટ લઇ લીધું—હ્રદય સાથે દાબ્યું. અંતર વ્હાલનાં ચુંબનોથી વધાવી લીધું.

“ બહન ! મુઝેભી તો જરા દેખને દે. ” ભિખારણે ચિત્રપટ હાથમાં લઇ ધારી ધારીને જોવા માંડયું. એકી ટશે બારીકીથી

અવલોકન કરવા લાગી. તેના મનમાં હજારો તરંગો ઉડવા લાગ્યા. જેમ જેમ ધારી ધારીને તે જોતી ગઇ તેમ તેમ કિશોરને બદલે તેને તે ચિત્રપટ અરૂણનુંજ જણાવા લાગ્યું. ઉષાની હાજરી તે ભૂલી ગઇ. તેના હ્રદયનો દબાઈ રહેલો પ્રેમ ઝરો ફાટ્યો જોશથી વહેવા લાગ્યો. એકાએક તે ચિત્રપટને હ્રદય સાથે ચાંપી તે બોલી ઉઠી:-"અબ આપ ન જાને સકોગે."

ઉષા તો તેના આ વર્તનથી આભીજ બની ગઇ. ભિખારણ શું કરે છે અને શુ બબડે છે તે તેને ન સમજાયું. ક્ષણ પછી તેણે ભિખારણને પૂછ્યું:—

"બહેન! કેમ આમ ઉશ્કેરાઇ ગઇ! એ કોનું ચિત્રપટ છે? તુ એમને ઓળખે છે?"

"બહન? તુ સચ કહતીહો કી યહ ચિત્રપટ કિશોરકા હૈ? નહિં, નહિં. તું ઝૂઠ બોલતી હો. યહ ચિત્રપટ તો—" તે એકાએક અટકી ગઇ. ચિત્રપટ પાછું ઉષાના હાથમાં મૂકી દીધું.

"સાચું કહે બહેન! આ ચિત્રમાંની વ્યક્તિને તું ઓળખે છે?" ઉષાએ આતુરતાથી પૂછ્યું.

"બહન! કોઈ દૂસરે સમય અપન યહ બાત કરેંગે. અબ મેં જાતી હું." ભિખારણે ઉભા થતાં કહ્યું.

"બેસ. બેસ. થોડીવાર બેસ." ઉષાએ તેનો હાથ પકડી બેસાડતાં કહ્યું. "તારી હાજરીથી મને કાંઇક શાન્ત્વન મળે છે. બોલ બ્હેન! તુ અત્યારે શા કામ માટે આવી હતી?"

"મેં એક કામકે લીયે આઇથી. મગર અબ વહ કામકી જરૂરત નહિ હૈ. અબ મેં ન કહુંગી." ભિખારણે આનાકાની કરી.

"કેમ બ્હેન! શા માટે નહિં કહે? કહે, ત્હારે કહેવું જ પડશે." ઉષાએ આગ્રહ કર્યો.

"બહન! આજ કંઇ દીનોંસે મેં શોચ રહીથી કી ઉષા બહન બ્યાહ ક્યોં નહિં કરતે હોગે! વખ્તપર ઉનકે લાયક કોઇ શખ્સ ન મીલતા હોગા. ઉસીસે મેરે પયચાનવાલા—જીસ્કો મે દેવદૂત સરીખા સમજતી હું ઉસસે શાદી કરનેકા સમજાનેકે લીયે

મેં તુમ્હારે પાસ આઇથી. વહ શખ્સસે શાદી કરનેસે આપ બહુત સુખ પાઓગે ઉન જયસા શખ્સ મેંને અભીતક કોઈ નહિં દેખા." ભિખારણ બોલતાં બોલતાં ગંભીર બની.

'એ વળી કયી મૂર્તિ છે?' ઉષાએ હસતાં હસતાં સહજ પૂછયું.

"વહ શખ્સભી આપકે કિશોરસે કુછ કમ નહિં હૈ. વહ ઔર કિશોર દોનોં એકહી સમજ લો." ભિખારણ બોલી.

"એ તે વળી બની શકે? ફેર એટલો ફેરજને." ઉષાએ હસિત વદને જવાબ વાળ્યો.

"આપકી ભૂલ હૈ. આપને કભી ઇસ બાતકા શોચ નહિં કીયા હૈ. કભી કીયા હોતા તો ઇતને રોજ આપ યહ દુઃખમે નહીં રહતે." ભિખારણ બોલી.

"બ્હેન! તું શું કહે છે તે મારાથી નથી સમજી શકાતું. મને સ્પષ્ટ શબ્દોમાં સમજાવ."

"કયા આપને 'અરૂણ' કો નહિં દેખા? ઉનમેં ઔર કિશોરમેં કયા ફર્ક હૈ?" આમ બોલતાં તેણે પોતાના હૃદય ઉપરનું લોકેટ ઉઘાડી અરૂણનું ચિત્રપટ બતાવ્યું અને બોલી:—

"દેખલે, બહન! બરાબર દેખલે કી યહ કઓન હૈ."

ઉષા પોતાના હાથમાંના કિશોરના અને લોકેટમાંના અરૂણના ચિત્રપટ તરફ ધારી ધારીને જોવા લાગી. ક્ષણવાર પછી તે એકદમ બોલી ઉઠી:—

"આ તો મ્હારો કિશોર!"



# પરિચ્છેદ બારમો.

## હોંશીઆરીસે રહો.

કર્તવ્યપરાયણતાને હેતુ સિદ્ધ કરવા માર્ગ ખોળવાની જરૂર રહેતી નથી માત્ર તિવ્રેચ્છાનીજ જરૂર છે



"વિધિના ખેલ કેવા પળે પળે બદલાય છે? તેની કૃતિ ખરેખર જ અગમ્ય છે. કોને ખબર છે કે તે કઈ દિશામાંથી તુફાન ચલાવે છે! મનુષ્ય ધારે છે શું અને તે કરેછે શું? મનુષ્યની ધારણા તમામ ધૂળ મળી જાય છે અને આખરે ધાર્યું તેનુંજ થાય છે. મારા પિતાએ જ્યારે તેમના મિત્ર આ ચંદ્રકાન્ત સાથે મારૂં ઓળખાણ કરાવ્યું ત્યારે તે મારા તરફ કેટલા સદ્ભાવથી જોતા હતા! અને તેમનું વલણ દિનપ્રતિદિન કેવું બદલાતુ દેખાય છે! ક્યાં તે દિવસે મારા પડતા બોલ ઝીલી લેનાર ચંદ્રકાન્ત અને ક્યાં આજ મારા પર હકુમત ચલાવનાર ચંદ્રકાન્ત! હવે મારે શું કરવું? પાછી પણ શી રીતે જઉ? પત્ર પણ શી રીતે લખુ? મારા ઉપર જાણે સખ્ત પહેરા હોય એમ જણાય છે."

રાજામહેતાની પોળમાંના પેલા મકાનમાં પેલી નવયૌવન નવિના બારી આગળ ખુરશી નાખી વિચાર મગ્ન થઇ હતી. દિવાનખાનું સુશોભિત રીતે શણગાર્યું હતુ. વચ્ચોવચ્ચ પીતળની સાંકળોનો એક હીંદોળો પણ ઝુલતો હતો. ત્યાંના શણગારરૂપ ફરનીચર જોતાં કહેવાતા સુધારાનો ખરા દ્રષ્યનો ખ્યાલ આવતો હતો, દરેક વસ્તુ છેલ્લામાં છેલ્લી સુધરેલી ઢબની અને વિદેશીઓની આબેહુબ નકલ કરનારી જણાતી હતી. વ્હાલા વાંચક! આ રમણી કોણ અને રમણલાલ સાથે શો સંબંધ છે તથા આ ચંદ્રકાન્ત બી. દીક્ષીત કોણ તે હવે આપણે જોઇએ.

મીઠાખળીમાં બાલકેશ્વરના રસ્તા પર શેઠ ગીરધરલાલ કરીને એક સદ્ગૃહસ્થ રહેતા હતા. તેમને સંતાનમાં માત્ર એકની એક

કન્યા હતી. તેનું નામ શશીબાળા હતું. પરંતુ લાડમાં ગીરધરલાલ શેઠ તેને ચંદા કહીનેજ બોલાવતા. ગીરધરલાલ એક પક્કા સુધારક હતા. સુધારાવાળાઓના લીસ્ટમાં તેમનું નામ અગ્રસ્થાને જણાતું. આમ હોવા છતાં તેમના કુટુંબમાં એક બનાવ જુના રિવાજનો બની ગયો હતો, તેને સુધારવા ગીરધરલાલ શેઠ યત્ન કરી રહ્યા હતા. આ બનાવ તે તેમની કન્યા ચંદાનું બાળલગ્ન હતું ગીરધરલાલના પિતા ચુનીલાલ જુના વિચારના હતા. તેમણે ચંદાને તેમની સાત વરસની વયેજ પરણાવી દીધી હતી. ગીરધરલાલ આ વખત સ્વતંત્ર ન હતા અને તેથી તે નાખુશ હોવા છતાં કાંઇ જ કરી શક્યા ન હતા. પરંતુ ચુનીલાલના સ્વર્ગવાસ પછી તેમના દબાઇ રહેલા સુધારાના વિચારો ઉછળી રહ્યા ધીમે ધીમે તેમણે સુધારક પક્ષના આગેવાનનું પદ લીધું. પ્રિતી ભોજનમાં તે પહેલા, વિધવા વિવાહમાં આગેવાન, રૂઢીબંધનો તોડવામાં શૂરા, સ્નેહ લગ્નમાં સહયોગી, સ્ત્રી કેળવણીના હિમાયતી, આવાં વિશેષણો તેમણે પ્રાપ્ત કર્યાં. જો કે ગીરધરલાલ શેઠ આ બધા સુધારામાં આગળ પડતો ભાગ લેતા છતાં સુધારાના નામે હાલ જે કેટલેક સ્થળે વ્યભિચાર અને સુરાભકિત જણાય છે તેનાથી ગીરધરલાલ શેઠ અલગ રહ્યા હતા. અને આમ થવામાં મુખ્ય ભાગ તેમનાં સુશિક્ષિત પત્ની યશોદા બ્હેને ભજવ્યો હતો. ચંદાનું લગ્ન થયા બાદ ત્રીજે વરસે તે બિચારી વિધવા બની હિંદુ સંસારના બાળલગ્નના રૂઢી બંધનની તે બલિદાન બની. સાસરૂં શું? પતિ શું? સૌભાગ્ય શું? વૈધવ્ય શું? તે પણ તે બિચારી નહોતી જાણુતી. દુનીયાના પ્રપંચોથી તે તદન અજ્ઞાત હતી. હજી તો તે માતાપિતાના ખોળામાં કાલાઘેલા શબ્દોથી લાડતી હતી. ગીરધરલાલ તથા યશોદા જ્યારે જ્યારે નિર્દોષ ચંદાના મુખ તરફ જોતાં ત્યારે ત્યારે તેમનાં નેત્રો અશ્રુથી ઉભરાતાં. શરૂઆતમાં યશોદા વિધવા વિવાહથી કેવળ વિરૂદ્ધ હતી. પરન્તુ જ્યારે ચંદાના ભાવિ જીવનનો વિચાર કરતી ત્યારે તેને હિન્દુ સમાજ અને તેનાં રૂઢી બંધનો તરફ તિરસ્કાર છુટતો—ત્રાસ થતો.

"મ્હારો વિચાર આપણી ચંદાનું પુનર્લગ્ન કરવાનો થાયછે." એક દિવસ ગીરધરલાલ શેઠે યશોદાને કહ્યું.

" આપણાથી પુનર્લગ્ન કરાવાય ? સમાજ શું કહેશે ? ન્યાત વાળાઓ શું કરશે ?" યશોદાએ પોતાના મનનો ભય દર્શાવ્યો.

" બધુંય સાચું. પણ તને ત્હારી પુત્રી માટે લાગણી નથી થતી ? તેને સુખી કરવાની ત્હારી ઇચ્છા નથી ?"

" લાગણી તો ઘણીય છે. પણ સમાજનો ભય લાગે છે. તેને શી રીતે સુખી બનાવાય ? મારી પુત્રીના સુખ માટે હું પ્રાણ આપવા પણ તૈયાર છું. પરન્તુ પુનર્લગ્ન શી રીતે થાય ? આપણા શાસ્ત્રમાં વૈધવ્ય પળાવવાની પ્રબળ આજ્ઞા છે. પુનર્લગ્નથી શું પાપ નથી ?' યશોદાએ હૃદયના ભાવ જણાવ્યા.

" વ્હાલી ! તું વિચાર કર. એક જમાનો એવો હતો કે જ્યારે વૈધવ્ય પળાતું. પરન્તુ તે કયારે ? તે વખતે કન્યાનાં સ્નેહલગ્ન થતાં. પુરતી સમજમાં આવ્યા બાદ, યુવાવસ્થામાં પ્રવેશ્યા બાદ તે લગ્ન થતાં અને તેથી તેમના હૃદયની પ્રેમ સંકલ્પના એવી રીતે તો ગુંથાઇ જતી કે વૈધવ્ય પ્રાપ્ત થતાં પણ તે પતિના પ્રેમનેજ સ્મરી જીવી શકતી. વૈધવ્ય પાળવામાં તે પ્રેમ સંકલ્પના તેને મજબૂત બનાવતી. વિકાર સ્વપ્નાંશે પણ તેના હૃદયમાં ઉદ્‌ભવી શકતો નહિ. વળી યુવાવસ્થામાં પ્રવેશ્યા બાદ લગ્ન થતાં તેથી યુવાવસ્થાના અયશ-આરામ અમુક અંશે તે ભોગવી ચુકતાં. તે વખત તેમના વડીલોનું વર્ત્તન પણ કેવું રહેતું ? પચીસ વર્ષ બ્રહ્મચર્ય પાળ્યા બાદ લગ્ન કરવાથી જ્યારે બાળક લગ્ન કરવા યોગ્ય થતું ત્યારે તેનાં માતા પિતાની ઉમ્મર લગભગ અનુક્રમે પાંત્રીસ અને બેતાલીશ જેટલી થતી. જ્યારે પુરૂષ પચાસ વર્ષની વયે વાનપ્રસ્થ થતો એટલે કન્યાનાં લગ્ન પછી લગભગ સાત આઠ વર્ષે માતા પિતા વાનપ્રસ્થ થતાં. આથી કુટુંબમાં શૃંગાર યા પ્રેમ ચેષ્ટાનાં ઝાઝાં ચિન્હો તે વિધવાની દષ્ટિએ ન પડતાં, પરન્તુ જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનીજ વાતો જણાતી. આ સંયોગો પણ તેને વૈધવ્ય પાલનમાં મદદગાર થતા. હાલ શું છે ? પુત્રી-વિધવા બાળકપુત્રી યૌવનાવસ્થામાં પ્રવેશ કરતી હોય તેને વૈધવ્ય પાળવાની ફરજ પડાય છે જ્યારે તેનાજ દેખતાં માત પિતા શૃંગાર રસમાં ન્હાય છે. વિધવાની દ્રષ્ટિએ ચોવીસે કલાક પ્રેમ ચેષ્ટા અને સૌભાગ્યવતીઓનાં પ્રેમ ઘેલાં વચનો તરવર્યા કરે છે. પુત્રીને તેના હૃદયના દુઃખમાં સબડતી મુકી,

માતાપિતા પોતાના એકાન્ત શયનગૃહમાં પ્રવેશ કરે છે. કેટલીક વખત એમ પણ જોવામાં આવે છે કે પ્રૌઢા માતાની સુવાવડ પણ તે વિધવા દીકરીને કરવાની હોય છે. આ બધું શું સૂચવે છે? વિધવાના ઉપર આ બનાવો શી અસર કરતા હશે તેનો તેને જરા પણ વિચાર આવે છે? તે બિચારી વિધવા થતાંજ સૌભાગ્ય સાથે તેના સૌખ્યનો, તેના મધુરા નિર્દોષ હાસ્યનો પણ લોપ થઇ જાય છે. તેનો આનંદ સદાને માટે અળપાઇ જાય છે, સમાજ તેના શુકન લેતો નથી, કોઈ તેનું મુખ પણ જોતું નથી. શુભ કામથી તેને દૂર કરવામાં આવે છે. કોઇ વખત ખુલ્લે હૃદયે તેનાથી હસાતું નથી. હૃદયનું દુઃખ ભુલવા જેટલું પણ તેનાથી ગાઇ શકાતું નથી. કોઇની સાથે પણ તેનાથી વાત થઇ શકતી નથી. ગમે તેવા સજ્જનની પણ પ્રશંસા તેના મુખથી કરી શકાતી નથી. સારાં પર્વને દિવસે પણ તેનાથી આનન્દોત્સવમાં ભાગ લઇ શકાતો નથી. તેનું જીવન, સમાજ બહિષ્કૃત થયેલા એક લાગણીહિન ચૈતન્યહિન પ્રાણી જેવું ગણાય છે. યશોદા! તું વિચાર કર. જે કન્યાને તેં લાડથી ઉછેરી, જેના આરોગ્ય અને સુખને માટે તેં ત્હારાં સુખનો ત્યાગ કર્યો તેની આવી દશા તું જોઇ શકે છે? સમાજ શું કરશે? બહુ થશે તો તે ન્યાત બહાર કરશે. પણ તેથી શું? ન્યાતના સમાજના નિયમો કોણે ઘડયા છે? મનુષ્યોએજ. ત્યારે શું નિયમો ફેરવવાની શક્તિ તેજ મનુષ્યોમાં નથી? જ્યાં સુધી પોતાને માથે વીતતી નથી ત્યાં સુધીજ આ બધું છે. પણ પોતાને માથે આવી પડતાં જરૂર તેનો માર્ગ દરેક વ્યક્તિ ખોળેજ. મારો તો દૃઢ નિશ્ચય છે કે મારી પુત્રી સુખી થશે તો જરૂર હું તેની ઇચ્છા મુજબ સ્નેહ પુનર્લગ્ન કરાવીશ. પછી ભલે મને સમાજ બહિષ્કૃત કરે. મેં મારી પુત્રીને તેનું જીવન સુધારવા જેટલું ઉચ્ચ શિક્ષણ આપ્યું છે. ભરત ગુંથણ સાથે સંગીત અને લેખન વાંચનનો પણ અભ્યાસ કરાવ્યો છે. રાજ્ય ભાષાનું પણ જ્ઞાન છે, હું કોઇ એવા પુરૂષની શોધમાં છું કે જે સુશિક્ષીત તથા બુદ્ધિમાન હોય. પછી બીજું શું? તે બન્ને સુખી થાય એટલુંજ મ્હારે જોવું છે."

ગીરધરલાલની આ સમજુતિથી યશોદાનો સમાજડર કેટલેક અંશે દૂર થયો. તેને પણ આ દલીલો વ્યાજબી લાગી અને

અને તે બન્ને ચંદાના પુનર્લગ્નના નિશ્ચય પર આવ્યાં. ચંદાને પણ આ વાત જણાવવામાં આવી. ચંદાનું વય આ વખને સોળથી સત્તર વર્ષનું હતું, ગીરધરલાલ તેના પુનર્લગ્ન માટે યોગ્ય પુરૂષની તપાસ કરી રહ્યો હતો. પરન્તુ હજી તેના ધ્યાનમાં એક પણ લાયક પુરૂષ જણાયો ન હતો. તેણે ' ગુજરાતી ' તથા ' આર્ય પ્રકાશ ' પત્રમાં તે બાબતની જાહેર ખબર પણ આપી હતી. કેટલીએ અરજીઓ તે જાહેર ખબરના જવાબમાં આવી હતી, પણ તે કોઈ પાસ થઇ ન હતી. રમણલાલે આ જાહેર-ખબર વાંચી હતી. અને તેણે પણ ચંદ્રકાન્ત. બી. દીક્ષીત ' ના ખોટે નામે અરજી કરી હતી. સાથે પોતાનો ફોટો બીડી કન્યાના ફોટાની માગણી કરી હતી. તેનો જવાબ વાળવામાં આવ્યો ન હતો પ્રસંગોપાત્ રમણલાલ મુંબઇ ગયો અને ત્યાં કાંઇક કુતુહલથી ગીરધરલાલ તથા તેના કુટુંબની તપાસ કરતાં તેને જણાયું કે ચંદાને માટેજ આ પુનર્લગ્નની જાહેર ખબર હતી. શરૂઆતની અરજી રમણલાલે ખાસ મશ્કરીના રૂપમાંજ કરી હતી પરન્તુ જ્યારે તેણે ચંદાને પ્રત્યક્ષ જોઇ ત્યારે તેના હ્રદયમાં ચંદાને કોઇ પણ પ્રકારે હસ્તગત કરવાની તિવ્ર ઇચ્છા થઇ. તેના મોહમાં તે લુબ્ધ થયો.

પ્રિય પાઠક ! અત્રે જણાવવું જોઇએ કે કેટલીક વખત મનુષ્યો જેમ જેમ અધિકાધિક સૌંદર્યનું નીરીક્ષણ કરતા જાય છે તેમ તેમ તેમના હ્રદયમાં વિષય લાલસાની જ્વાળા અત્યંત તિવ્ર બનતી જાય છે. તેને તેઓ તે સ્ત્રી પ્રત્યેના પ્રેમ રૂપે જણાવે છે. પરન્તુ સત્ય રીતે જોતાં તે પ્રેમ હોતોજ નથી. માત્ર મોહ અને તે પણ વિષય તૃષ્ણાનો મોહ હોય છે. ધીમે ધીમે આ રીતે તેઓના હ્રદય પરનો કાબુ જતો રહે છે અને તેઓ દરેક સ્ત્રીમાં મોહકતા જોઇ તેની પાછળ દિવાના તરીકે ભમે છે. દરમ્યાન બીજી સ્ત્રી પ્રતિ દષ્ટ જતાં તે પહેલીને ભૂલી જાય છે. રમણલાલનું પણ એમ જ હતું પ્રત્યેક સુંદરીને પોતાની વિષયવાસનાનું રમકડું બનાવવા ઇચ્છતો. ચંદાને જોતાંજ તેની તે વાસના પ્રબળ થઇ અને તેથી કોઇ પણ રીતે તે ગીરધરલાલના કુટુંબમાં પગ પેસારો કરવા યત્ન કરવા લાગ્યો.

એક વખત આર્ય સમાજના હોલમાં 'વિધવાવિવાહ' વિષે ભાષણ હતું. ભાષણકર્તા એ પોતાનું કાર્ય સમાપ્ત કર્યા બાદ રમણલાલે પ્રમુખને પોતાની બે બોલ બોલવાની ઇચ્છા દર્શાવી. અને તે રજા મળતાં તેણે એવી રીતે ભાષણ કર્તાનાજ સિદ્ધાંતો ફરીથી જણાવ્યા કે ગીરધરલાલને તેને માટે માન ઉદ્ભવ્યું. સભા વિખરાઇ જતાં ગીરધરલાલે ખાસ રમણલાલની પાસે જઈ તેનું નામ ઠામ પૂછ્યું. રમણલાલ તો આટલુંજ ખોળતો હતો, સમયનો લાભ લેવા તે તત્પર થયો અને તેણે પોતાનુ નામ ચંદ્રકાન્ત જણાવી, સુધારાના નામે બહાર પડનારા કેટલાક યુવકોની નીંદા કરવી શરૂ કરી.

" શેઠજી ! જોકે આપનું નામ ઠામ હું જાણતો નથી, અને આજ પહેલીજ વાર આપના પરિચયમાં આવું છું છતાં મ્હારે એટલુ તો ખુલ્લા અંતઃકરણથી કહેવું જોઇએ કે જમાનો સત્યકતાનો નથી. " રમણલાલે પોતાની બાજી ખેલવા માંડી. "આટલાં બધાં મનુષ્યો આવી સભામાં હાજરી આપેછે અને અહીં આપણા સુધારાના સિદ્ધાંતોને સમ્મત થાય છે પરન્તુ આ સ્થાન છોડી ઘેર જતાંજ તેઓ પાછા ઓર થોડોક્સ ( જુના વિચારના) બની જાય છે. થોડાજ સમય ઉપરનો એક દાખલો આપું. ' આર્ય પ્રકાશ ' મા એક વખત એક બાળ વિધવાના પુનર્લગ્ન માટે વરની જાહેર ખબર મારા વાંચવામાં આવી હતી અત્રે મારે કહેવું જોઇએ કે માત્ર પુનર્લગ્નના હિમાયતી તરીકેજ હું હજી કુંવારો રહ્યો છું અને મેં નિશ્ચય કર્યો છે કે મારે પ્રથમ લગ્ન કરવુંજ નહિં. કોઇ પણ સુશિક્ષિત બાળ વિધવા મળે તોજ લગ્ન કરવું. આથી મેં તે જાહેર ખબર આપનાર ગૃહસ્થને મેં મારો ફોટો બીડી પત્ર લખ્યો. પણ તે ભાઇ સાહેબે હા યા ના નો જવાબજ ન આપ્યો. મને ઘણો વિચાર થાય છે કે એ મનુષ્યની તપાસ કરી તેમણે તે બિચારી બાળ વિધવાનું પુનર્લગ્ન કર્યું કે નહિં તે જાણવું છે. અને જો ન કર્યું હોય તો તેવા મનુષ્યોનો દંભ ખુલ્લો પાડવો છે. પણ વખત આવ્યે વાત. "

રમણલાલના આ શબ્દોથી ગીરધરલાલને પોતે આપેલી જાહેર ખબરનું સ્મરણ થયું. તેમણે પ્રશ્ન કર્યો:—

"તે ગૃહસ્થનું નામ આપને યાદ છે?"

"તેમનું નામ તો ગીરધરલાલ હતું, પણ તેમના પિતાનું નામ મને યાદ નથી." રમણલાલ અજાણ્યો બન્યો.

"મી. ચંદ્રકાન્ત, મારે તમને અંધારામાં ન રાખવા જોઇએ. હું એ બાબત તમને સમજાવીશ." આમ બોલતા તેઓ ગીરધરલાલની ગાડી પાસે આવી પહોંચ્યા. ગીરધરલાલે રમણલાલ ઉર્ફે નામધારી ચંદ્રકાન્તને (આપણે પણ હાલ તેને ચંદ્રકાન્ત નામથીજ ઓળખાશું) પોતાને ઘેર આવવાનો આગ્રહ કરી ગાડીમાં બેસાડી આગળ ચલાવ્યુ.

"એ ગીરધરલાલ તે હુંજ છું. મેજ—"

"ક્ષમા કરજો સાહેબ! હું આ વાતથી તદ્દન અજાણ્યુ હતો. કદાચ આવેશમાં કાંઇ બોલાઇ ગયું હોય તો અંતઃકરણથી માફી ચાહું છું" રમણલાલે તેને બોલતાં અટકાવી વિવેક કર્યો.

"એમાં માફ કરવા જેવું શું છે? મી. ચંદ્રકાન્ત! મને તમારા જેવા સ્પષ્ટવક્તા સ્વભાવ બહુ ગમે છે હવે સાંભળો. એ જાહેર ખબર મેંજ મારી Daughter (પુત્રી) માટે આપી હતી. ઘણાય કાગળો આવ્યા હતા પણ તેમની લખાવટજ એવી હતી કે જેથી મારૂં મન માન્યું નહિં તમારોય કાગળતો હતો અને હું તમને જવાબ પણ લખવાનો હતો પરંતુ મારી ચંદાનું કહેવું એમ થયું કે નજરે જોયા વિના અને સ્વભાવ જાણ્યા વિના લગ્ન ન કરવું. હવે તમે રહ્યા બહાર ગામ એટલે ખાસ એટલાજ માટે તમને તેડાવવા એ વ્યાજબી ન લાગવાથી હું અટકી ગયો પણ હવે તમે અત્રે આવ્યા છો એ ઠીક પ્રસંગ છે. હાલતો રહેવાના છોને?" ગીરધરલાલે પૂછ્યું.

"હાજી એ ત્રણ દિવસ રહેવું છે." ચંદ્રકાન્ત કાંઇક ઉત્સાહિત બન્યો.

"તો મુકામ આપણે ત્યાંજ રાખવો પડશે." ગીરધરલાલે આગ્રહ કર્યો.

"જુઓને શેઠજી! હાલતો હું સરદારગૃહમાં ઉતર્યો છું. વળી બીજી વખત આવીશ ત્યારે વાત." ચંદ્રકાન્તે ભાવ ખાધો.

"એમ તે બને! આજથીજ તમારે મારે ઘેરજ રહેવું પડશે."

વાતો કરતા તેઓ બંગલે આવી પહોચ્યા. યશોદા તથા ચંદા સાથે તેનું ઓળખાણ કરાવ્યું. બાદ ગીરધરલાલે પૂછ્યું:—

"આપ શું વેપાર કરો છો ?"

"હું ઝવેરીનું કામ કરૂં છું. પારીસની જાણીતી પેઢી 'ચેમ્બર આ ફેર' નો હું એજન્ટ છું. તેમના ઓરડર મુજબ ખરીદ વેચાણનું કામ કરૂં છું." ચંદ્રકાન્તે ગોળો છોડયો.

"ત્યારે તો તમે ઝવેરીજ છો. મારી ચંદાનો અભ્યાસ મેટ્રીક સુધી થયો છે. હમણાં તેણે સ્કુલ છોડી દીધી છે. એનો સ્વભાવ પણ શાન્ત અને મીઠો છે. તેમજ સંગીત, ભરત ગુંથણ અને ચિત્રકલામાં પણ તેનો પહેલો નંબર છે. ગઇ કાલેજ તેણે એક ચિત્ર પૂરૂં કર્યું છે." ચંદા તરફ ફરી ગીરધરલાલ બોલ્યાઃ "બ્હેન ચંદા ! પેલું ત્હારૂં પીકચર લાવ તો."

"ચંદા—નવયૌવનમાં ઝોલાં ખાતી શરમાળ ચંદા નીચું જોઇ બેસી રહી. ગીરધરલાલે ફરીથી કહ્યું:—

"લાવ, બેટા ! એ તો આપણા મ્હેમાન છે. એમની શરમ આ કામની ? લાવ, જોવા તો દે કે તું કેવું સરસ ચિત્રકામ કરે છે."

ચંદા ઉઠી. મંદમંદ ગતિથી શરમાતાં શરમાતાં આડી નજરે ચંદ્રકાન્ત તરફ જોતાં ચિત્ર લાવી ગીરધરલાલના હાથમાં મૂકયું. ચંદ્રકાન્ત પણ આડી નજરે ચંદા તરફ—તેની મદભરી મલપતી ચાલ તરફ તથા તેનાં તીરછાં નયન તરફ જોઈ રહ્યો હતો, ચિત્રપટ હાથમાં આવતાં ગીરધરલાલે તે ચંદ્રકાન્તના હાથમાં મૂકયું.

ચિત્રપટ જોતાંજ તેને તે પરિચિત લાગ્યું. તે કોનું ચિત્રપટ હતું તે તેણે પૂછ્યું.

"આ ચિત્રપટ કોનું છે ? શું કોઇ ફોટા ઉપરથી લીધું છે ?"

"ના કલ્પિત છે." ગીરધાલે પ્રત્યુત્તર આપ્યું.

"મને કલ્પિત નથી લાગતું. કારણ આને મળતા ચ્હેરાનો મનુષ્ય મેં કયાંક જોયો છે." ચંદ્રકાન્તે પોતાની શંકા જણાવી.

"ના. ના. મેં તો કલ્પનાથી દોર્યું છે. પરન્તુ તેના જેવા ચ્હેરાનો કોઇ મનુષ્ય હોય તે સંભવિત છે ખરૂં. કારણ આ કલ્પના કાંઇ શરૂઆતથી ન હતી. પણ જાણે કોઇ મને આવું ચિત્ર દોરતાં

શીખવતું હોય યા ખરૂં કહું તો આજ્ઞા કરતું હોય એમ લાગતું હતું." ચંદાએ ખુલાસો કર્યો.

"આ પૂરૂ કરતાં ઘણો સમય ગયો હશે. આ રંગોનું મિશ્રણ પણ અત્યુત્તમ છે. બાહોશ ચિત્રકાર વિના આવા રંગો પણ આવવા મુશ્કેલ છે." ચંદ્રકાન્ત બોલ્યો.

"આ તો મેં માત્ર બે દિવસમાંજ પૂરૂ કર્યું છે. તેમજ રંગોનું મિશ્રણ પણ આકસ્મિકજ થયું છે. અને તેથીજ મને એમ લાગે છે કે કોઇ અજ્ઞાત સત્તાના બળે તે દોરાયલું છે."

ચંદાના પ્રત્યુત્તરથી ચંદ્રકાન્ત તે ચિત્ર તરફ જોઇ તે મનુષ્યનો ચ્હેરો પોતાના સ્મૃતિપટમાં ખોળવા લાગ્યો. અચાનકજ તેનાથી બોલાઇ જવાયું. "આબેહુબ વિનોદનો ચ્હેરો છે."

ચંદાએ આ શબ્દો સાંભળ્યા. તેણે પ્રશ્ન કર્યો "એ વિનોદ કોણ છે?"

"રાજનગરમાં એક જણ આ ચ્હેરાને મળતાજ ચ્હેરાનો છે. પણ તમે તેને જોયોજ નથી તો પછી તેનો ચ્હેરો તો હોયજ નહિં." ચંદ્રકાન્તે વાત ઉડાવી દીધી.

ગીરધરલાલ શેઠના કુટુંબમાં આ રીતે આપણા આ બનાવટી ચંદ્રકાન્તે પગ પેસારો કર્યો. તે વખત તે મુંબઇમાં ત્રણ ચાર દિવસ તેમને ત્યાંજ રહ્યો. તે સાથે ચંદાનું મન મેળવી લેવા તેણે યત્નો પણ કરી લીધા. તેણે પોતાનું વર્તન એવું તો સરળ બતાવ્યું કે ગીરધરલાલ, યશોદા તથા ચંદા પણ તેથી મુગ્ધ બન્યાં. ચંદાના લગ્નનો પ્રસ્તાવ પણ મૂકાયો. આ વખત ચંદ્રકાન્તે વાત ઢીલમાં નાખવાનું યોગ્ય ધાર્યું. તેણે કહ્યું:—

"મારો વિચાર છે કે ચંદા એક વખત રાજનગર આવી જાય. ત્યાં પાંચ પંદર દિવસ રહી જાય પછી તેની ઇચ્છાનુસાર લગ્ન થાય તે યોગ્ય ગણાય."

સર્વેએ આ ઠરાવ કબુલ રાખ્યો અને ચંદ્રકાન્ત રાજનગર ગયા બાદ પત્ર લખે એટલે ચંદાને ત્યાં મોકલવાનું નક્કી કર્યું. આ રીતે લગ્ન ઢીલમાં નાખવાને ચંદ્રકાન્તને સબળ કારણ હતું. તેનું લગ્ન થઇ ગયું હતું. તેમજ તેનું ખરૂં નામ ચંદ્રકાન્ત ન હતું.

ચંદાના સૌંદર્યમાં તે લુબ્ધ થયો હતો ખરો, પણ તેની સાથે લગ્ન કરવાની તેની ઇચ્છા ન હતી, તેને તો માત્ર પોતાની વિષયતૃપ્તિનું સાધન બનાવવી હતી. અને તેથી જો ચંદા રાજનગર આવે તો કોઇ પણ રીતે પોતાની ધારણા પાર પડે એમ હતું. ચંદ્રકાન્તે રાજનગર આવ્યા બાદ થોડા દિવસ પછી ગીરધરલાલને પત્ર લખ્યો. અને ચંદા રાજનગર આવી. ચંદ્રકાન્ત પોતાની સાથે પોતાના જેવાજ મિત્ર રામકૃષ્ણને લઇને આણંદ સુધી સામો લેવા ગયો હતો અને ચંદાને રાજામહેતાની પોળમાં લાવી રાખી હતી તે આપણે જોઈ ગયા.

રાજનગર આવ્યા બાદ ચંદ્રકાન્ત તરફથી કેવીએ ઉચ્ચ ભાવનાની ચંદાએ આશા રાખી હતી. પણ જેમ જેમ તે ચંદ્રકાન્ત હૈં આપણા રમણલાલના પરિચયમાં આવતી ગઇ તેમ તેમ તેને તેનું અંતઃકરણ સાફ માલુમ પડતું ગયું. બે ત્રણ દિવસ બાદ તો તેણે ચંદા પાસે પોતાની વાસના પણ જાહેર કરી દીધી. ચંદાએ લગ્નની વાત કાઢી પણ રમણલાલ કયાં તૈયાર હતો ? તે બ્હાનાં બતાવવા લાગ્યો. રામકૃષ્ણ તથા ચતુરાને ચંદાની ચોકી કરવાનું કામ સોંપ્યું હતું જેથી તે ન તો ગીરધરલાલને પત્ર લખી શકે કે ન બીજા કોઇને વાત કરી શકે. પરન્તુ દેવદૂત સરખા 'ભારત સેવા સમાજ' ના જાસુસો તેનું રક્ષણ કરવા ફરતા હતા. પાછળથી રામકૃષ્ણ પણ ચંદાના મોહમાં ફસાયો. જ્યારે રમણલાલે તેના વિચાર જાણ્યા ત્યારે તેને તે વિચારથી દૂર રહેવા જણાવ્યું. પણ રામકૃષ્ણ રમણલાલને પૂરેપૂરો ઓળખતો હતો તે બોલ્યો:—

"ત્હારે તો આના કરતાં ચઢે એવી સ્ત્રી છે. શા માટે તું આના પર લોભાયો છે ?"

"મારી સ્ત્રી તો કદરૂપી અને નિરસ છે. હું તો તેની સાથે બોલતો પણ નથી. મને તો એમ થાય છે કે તેને મારી નાંખું. પણ શું કરૂં ? મારો ઉપાય ચાલતો નથી." રમણલાલ બોલ્યો.

"ત્યારે તેને મારી નાખ. અને પછી આની સાથે લગ્ન કર. પણ આનું જીવન તો હું નહિં બગડવા દઉં."

"પણ તે બને શી રીતે ?"

"તે મારૂં કામ. તું સગવડ કરી આપે તો હું તેને અહીંની

વાસદ લઇ જઇ મહીસાગરમાં ઓકાવી દઉં."

"એ બને ખરૂં. પણ તે તારી સાથે આવે ત્યારેને!"

"તું મને રાત્રે તારા ઘરમાં લઇ જા. પછી હું છું ને તે છે. કોઇને પણ ખબર નહી પડવા દઉં."

અંતે તે મુજબ ગોઠવણ થઇ અને આપણે રામકૃષ્ણ, ચતુરા તથા છગનને લલિતાને બેભાન બનાવી ગાંસડી બાંધી લઇ જતાં જોયાં.

આ તરકટ રચવામાં રમણલાલ તથા રામકૃષ્ણના હેતુ જુદા જુદા હતા. રમણલાલના મનમાં હતું કે એક વખત રામકૃષ્ણના હાથે આ ક્રૂર કૃત્ય થાય તો પછી તે હંમેશાં તેનો દબાયલો રહે. પછી ચ્હાય તો ચંદાને ખનગી સ્ત્રી તરીકે રાખે યા જાહેર લગ્ન કરે પણ જાહેર પુનર્લગ્ન કરવા જેટલી તેનામાં હિમ્મત ન હતી. રામકૃષ્ણ એમ ધારતા હતો કે રમણલાલની સ્ત્રીને છુપાવી રાખી રમણને હંમેશાં દબાવવો અને એ રીતે ચંદાને પણ પોતાના કબજામાં લેવી, તેમ જ રમણલાલની સ્ત્રી પણ પોતાના કબજામાં રહે

જે દિને લલિતાને લઇ જવામાં આવી તેજ દિને આપણે ચંદાને વિચારમગ્ન થયેલી જોઇએ છીએ.

"વળી ચંદ્રકાન્ત પણ માત્ર મને તેની વિષયવાસનાની તૃપ્તિનું સાધન બનાવવા ઇચ્છતો હોય તેમ જણાય છે, હવે મારે મારા જ્ઞાનનો ઉપયોગ કરી મારો બચાવ શોધવો જોઇએ. આજ રામકૃષ્ણ પણ જણાતો નથી. ચંદ્રકાન્ત પણ હજી આવ્યો નથી. ઠીક છે, મારે સાવચેત રહેવું. ઇશ્વર સહાય્ય કરશે."

આમ ચંદા ભાવીપર આધાર રાખતી બેઠી હતી. સ્ટેશનપરથી છૂટા પડી ચતુરો રાજામહેતાની પોળમાં આવી તેજ મકાનમાં આવ્યો હતો પરંતુ તેનું ચિત્ત અસ્વસ્થ હતું, જયા અને છગનવાળા દેખાવે તેના હૃદયને હલમલાવી મૂક્યું હતું છગન ઉપર તેને અત્યંત ક્રોધ ચઢયો હતો. કોઇપણ રીતે પોતાની સ્ત્રીને બચાવવાનો તેણે નિશ્ચય કર્યો. તે વિચારમાંને વિચારમાં તે બારણું બંધ કરી નીચે જ પડી રહ્યો હતો. સમય મળતાં તેજ રાતના જયાને બોલાવી એકાદ ઓરડી લઇ ત્યાં રાખવાનો તેણે વિચાર

કર્યો હતો. આજથી તેના જીવનમાં પરિવર્ત્તન થવાનો પ્રસંગ શરૂ થયો હતો. રમણલાલનાં કારસ્થાન તે જાણતો હતો તેમ રામકૃષ્ણને પણ તે પૂરી રીતે ઓળખી ગયો હતો, તેથી ઘણી જ સાવચેતીથી ચંદાનો બચાવ કરવા તથા કપટીઓનાં કારસ્થાન ખુલ્લાં કરવાના નિશ્ચયપર તે આવ્યો. અંતે તે ચંદાવાળા દિવાનખાનામાં આવ્યો, તેણે મુંગે મોઢે ચ્હા બનાવી ચંદાના આગળ મૂકી, ચંદા હજી વિચારમાં જ હતી, તેને ચતુરાએ કહ્યું:– "બ્હેન! આ ચ્હા પીઓ."

ચતુરાના આજના શબ્દોમાં ચંદાને કાંઇક મીઠાશ કાંઇક વાત્સલ્યભાવ જણાયો, તેણે ચતુરા ભણી દ્રષ્ટિ કરી, હજી કાંઇક બોલવા જતી હતી એટલામાં તેણે એક ભિખારણને મીઠા સ્વરથી ગાતાં સાંભળી:—

"કર ભલાઇ, જીંદગાની ઔર જવાની ફાની હૈ"

ચંદાએ બારીમાં ડોકીયું કર્યું, ભિખારણને તે રાતવાળી ભિખારણ તરીકે ઓળખી, ભિખારણ તેના તરફ કરૂણભાવે જોતી બોલવા લાગી:—

"ગફલતીમે ક્યા પડે હો, અબ તો દિલમેં શોચ લો,
કર નહિ એતબાર કીસપર, હોશીઆરીસે રહો.
વો નહિં આશક તુમ્હારા. નહિ તો દીલમે ઇશ્ક હૈ,
સ્વાથકી બાજી ચલી હૈ હોશીઆરીસે રહો."

ચંદાને આ શબ્દો પોતાનેજ ઉદ્દેશીને બોલાયલા લાગ્યા, તે એકીટસે તેના તરફ જોઇ રહી. ભિખારણ ફરી ફરી તે શબ્દો ગાવા લાગી. ચંદાની અધિરતા વધી. એટલામાં ચતુરો ફરીથી બોલ્યો:—

"બ્હેન! આ ચ્હા..."

તેને અટકાવતી ચંદા બોલી:–"ચતુરભાઇ! આ ભિખારણને ઉપર ન બોલાવો?"

"બ્હેન! હું તો તમે કહો તે કરૂં, પણ ચંદ્રકાન્તભાઇ આવે તો મને શું કહે?" ચતુરાએ જવાબ દીધો.

"તું શું કરવા ડરે છે? આપણે એને તરતજ રવાના કરી દઇશું. મારો ભાઇ નહિં?"

ચતુરાનું અંતઃકરણ પલળ્યું, તેણે નીચે જઇ ભિખારણને ઉપર બોલાવી, ચંદાએ ભિખારણને પૂછ્યું:– "તું મને ઉદ્દેશીને શું ગાતી હતી?"

"મેં જો ગાતીથી વહ સચ્ચાહી હૈ. બહન! તેરા કપાલમેં મેં દેખ રહી હું કી તેરેપર એક બડી આપત્તિ આગઇ હૈ. તુ સાવચેત રહના. વરના તુઝે બહુત કષ્ટ ભોગના પડેગા." ભિખારણ બોલી.

"શું મારાપર એવી આપત્તિ છે?" ચંદાએ ફરી પ્રશ્ન કર્યો.

"હાં. તેરે પર હૈ, ઔર (ચતુરા તરફ ફરીને) યહ શખ્સને આજ જો કામ કીયા હૈ ઉસસે ઉનકે સર પર ભી કાલ ફીરતા હૈ, મગર......" ભીખારણ અટકી.

મેં શું કર્યું છે? મેં તો કંઇ જ કર્યું નથી." ચતુરો બોલી ઉઠયો.

"આજ તેંને બહુત ખરાબ કામ કીયા હૈ. અબ ભી તુ સમજ જાયગા ઔર ઇસ ઔરતકો ઔર વહ ઓરતકો બચાનેકી કોશીશ કરેગા તો તુ ભી બચ જાયગા. વરન તેરી બડી હી હાલ હવાલી હોગી."

ભિખારણના દમામ ભર્યા શબ્દોથી ચતુરો દબાઇ ગયો. તેના ફેરવાઇ ગયેલા અંતઃકરણ ઉપર ઘણીજ અસર થઇ, તે અંતરમાં ઘણો જ પસ્તાવા લાગ્યો, ચંદાપણ આશ્ચર્યમાં પડી ગઇ.

"મેં થોડા બહુત જ્યોતિષ જાનતી હું બહન! ઇસ પ્રપંચીકી જાલસે છૂટ જા, યહી શખ્સ તેરા મદદગાર હોગા, નહિં તો તેરા સતિત્વ નષ્ટ હોગા. ખૂબ હોશીયાર હો, વહ તેરા ચન્દ્રકાન્ત સચ્ચા ચંદ્રકાન્ત નહિં હૈ ઉસકા નામ હૈ રમણલ.લ."

"શું કહો છો? શું એ સાચું છે?" ચંદા ચમકીને ક્ષણમાં ભિખારણ સામું તો ક્ષણમાં ચતુરા સામું જોવા લાગી ભિખારણની નિર્ભય નિશ્ચયાત્મક તિક્ષ્ણ દ્રષ્ટિનો તાપ ચતુરો સહન ન

કરી શકયો તેમ જ ચંદાની કરૂણ દ્રષ્ટિથી તેનું હૃદય પણ પીગળ્યું, તે એકાએક બોલી ઉઠયોઃ—

"હા. સાચું, એ પાપીનું નામ રમણલાલ. બ્હેન ! તમે ડરોના, આ ચતુરો અત્યારથી તમારો રક્ષક ભાઇ છે."

"બ્હેન ! મેં જાતી હું, ફીર ભી મીલુંગી." ભિખારણ ત્યાંથી ચાલી ગઇ. ચતુરો નીચું જોઇ બેસી રહ્યો, તેનાં નેત્રમાંથી પશ્ચાતાપનાં અશ્રુ ખરવા લાગ્યાં, ચંદા ચ્હાના પ્યાલા સામી મીટમાંડી બેસી રહી, ક્ષણ પછી ભિખારણનો એજ મીઠો મોહક સ્વર કાનમાં અથડાયોઃ—

"ફુર નહિ ઓતબાર કીસપર, હોશીઆરીસે રહો."

વાતાવરણમાં પણ એજ ગુંજી રહ્યો કેઃ—"હોશીયારીસે રહો."



# પરિચ્છેદ તેરમો.



## અરક્ષિતં તિષ્ઠતિ દૈવ રક્ષિતમ્.

પ્રલ્હાદનું અસુરોના હાથમાંથી કોણે રક્ષણ કર્યું હતું ?





ચંદા પાસેથી નીકળી ભિખારણ છગનના હોટલ પાસે ગઇ. અરૂણને મળી તેની સાથે કેટલીક વાતચીત થયાબાદ ત્યાંથી નીકળી રણછોડને ઘેર જઇ તેને એક પત્ર આપી તરતજ અરૂણના ઘર પાસે આવી પોતાનું સંજ્ઞાસૂચક ગાન શરૂ કર્યું.

"કુર ભલાઇ જીંદગાની, ઔર જવાની ફાની હૈ"

ગાનનો અવાજ સાંભળી વિનોદ બહાર આવ્યો. ભિખારણ એક કાગળ તેના હાથમાં મુકતાં બોલીઃ "આત્મયજ્ઞની વેદી." વિનોદ ઉત્સુકતાપૂર્વક ઘરમાં જઈ પત્ર વાંચવા માંડયો.

"મેરે પ્યારે ભાઇ !

આપને બાહોશ નેતા એક કાર્યમેં લગે હુવે હૈ. ઔર મુઝે મીલા હુવા ફરમાન મુતાબિક મેં યહ કાગજ આપકો લીખતી હું. આપ

રાજામહેતાકી પોલમેં મકાન નંબર—૫૨ જાના. ઉસ મકાનમેં ચંદા નામકી એક નાજનીનકો ઉસ રમણુલાલને લાકે નજર કયદ કી હૈ. મૈંને ઉસ્કો સમઝાદી હૈ. ઉસ્કે સાથ ચતુરા કરકે એક શખ્સ હૈ. વહ ઉનકા મદદગાર હોગા. રમણુલાલ ઉનકી પાક દામનકો દાગ લગાનેકા યત્ન કર રહા હૈ. ઉસે આજહી છુડાકે મેરે મકાનપર લે જાકે રખના. ચતુરાકો સાથહી લેના. મૈં પીછે આપકો આકર મીલુંગી. કયોંકી મુઝે ભી એક કામ અભી કરના હૈ. વખ્તપર અપને માનનીય નેતાકો આપ એકદો રોજ નહિભી દેખ સકોગે. યહ ફરમાન મેરા નહિં હૈ. 'ભારત સેવા સમાજ' કે સ્થાપક—ચાલક ઔર અપને મહાન નેતાકા હૈ ઉમ્મી, હૈ આપ ફ્રેઓરન બજા લાઓગે.

નેતાકે હુકમસે
દાઃ કમતરીન નાચીજ
કમીના ભિખારન.
'આત્મયજ્ઞી વેરા'

તા. ક:-વહાંકી સંજ્ઞા "કર નહિં એતબાર કીસીકા, હોલી ખાકીસે રહો."

"ખરેખર ! જીવન સાર્થક તો આનુંજ નામ" વિનોદ કપડાં પહેરતાં બોલ્યો " ક્યાં દુનિયાના શ્રીમંતોને ડોલાવી દીવાના બનાવનાર ગુલ્શન અને ક્યાં આ સ્વયંસેવીકા ભિખારણ ! અહા ! અરૂણભાઇ !, અરૂણભાઇ ! ! તમે તો ખરેખર કોઇ દેવ છો. બીજાથી આ કાર્ય ન થાય. તમારી આત્મભોગ અને કાર્યતત્પરતાની તો વાતજ શી. આ વિશ્વયોષિતાને પણ આજ તમે સર્વવંદનીયા દેવી બનાવી દીધી છે. આ પણ તમારા આત્મભોગનોજ પ્રતાપ !"

મનમાં ને મનમાં અરૂણ તથા ભિખારણની પ્રશંસા કરતો વિનોદ પોતાના કર્તવ્ય પર ચઢયો. રાજામહેતાની પોળમાં જણાવેલા મકાન પાસે ગયો. પણ વળી કંઇક વિચાર આવતાં તે ત્યાંથી પાછો ફર્યો

ભિખારણ ચંદા પાસેથી ગઇ કે તરતજ ચંદાએ પ્રશ્ન કર્યો.

" ભાઇ ચતુર ! શું ખરેખરજ આ કપટ બાજી છે ?"

" હા, બ્હેન ! હું આ બધું જાણતો હતો અને આજ સવાર સુધી હું તેમાં મદદગાર પણ હતો. રમણુલાલનો મારા પર જ વિશ્વાસ છે પણ [illegible]

જોયા છે, તે મારૂં હૃદય ઉછાળી નાખે છે. મને તે વખતનીજ મારી જાતપર તિરસ્કાર આવ્યો હતા. તેમાં વળી આ ભિખારણના શબ્દોએ મારા હૃદય પર અજબ અસર કરી છે. બ્હેન! તમે જરાય બ્હીશો નહિં. જ્યાં સુધી આ ચતુરો જીવતો છે ત્યાં સુધી કો તમને કોઇ ઇજા કરી શકશે નહિ" ચરોતરના પાટીદારમાં તેનું કુળવાન ખમીર તાજું થઇ આવ્યું.

" વળી એ બે બનાવ રચા તેં જોયા ?" ચંદાએ ચતુરાને ભયભીત ચ્હેરે પ્રશ્ન કર્યો.

" બ્હેન ! એ સાંભળતાં તમારૂં હૃદય કંપશે." એમ બોલતાં ચતુરાએ જયાનું તથા લલિતાનું વૃતાંત કહી સંભળાવ્યું. ચંદાનું હૃદયપટ ખુલી ગયું પોતે કેવી જાળમાં ફસાઇ હતી તથા કેવા ઘાતકીઓ સાથે તેને કામ લેવાનું હતું તે તે હવે સમજી તે હતાશ થઇ ગઇ. તેની આંખમાંથી અશ્રુ ખરી પડયાં. માબાપના લાડમાં ઉછરેલી લાડઘેલી લલનાનું હૃદય ચીરાઇ ગયું. ચતુરો તેના હૃદયની મુંઝવણ કળી ગયો. તે બોલ્યો:—" બ્હેનબા ! જરાય ગભરાશોના. હજી ચતુરો જીવે છે "

ચતુરાના આશ્વાસનથી ચંદાને કાંઇક કળ વળી એટલામાં રમણુલાલ આવી પહોંચ્યો. ચતુરો જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ હમેશના નિયમ મુજબ કામે વળગ્યો. રમણુલાલ હસતે મુખે ખુરસી લઇ ચંદાની પાસે બેઠો.

" ચંદા ! પ્રિયે ! કેમ હજી ચ્હા પડી રહી છે ?" રમણુલાલે પ્રશ્ન કર્યો ચંદાએ જવાબ ન આપ્યો.

" ચતુરા ! " રમણુલાલ બોલ્યો.

" જી "

" કેમ આજ ચ્હા નથી પીધી ?" ચંદાએ જવાબ ન આપતાથી ચતુરાને પૂછ્યું. ચતુરો પણ રમણુલાલ પાસે રહી પાક્કો બની ગયો હતો તેણે તરતજ ચંદા સામે જોઈ જવાબ દીધો.

"તમે મોડા આવ્યા તેથી બ્હેને કહ્યું કે તેમના આવ્યા પછી પીશું"

ચતુરાની સંજ્ઞા ચંદા સમજી ગઈ. રમણુલાલ ચંદાની નજીક જઇ બોલ્યો:—

" આજ મને જરા મોડું થયું. એમ અધીરું તે થવાતું હશે ? હું ક્યાં હવે તને છોડીને ચાલ્યો જવાનો હતો ? ચન્દ્રા ! ચાલ આપણે બન્ને પીએ. ચતુરા !" રમણલાલે ચતુરા ભણી ફરી કહ્યું. " બે કપ સારી સ્ટ્રોંગ ચ્હા બનાવી લાવનો. "

" તમે નથી નાસી જતા તો હું ક્યાં નાસી જઉં છું તે તમે અધીરા થઇ ગયા છો ? " ચન્દ્રાએ બાજી હાથમાં લીધી. " તમે કેટલા અધીરા થઇ ગયા છો ? "

" પણ પ્રિયે ! તું વિચાર કર. પુરૂષો સ્ત્રીના આગળ શી રીતે ટકી શકે ? તારી મોહિનીજ એવી છે. આ બધો વાંક ત્હારા સૌંદર્યનોજ છે. "

" ત્યારે તો જો આ સૌંદર્ય ન હોય તો તમે મને શાના ચાહો ! "

ચતુરાએ ચ્હાના પ્યાલા આણ્યા બન્ને જણે ચ્હા પીધી. વળી રમણલાલે વાત છેડી.

" ચન્દ્રા ! હવે ક્યાં સુધી આમ ટળવળાવીશ. આ હૃદયની આગતો બાજુએ રહી પણ તું તો એક ચુંબન આપવાની કૃપા નથી કરતી. "

' તમે આવા શબ્દો ન બોલો. તમે આજ લગન નક્કી કરો. હું તૈયાર છું. ઢીલ તો તમારા છે અને વાક મારો કાઢો છો. " ચંદ્રા મુદ્દાની વાતપર આવી

" ચંદ્રા ! લગ્ન કાંઇ ઉતાવળાં સાંભળ્યાં છે ? "

" ત્યારે લ્હાવા પણ કંઇ ઉતાવળે લેવાય છે ? "

" મારૂં હૃદયે નથી માનતું તેનું કેમ ! " ચન્દ્રાએ પ્રત્યુત્તર આપ્યું.

રમણલાલ કંટાળ્યો. તેની શાન્તિ જતી રહી. તે હવે આંખ ફેરવી બોલવા લાગ્યો.

" હવે હું વધુ વખત આ બધું સહન નહી કરી શકું ચંદ્રા આજ તો ત્હારે મારી મરજીને આધીન થવું પડશે. "

" તમારી ધમકીથી તેમ બનશે જ નહિ. " ચંદ્રાએ સાફ ના કરી.

" આ મગરૂરી ? મારી સામે આ શબ્દો ? ચંદ્રા ! ચંદ્રા ! તું ઓળખે છે કે હું કોણ ? " રમણલાલે ગુસ્સામાં આવી કહ્યું.

, જોગવવાનું શું બાકી રહ્યું છે, ચંદ્રકાન્ત ?" ચંદાએ ઠંડે પેટે જવાબ વાળ્યો.

"ત્હારો ચંદ્રકાન્ત તો ગયો મુંબઈમાં. આ તો છે રમણલાલ. આતો બધો પ્રપંચ હતો. બોલ હવે દે જવાબ. મારી ઇચ્છાને તાબે થવું છે કે હજી મગરૂરી બતાવવી છે ?"

"શો જવાબ દેવો છે ? જવાબ તો શરૂઆતથીજ દઇ દીધો છે ત્હારા જેવા પ્રપંચી પુતળા પાસેથી શી આશા રખાય ? મારો જવાબ તો મેં દીધેલોજ છે." બોલતાં બોલતાં ચંદા શક્તિ જાળવવા ઘણો પ્રયત્ન કરવા લાગી પરંતુ સ્ત્રીહૃદયની નિર્બળતા આગળ આવી ઉભી રહી

"તું સીધી રીતે નહિં માને તો બળાત્કારના ઉપાયો લેવા પડશે ત્હારાથી નીચે પણ ઉતરાય તેમ નથી તેમજ ત્હારી બૂમ પણ કોઈ સાંભળે તેમ નથી, બોલ પછી તું શું કરીશ ?" રમણલાલ ભય બતાવવા માંડયો.

"આશા ન રાખીશ કે ત્હારા આવા ભયથી હું ડરીશ. મારી પાસે મારા બચાવનું સાધન તૈયાર છે. પરદેશમાં પારકા ઉપર ભરોસો રાખી આવી હોઇશ તે વગર વિચાર્યે નહિં, સમજ્યો કે ? મને તારો જરાય ડર નથી, મારૂં રક્ષણ કરનારાઓ તૈયાર છે." ચંદા ઉભરાઇ જતા ગુસ્સાથી આ શબ્દો બોલતાં બારી નજીક જઈ બહાર ડોકીયું કર્યું. તેજ વખત નીચેથી એક ફકીરને ગાનો સાંભળ્યો.

"કર ભલાઈ જીંદગાની ઔર જવાની ફાની હૈ"
કર નહિં એતબાર કીસીકા, હોશીઆરીસે રહો,
કર ભલાઇ જીંદગાની ઔર જવાની ફાની હૈ.

ચંદાને આ શબ્દો સાંભળતાં તેમજ ફકીરના તરફ જોતાં ઘણીજ હિમ્મત આવી. તે ત્યાંજ ઉભી ઉભી રમણલાલ સામે જોઇ રહી. રમણલાલને ચંદાના છેલ્લા શબ્દોમાં સમજ ન પડી. "તેની પાસે શું કોઈ હથિયાર હશે ? યા તેનો કોઇ માણસ અહીં હશે ? યા શું તે બ્હારીએથી પડતું નાખશે ?" વગેરે વિચારો તેના મગજમાં આવવા લાગ્યા પોતે ઉતાવળ કરીને સારૂં ન કર્યું એમ તેને જણાયું. તેમજ પોતે ચંદ્રકાન્ત નથી એમ કહી દીધું તે માટે

પણ તેને પસ્તાવો થયો. 'હવે ઢીલ ન કરવી પણ રાત્રે પોતાની મુરાદ પાર પાડવી' એ નિશ્ચય પર તે આવ્યો. ક્ષણવાર પછી તે બોલ્યો.

" ચંદા ! હાલ તું ઘણી ઉશ્કેરાયલી જણાય છે, શાન્ત થા. વિચાર કર. મારી માગણી કાંઈ ખોટી નથી. વિધવા સાથે કોણ પુનર્લગ્ન કરશે ? શા માટે તું તારી યુવાની વ્યર્થ ગુમાવે છે ? મારી પાસે તું સુખી થઈશ. તને સહજ પણ ઓછું નહિં આવવા દઉં. અત્યારે તો હું જઉં છું. વળી રાત્રે આવીશ તું શાન્તથી વિચાર કરી રાખ. જો રાત્રે તું નહિં માને તો પછી હું છું અને તું છે. "

રમણલાલ ઉઠયો. બારણા તરફ જતાં જતાં બોલ્યો:-ચતુરા ! ધ્યાન રાખજે. હું રાત્રે આવીશ તે દરમ્યાન આને સમજાવજે અને હોશીઆર રહેજે. "

રમણલાલ ગયો. તેને ગયેલો જોઈ ચંદાની દેખાતી ધીરજનો અંત આવ્યો. તે ખુરસી ઉપર પડી. બન્ને હાથે મોઢું ઢાંકી રડી પડી બિચારો ચતુરો તેને પોતાનાથી બનતુ શાન્ત્વન આપવા લાગ્યો. એટલામાં પાછો પેલા ફકીરનો અવાજ સભળાયો.

" કર ભલાઈ, જીંદગાની જવાની ફાની હૈ "

ચંદાને એકાએક તે ફકીરનું ભાન આવ્યું. ચતુરાને મોકલી ફકીરને ઉપર બોલાવ્યો. ફકીરે આવતાંજ કહ્યું " ફિકર ન કરો. ચતુરા ! મેં તમામ ગોઠવણ કરી રાખી છે. આ બાઈનું રક્ષણ કરવાની મારા ગુરૂ તરફથી હમણાંજ મને પેલી દેવી મારફત આજ્ઞા મળી છે. તમે તૈયાર થાઓ હું એક બંધ ગાડી લઈ આવું છું. મારી સાથે ચાલો. ઇશ્વર તમારૂં રક્ષણ કરશે. "

ચંદા ફકીરના તરફ જોઈ રહી બોલી: "તમે ફકીર છો અને ગુજરાતી કેમ બોલો છો ?"

" હું ફકીર નથી પણ ગુજરાતી છું. રમણલાલ મને ઓળખે છે. તેથી મારો વેષ મેં બદલ્યો છે કે જેથી તે મને ઓળખી ન શકે. હું મારૂં ઓળખાણ પછી આપીશ કારણ મારૂં ઓળખાણ તમને નકામું છે. પ્રથમ તમને અત્રેથી સુરક્ષિત સ્થળે લઇ જવાની મને આજ્ઞા થઈ છે, મારા તરફ શંકા ન કરશો. જે બિખારણ

તમને આજ સવારે મળી હતી, તેના દ્વારાજ મારા ગુરૂજી તરફથી મને આજ્ઞા મળી છે. તમને મારાપર શંકા ન આવે માટે આ મને મળેલું આજ્ઞાપત્ર પણ મેં સાથેજ રાખ્યું છે. જુઓ." વિનોદે આજ્ઞા પત્ર ચંદાના હાથમાં મૂક્યું. આજ્ઞાપત્ર વાંચી ગયા બાદ ચંદાએ પૂછ્યું:—

"તમારા ગુરૂજી ક્યાં છે ? અને જે દેવી મારફત તમને આ આજ્ઞાપત્ર મળ્યું તે કોણ છે ?" ચંદાએ કુતુહલપૂર્વક પ્રશ્ન કર્યો.

"મારા ગુરૂજી ક્યાં છે તે કહેવું મારી શક્તિ બહાર છે. આ દેવી વિષે જ્યારે તે તમને રૂબરૂ મળે ત્યારે તમેજ પૂછી લેજો. હમણાં તો સમય ન ખોતાં સત્વર તૈયાર થાઓ. હું ગાડી લઈ આવું છું." વિનોદ આટલું બોલી ચાલ્યો ગયો. થોડીજ વારમાં ગાડી આવી. વિનોદ, ચતુરા તથા ચંદા ગાડીમાં બેસી રવાના થયાં. જતાં જતાં તે મકાન તરફ નજર કરી ચંદા બોલી:—

" अरक्षितं तिष्ठति दैव रक्षितम् ॥ "



## પરિચ્છેદ ચૌદમો.

—:(०):—

### દિલ ના છૂપે

હજાર ઢાંકણ ઢાંકો પણ મનુષ્યનું હૃદય છુપી રાકતું નથી.






ડી જ વારમાં ગાડી ગુલ્શનના મકાન પાસે આવી પહોંચી. દ્વારમાં જ મિનાક્ષી ઉભી હતી, વિનોદે "આત્મયજ્ઞની વેદી" એ શબ્દો કહેતાં જ તેણે સન્માનપૂર્વક સર્વને અંદર લીધાં. ઉપર દિવાનખાનામાં ચંદાને બેસાડી. ચતુરા તથા વિનોદ પણ ભિખારણની વાટ જોતાં બેઠાં, ચંદા, મુંબઈ છોડયા પછીના અવનવા બનાવો પોતાની સ્મૃતિપટમાં તાજા કરતી વિચારે ચઢી. મિનાક્ષીએ તેમના સ્વાગતમાં ચાંદીના પ્યાલામાં દૂધ લાવી તેમના આગળ મૂક્યું, વિનોદે ચંદાને તે

સેવા આગ્રહ કર્યો, ત્રણેજણે તે પીધું. હવે વિનોદે જવાને ઇચ્છા જણાવી.

"અમને આમ અધવચ મૂકી હવે આપનાથી નહી જવાય." ચંદા બોલી.

"આપ અધવચ નથી, આ મકાન આપનું જ સમજી લ્યો. મારા ગુરૂજી બે એક દિવસ પછી આવશે એટલે એમની આજ્ઞા લઇ આપને આપના પિતાની પાસે પહોંચતાં કરવામાં આવશે, આપ ધીરજ રાખો, હવે આપને સહજ પણ ડરવાનું કારણ નથી." વિનોદે પ્રત્યુત્તર આપ્યું.

"પણ આપ કોણ છો તે તો જણાવો ? અમારા રક્ષકનો પરિચય મેળવવાનો ય હક અમને નહિં કે શું ?" ચંદાએ કહ્યું.

"મારો પરિચય આપને કાંઈ જ ઉપયોગી નથી, મારી ગણતરી આ વિશ્વમાં કાંઈ જ નથી, મારા ગુરૂદેવની મારાપર કૃપા થાય તોજ મારૂં જીવન સફલ થાય," વિનોદે જણાવ્યું.

"આપના ગુરૂજી કોણ છે, કેવા છે, તેતો કહો. તમે જ ગુરૂજી ગુરૂજી કરશો કે અમને તેમના દર્શન યા વચનામૃતનો લાભ અપાવશો ? ચંદાએ જીજ્ઞાસા દર્શાવી.

"મારા ગુરૂજી કોણ છે અને કેવા છે તેનું વર્ણન મારથી થાય તેમ નથી, હુંતો માત્ર ઉપલકીયું જ વર્ણન આપી શકુ તેમ છું તેઓ શ્રીમંતના શ્રીમંત અને મુફલિસના મુફલિસ છે, તમનો ભંડાર અખૂટ છે, સમસ્ત વિશ્વ તેમનું કુટુંબ છે. સમસ્ત પ્રાણી તેમનો આત્મા છે, વિશ્વહિત એ તેમનું ધ્યેય છે. કહો, આથી વધારે પરિચય હું શો આપી શકું ?"

"આહા ! એવા ગુરૂ તરફ કોને પુજ્યભાવ ન થાય ? ધન્ય છે તમને કે એવા ગુરૂની સેવા કરવાનો અવસર મળે છે." ચંદાએ હૃદયના ઉદ્‌ગાર જણાવ્યા.

"ભાઇ ! એ બધું ય ખરૂં, પણ તમારા ગુરૂજી હમણાં ક્યાં ગયા છે ? આવા મહાત્માએ વળી કાંઇ દુનિયાદારીનાં કામ કરતા હશે ખરા કે ?" ચતુરાએ પૂછ્યું.

"ચતુરભાઇ ! એ મહાત્માને ઘડીની ફુરસદ નથી, તેમને આખા સમાજની ચિંતા છે, કોઇપણ દુઃખી મનુષ્ય તેમની નજરે પડે છે કે વિના બોલાવ્યે દોડી જાય છે, અને પોતાથી બનતું તમામ કરે છે."

"મને એમનાં દર્શન નહિં કરાવો? ચંદાએ જીજ્ઞાસા કરી.

"થશે, અવશ્ય થશે. પણ એ બાબત તમે દેવીને કહેજો." વિનોદે પ્રત્યુત્તર આપ્યું.

"ક્યાં દેવી ? ચંદાએ પૂછ્યું

"પેલાં દેવી કે જે તમને સવારે મળ્યાં હતાં અને મને આજ્ઞાપત્ર પહોંચાડ્યું હતું. વધુમાં જણુવુ તો આ મકાનના માલીક"

"કોણ પેલાં ભિખારણુ જેવાં જણાતાં હતાં તે ? આ મકાનનાં માલિક?" ચંદા તથા ચતુરો એક સાથે બોલી ઉઠયાં.

'હા, એજ. એજ ભિખારણ આ મકાનનાં માલિક. એ તો સાક્ષાત્ દેવી છે, ચતુરભાઇ ! એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ જ નથી, મારા ગુરૂનો પ્રસાદ જ એવો છે, એમની કૃપા આ નવું ફળ પ્રકટાવે છે." વિનોદ બોલ્યો.

"ભાઇ ! હવે તમે મને ચતુરભાઈ ન કહેશો. આજથી હું ચતુરભાઇ મરી ગયો છું, મારૂં ખરૂં નામ મીઠાભાઇ છે," મીઠાભાઇ બોલ્યો.

"વારૂ, હવેથી હું તમને મીઠાભાઇ કહીશ"

"પણ હવે તો આ ફકીરનો વેશ ઉતારી નાખો ! અમને તમારૂં નામ કહો ! અમને તમારાં આત્મીય ગણી શા માટે અમારાથી અતડા રહો છો?" ચંદાએ કહ્યું

"અતડા રહેવાનું મારા ગુરૂએ શીખવ્યુંજ નથી, મારા ગુરૂનો આદેશ વિશ્વકુટુંબી થવાનો છે. મારૂં નામ જાણવાની તમને જીજ્ઞાસા છે ? મારૂં નામ વિનોદ !" આમ બોલતાં વિનોદે લગાડેલાં ખોટાં દાઢી મૂછ તથા માથાના વાળ કાઢી નાખ્યા. તેનો સ્પષ્ટ ચહેરો ચંદાની નજરે પડયો. ચંદા ચમકી તે એકદમ બોલી ઉઠી:—

"તમારૂં નામ વિનોદ?"

"હા મારૂં નામ વિનોદ. કેમ તમને ભય લાગે છે ? મારા તરફથી ભય શા માટે?"

"ના ના. ભય નથી લાગતો, પણ તમારૂં નામ મેં કંઇક સાંભળ્યું છે." ચંદા મૌન રહી ગઇ. વિનોદના ચ્હેરા તરફ ધારી ધારીને જોવા લાગી. પોતે ચીતરેલું ચિત્રપટ તેની સ્મૃતિમાં તાજું થયું. વિનોદના ચ્હેરાનું-તેની ભવ્ય મુખાકૃતિનું તે બારીક દ્રષ્ટિએ અવલોકન કરવા લાગી. તેનાં નેત્રો જાણે અજાણ્યે પણ વિનોદના ચ્હેરા પર જડાઈ રહ્યાં. એટલામાં કોઇનાં પગલાંનો અવાજ આવતો સંભળાયો. મિઠાભાઇ તથા વિનોદ દરવાજા તરફ જોઇ રહ્યા. ભિખારણે એક સ્ત્રી તથા બે છોકરાં સાથે ત્યાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ વિનોદ બોલી ઉઠયો:—

"આ રહ્યાં અમારાં દેવી!"

હજી મીઠાભાઇ દેવીને ચરણે પડવા જાય છે ત્યાંતો 'બાપુ' 'બાપુ' કરતાં પેલાં બન્ને છોકરાં મીઠાભાઇને વળગી પડયાં. મીઠાભાઇ તો આશ્ચર્યમાં પડી ગયો. તરતજ જયા અંદર આવી. મીઠાભાઇને જોતાંજ ઉછળતા હૃદયે મીઠી નજરે તેના તરફ જોઇ રહી. ગયેલા પ્રાણ પાછા આવે તેમ જયા આનંદમાં ત્યાંજ સ્થિર થઇ ગઇ. ચંદા પણ આ બધા બનાવથી આનંદિત મુખડે કાંઇક આશ્ચર્યમાં પડી જઇ ઉભી થઈ ભિખારણના સામી ગઇ. ચતુરો કોણ હતો તે ભિખારણ તરતજ સમજી ગઇ નિર્દોષ પણ દુઃખી દંપતિનો મેળાપ પોતે દ્વારા થયેલો જોઇ તે આનંદમાં આવી જઇ બોલી ઉઠી:—"ચતુરભાઈ! દેખો યહ ભલાઇકા બદલા."

મીઠાભાઇ બિચારો શું બોલે? તેતો આંસુ ભરી આંખે ભિખારણના સામુજ જોઇ રહ્યો.

"દેવી!" વિનોદ બોલ્યો. "અબ વો ચતુરભાઇ નહિં હૈ. ઉનકા નામ તો મીઠાભાઇ હૈ."

"હાં. અબ તો વહ મીઠે બન ગયે હૈ, ઔરભી કુછ દિન વાસ હોગી તો યહ મેરી જયા ઉનકો મીઠા બના દેગી. મીઠાભાઈ! અબ ઇનકો ન સતાઇએગા, યહ તો તુમારા પગડી લછમી હૈ

લછમી." ભિખારણે હસતાં હસતાં કહ્યું. ક્ષણ પછી વિનોદ તરફ ફરી બોલી: "મેરે પ્યારે ભાઇ! યહ તો સબ ઠીક, મગર આપ મુઝે 'દેવી' કયસે કહને લગે? મેં તો ભિખારન હું. મુઝે દેવી કહા નહિં જાતા."

"આપ ચ્હાયે વ્હો સમજ લો, મેરે દિલ તો આપ દેવી હો." વિનોદ બોલ્યો. "અબ મુઝે ઇજાજત હૈ? મેં કયા મેરે ગુરૂજીકે કામમે આસકતા હું? ઉન્હોંકા કયા ફરમાન હૈ?"

"આપ બા ખૂશી જા સકતે હો, અબ તો ગુરૂજીને કુછ નહિં ફરમાયા હૈ. મગર જબ ફરમાન મીલેગા, તબ મેં આપકે પાસ આઉંગી યા આપકો ફરમાન પહોંચાઉંગી"

વિનોદ ઉઠયો. જતાં જતાં ચંદા તરફ જોઇ બોલ્યો:–"હું જાઉં છું. મારૂં કાર્ય પૂર્ણ થયું છે, આ દેવી આપને સર્વ સગવડ કરી આપશે." મીઠાભાઇ તરફ જોઇ આગળ બોલ્યો: "મીઠાભાઇ! તમે એમની પાસેજ રહેજો, એમને ધીરજ આપજો."

વિનોદ ગયો. ભિખારણ ચંદાની પાસે જઇ બેઠી. મીઠાભાઇ તથા જયાને માટે મિનાક્ષીને બોલાવી એક ઓરડો તૈયાર કરાવ્યો અને તેમને રહેવાની સગવડ કરી આપી. મિનાક્ષીએ ફળાહાર લાવી ચંદાના આગળ મૂકયો. બ્રાહ્મણ બોલાવી ચંદા માટે રસોઇની પણ તૈયારી કરાવી દીધી.

"બહન! અબ ન ગભરાઇએ, અબ આપકો કોઈ બાતકા ભી ડર નહિં હૈ, આપકી જબ ઇચ્છા હોગી, આપકે સ્વસ્થાનમેં આપકો પહુંચાનેકી તજવીજ કી જાયગી." ભિખારણે કહ્યુ

"આપ જેવાં દેવીની છાયામાં મને હવે શો ડર છે? પ્રથમ આપના ગુરૂનાં દર્શન મારે કરવાં છે કે જેની કૃપાથી આ મારી મૂક્તિ થઇ છે. બાદ હું મારા પિતાને ત્યાં જઇશ, પણ......" ચંદા બોલતાં બોલતાં એકદમ અટકી પડી.

"કયોં બહન! કયોં અટક ગયે? કહીએ. જો કહના હોય સો કહ દીજીયે" ભિખારણે કહ્યું

"દેવી! આ ગૃહસ્થ જે આવી મારો છૂટકો કરી ગયા તે કોણ છે? તેમનું નામ તો મેં જાણ્યું. રમણલાલને મોઢે મેં તે પ્રથમ

સાંભળ્યું હતું, પણ આજ એમને પ્રત્યક્ષ જોયા.'' ચંદાએ જણાવ્યું.

"વહ હમારે નેતાકે પરમ ભક્ત હૈ. ઈન્હોંને હમારે નેતાકી ભક્તિ કરનેકે લીએ અપને માના પિતાકોભી છોડ દીયે હૈ. વે કભી કભી ઉનકી પાસ જાતે હૈ મગર વહાં ઠેરતે નહિં. દીન ઔર રાત હમારે નેતાકી ભક્તિ કરને ઉનકીહી આગ્યામેં રહતે હૈ."

" શું એમણે લગ્ન નથી કર્યું ? "

"નહી, શાદી કીયાભી નહિં, ઔર શાદી કરને ચ્હાતે ભી નહીં."

ચંદાના હૃદયમાંથી એક ધીમો નિશ્વાસ બહાર પડી ગયો. ભિખારણ આગળ બોલી:– " યહતો આશ્ચર્ય હૈ કિ આપને રમણલાલ જૈસે પાજીકે મુખસે ઉનકા નામ સુના. વહ કૈસે?"

ચંદાએ રમણલાલ સાથેના પોતાના પરિચયની તથા તેણે ધારેલા ખોટા નામની વાત કરી. તેમજ પોતે ચીતરેલા ચિત્રપટની અને તે વખતે રમણલાલના મુખમાંથી નીકળી ગયેલા ઉદ્ગારની પણ વાત કરી.

' કયા. વહ ચિત્રપટ ઇધરભી મૌજુદ હૈ ? " ભિખારણે તે જોવાની ઈચ્છા દર્શાવી.

" હા છે." ચંદાએ પોતાની પેટી ઉઘાડી તેમાંથી ચિત્રપટ કાઢી ભિખારણના હાથમાં મૂક્યું. તે તરફ નજર કરતાંજ તે બોલી ઉઠી:–

"આમીન ! આમીન !! ખુબકી. ચંદા બહન ! ખૂબકી હૂબહૂ ઉનકાહી નકશા."

ચંદા શરમીન્દી બની ગઇ. ભિખારણ તેના મનનો ભાવ સમજી ગઇ. તે બોલી:–" ન શરમાઈએ. બહન ! ન શરમાઇએ. યહ કોઇ શર્મકી બાત નહી હૈ. ખુદાને હી તુમારે હાથસે ઉનકા નકશાં બનવાયા હૈ–ઉસમેં ભી ઉનકા કુછ ન કુછ ઇરાદા હોગા. વરન ઐસે કભી ન હો સક્તા. સચ કહીએ બહન ! ઉન્કે લીયે તુમ્હારે દીલમે પ્રેમ નહિ હૈ ? "

ચંદા મૌન રહી. વળી ભિખારણ તેના તરફ તિક્ષ્ણ દ્રષ્ટિ કરતી બોલી:—

" ન છૂપાઇએ. ઇશ્ક બડી બૂરી ચીજ હૈ. તુમ કીતનીહી

છૂપાઓ વહ ન છૂપેગી. તુમ મુંહ બંધ રખોગી તો વહ આંખસે બાહર નીકલ પડેગી. સચ સચ બતાદો બહન ! તુમ્હારે દીલમેં ક્યાહૈ ? મેં તો કોઇ મર્દ નહિ. તુમ્હારે જૈસી ઔરત હું. મેરે સામને કહનેમેં ક્યોં અંદેશા કરતી હો ? ”

ભિખારણુના મીઠા શબ્દોથી ચંદાને ધીરજ આવી. તે ધીમે ધીમે શરમાતી શરમાતી બોલીઃ—

“દેવી ! જ્યારે મેં પ્રથમ આ છબી ચીતરી ત્યારે મને એમ થયું કે આવો પતિ મળે તો કેવું? પણુ પછી એ વિચાર આવ્યો કે કલ્પનાનાં ચિત્રો સ્થુળ સૃષ્ટિમાં ભાગ્યેજ હોય છે. જ્યારે રમણુલાલે કહ્યું કે એનો ચ્હેરો વિનોદને મળતો છે ત્યારથી વિનોદને જોવાની જીજ્ઞાસા થઇ. પણુ તેના ઠામઠેકાણા વિના તે આશા પૂર્ણ થવી અશક્ય માની તે વાત મેં વીસારવા માંડી. અને રમણુલાલની પ્રપંચ જાળમાં હું ફસાઇ. ત્યાં આજ આપની કૃપાથી તેમને મેં જોયા ત્યારથી મારા હ્રદયમાં કાંઇ અવનવા ભાવ જાગૃત થયા છે. પણુ તેમનું વર્ત્તન જોતાં મારી ઇચ્છા પૂર્ણ થવાની મને કાંઇજ આશા લાગતી નથી.” ચંદાએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

“બહન ! ઐસી નાહીમ્મત ન બન. તેરે દીલકા દેસ નકાશે પરકા સચ્ચા પ્રેમ તુઝે ઇધર ખીંચ લાયા ઇતનાહી નહી, મગર ઉનકા દર્શન ભી તુઝે હો ચુકા. વહી પ્રેમ જો તુ અડગ રખેગી તો ઉન્હે તેરે પાસ ખીંચલાયગા. મગર હાં. તુઝે એક કામ કરના હોગા. ઉનકો પ્રસન્ન કરનેકે લીયે જો વ્રતકા વહ પાલન કરતે હૈ વહી વ્રત તું પાલન કરના હોગા. યહ કુદરતકા કાનુન હૈ કી જીસકો મનુષ્ય પ્રસન્ન કરને ચ્હાય ઉનકી પ્રસન્નતાકા વિષયકો વહ પ્રાપ્ત કરે. મેં મેરે નેતાસે યહ બાત કરૂંગી. વહ બડેહી જ્ઞાની હૈ. વહભી કભી ઉનકો આગ્યા દે દેંગે.”

“તમારો ઉપકાર બ્હેન ! તમે કહેશો તેમ હું કરીશ.” ચંદા આભારપૂર્ણ નેત્રોએ જોઇ રહી.

“અચ્છા. તબ અબ મેં જાતી હું. હમારે નેતાકે પાસ મુઝે જાના હોગા. વહ બડેહી મુશ્કિલ કામમેં પડે હુવે હૈ. તુ યહાં ચયનસે રહે. મીઠાભાઇ, જયા, મિનાક્ષી સબ તેરે પાસ

રહેંગે. અબ તુઝે કોઇ ડર નહિં. માનો કે તુ તેરે વાલિદકેહી ઘરમેં હૈ." ભિખારણ જવા તત્પર થઇ.

"તમે જાઓ છો?" ચંદા અચકાતાં અચકાતાં બોલી.

"હાં. મુઝે જાનાહી ચાહીએ. કયા તુ મુઝસે કુછ ચ્હાતી હો? મુઝસે કુછ કામ હૈ?' ભિખારણે પ્રશ્ન કર્યો.

"દેવી! આપના મુખથી આ હૃદયને શાન્તિ થાય એવું મંજુર સંગીત સાંભળ્યું છે, આપનો મોહક સ્વર હજી મારા કર્ણમાં ગુંજે છે. જો આપ તે સમયે ન આવ્યાં હોત તો મારી શી સ્થિતિ થાત? દેવી! એક વખત તે મધુર સ્વરનું પાન કરાવો. મારાપર એટલી કૃપા કરો" બોલતાં બોલતાં ચંદા ભિખારણને બાઝી પડી. ભિખારણે નીચે બેસતાં પોતાનો મધુર કંઠ છેડયો.

"ઇશ્કકી જંજીરમેં જકડે હુવે દિલ ના છૂપે,
જો બિમારી ઇશ્કકી વો ભી કીસીસે ના છૂપે.
ઇશ્કકી જંજીરમેં જકડે હુવે દિલ ના છૂપે.

ઢુંઢ લો સારી યહ આલમ, ઇશ્કકા જહાં તાર હૈ,
તારસે બજતે હુવે દિલ કો દવાસે ના છૂપે.
ઇશ્કકી જંજીરમેં જકડે હુવે દિલ ના છૂપે.

વહાં ન ચાલાકી ચલેગી, હોશીઆરી ન કામકી,
સદ હજાર અફસોસ કરલો ફિરભી દિલ વ્હો ના છૂપે.
ઇશ્કકી જંજીરમેં જકડે હુવે દિલ ના છૂપે.
ઇશ્કકી જંજીરમેં જકડે હુવે દિલ ના છૂપે.

# ખંડ ૩ જો.

## પરિચ્છેદ પહેલો.

## સ્વાર્થની પરાકાષ્ઠા.

સ્વાર્થમય જીવનને નીતિ અનીતિનું ભાન હોયજ નહિ.



રાયપુરની બાંધણીમાં ઉંચા ઉંચા કોટ કે કીલ્લા નથી, પરન્તુ માત્ર તેના રક્ષણ પુરતી એક સાદી દીવાલજ છે. ત્યાં પાંચ પાંચ માળનાં ગંજાવર મકાનો નથી પરન્તુ માત્ર બેઠા ઘાટનાં યા એક માળનાં નાનાં પણ સ્વચ્છ સુઘડતામય ઘરો છે. બજાર છે પરન્તુ તે માત્ર જીવનની આવશ્યકતાઓનુંજ. વ્યાપાર છે પણ તે કેવળ શાન્તિમય. મોહમયીની માફક દિનરાતની પ્રવૃત્તિ ત્યાં નથી. ગત દિવાને રાયપૂરની સ્થિતિ ઘણી સારી રીતે સુધારી હતી. આખી પ્રજા તેને ચ્હાતી હતી. રાજકુમાર ભીમસિંહને પણ તેણે એવી કેળવણી આપી હતી કે તે એક આદર્શ રાજકુમાર બન્યો હતો. રાજ્યમાં માત્ર એકજ એવી વ્યકિત હતી કે જેને ગત દિવાન પ્રતિ ઈર્ષ્યાનો ભાવ હતો. તેનું નામ હતું જગતસિંહ. રાજ્યનો તે ભાયાત હતો. તેને સત્તાનો ઘણો શોખ હતો. રાજ્યતંત્રની લગામ પોતે ભાયાત હોવાથી પોતાના હાથમાંજ રાખવા તેની ઇચ્છા થતી. પરન્તુ ગત દિવાન તેનું કાંઇ ચાલવા દેતો ન હતો. ગત દિવાન ઉપર રાજા તથા રાજકુમારને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેને રાજ્યની તમામ સત્તા સોંપી દીધી હતી. હવે તે દિવાનપદ ઉપર વિમળરાય આવ્યો હતો. તેની સાથે તેનું આપ્તમંડળ પણ હતુંજ. માધવલાલ શેઠ પણ નગરશેઠપદનો લ્હાવો લેવા આવી પહોંચ્યા હતા. જગન્નાથ ઉપર કામનો બેવડો બોજો નાખવામાં આવ્યો

હતો. નગરશેઠના મુનીમ તરીકેનો વહીવટ સંભાળવા સાથે વિમળરાયના વિશ્વાસપાત્ર ખાનગી કાર્યભારીનું કામ પણ તેનેજ સોંપવામાં આવ્યું હતું જગન્નાથે ત્યાં આવતાં પ્રથમ ગત દિવાન તરફ પ્રજાની લાગણી, તેના પ્રજાહિતનાં કાર્યો તથા રાજા પ્રજા વચ્ચેના સંબંધનો સારો અભ્યાસ કરી લીધો હતો. પ્રજાનું હૃદય તે વાંચી શકતો હતો. વિમળરાય તો ચંદનગરના જેવો બલ્કે તેથી પણ આગળ પડતો કાર્યભાર ચલાવવા ઉત્સુક હતો. ચંદનગરમાં તેણે સ્વાર્થપરાયણ અમલદારોનો જમાવ કર્યો હતો, તેમ અહીં પણ ખાસ હાં જી હાં કરનારાઓનો જમાવ કરવાનું તેણે પ્રથમ કાર્ય ઉપાડ્યું હતું. પોતાનો પક્ષ સબળ કરવા માટે તે મથતો હતો. જગન્નાથ આ બધું જાણતો હતો પરન્તુ પોતે નિર્લેપ રહેતો. જે જે સમયે જે જે બનાવો પ્રજાહિતનાં યા અહિતનાં થતા તેની તે નોંધ રાખતો હતો. ધીમે ધીમે રાયપુર બદલાવા લાગ્યું. કાર્યભારી-દિવાનના કાર્યભાર અને વહીવટની અસર પ્રજામાં પણ થવા લાગી થોડાજ માસમાં પરિવર્તન થઇ ગયું. સરલ, વિશ્વાસપાત્ર અને નિમકહલાલોનો વર્ગ રાજ્યની નોકરીમાંથી નીકળવા લાગ્યો. પ્રજામાં પણ દંભી અને ખુશામતીઆઓ ફાવવા લાગ્યા. માધવલાલ પણ પોતાનું ખીસું તર કરવા લાગ્યા. જગન્નાથ વિમળરાય તથા માધવલાલ બન્નેનો વિશ્વાસપાત્ર હોવાથી તેના જાણવામાં તમામ બાબતો આવતી ગઇ. દરેક બાબતને લગતા કાગળપત્રો તથા અન્ય પુરાવાની તે નોંધ રાખતો ગયો પોતાની નોંધપોથીની તે બે નકલ રાખતો. એક તે હમેશ પોતાની પાસે રાખતો. અને બીજી એક તે પોતાની સ્ત્રી કાન્તાની પાસે રાખતો.

અપણી વારતા આપણે આગળ ચલાવીએ તે પહેલાં, તે વખતની રાયપૂરની શી સ્થિતિ હતી તે આપણે જોવી જોઇએ, તથા આપણી વારતામાં આવનારા પાત્રોનું ટુંકમાં ઓળખાણ કરવું જોઇએ. કુમાર ભીમસિંહ સમજુ અને કેળવાયેલ હતો, પ્રજાની દાઝ તેને હૈયે હતી. પરન્તુ વિમળરાયના આવ્યા બાદ તેના વર્તનમાં ઘણો ફેર પડી ગયો હતો. વિમળરાય ભીમસિંહની કૃપા મેળવવા અત્યંત આતુર હતો, અને તેથી તેણે ભીમસિંહની આજુબાજુ પોતાના મળતીયા હાજી હા કરનારા સ્વાર્થીઓને ગોઠવી

દીધા હતા. તેનું પરિણામ એ આવ્યું કે ભીમસિંહ મોટે માર્ગે દોરાયો. તેની પટરાણીનું નામ માનવતી હતું, તેનું સૌંદર્ય અનુપમ હતું ભીમસિંહને તેનાપર ઘણો પ્રેમ હતો. જગતસિંહના નજર માનવતી પર હતી. વિમળરાયની સ્વાર્થપરાયણતા કારસ્તાની જગતસિંહ કળી ગયો. તેણે પ્રસંગનો લાભ લીધો અને તેણે તેની સાથે મિત્રતા સાધી, પોતાનો પક્ષ સબળ કરવાની આશા આપી. ભીમસિંહનું હજુરીમંડળ પણ ભીમસિંહની કૃપા વિમળરાય કરતાં પોતાના ઉપર વધુ ઉતરે એમ ઇચ્છવા લાગ્યું. પ્રસંગ મળતાં કમળાના સૌંદર્યની તેની છટાની તથા રેસીડેન્ટ સાહેબ સાથેની તેની મિત્રતાની વાતો તેને કાને નાખવા લાગ્યું. પરિણામ એ આવ્યું કે ભીમસિંહ કમળાનો પ્રેમ મેળવવા ઉત્સુક બન્યો, અને માનવતીને ભૂલવા લાગ્યો. જગતસિંહ આ વખત માનવતીનું ધ્યાન પોતા તરફ ખેંચવા યત્ન કરવા લાગ્યો. માધવલાલ શેઠને તો માત્ર દ્રવ્યનીજ ઇચ્છા હતી, તે વ્યાપારીમત મુજબ દૂધ અને દહીંમાં પગ રાખવા લાગ્યા. આ તરફ રાજ્યના વફાદાર રહેવા પ્રયત્ન કરતા તેમ બીજી તરફ જગતસિંહ તથા વિમળરાયને પણ મળતા રહેતા, પણ તે લાંબો વખત ચાલ્યું નહિં. જેમ વિમળરાય માધવલાલને કાંઇ કરી શકતો નહિં, તેમ માધવલાલ વિમલરાયના વિરૂદ્ધ બોલી શકતા નહિં. પરિણામ એ આવ્યું કે બન્ને ઉપર ઉપરથી એટલો જ સ્નેહ બતાવતા પરન્તુ અંદરખાનેથી એક બીજાથી ચેતીને ચાલતા. જગન્નાથનું કાર્ય આથી કેટલેક અંશે મૂશ્કેલ બન્યું તેમજ કેટલેક અંશે તેને સરળતા પણ મળી. મૂશ્કેલ એટલા માટે કે વિમલરાય કેટલીક બાબત તેનાથી છૂપાવતો. અને સરળ એ રીતે કે માધવલાલ શેઠ તેને વિમલરાયનાં કારસ્તાનોની તપાસ કરવાની તક આપતા. ગામમાં અને કાર્યભારમાં પણ અંધાધુંધી ચાલવા લાગી હતી. વિમલરાય લાંચ લેતો એટલે બીજા નોકરો પણ તેનું અનુકરણ કરતા. આ બધી બાબત જગન્નાથ જાણતો અને કેટલીક વખત માધવલાલને ચેતવા કહેતો. પણ માધવલાલ એટલોજ જવાબ આપતા કે ' સમય આવ્યે વાત. હાલ તો આપણે કોઇ પણ કારસ્તાનમાં ન ભળવું અને રાજ્યનું હિત તાકવું. વખત મળતાં બધાંનાં કારસ્તાન ઉઘાડાં પાડવા સાવચેત રહેવું. ' જગન્નાથ વખતોવખત સદાશીવરાવની છૂપી મુલાકાત લેતો. તે

ઉપરાંત એક વૃદ્ધ રાજપુત રાયપુરમાં રહેતો હતો, તેની પણ છૂપી મુલાકાત જગન્નાથ લેતો. તે રાજપુતનું નામ હતું હમીરસિંહ. હમીરસિંહે હાલના રાણાના પિતાના વખતમાં સેનાધિપતિની નોકરી બજાવી હતી. હાલનો સેનાપતિ તેનો પૂત્ર અમરસિંહ હતો. હમીરસિંહ તથા અમરસિંહ બન્ને વફાદાર ખરા ક્ષત્રિય હતા. રાજ્યમાંનાં કારસ્તાનોથી તે કંટાળી ગયા હતા. માધવલાલ ઉપર તેમનો કાંઈક વિશ્વાસ હતો. અને તે વિશ્વાસનું મૂળ કારણ જગન્નાથ હતો. કારણ જગન્નાથ હમેશ દરેક કાર્યમાં તેમની સલાહ લેતો તથા આપતો. જગન્નાથ માટે આ બન્ને પિતા પુત્રને સારૂં માન હતું. આ તરફ કમળાનો મુકુંદ સાથે ખાનગી પત્ર વ્યહવાર ચાલતો હતો. તે વાત પણ જગન્નાથથી અજાણી ન હતી. કેટલાક કાગળો તો તેણે પકડી વાંચ્યા હતા અને તેના ફોટોગ્રાફ પાડી લીધેલા હતા. વિમલરાયના હાથમાં દીવાનગીરી આવ્યા બાદ ટુંક સમયમાં જ રાયપૂરની આ દશા થઇ ગઇ હતી.

" સાહેબ ! જગતસિંહ ઠાકોર મળવા આવ્યા છે".

રાત્રિના આઠેક વાગે વિમલરાય દિવાનખાનામાં બેઠો હતો તે સમયે સીપાહીએ આવી વરધી આપી. દિવાન સાહેબે તેમને આવવા દેવાનો હુકમ કર્યો. જગતસિંહે જગ્યા લેતાં કહ્યું:-

"કેમ દિવાન સાહેબ ! શું નવા જુની છે? "

"આવો, આવો, ઠાકોરસાહેબ ! આજ કાંઇ બે દિવસથી જણાયા ન હતા !" દિવાન સાહેબે આવકાર આપતાં કહ્યું.

"જખ્ખો છોજને દિવાન સાહેબ ! તમારે તો ઓફીસમાં બેસી આનંદ કરવાનો છે. અમારે કાંઇ એમ છે? તમે રાજ્યના રક્ષણનો બોજો અમારા પર નાખ્યો છે તે અમારે કેટલી જગ્યાએ ધ્યાન રાખવાનું છે ?" ઠાકોર બોલ્યા.

"વળી કાંઇ નવાજુની છે કે શું ? " દિવાન સાહેબે કાંઇક ઇન્તેજારી બતાવી.

"અહીં કોઇ સાંભળે તેમ તો નથીને ?" આમ તેમ નજર કરતાં ઠાકોરે આગળ ચલાવ્યું. "તમે પેલા બુઢ્ઢા બુખખ વિષે કાંઇ સાંભળ્યું ?"

આ વખત જગન્નાથ ત્યાં આવ્યો. પરન્તુ જગતસિંહને

બોલતો સાંભળી બાજુના ઓરડામાં જઈ તેમની વાતચીત પૂરી સંભળાય તેમ બેઠો.

"કયા બુઢ્ઢાની વાત કરોછો ?" દિવાને પ્રશ્ન કર્યો.

"પેલા હમીરની. તમે દીવાનપદ પર આવીને શી સંભાળ રાખો છો ?"

"અમારે એ બધી ચિંતા શા માટે જોઈએ ? આપ છોને અમારે બદલે ! આપની કાળજી કાંઈ થોડી છે ?"

"એતો બધું ઠીક. પણ હવે કાંઇ આંખ તો ઉઘાડો. મને એ ડોસાનાં લક્ષણ ઠીક નથી જણાતાં. તેમાં વળી તમે હજી તેના છોકરાના હાથમાં બધી સત્તા સોંપી રાખી છે."

"પણ એ શું કરે છે તેતો કહો. વગર વાંકે કેવી રીતે તેને દૂર કરાય ? આપણે કાંઇ બ્હાનું તો જોઇએને ?" દિવાને મુઝવણ બતાવી.

"આજ ચાર દિવસથી તેનાં માણસો છૂપી રીતે મારા ઘર પાસે ભમ્યા કરેછે, તેમ તમારા બંગલા આગળ કેમ નહિ ભમતાં હોય ? દિવાન સાહેબ ! હવે ઉંઘ ઉરાડો. શું કરૂં કે તમે છો. તમારી જગ્યાએ જો મારા જેવો હોત તો હમણાંને હમણાંજ એનો ઘાટ ઘડી નાખત.' જગતસિંહે પાણી ચઢાવવા માંડયું.

"તેથી તો દિવાનગીરી રાજપૂતોથી થઇ નથી શકતી. દિવાનગીરીમાં તો મુસદ્દીપણું જોઇએ છે મુસદ્દીપણું." દિવાન સાહેબે પોતાની બહાદૂરી ચલાવવા માંડી.

"જુઓ, દિવાનજી ! તે બુઢ્ઢો તથા તેનો છોકરો મારા કામમાં આડે આવવા મંડ્યા છે. મારાં માણસો અમુક કામમાં મંડયાં છે, તે લોકો તેમાં અનેક વિઘ્નો ઉભાં કરે છે. વધારે તો શું કહું ? પણ જે બાબત મારી ખાનગી પણ મેં તમને જણાવી છે તે બાબતમાંથી તમે હાથ ઉઠાવી લીધો છે પણ તેઓએ નજર નાખી છે. જો તમે સવેળા ઉપાય નહી કરો તો મ્હારે કાયદો મારા હાથમાં લેવો પડશે." જગતસિંહે પોતાના વિચારનું પ્રદર્શન કરાવ્યું.

"હા હા હા હા." દિવાનજી હસીને બોલ્યા, "તમે રજપુત બચ્ચા કાયદો શી રીતે હાથમાં લેશો ? એટલું મુસદ્દીપણું ક્યાંથી લાવશો ?"

"તમે હજી વાણીઆ તે વાણીઆજ રહ્યા, અમારો રજપુતનો કાયદો કાંઇ તમારા જેવો પોથાંની થોથાંમાં નથી સમાયલો. અમારો કાયદો તો અમે જ્યાં જઇએ ત્યાં અમારી સાથે જ રહે સાથે, જુઓ આ રહ્યો," આમ બોલતાં જગતસિંહે તરવારપર હાથ નાખ્યો. દિવાનજીતો જાણે હમણાં તે તરવારનો તેમના ઉપરજ ઉપયોગ થવાનો હોય તેમ ચમકયા પણ પોતાના હૃદયની નિર્બળતા જગતસિંહ સમજી ન જાય માટે જરા ખોંખારો ખાઇ ટટાર બેસી સ્વસ્થ થતાં બોલ્યા:—

"ઠાકોર! ઉતાવળા થવામાં મઝા નથી. હું એ બાબતનો બંદોબસ્ત કરીશ"

"વળી બીજી ખબર છે? યુવરાજ્ઞી માનવતી સાથે પણ અમરસિંહને સંબંધ છે. મારી દાસી દ્વારા મને હજી આજ સવારની ખબર પડી. દિવાનજી! આવા આવાં રાજ્યને ઉંધાં વાળવાનાં કારસ્તાન થાય અને તમે આંખ મીચીને બેસો તો પરિણામ શું આવે?"

"આમાં રાજ્યને ઉંધું વાળે એવું શું છે? હા. જોકે એનાં પગલાં તો અવળાં જ છે, પણ આ બાબત જાહેરમાં મૂકતા પહેલાં એના પુરાવા આપણે મેળવી લેવા જોઇએ."

"તે બધું હું કરી લઇશ, પણ તમે હવે સાવધ રહો તો સારૂં, હું જાઉં છું ત્યારે. હવે કાલે મળીશ."

જગતસિંહ ઉઠયો. જગન્નાથ બાજુના ઓરડામાંથી નીકળી કમલાના ઓરડામાં ગયો. કમલા આ વખત એક પત્ર લખવામાં મશગુલ હતી. જગન્નાથે અંદર દાખલ થતાં જ પૂછ્યું:—

"હું અંદર આવી શકું છું, બ્હેન? દિવાન સહેબ કાંઇ ખાનગી કામમાં રોકાયા છે, તેથી મારે જરા પાંચ મીનીટ થોભવું પડશે."

"આવો જગન્નાથ! તમારે તે વળી પૂછવાનું હોય?" કમલાએ કાગળ છૂપાવતાં કહ્યું. "દિવાનસાહેબ કોની સાથે રોકાયા છે?"

"ઠાકોર જગતસિંહ સાથે."

"જગન્નાથ! હમણાં કાન્તા કેમ જણાતાં નથી? આજ બે દિવસથી આવ્યાં જણાતાં નથી." કમલાએ પૂછ્યું.

"નહિં આવી હોય. જરા આળસુ છે. હું કહીશ. કાલે બાલે આવશે." જગન્નાથ ખુરશી ઉપર બેઠો.

"જગન્નાથ ! અહીંનું રાજ્યતંત્ર કેવું છે?" કમલાએ પ્રશ્ન કર્યો.

"બ્હેન ! બહુજ વિચારીને સંભાળીને ચાલવાનું છે. કોઇનાય ઉપર વિશ્વાસ રાખવા જેવું નથી કારણુ અજાણ્યામાં વિશ્વાસ કરવો એ આપત્તિકારક છે. બધાય કાંઇ વિશ્વાસપાત્ર હોતા નથી."

"શું કાંઇ પ્રપંચ જણાય છે ?"

ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોયજ. ગમે તેટલા પ્રપંચ હોય તેનાથી બ્હીવાનું નથી. પણુ પેટમાં પેસીને કોઈ પાણી ન મારે તેથી આંખ અને કાનતો હમેશાં ઉઘાડાં જ રાખવાં જોઇએ".

"શી ચર્ચા ચાલી રહી છે?" દિવાન સાહેબે ઓરડામાં દાખલ થતાં કહ્યું.

જગન્નાથ ઉઠી ઉભો થયો, કમલાએ પુસ્તકમાં પત્ર મૂકી દીધો. હસ્તે મુખડે દિવાન ભણી જોતી બોલી:–

"તમારા વતીનીજ ઉપાધિતો?"

"મારી એટલી કાળજી રાખો છો તો મને નિરાંત છે. પણુ વારૂ જગન્નાથ ! તું પેલા હમીરસિંહ વિષે શું ધારે છે?" દિવાને પ્રશ્ન કર્યો

"દિવાન સાહેબ ! મારા પર આપે વિશ્વાસ રાખ્યો છે. અને તેથી કદાચ હું ફુલાઈ જઇ મને પોતાને બહુજ બુદ્ધિશાળી લેખું એ સ્વાભાવિક છે. પરંતુ મારે એટલું તો કહેવું જોઇશું કે આખા રાજ્યમાં રાજ્યનું હિત હૈયે રાખનાર જો કોઇ હોય તો મને તો માત્ર એ હમીર અને અમરજ જણાય છે. બાકીતો બધા સ્વાર્થી છે." જગન્નાથે જવાબ વાળ્યો.

"મને કાંઇ સમજ પડતી નથી. અનેક તરેહની વાતો સંભળાય છે. વળી બેએક દીવસથી ભીમસિંહની આંખ પણુ મારા તરફ ટગડા રહે છે." દિવાન સાહેબ બોલ્યા.

"પેલા જગતસિંહ ઠાકોરને અને તમારે તો ઠીક દોસ્તી છે, એમને ને કુમારસાહેબને કેમ બને છે?" કમલાએ પૂછ્યું.

"પહેલાં તો અણુબનાવ હતો. પણુ હાલ સારૂં છે. જગતઠાકોર

પણ આપણા હિતમાં છે. પણ, સાંભળવા મુજબ હમીરસિંહ વિરૂદ્ધમાં છે, જોઇએ છીએ. જો કંઇ એવું જણાશે તો અગાઉથીજ પગલાં લઈ રાખીશું." દિવાન સાહેબે આગમચેતી દાખવી.

દાસીએ દુધના પ્યાલા લાવીને મૂક્યા, કમલા પાન બનાવવા લાગી. બાદ દિવાન સાહેબ બોલ્યાઃ—"વ્હાલી! ત્હારી પેલી બંગડીઓ બદલાવવાની છે તે લાવને. માધવલાલભાઇ કહેતા હતા કે હીરાની બંગડી ઘણીજ કીમતી હાલ તેમની પાસે આવી છે, તો આપણે મંગાવી લઇએ."

કમલા દાગીનાની ઘણીજ શોખીન હતી. તે તરતજ પોતાની બંગડી લેવા ઉઠી. જગન્નાથે પાન લેવાના બીશે ઉઠી પેલા પુસ્તકમાંથી બન્ને કાગળો કાઢી લીધા, પછી પોતાના સ્થાને બેસી ગયો. કમલાએ બંગડી આપી તે લઇ દિવાનસાહેબે જગન્નાથના હાથમાં મૂકી માધવલાલને આપવા જણાવ્યું.

જગન્નાથ ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો. દિવાન સાહેબ પણ પોતાના મંત્રણાગૃહમાં ગયા. કમલા એકલી પડી. પોતે લખેલો પત્ર ખોળવા લાગી. તે ન મળતાં તેને લાગ્યું કે કદાચ દિવાનસાહેબે લીધો હશે. ક્ષણવાર તે ભયભીત થઈ, પણ પછી તેનો ભય વિલાઇ ગયો. કારણ વિમળરાયને જરા પણ લેખવતી નહિ. માત્ર દુનીઆનો તેને સહજ ભય હતો. જગન્નાથના ગયા બાદ તરતજ દાસીએ આવી કમળાના કાનમાં કાંઇક કહ્યું. કમલા તરતજ પોતાના શયનગૃહમાં ગઇ, ત્યાં એક દાસી એક બાજુએ ઉભી રહી હતી. શયનગૃહમાં જઇ પર્યંકપર પડતાં તેણે પૂછ્યુંઃ—

"રામી! શા સમાચાર લઇ આવી છે?"

"આ સાહેબ!" માત્ર આટલુંજ બોલી રામીએ કમલાના હાથમાં એક ચીઠ્ઠી મૂકી. કમલાએ બે ત્રણવાર તે વાંચી આમ તેમ ફેરવી તપાસીને જોઇ અને પછી કહ્યું— "કાલે આ વખત આવજે."

રામી ગઇ. કમલા એકલી પડી. તેને આ ચીઠ્ઠી વાંચી હજારો વિચાર આવવા લાગ્યા. "આહા! જ્યારે ભાગ્યદેવી કૃપા કરે છે ત્યારે મનુષ્યને શી ખામી રહે છે? દિવાનપદ તો મળ્યું, હવે વળી આ વગર માગ્યે યુવરાજની હૃદયરાણી બનવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલ

છે. કેટલો પ્રેમ! કેવી મીઠાશ!!" આમ બબડતી વળી તે ચીઠ્ઠી વાંચવા લાગીઃ—

" પ્રેમોન્માદકારિણી પ્રમદા!

આજ કેટલાય દિવસથી આ હૃદયમાં ત્હારી જ્યોતિ પ્રકટી છે. તે જ્યોતિ છતાં હૃદયમાં અંધકાર જ છે. જ્યારે તારા સુકોમળ હાથથી તું તે જ્યોતિને સતેજ કરીશ, ત્હારાં કઠોર હૃદયાંશુજથી પ્રેમોન્માદને વ્યથિત કરીશ, ત્હારાં સુમધુર મીઠાં વચનોથી તે રતિપતિને ત્રાસ આપીશ, અને ત્હારા દૃઢ આલિંગને તે પુષ્પધન્વાના સૈન્યનો સંહાર કરીશ ત્યારેજ આ હૃદયને શાન્તિ થશે અંધકારમાં પ્રકાશ કરી અન્ય આત્માપર ઉપકાર કરવો એ સજ્જનોનું લક્ષણુ છે. ઓ મનહારિણી મુગ્ધ ચપળા! શું હું ત્હારી પાસેથી આટલી આશા ન રાખું? મારી હૃદયરાણી બનવું એ ત્હારાજ હાથમાં છે. વધારે શું લખું? હૃદય તો ત્યારેજ ખુલે કે જ્યારે હૃદયે હૃદય ભીડાય.

ત્હારો પ્રેમ પીપાસુ

'ભીમ.'

'આહા!' કમલા વિચારે ચઢી. 'મારૂંય સૌંદર્ય કાંઇક અજબ છે. રાજકુમાર જેવા પણ મારા પ્રેમ માટે તરસે છે. હવે મારે શી કમી? કાલેજ વાત.'

દિવાન સાહેબ પોતાના કાર્યથી પરવારી આવી પહોંચ્યા. કમલાને તેનો ભય તો હતોજ નહિં. તેણે પ્રશ્ન કર્યો.

"કુમાર સાહેબની તમારા તરફ કરડી નજર રહે છે તેનો કાંઇ ઉપાય શોધ્યો?"

"ના. મને કારણુજ સમજાતું નથીને?" દિવાને ગુંચવાતાં ગુંચવાતાં કહ્યું.

"કારણુ જાણુવાની જરૂર છે કે તેમને પ્રસન્ન કરવાની જરૂર છે? તમે જાણો તો છો કે રાજ્યના ભાવિ હકદાર એજ છે. એમની કૃપા એ આપણા ભાવિ સુખનું ચિન્હ છે, માટે આપણે કાંઇ પણ કરી તેમની કૃપા મેળવવીજ જોઇએ." કમલાએ કહ્યું.

"તે ખરૂં. પણ એવું શું કરીએ તો તેમની કૃપા મળે?"

"દિવાનપદ મળ્યું છતાં તમે તો એવાજ રહ્યા."

"ત્યારે તું માર્ગ બતાવ. મારો દિવાન તો તું છેને?" દિવાન સાહેબે હસતાં હસતાં ચુંબન કર્યું.

"ભલે, ત્યારે તેમની કૃપા મેળવવાનું કામ મારા પર છોડો. હું જોઈ લઈશ."

કમલા ક્ષણવાર દિવાન ભણી માર્મિક દ્રષ્ટિએ જોઇ રહી. દિવાન પણ ક્ષણ મૌન ધારી રહ્યો બાદ બોલ્યો—"ભલે. ત્હારાથી બને તો તું યત્ન કર."

આ વખત તે ઓરડાના દ્વાર આગળથી એક વ્યક્તિ પસાર થઈ. તેના મુખમાંથી અસ્ફુટ સ્વર નીકળી વાતાવરણમાં વીલાઈ ગયા. ન તો તે કમલાએ સાંભળ્યા કે ન વિમળરાયે સાંભળ્યા. માત્ર વાતાવરણ ગર્જી રહ્યું:—

"સ્વાર્થની પરાકાષ્ટા."

## પરિચ્છેદ બીજો.

## જાણે બીજો ચાણાક્યજ.

બુદ્ધિમત્તા અને દીર્ઘદર્શીત્વ સર્વત્ર પૂજાય છે.



ગત પ્રકરણમાં જે વ્યક્તિ વિમળ તથા કમલાના શયનગૃહ પાસેથી પસાર થતાં જોઇ તે જગન્નાથની પત્નિ કાન્તાની વિશ્વાસુ દાસી રાધી હતી. રાધી ઘણી પહોંચેલી પણ પ્રમાણિક હતી. મરહુમ દિવાનના ઘરમાં તે સર્વ નોકરોમાં શ્રેષ્ઠ પદ ભોગવતી. જગન્નાથે તેની પ્રમાણિકતાને લીધે પોતાની પાસે રાખી હતી. વિમળરાય જ્યારે પોતાના માણુસોથી ત્હારે તરફ પોતાનો પક્ષ સબળ કરવા મ્હાતો ત્યારે નીતિ વિશારદ જગન્નાથ દરેકના

અરમાં દાસીરૂપી જાસુસોથી કામ લેતો અને તે તમામ સમાચાર તે રાધી દ્વારા મેળવતો.

રાધીએ ઘેર જઇ જગન્નાથ તથા કાન્તાને ભીમસિંહની ચીઠ્ઠી તથા કમલા અને વિમળની વાતચીતનો સાર જણાવ્યો. ક્ષણવાર કોઇ બોલ્યું નહિં. પછી જગન્નાથે પુછ્યું.

"વારૂ, રાધી! મારા કરતાં તને રાજ્યના કાવાદાવાનો અનુભવ ઘણો છે. તું ઘણીજ વિચક્ષણ બુદ્ધિવાળી છે. વળી અહીંના રજવાડાની રહેણી કરણી તથા દરેકના સ્વભાવનો તને સારો અનુભવ છે. અને તેથી જો ત્હારી બુદ્ધિને બરાબર ખીલવવામાં આવે તો તું એક બાહોશ મુત્સદ્દી બની જાય તેમ છે. હવે ત્હારા આજ સુધીના સમાચાર સંગ્રહને એકત્રિત વ્યવસ્થિત ગોઠવી મને કહી શકીશ કે અત્યારે રાજ્યની શી સ્થિતિ છે?"

"બાપુ! મારાં આટલાં બધાં વખાણ કરવાની જરૂર નથી. હું કોણ? મારાં જરાય વખાણ મારે મોઢે કરશો તો વળી હું ફુલાઇ જઇશ. અમે તો ખવાસ. અમારૂં પેટ કેટલું અને અમારૂં મન કેટલું?" રાધીએ કહ્યું.

"બધુંય સાચું. પણ તું તો કોઇ રાજનીતિ વિશારદની પુત્રી હોય એમ લાગે છે. કહે, હવે મારા પ્રશ્નનો જવાબ આપ." જગન્નાથે વળી પ્રશ્ન કર્યો.

"જુઓ બાપુ! કુમારસાહેબ માત્ર મોજશોખમાં ગ્હાલે છે. પેલો જગતસિંહ તેમના મ્હોંનું પાન થઇ રહ્યો છે. અને તેણેજ કમલા ઉપર આ ચીઠ્ઠી લખાવી છે. વળી પોતાની નજર તેણે માનવતીબા ઉપર પણ જમાવી છે. દિવાન સાહેબને તે હમેશાં મળતો રહે છે, પણ અંદરથી દિવાનનું તે ખેદાન મેદાન કાઢવા ઇચ્છે છે. તે હમિરસિંહ અને અમરસિંહથી બહુજ બીએ છે, અને તેથીજ તેમનું કાસળ કઢાવતા સુધી તે દિવાન સાહેબને મળતો રહેશે."

"તે હું જાણું છું. પછી?" જગન્નાથ વચ્ચે પુછાયો.

"આમાં તેની બેવડી રમત છે. એક તો કુમાર સાહેબનો કમલા સાથેનો સંબંધ પોતાના જાણવામાં હોય એટલે કુમાર સાહેબ દબાયલા રહે, બીજું એથી માનવતીબાના મનમાં દિવાન

તથા કુમાર સાહેબ માટે અણગમો ઉત્પન્ન કરાવી પોતે તેમના માનીતા બની પોતાની ઇચ્છા તૃપ્ત કરવી અને હમીર તથા અમરને કહાવો સેનાધિપતિ બનવું. એટલે રાજ્યની સત્તા તમામ હાથમાં આવે. પછી કુમારશ્રી ઉપર દબાણ ચલાવી દિવાન સાહેબને પાણીચું અપાવવું. અને ન આપે તો તેમની ખાનગી વાત રેસીડેન્ટને જણાવવાની બ્હીક બતાવવી અને—"

અને છેવટ કુમારશ્રીને નાલાયક ઠરાવીને યા તેમનું ખૂન કરીને રાજા થવું. કેમ એજને ?" જગન્નાથ વચ્ચે બોલી ઉઠયો.

"હા બાપુ! એજ."

"વારૂ. માનવતીબાનો તારા પર કેવો વિશ્વાસ છે?" કાન્તાએ પુછ્યું.

"માનવતીબા? માનવતીબા તો મારી મા છે. મારાપર દીકરી કરતાં વધુ હેત રાખે છે. ટુંકામાં કહું તો અમે બે તેઓ બ્હેનો જેવાં છીએ." શાંપી બોલી.

"તેમને આ બધા પ્રપંચની ખબર છે?" જગન્નાથે પુછ્યું.

"ના. બાપુની રજા વના કેમ કહેવાય? હજુ મેં કંઇજ કહ્યું નથી." શાંપીએ જવાબ વાળ્યો.

"વારૂ. ત્યારે તું કાલે કાન્તાની સાથે માનવતીબા પાસે જજે, અને આ બધી વાત તમે બે મળી એમને સમજાવજો. ત્યાંથી કમલા પાસે જજો, પણ સાવચેતીથી વાત કરજો. એ ન જાણે કે તમે માનવતીબા પાસે ગયાં હતાં." જગન્નાથે કહ્યું.

"એમાં મને નહિં શીખવવું પડે".

"બીજા કંઇ સમાચાર છે?"

"હા બાપુ! અમરસિંહ—" બોલતાં બોલતાં તેના મુખ પર કાંઇક લાલાશ ચઢી આવી. "અમરસિંહ ઠાકોરને ત્યાં આજ રાવણું હતું. અને મને લાગે છે કે તેમને ત્યાં આજ રાત્રે એક વાગે કેટલાક ભાયાતો અને જાગીરદારો ભેગા થવાના છે. બાપુ પણ ત્યાં પધારેતો બહુ સારૂ."

"શું આ સાચી વાત છે? મને તો અમરઠાકોરે કાંઇજ કહ્યું નથી. એ બનેજ નહિં." જગન્નાથ કાંઇક શંકિત હૃદયે બોલ્યો.

"બાપુ ! રાજપૂતોની તરવારની ખૂબી જેટલી અગમ્ય છે એટલીજ તેમની રાજનિતિ અગમ્ય છે" રાધી મર્મમાં બોલી.

" શું તું એમ કહેવા ઇચ્છે છે કે અમરઠાકોર મારાથી પણ કપટ રાખે છે? હું માનુંજ નહિ. એના જેવો રાજ્યભક્ત અને પ્રજાહિતરવી બીજો કોઇજ નહિં." જગન્નાથ દ્રઢતાથી બોલ્યો.

"ના બાપુ ! એ તમારાથી કપટ નથી રાખતા. પણ કોઈ પણ વાત પાકે પાયે થયા વિના હોઠ બહાર ન કાઢવાની તેમની નીતિ છે. જેમ રાજપૂતોની તરવાર એક વખત મ્યાનમાંથી બહાર નીકળ્યા પછી રક્તપાન વગર પાછી મ્યાનમાં જતી નથી, તેમ ખરા ક્ષત્રિયોની વાત-તેના મુખનું વચન કદી ફરતુંજ નથી. આજની બેઠક તદ્દન છૂપી છે. અને મારા ધારવા મુજબ આપના ત્યાં પધારવાથી આપની કાર્યદક્ષતા માટે અમરસિંહને અત્યંત ઉચ્ચ વિચાર આવશે તેમજ આપણું કાર્ય પણ સરળ થશે."

"આપણું તે વળી એવું કયું કાર્ય છે?" જગન્નાથે અજાણ્યા બનતાં પ્રશ્ન કર્યો.

"બાપુ ! હુંય રજવાડામાં ઉછરી છું. રાજખટપટનો અમને ગળથુથીમાં પાવામાં આવે છે, અને અમારી માંદગીમાંથી ઉઠવાની દવા એતો જાસુસ વિદ્યા છે. આપણું કાર્ય રાજ્યને આવા ખળ પ્રપંચીઓના પંજામાંથી છોડાવી નિર્દોષોનું રક્ષણ કરવું, હકદારના હક જાળવવા અને રાજા પ્રજાનું કલ્યાણ કરવાનું છે." રાધીએ કાંઇક ગર્વસહ કહ્યું.

"રાધા! રાધા ! તું ખવાસણ નથી. ખવાસ જાતિમાં રાજ્ય ખટપટ હોય ખરી પણ તે વિશુદ્ધ નહિ. ખરેખર! તું કોઈ ક્ષત્રિય પુત્રી છે. રાધા ! આજથી તું મારી નોકર નહિં પણ મારી બ્હેન છે." જગન્નાથના મુખમાંથી આ શબ્દો નીકળતાં રાધી કાન્તા તથા જગન્નાથને પગે પડી.

"ઉઠ, રાધા ! ઉઠ. મને તું તે ગુપ્ત બેઠકમાં જવાનું કહેછે, પણ તેમાં હું શી રીતે દાખલ થઇ શકીશ ?" જગન્નાથે પૂછ્યું.

"બાપુ ! એ કાંઈ મૂશ્કિલ નથી. એમનો ગુપ્તમંત્ર મને ખબરછે. અને તે 'ભીમ' છે."

જગન્નાથ તરતજ ઉઠયો. કપડાં પહેરી સજ્જ થયો. પાસે એક તમંચો પણ રાખી લીધો. અને રાધાને કાન્તા પાસે રહેવાની ભલામણ કરી પોતે ચાલી નીકળ્યો.

જગન્નાથના ગયા પછી કાન્તા તથા રાધા બન્ને એકલાં પડયાં. રાધાએ પોતાના ગુણો વડે કાન્તાનું હ્રદય જીતી લીધું હતું. બન્ને પ્રિય સખીઓ માફક રહેતાં હતાં.

" અલી રાધા ! આ બધી ખટપટ તું કયાં શીખી? " કાન્તાએ રાધાને પોતાની પાસે પર્યંક પર બેસાડતાં પ્રશ્ન કર્યો.

" એમાં શું શીખવાનું હતું બા? રોજ જોઇએ તે એટલુંય ન સમજીએ કે શું ?" રાધાએ હસતાં હસતાં કહ્યું.

"અને પેલા ગુપ્તમંત્ર શી રીતે જાણ્યો?" કાન્તાએ બીજો પ્રશ્ન કર્યો.

" જાણ્યો વળી." રાધાએ વાત ટુંકાવી.

" અને પેલા અમરસિંહ ઠાકોરનું નામ લેતાં કેમ રતાશ આવી ગઈ હતી હેં ? બોલને ! એય જોઇએ એટલે સમજીએ કે ? પછી—" કાન્તા વિનોદે ચઢી.

" બળ્યું બા ! આવું આવું તે શું પૂછતાં હશો ?" રાધાએ કાંઇક છણકો કરતાં કહ્યું.

"ત્યારે શું પૂછાય? ગુપ્તમંત્ર પૂછાય ખરોકે ' કે 'કયાં મળશો' એમ પૂછાય ?" કાન્તાએ રાધાની હનવટી પકડી હલાવતાં કહ્યું.

"બા ! તમારાથી તો તોબા." રાધાએ પોતાનુ મુખ લુગડામાં છુપાવી દીધું.

" મારાથી તોબા કે પેલા અમરઠાકોરથી ? કહેને ! કેમ મુગી થઇ ગઇ ? ' રાધાનુ મુખ ઉંચું કરી તેની નજરમાં નજર મેળવતાં કાન્તા બોલી.

" બળ્યું બા ! ઝંપોને ! હુંતો થાકી. "

"કેમ ન થાકે ? પગ તળે રેલો આવે એટલે સહુ થાકે. પણ રાધા ! કહે તો ખરી કે તને ગુપ્તમંત્ર કહ્યો કોણે ? "

" આમ જાણી જાણીને શું પૂછતાં હશો જે ! "

"ત્યારે મારી ધારણા ખરી તો ખરીને ? કયી વખત કહ્યું ક્યારે કહ્યું ? કાંઇક તો કહે."

"તમે મારો પીછો છોડો એમ નથી. લ્યો સાંભળો. આજ સવારે હું એમના ઘર તરફ ગઈ હતી–"

"શું કરવા ? શું કામ હતું !" કાન્તાએ વચ્ચે પૂછ્યું.

"જાઓ, નહિં કહું. કહું છું ત્યારે તમે તો વળી સતાવ સતાવ કરો છો."

"લે, હવે વચ્ચે નહિં બોલું. કહે."

"આજે હું તે તરફ ગઇ હતી ત્યારે રાવણું ચાલતું હતું. તે વખત તે તેમના પિતાને કાંઈક પૂછવા ઘરમાં આવ્યા–"

"'તે' તે કોણ ?" કાન્તાએ મર્મમાં હસિત વદને પ્રશ્ન કર્યો.

"તે તે તે. બીજુ કોણ ?" રાધા ખડખડાટ હસી પડી.

"કોણ અમરસિંહ ? ખુલ્લુંજ કહી દેને. અત્યારે કેમ શરમ આવે છે ?" કાન્તાએ રાધાના કપોલ પર ધીમેથી ટપલી મારી.

"હા. હા. એજ. તે વખત મેં પૂછ્યું કે આ બધો શાનો સમારંભ છે ? ત્યારે તેમણે મને વાત કરી અને મને ગુપ્તમંત્ર પણ કહ્યો."

"તેં શા માટે ગુપ્તમંત્ર પૂછ્યો. ? ત્હારેય જવું છે કે શું ?"

"મ્હારે નહિં તો મારા બાપુને ! બધુંય એકજને." રાધાએ જવાબ વાળ્યો.

"બધું તો ઠીક, પણ રાધા ! તું ખવાસ અને એ રાજપુત. તમારૂં લગ્ન સંભવિત છે ?"

"બ્હેન ! મારા જન્મ વિષે કાંઇક ગુપ્ત છે. હમીરસિંહ તે જાણે છે. તે ઘણીય વખત બોલી ગયા છે કે રાધી કાંઇ ખવાસ જાતીની નથી. વળી અમારી પ્રેમગોષ્ટિ પણ તે થોડી થોડી જાણે છે."

"રાધા પસંદગી તો સારી કરી છે ! ઇશ્વર તને સુખી કરે."

વ્હાલા વાંચક ! આપણે આ બન્ને લલનાઓને ત્યાંજ વિનોદનું કરતી મુકી અમરસિંહના તરફ નજર ફેરવીએ. અમરસિંહનું

મકાન બહારથી નાનું પણ દેખાવડું હતું, પરન્તુ અંદરના ભાગમાં તે ઘણુંજ વિશાળ હતું. તેમજ તેમાં કેટલાંક ગુપ્ત ગૃહો પણ હતાં. એક ગુપ્તગૃહમાં હમીર તથા અમરસિંહ બેઠા હતા. તેમની સાથે બીજા પણ દશેક રાજપૂતો—સર્વ યુવાવસ્થામાં પ્રવેશતા—બેઠા હતા. જગન્નાથ ત્યાં જતાંજ અમરસિંહે તેને સન્માનપુર્વક બેસાડયો. હમીરે પણ તેના પ્રતિ શાન્ત પણ હસિત વદને જોયું. હમીર ઘણો વૃદ્ધ હતો છતાં તેના વીરત્વનાં ચિન્હો હજી તેના મુખ ઉપર જણાતાં હતાં. તેની મોટી લાંબી ચળકતી આંખ, ભરાવદાર મૂછોના આંકડા અને દાઢીના સફેદ લાંબા વાળ, તથા મુખપર અવસ્થાને લીધે પડેલી કરચલીઓથી તેનો ચ્હેરો ઘણોજ ભવ્ય દેખાતો હતો તેનીજ પાસે અમરસિંહ વીરાસન વાળી દઢતા પૂર્વક બેઠો હતો. બીજા ઠાકોરોના ચ્હેરા ઉપર પણ ક્ષાત્ર તેજ ઝળકતું હતું. જગન્નાથના બેઠા પછી હમીરસિંહે શરૂ કર્યું:—

"ભાઇઓ! આપણા રાજ્યની જે સ્થીતિ આપણે ક્ષણ પુર્વે જોઇ ગયા તે થવાનું મુખ્ય કારણ આપણા નવા દિવાનજીની અપૂર્ણ કાર્યકુશળતા અને પેલા સ્વાર્થી જગતસિંહની કપટકળા છે એ નિર્વિવાદ છે. નવા દિવાનના આગમનથી આપણને આટલા બધા અનર્થ ભોગવવા પડે છે પરન્તુ આનંદની વાત તો એ છે કે એ દિવાનજીના આવવાથી આપણને એક બીજો મોટો લાભ થયો છે."

બધાનાં નેત્રો તેના તરફ વળ્યાં. ક્ષણવાર બધાના ચ્હેરા તરફ તિક્ષ્ણ દ્રષ્ટિ નાખી ડોસો આગળ બોલ્યો:—"જો દિવાન સાહેબ ન આવ્યા હોત તો આપણને આ એક પક્કા દેશભક્ત અને સ્વામીભક્તના સમાગમનો લાભ ન મળત. જે કાર્ય કરવા આપણે તૈયાર થયા છીએ તે કાર્ય એમની મદદ વડેજ પાર પાડી શકીશું."

"શું એમના ઉપર આપણે વિશ્વાસ રાખી શકીએ?" ભૂપસિંહ નામનો ઠાકોર બોલી ઉઠયો.

"નિઃશંકપણે." ડોસાએ પ્રત્યુત્તર આપ્યું.

"તેઓ વફાદાર રહેશે એની શી ખાત્રી?" તેણે જગન્નાથ તરફ કરડી નજર કરતાં કહ્યું.

"ભૂપસિંહ ઠાકોર! હું ભુલતો ન હોઉંતો તમે માનવતીમાના પીયર તરફના સગા થાઓ છો ખરૂં કે નહિં?" જગન્નાથે પ્રશ્ન કર્યો.

"હા. કેમ પૂછવું પડયું?"

"ઠાકોર! મારે આપને કાંઇક ચેંકાવનારા સમાચાર સંભળાવવાના છે."

"કહો, શા છે?" ભૂપસિંહે આતુરતા જણાવી.

"માનવતીમાના ઉપર ખોટું આળ આવવાની તૈયારી છે. અને તેમાં તે આળ મુકનારનીજ બુરી નજર છે. કુમાર સાહેબના કાનપર આજકાલ તે વાત નાખવામાં આવશે." જગન્નાથે જણાવ્યું.

"અને તે આળ કોને માટે?" ભૂપસિંહે ઉતાવળા થઇ પૂછયું.

"ઠાકોર અમરસિંહ માટે."

"હેં? મારે માટે?" અમરસિંહ બોલી ઉઠયો.

સર્વ ઠાકોરોની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. ભૂપસિંહ તથા અમરસિંહતો અડધા ઉભા થઇ ગયા. અમર તથા ભૂપસિંહ એક સાથે બોલી ઉઠયાઃ—

"અને કોણ છે એવી હિમ્મત કરનાર દુષ્ટાત્મા?"

"સર્વ પ્રપંચનું મૂળ પેલો જગતસિંહ."

જગન્નાથ ઉપરના શબ્દો અત્યંત ગંભીરતાથી બોલ્યો. તે સાથે તેની તિક્ષ્ણદ્રષ્ટિ ત્યાં હાજર રહેલા તમામના ચ્હેરા ઉપર બારીકાઇથી ફરવા લાગી. બધાનાં હ્રદય ક્રોધથી ઉછળતાં જણાયાં. તેની દ્રષ્ટિ ફરતી ફરતી ભૂપસિંહની પાછળ બેઠેલી એક વ્યક્તિપર પડી. ક્ષણુ વાર પછી તે ખસેડી લઇ તે ઉઠયો-ઉભો થયો અને સર્વને ઉદ્દેશીને બોલ્યોઃ—

"દેશભક્ત ઠાકોરો! આપણી આ બેઠક રાજ્યના ભલા માટે છે. અને તેથી અત્રે હાજર થયેલા સર્વ રાજ્યભક્તોજ હોવા જોઇએ. છતાં તેમાં જો કોઇ રાજ્યદ્રોહી યા વિશ્વાસઘાતી આપણુને છળવા આવ્યો હોય તો તેને શી સજા ઘટે?" જગન્નાથે બોલતાં બોલતાં પેલા યુવક ઉપર આડી પણુ તિક્ષ્ણુ નજર રાખી હતી.

તેના મુખપર થતા ફેરફાર તેણે જોઇ લીધા. જગન્નાથના શબ્દો પૂરા થતામાંતો પાંચ સાત તરવારો મ્યાન બહાર નીકળી ચૂકી અને એક સામટો પ્રત્યુત્તર મળ્યોઃ—

"મોતની."

"ભૂપસિંહ ઠાકોર!" જગન્નાથ જાણે તેનેજ વિશ્વાસઘાતી લેખતો હોય તેમ ગંભીર અવાજે બોલ્યો. "તમે ત્યાંજ રહો. તમારી તરવાર હમીરસિંહ ઠાકોરના હાથમાં આપો."

આમ બોલતો તે ભૂપસિંહની છેક નજીક ગયો. જગન્નાથના આ શબ્દોથી ભૂપસિંહનું મસ્તિષ્ક ફરવા લાગ્યું. તેનાં નેત્રો લાલચોળ બની ગયાં. તેના હાથ જગન્નાથનું માથું ધડથી જુદુ કરવા ચળવળવા લાગ્યા. બીજા ઠાકોરોને પણ આથી ઘણોજ ક્રોધ ચઢયો. જગન્નાથ, નિડરપણે પગલાં ભરતો ભૂપસિંહ પાસે જઇ, તેની પાછળની વ્યક્તિનો હાથ એક હાથે એકદમ પકડી લઇ બીજે હાથે તેની છાતીપર પિસ્તોલ તાકી બોલ્યોઃ—

"ઠાકોર! તમારી તરવાર ભૂપસિંહ ઠાકોરને સ્વાધીન કરી દો. જો જરાય હાલ્યાછો તો આ પિસ્તોલ તેનું કામ કરશે. ભૂપસિંહ ઠાકોર! આ ઠાકોરને આપ આપના કબજામાં લઇ એમની ઝડતી લ્યો."

જગન્નાથના આ શબ્દો સાંભળતાં અમરસિંહ પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે તથા ભૂપસિંહે પેલા ઠાકોરની તલવાર છીનવી લઇ તેને પકડી લીધો. બધાનાં નેત્રો હવે તે કેદી તરફ વળ્યાં. જગન્નાથે તેની ઝડતી લીધી. બે પત્ર હાથ આવ્યા જે તેણે હમીરસિંહના હાથમાં મૂકયા. હમીરસિંહે તેમાનો એક વાંચવો શરૂ કર્યો.

"ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કુમારસાહેબશ્રીની હજુરમાં

આ પત્ર લાવનાર મારા ખાસ વિશ્વાસપાત્ર છે. એ આપને અમરસિંહને ત્યાં મળેલી છુપી બેઠકની વિગત વાર હકીકત જણાવશે. તેનો વિચાર બીજા કાવતરાખોરો સાથે મળી રાજ્યસત્તા પોતાના હાથમાં લેવાનો છે. દિવાનસાહેબ તથા પેલો જગન્નાથ પણ તેના મળતીઆ છે. વધારે તો શું પણ આપના શ્વસુરપક્ષના સંબંધી ભૂપસિંહ પણ તેમાં મળ્યા છે. લખતાં મારૂં હૈયું ચિરાઈ જાયછે

પરન્તુ સત્ય હકીકત જણાવવી પડે છે કે યુવરાજીશ્રીનો પ્રેમ અમરસિંહ તરફ હળ્યો છે. અને તેથી તે ઉદ્ધત બન્યો છે. આપને, આ બાબતની સહજ પણ ખબર નથી. આનું પરિણામ શું આવશે તે કહેવાતું નથી. તેમાં અમરસિંહના હાથમાં લશ્કરી સત્તા છે. મને આશા છે કે આપ આ બાબત સત્વર પગલાં લેશો. આપના ફરમાન મુજબ સેવક પ્રાણાર્પણ કરવા પણ તૈયાર છે.

આપનો તાબેદાર સેવક
જયતસિંહ. ”

કાગળ પૂરો થતાંજ બધા ઠાકોરોનો ક્રોધ વધુ ઉછળી આવ્યો. તેઓ તે બંધીવાન ઠાકોર તરફ બળતી નજરે જોઇ રહ્યા. જયસંગજીએ તેમને શાંત થવા કહી બીજો પત્ર વાંચવા વિનંતી કરી. હમીરસિંહે બીજો પત્ર શરૂ કર્યો.

“ મારી હૃદય હારિણી લલના !

ત્હારા માનવતી નામનું તેં ખરેખર સાર્થક કર્યું છે. તેં મ્હારૂં ચિત્ત હર્યું છે. આજ કેટલાય વખતથી હું ત્હારા દર્શન માટે ઝંખું છું. ઘણીય વખત તને પત્ર લખવા મારૂં હૃદય ત્હારા આગળ ઉઘાડવા, વિચાર કરેલો, પણ સાહસ થતું નહિ આજ મેં તેમ કરવાની હિમ્મત કરી છે. મારો તિરસ્કાર ન કરીશ. પણ મ્હારા પર કૃપા કરજે. તને કુમાર તરફથી શું સુખ ? તેનો પેલા નવા દિવાનની બી કમળાના પ્રેમમાં અંધ બન્યો છે. અને તું ફોગટ ત્હેની સુવાની ફરમાવી નાખે છે. તું જાણેજ કે હાલ મારી સત્તા અને પ્રભાવ પ્રબળ છે. અને હું ત્હને વીનવીને કહુંછું કે હું ત્હારો હુકમ ઉઠાવીશ મારાપર કૃપા કરી મને ત્હારો પ્રેમપાત્ર બનાવ. આ આવનાર મનુષ્ય મારો પરમ વિશ્વાસુ છે તે તને મારૂં નામ કહેશે. તું તેને આપણા મળવાનો સમય તથા સ્થળ કહેજે હું ત્યાં જરૂર હાજર થઇશ. મને આશા છે કે તું મને નિરાશ નહિં કરે. જો મારા વિરૂદ્ધ જઇશ તો હાલ હું જેવો પ્રેમી છું તેવોજ દુશ્મન થઇશ. માટે સાહસ કરતા પહેલાં સંભાળજે.

લી. ત્હારીજ માળા જપતો
પ્રેમ તરસ્યો ચાતક. ”

પત્ર પૂરો થતામાંતો ભૂપસિંહની તરવાર મ્યાન બહાર નીકળી. જગન્નાથ વચ્ચે પડયો. ભૂપસિંહનો હાથ પકડી તે બોલ્યોઃ— “ ઠાકોર ! હજી વાર છે. ઉતાવળા ન થાઓ ” પછી પેલા બંધીવાન તરફ ફરીને બોલ્યોઃ “ કેમ ઠાકોર સાહેબ ! હવે શો વિચાર છે ? જીવવું છે કે આખરનો વિચાર છે ? ”

“ રાવસાહેબ ! મને માફ કરો. હું મારો ગુન્હો કબુલ કરૂં છું. ” તેણે હાથ જોડી કહ્યું.

“ એ તો ઠીક. પણ પેલો ત્રીજો કાગળ કયાં છે ? બતાવ ! ” જગન્નાથે ગર્જના કરી.

“ ત્રીજો કાગળ ? મારી પાસે તો બેજ હતા. ” બંધીવાને જવાબ આપ્યો.

“ બેજ હતા ? વારૂ, ભૂપસિંહ ઠાકોર ! જો આ ન માને તો તમને છૂટ છે. ” વળી પાછો તે બંધીવાન તરફ ફરી બોલ્યો. “ હજી વિચાર કર. પાંચ મીનીટનો વખત આપું છું. તું જાણે છે ? શાસ્ત્રમા કહ્યું છે કેઃ—

आपदर्थं धनं रक्षेद्दाराद्रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥

માટે કહું છું હજી વિચાર કર, નહિં તો હવે ત્હારી ઘડીઓજ ગણાય છે એ નક્કી સમજવું. ”

“ બદમાશ કૂતરા ! જલ્દી જવાબ આપ. ” ભૂપસિંહે કરડી નજર ઠરી. એક બાજુથી ભૂપસિંહ અને બીજી બાજુથી અમરસિંહનો તાપ તે બંધીવાનથી સહન ન થયો. સામે જગન્નાથ પણ ભીમની માફક તમંચો લઇ ઉભો હતો. છતાં તે કાંઇક હિમ્મતથી બોલ્યોઃ—

“ ઠાકોર સાહેબ ! હું સાચું કહું છું કે મારી પાસે હવે એક પણ કાગળ નથી. મને માફ કરો. ”

“ શયતાન ! હજીર કપટ રમવાની ઇચ્છા કરે છે ? તું એમ કહેવા માગે છે કે ત્રીજો કાગળ નથી ? હમણાં વાંચેલા કાગળોજ કહે છે કે એક ત્રીજો કાગળ ત્હારી પાસે છે અને તે નામદાર

કુમાર સાહેબને આપવાનો છે. ચાલ, હવે જલ્દી કર, નહિં તો ભોગવ તારા કર્મનું ફળ" જગન્નાથ બોલ્યો.

હવે બધીવાન ડરી ગયો. "મહારાજ ! લ્યો." એમ કહેતાં સુરવાળના સીવણ આગળથી એક ચીઠ્ઠી કાઢી જગન્નાથના હાથમાં મૂકી. બધા આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા. જગન્નાથે ચીઠ્ઠી લઇ હમીરસિંહના હાથમાં મૂકી. તે પણ વંચાઇ.

" ગોબ્રાહ્મણપ્રતિપાળ કુમારસાહેબશ્રીની હજુરમાં,

આ પત્ર લાવનાર મારા ખાસ વિશ્વાસપાત્ર છે. એ આપને અમરસિંહને ત્યાં ભરેલી છુપી બેઠકની વિગતવાર હકીકત જણાવશે. તેનો વિચાર બીજા કાવતરાખોરો સાથે મળી રાજ્યસત્તા પોતાના હાથમાં લેવાનો છે. દિવાન સાહેબ તથા પેલો જગન્નાથ પણ તેના મળતીયા છે, વધારે તો શું પણ આપના શ્વસુર પક્ષના સંબંધી ભૂપસિંહ પણ તેમાં ભળ્યા છે. તેમજ લશ્કરી સત્તા પણ અમરસિંહના હાથમાં છે આનું પરિણામ શું આવશે તે કહેવાતું નથી મને આશા છે કે આપ આ બાબત સત્વર પગલાં લેશો. આપના ફરમાન હુકમ સેવક પ્રાણાર્પણ કરવા પણ તૈયાર છે

આપનો તાબેદાર સેવક,

જગતસિંહ "

" હા સમજાયુ. " બધીવાન તરફ ફરી જગન્નાથ બોલ્યો:— " પહેલું ત્હારે પેલી ચીઠ્ઠી મદનવતીબાને પહોંચાડવાની હતી, નાહ? અને તે જો જગતસિંહની ઇચ્છાને માન આપવા કબુલ થાય તો આ છેલ્લી ચઠ્ઠી કુમારસાહેબને આપવાની ન હતી. અને તેમ ન બને તો પેલાં પહેલા વંચાયલી ચીઠ્ઠી આપવી. ખરૂં કે નહિં? "

"હા. હા." અમરસિંહ બોલી ઉઠયો. "એમજ. હવે બધું સમજાઇ ગયું. ભૂપસિંહ ઠાકોર! આવા વિશ્વાસઘાતીનો સત્વર ઉચ્છેદ કરવો જોઇએ. હવે તે તમારો માણસ છે. તમને ફાવે તેમ કરો,"

"હજુર ! અમરસિંહ ઠાકોર! સજુર! આપણા મંડળમાં હજી ઘણો છે, અને હું વિનંતી કરૂં છું કે એનો ન્યાય વૃદ્ધ ઠાકોર હમીરસિંહને સોંપો. જગન્નાથ બોલ્યો.

"જગન્નાથજી ! તમારી કાર્યદક્ષતા અને બુદ્ધિમત્તા માટે હું તમારો ૠણી છું. જો આજ તમે અત્રે ન હોત તો મારી જીવન ભરની સેવા ધૂળમાં મળી જાત અને હું રાજદ્રોહીમાં ઠરી જાત." તમને જેટલા ધન્યવાદ આપું તેટલા ઓછા છે. અને તેથી જ એ બંધીવાનને ફરમાવવાની શિક્ષાનો ભાર હું આપના ઉપર નાખું છું." હમીરસિંહે પોતાની ઇચ્છા જણાવી.

"પુજ્ય ઠાકોર ! આપ મને બાળકને અતિશય માન આપો છો. જ્યારે આપ મનેજ એ કાર્ય સોંપો છો ત્યારે મારે કહેવું પડે છે કે આ બંધીવાન પાસેથી તેના ગુન્હાનો એકરાર લખાવી લઈ, માફીપત્ર લખાવી લઇ તેમાં અત્રે હાજર રહેલા ઠાકોર સાહેબોની સાક્ષી કરાવી લઈ તેને સખ્ત ચોકી પહેરા નીચે અત્રેનાજ કોઈ ગુપ્તગૃહમાં હાલ તુરત કેદ રાખવો. સમય આવ્યે તેને કુમારસાહેબ તેમજ મહારાણા સાહેબ સમક્ષ ઉભો કરવો." જગન્નાથ બોલ્યો.

"આપના બચ્ચાને બચાવવાથી શો ફાયદો ?" ભૂપસિંહ ઠાકોરે કરડી આંખે તે બંધીવાન તરફ જોતાં કહ્યું.

"એ ખરૂં છે. પરન્તુ આપણને પૂરાવાની જરૂર પડશે. ન્યાય તો ન્યાયાલયમાંજ થવો જોઇએ." જગન્નાથે કહ્યું. "કેમ રણમલ ! શી ઇચ્છા છે ? મરવાની કે જીવવાની ?" તેણે બંધીવાન તરફ જોઇ પૂછ્યું. રણમલે કાંઇજ જવાબ ન વાળ્યો. તે નીચું જોઇ રહ્યો.

"ઠીક. હવે જલ્દી એકરાર લખી આપ." અમરસિંહે આજ્ઞા કરી.

રણમલ પાસેથી એકરાર લખાવી લઇ તેની સહી તથા અન્ય ઠાકોરોની સાક્ષી કરાવી લઇ પત્ર જગન્નાથે લઈ લીધો. બાદ એકક બીજા સમય ઉપર મુલતવી રહી. સર્વ છુટા પડ્યા. માત્ર ભૂપસિંહ, અમરસિંહ અને હમીરસિંહજ ત્યાં રહ્યા. જગન્નાથના ગયા બાદ ભૂપસિંહ તથા હમીરસિંહ બોલી ઉઠયાઃ—

"જાણે બીજો ચાણાક્ય જ."

——※——



# પરિચ્છેદ ત્રીજો.

## ટાઢક વળી.

દિશ્વની કયી વસ્તુ હૃદયની શાન્તીથી વધૂ સુખરૂપ છે ?





ન! જો તે કિશોરજ હોય તો શા માટે પોતાનું નામ છૂપાવે? અને તો ઠીક પણ પોતાના પિતાનેય શા માટે ન જણાવે? શું એમનું હૃદય એટલું બધું નિષ્ઠુર બની ગયું હશે?"

"બહન! યહ તુ ક્યા શોચ રહી હો? ઉનકા હૃદય સહૃદયતાસે ભરપૂર હૈ. યું ન હોતા તો અન્ય મનુષ્યો કે દુઃખસેં ખુદ કાયકુ દુઃખી હોતે? ઈસ દુનિયામેં કઓન ઐસે હો જો આપકા પરિચય છૂપાતા હૈ? એક મહાત્મા ઔર દુસરા દુષ્ટાત્મા. સારી દુનિયા કો જો અપનેહી કુટુંબ સમાન સમઝતે હૈ વહ કીસકો અપના કરકે પુકાર સકતે હૈ? ઉનકો સબહી અપના હૈ સબહી પરાયા હૈ. ઉનકે હૃદયમેં મિત્ર ઔર શત્રુ, પતિવ્રતા ઔર વેશ્યા, નોકર ઔર શેઠ સબહી સરખે હૈ ઉનકા પ્રેમ સબકે પર સમાન હૈ. વહ ભેદ ભાવ નહિં રખ સકતે હૈ. ઉનકા પરિચય પાનેસે ભી ક્યા ફાયદા હૈ ઔર ન પાનેસે ભી ક્યા ફાયદા હૈ?" ભીખારણે ઉષાને પ્રત્યુત્તર આપ્યું.

તો શું એ પોતાનું જીવન એવુંજ ગાળશે? મારી આશા પાર નહિં પડે? બ્હેન! બ્હેન! તું એમને ન સમજાવે?" ઉષા ભિખારણને બાઝી પડી.

" બહન ઉષા! યું કાયર ન બન. યહ મેરા હાથકી બાત નહીં હૈ વહ તેરેહી હાથમેં હૈ. તેરા પ્રેમ સચ્ચા હોગા તો વહ ક્યા કર સકતે હૈ? ઈસ દુનિયામેં અયસી કોઈ ચીજ નહિં જો પ્રેમસે નહિ મીલતી. વહ પરમ શક્તિમાન ઇશ્વરકોભી પ્રેમસે

જીતા જાતા હૈ તબ મનુષ્ય ક્યા હૈ? દીલકા પ્રેમ હોના.

પ્રેમસે ઉછલે સમંદર, પ્રેમસે પથ્થર તરે,
પ્રેમસે તુ દેખે ભૌંવરા કમલકે ફુલમેં મરે;
ઇશ્કસે આખર મીલે શીરીન ઔર ફરહાદભી,
ઇશ્કસે જહન્નમ ભી હોતા જન્નતે આબાદભી."

"બહેન! આજ સુધીના તારા પરિચયમાં તેં એમને કદીએ મારૂં નામ લેતા સાંભળ્યા છે?"

"ઉષા! મેરી પ્યારી બહન! યહ તુ કયા શોચ રહી હો? તુ ઉસ દેવકી પ્રતિમાકા પુજન કર, તેરે પ્રેમસે ઉનકા હૃદય કયસાભી હોગા, પીગલ જાયગા. મય તુઝે મદદ કરૂંગી. મગર હાં તુઝે ઉનકે જયસાહી જીવન ગુજારના પડેગા."

"એ કેમ બને? એતો મહાત્મા સર્વત્યાગી બની ગયા છે. મારાથી તેમ કેમ બનશે? મારૂં અંતર તો આશાથી ભરેલું છે. કંઇ કંઇ ઉભરા સમાયલા છે. બહેન! મરૂં શું ગજું કે હું તેમની માફક મનને મારી શકું?"

"બહન! વહ મેં નહિ કહસકતી. મગર ઇતનાતો જરૂર કહના હોગા કી તેરા પ્રેમ ઉનકી પૂજામેં હી હોગા તો જરૂર તુ ઉનકો પ્રસન્ન કરનેકેહી ચેષ્ટા કરેગી, ઔર ઐસા કરનેમેં તુ તેરી સબ મુરાદોંકો ભુલ જાયગી. ઉનકી પ્રસન્નતાહી તેરી પ્રસન્નતા હોગી. ઉનકી ઇચ્છાહી તેરી ઇચ્છા હોગી. ઔર ઉનકા જીવનહી તેરા જીવન હોગા. હા!—" ભિખારણે નિશ્વાસ નાખ્યો.

"કેમ બહેન! તું કેમ નિશ્વાસ નાખે છે? તને શું દુઃખ છે? ઉષાએ પૂછ્યું.

"ક્યા કહું બહન! તુ મુઝે પ્યાર ન કરેગી. મેરી કહાની સુનનેસે તુ મુઝે તિરસ્કારેગી, મુઝે હકાલ દેગી."

"નહિ, બહેન, નહિ, એમ નજ બને. તું કહે. ત્હારૂં દુઃખ નિવારવા મારૂં બનતું કરીશ." ઉષા બોલી ઉઠી.

"બહન! ઇશ્ક કયાં નહિ કર સકતા હૈ? મેરા જીવન દેખ. મેં કઓન? કહાં કી રહનેવાલી? મયે કીસ હાલતમેં રહતીથી?

અબ કયા હું ? એક કમીના બાજારી ઔરત કભી ભી અપને અયશ આરામ કો છોડ સકતી હૈ ? કભી ભી ઉનકા દીલ ઐસી મુફલિસ હાલતમેં રહનેકા હો સકતા હૈ ? નહિ. કભી નહિ. મગર દેખ, મેરા કયા હાલ હૈ ? વહ કૈસે ? સીર્ફ ઇશ્કકી જંજીરસે. બહન ! સચ કહું તો તું ઔર મયે એકહી નાવમેં બયઠે હૈ મગર તેરી ઔર મેરી મુરાદ એક નહીં હૈ. તુઝે ઇસ દેવકો પ્રસન્ન કરકે ઉનકે હૃદયપાર અપના અધિકાર હોનાહૈ, મુઝે ઉનકી કૃપા હોની હૈ. તુઝે ઉનકે તર્ફસે ઇસ દુનિયાકા અયશ આરામ ઔર જાહોજલાલી હોની હે, મુઝે ઉનકે તર્ફસે સીર્ફ ઉનકી મીઠી નજર હોની હૈ. બસ મુઝે ઇતનાહી મીલેગા તો મેં આસ્માનમેં સયર કરુંગી."

"બહેન ! તું શું કહેછે તે મારાથી સમજાતુ નથી. મને કઇક સ્પષ્ટ કહીશ ?"

ઉષાના આગ્રહથી ભિખારણે પોતાની જીવનકથની તેને કહી હવે માત્ર અરૂણના ચરણનીજ સેવા યા તેની મીઠી નજરનીજ ઝાંખના હોવાનું જણાવી વધારામાં ઉમેર્યું કે—"દેખ બહન ! ઉસ મહાત્માકી મીઠી નજર કે લીયે, મયને મેરે અયશ આરામ ઔર જાહોજલાલીકો છોડ દીયા. ઉનકા જીવન ઉદ્દેશકો મયને મેરા બના લીયા. ઉનકી સેવા વહી મેંને મેરા જીવનમંત્ર બનાયા. ઔર ઉનકી આગ્યા વહી મેરા ધર્મશાસ્ત્રકા ફરમાન માન લીયા હૈ. તુઝે ભી અયસા કરના હોગા ઔર જબ તુ અયસા કરનેકો તયાર હોગી, મેં તુઝે યકીન દીલાતી હું કી મેં ઉસ મહાત્માકે સાથ તેરા બ્યાહ કરાદુંગી. અગર વહ ન સમજેગે તો મેં મેરા જાન દુંગી."

ભિખારણના જીવનવૃત્તાંત તથા છેલ્લા શબ્દોથી ઉષાને તેને માટે માન થયું. અરૂણને પ્રસન્ન કરવા તે પોતાનું જીવન સમર્પવા તત્પર થઇ. વાત વાતમાં અત્યારે અરૂણ કયાં હતો તથા શા કામમાં મશગુલ હતો તે તેણે જાણી લીધું.

" બેટા ઉષા ! શું કરે છે ?" ચંદને ઓરડામાં દાખલ થતાં પૂછ્યું.

" કાંઇ નહિં. બા ! આ રહી. શું કાંઇ કામ હતું ?" ઉષાએ પૂછ્યું.

" ના સહજ."

"મૈયા ! આપ ઉષા બહનકે બ્યાહ ક્યોં નહિં કરતે હો ?" ભિખારણે અજાણ્યા થતાં પૂછ્યું.

"અમે એ કામ ઉષાની મરજી ઉપરજ છોડી દીધું છે તેની ખુશીમાં આવે ત્યારે લગ્ન કરે." ચંદને આમ બોલતાં ઉષા તરફ તેમજ કિશોરના ચિત્રપટ તરફ નજર ફેંકતાં નિઃશ્વાસ નાખ્યો.

"મૈયા ! મેં સબ જાનતી હું. ઔર આપકે વહ કિશોરકા પત્તા મેં લાઈહું."

"શું તમે જાણો છો કે કિશોર કયાં છે ? તે આરોગ્ય છે ? સુખી છે ? બોલો બોલો, તે કયાં છે ? કયારે આવશે ? તેણે શું કહાવ્યું છે ?" ચંદન પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછવા લાગી.

"મૈયા ! શાન્ત હો. મુઝે ન ગભરાઇએ. મેં આહીરતા આહીરતા સબ જવાબ દઉંગી. આપકા કિશોર યહાંહી હૈ. ઔર —"

"શું કિશોર અહીં છે ? રાજનગરમાં છે ? બતાવો, બતાવો, મારી વ્હાલી ઉષાનો હૃદયવલ્લભ કયા છે મને કહો."

ચંદનના શુદ્ધ પ્રેમના ઉદ્ગારો અને આતુરતાથી ભિખારણની આખમાં આંસુ આવી ગયા તે ચદનને પગે લાગતી બોલી:—

"મૈયા ! જો યહ વિશ્વચાલક પરમાત્મા મુઝે ફીર ભી ઇસ દુનિયામેં જન્મ દે, તો મેં વહ ચહાતી હું કે આપકેહી પેટ દે. આપ જૈસી માતા મીલના વહભી પૂર્વ પુણ્યકા ફલ હૈ. માતા ! આપ અધીર ન બનીયે. વહ યહાં હે, વહ કુશલ હ. ઔર મેંને ઉષા બહનકી શાદી ઉનસે કરાદેનેકી પ્રતિગ્યા લીહૈ. આપ બેફીકર રહીએ. મગર ઉનકો પ્રસન્ન કરનેકે લીયે ઉષા બહનકો બહુત તપશ્ચર્યા કરના પડેગા."

"એ વળી શું ? મને નથી સમજતું." ચંદને ગુંચવાડામાં પડતાં કહ્યું.

" વહ મેંને ઉષા બહનકો સમઝા દીયા હૈ. મગર એક બાત, જહાં તક આપ ઉનસે ન મીલો, વહાં તક વહ યહાં આયે હૈ વહ બાત કીસીસે ન બતલાના ખુદ મદનરાયજીકો ભી નહીં. ભિખારણે ચેતવણી આપી.

" સારૂ, સારૂ, બ્હેન ! તુ કહીશ તેમ કરીશ." એમ બોલતી ઉષા પાસે જઇ તેની કોટી કરી ચુંબનોથી ગુંગળાવી નાખતી બોલી. " બેટા ! તારૂ તપ સાચુ છે. ઇશ્વરે ત્હારા સામા જોયું છે. ત્હારા મનની ઇચ્છા પૂરી થાઓ. હા...શ ! આજ મને ટાઢક વળી."

" બહેન ! અબ મેં જાઉં ? મુઝેભી તો કામ હૈ. "

ભિખારણુ જવા ઉઠી ઉષા તથા ચંદન તેને બારણા સુધી વળાવવા ગયાં. ચંદન ભિખારણની પાછળ જોતો ઉભી રહી, તેના મુખમાંથી બોલી જવાયુ :—

"આજ મને ટાઢક વળી "



## પરિચ્છેદ ચોથો.



### ખરેખર મહાત્મા !



મહાન્ હૃદયોની ઉચ્ચતાનો ખ્યાલ શી રીતે આવી શકે ?

—o—




ખારણુના ગયા પછી અરૂણુ વેષ બદલી મુસાફર બની ટ્રેનના ટાઇમે સ્ટેશનપરથી નીકળી છગનના હોટલ આગળ આવ્યો. ચ્હા પી વાતે વળગ્યો પેતાને એકાદ બે દિવસ રહેવાનું જણાવી એરડીની માગણી કરી. પરન્તુ પેલી ઓરડીમાં રામકૃષ્ણુ હોવાથી છગને ઓરડી ન હોવાનું કહ્યું પણુ વધુમાં જણાવ્યું કે જો તેને હરકત ન હોય તો તેનો સામાન તે અંદર રાખશે અને તે હોટલના બાગમાં રાત્રે સુઇ રહે. અરૂણુ કબુલ થયો, તે દિવસે રાતના અરૂણુના સુતા પછી છગન તથા રામકૃષ્ણુ અંદર અંદર મસલત કરવા લાગ્યાઃ—

" અલ્યા રામુ ! હવે તેં શો વિચાર રાખ્યો છે ? આ લલિતાને ક્યાં લઇ જવી છે ? અહીંથી તેને આજને આજ ખસેડવી જોઇએ, નહિં તો કોઇ ચેતી જશે તો આપણા બાર વાગશે."

"તું તો બ્હીકણુ તે બ્હીકણુજ રહ્યો. આપણે કાલે તેને પાસદ લઇ જઇશું. અને ત્યાંથી પગરસ્તે કુઝરી લઇ જઇ રાખીશું. મારો વિચાર તો તેને મારી સાથેજ રાખવાનો છે. આવી રૂપાળી બાયડીને વળી કોઇ છોડી દે ખરો. પેલો રમણીઓ તો ગધેડો છે. પણ એને ખબર નથી કે આ રામલોય કંઇ કાચો નથી. બેટો પેલા ચંદાને રાખી બેસવા માગે છે, પણ હું કંઇ એમ એ માલ પચવા દઉં એમ નથી. હુંતો એનેય મારા કબજામાં લઇશ."

"એયને તું શું કરીશ? ખરચ ક્યાંથી કાઢીશ?" છગને કહ્યું.

"તુય બેવકુફ છે ને? આવી રૂપાળી બાયડીઓનું ખરચ માથે પડતું હશે કે? એકાદને રાખી એકાદને કંઇ જઇને વેચી આવશું. ઘણાય હૈયાફુટા મળશે. અને જો મનમાન્યો પૈસો નહીં મળે તો વેશ્યા તો એમને હારૂ તૈયારજ છે ને. એતો બધુંય થશે."

"ત્યારે ક્યારે નીકળવું છે?"

"કાલે રાતની બાર વાગ્યાની ગાડીમાં."

છગનો અંદર ગયો. રામકૃષ્ણ હજી બેઠો હતો. અરૂણે પાસુ બદલ્યુ. ધીમે ધીમે જગૃત થતો દેખાયો. થોડી વાર પછી ઉઠી બહાર જઇ પાછો આવ્યો. રામકૃષ્ણે પૂછ્યું:—

"કેમ ભાઇ! ઉંઘ નથી આવતી કે શું?"

"હુંતો ઉંઘી ગયો'તો. આ જરાક કંઇક પેટમાં દુખ્યું તે જાગી ઉઠયો. સાળુ કંઇ સમજાતું નથી. મને ઘણી વખત ગોળા જેવુ ચઢી આવે છે. અત્યારેય એમ લાગે છે. છગનભાઇ ક્યાં ગયા?" અરૂણે પેટ પંપાળતાં જવાબ આપ્યો.

"છગનભાઇ અંદર છે. કેમ કંઇ જઇએ છે?" રામકૃષ્ણે પુછ્યુ.

"અહીં આટલામાં કોઇ દવાવાળાની દુકાન છે? જો કોઇ જાય તો દવા મંગાવવી છે. ભલે જવા આવવાના પૈસા આપવા પડે. કોઇ હોય તો મોકલોને, લ્યો આ રૂપીઓ. દવાની પડીકીના ચાર આના લેશે. બાકીના તે માણસને આપજો પણ વહેલો આવે તેમ કહેજો." અરૂણે રૂપીઓ કાઢયો.

"માણસ તો અત્યારે કોણ મળશે? લાવોને હુંજ જઇશ.

પણ મને નામ લખી આપો. મને અંગ્રેજી દવાનું નામ યાદ નહીં રહે." રામકૃષ્ણની નજર રૂપીઆ ઉપરજ ગઈ.

અરૂણે ખીસામાંથી કાગળ કાઢી દવાનું નામ લખી આપ્યું. રામકૃષ્ણ ત્યાંથી રવાના થયો. તેના ગયા બાદ અરૂણે ઝડપથી બીજા કાગળમાં કાંઇક લખ્યું. અને તે પોતાની ઓટીમાં ખોસી છગનને બૂમ પાડી.

"કેમ ભાઇ! શું કામ છે?" છગને બહાર આવતાં પૂછ્યું.

"મારે જરા બહાર જવું છે. એક લોટામાં પાણી આપોને! સાળું પેટમાં બહુ દુખે છે."

છગને પાણી આપતાં આપતાં પૂછ્યું:-"રામુ ક્યાં ગયો?"

"દવા લેવા ગયા છે. હમણાં આવશે." અરૂણ લોટો લઇ બહાર નીકળ્યો. છગન હોટલમાં બેઠો.

અરૂણ બહાર નીકળી હોટલના પાછલા ભાગમાં ગયો. ત્યાં કોઇને ન જોવાથી ઓટીમાંની ચીઠ્ઠી કાઢી બારણાની ફાટમાંથી ઓરડામાં જોઇ જરા ખોંખારો કરી બારણાની અંદર સરકાવી દીધી. જરા વાર ત્યાં ઉભો રહી પાછો ફર્યો. હજી રામકૃષ્ણ આવ્યો ન હતો. અરૂણ હોટલમાં ગયો. થોડી વારે રામકૃષ્ણ આવ્યો. દવા લાવ્યો. અરૂણે પડીકું લીધું. છગન તેને પીવાનું પાણી લાવવા ગયો. અરૂણ પડીકું ખીસામાં સરકાવી દઇ સુઇ ગયો.

લલિતા—દુઃખથી ગભરાયલી લલિતા અણુચિંતવ્યા બનાવથી અત્યંત વ્યાકુળ બની ગઇ હતી. જ્યારે તે શુદ્ધમાં આવી ત્યારે તેને જણાયું કે તે કોઇ અજાણ્યે સ્થળે કેદ ગઇ હતી. તેની પાસે માત્ર રામકૃષ્ણ આવતો. ઉપર ઉપરથી તે તેને શાન્તિ આપતો. પણ તેની વિકારી દ્રષ્ટિ લલિતાથી છુપી નહતી. રામકૃષ્ણને મોઢેથી તેણે સાંભળ્યું હતું કે રમણલાલે પોતેજ તેની આ દશા કરાવી હતી. અને તેને તે વાત ખરી પણ લાગી. હવે પોતે શું કરવું એ વિચાર થઇ પડ્યો. બપોરના સમયમાં તે એકલી પડી. પથારામાં પડયે પડયે તેને હજારો વિચાર આવવા લાગ્યા.

'મારા કયા પાપનું ફળ હું આમ આ જન્મે ભોગવતી હોઇશ? મારા પતિ પ્રત્યે મને કેટલો પ્રેમ હતો? અરેરે! મારૂં હૃદય હજી

પણ તેમને કેટલું ચ્હાય છે અને તે પ્રેમનો બદલો મને આમ આવી રીતે મળે છે એ ભાગ્યનીજ વિચિત્રતાને ? હવે મારે અહીંથી શી રીતે છૂટવું ? આ રામકૃષ્ણની દાનત પણ શુદ્ધ નથી. હું આત્મહત્યા કરૂં. પણ તેય શી રીતે ? આટલું બધું દુઃખ—હૃદયનું દુઃખ સહન કરૂં છું તેમાં હજી દેહનું દુઃખ પણ શું સહન કરવાનું બાકી હશે ? શું વિધિ પણ આવો નિર્દય હશે ? હું મારા મનને ગમે તેમ સમજાવું છું છતાં તે માનતુંજ નથી. તેમ વિધિ પણ અવળો થઇ બેઠો છે. પણ કોઇને શા માટે દોષ દેવો ? જેટલું ભોગવવાનું હોય તેટલુ ભોગવવુંજ પડે. કારણ ભાવિ કોઇથી મિથ્યા થતુંજ નથી અને જો એમજ છે તો ભાવિથી ડરવું શા માટે ? દુઃખમાંથી છૂટવા યત્ન કરવો પણ મિથ્યા ભયથી હતાશ તો નજ થવું. જે વખતે જે સ્થિતિ પ્રાપ્ત થાય તે માન્ય કરી, તેને અનુસરી, અંતરેચ્છા પાર પાડવા તત્પર થવુ બસ. એજ નિશ્ચય."

લલિતા આમ નિશ્ચયપર આવી. અતિ રૂણવાળાને જેમ રૂણની ગણત્રી થતી નથી, તેમ અતિશય દુઃખવાળાને દુઃખ જણાતું નથી. તેમ લલિતા પણ નિડર બની, સંકલ્પમાં નિશ્ચળ બની અને આવતી આપત્તિને મળી જઇ યા સામે થઇ તેમાંથી મુક્ત થવાના નિશ્ચયપર આવી. તેના મુખ ઉપરથી દુઃખ યા વિષાદની છાયા અળપાઇ ગઇ. નિર્ભયતા જણાવા લાગી આખો દિવસ તેણે મનને મજબુત બનાવવામાંજ ગાળ્યો. સમય મળતાં છગન તથા રામકૃષ્ણની વાતો સાંભળવા, તેમના પ્રપંચ જાણવા તથા તેમાંથી બચવાના માર્ગ શોધવામાં તે તત્પર રહી. રાત્રે થયેલી છગન તથા રામકૃષ્ણ વચ્ચેની વાત પણ તેણે સાંભળી લીધી, અને તે લોકો બીજે દીવસે વાસદ જાય તે વખત દરમ્યાન પોતાના છૂટકારાની શી યોજના કરવી તેના વિચારમાં પડી. એટલામાં અરૂણે બારણામાંથી સરકાવેલી પેલી ચીઠ્ઠીપર તેની નજર પડી. તેણે શાન્ત ભાવે તે ચીઠ્ઠી લઇ વાંચવા માંડી :—

" બ્હેન લલિતા !

તમે સમજી ગયાં હશો કે કેવા દુષ્ટોના હાથમાં તમે ફસાઇ પડ્યાં છો. તમને કાલે અહીંથી બહાર મોકલી દેઇ જઇ તેઓ તમને

ઇનકરી હું આ હોટલમાં આજેજ આવીને મુસાફર તરીકે ઉતર્યો છું. ખરી રીતે હું મુસાફર નથી પણ 'ભારત સેવા સમાજ' નો એક સેવક છું. તમારા બચાવ માટેજ અહીં આવ્યો છું આજ સવારમાં પાંચ વાગે અંધારે અંધારે પાછલી ગલીના નાકા ઉપર એક ગાડી ઉભી હશે. હું તેની બાજુમાં ઉભો હોઇશ. તમે બહાર જવાનું બહાનુ કાઢી ત્યાં આવી તે ગાડીમાં બેસજો. તમારા પિતાનું ઘર હું જાણું છું. ત્યાં તમને પહોંચાડી દઇશ. ઇશ્વર પ્રીત્યર્થે મારાપર વિશ્વાસ રાખજો.

લી. તમારો શુભેચ્છક
બંધુ."

લલિતાએ પત્ર વાંચ્યો. રામકૃષ્ણ તથા છગનની વાત સાંભળેલી હોવાથી તેને આ ચીઠ્ઠીપર વિશ્વાસ આવ્યો, તેણે ચીઠ્ઠીમાં લખ્યા મુજબ વર્તવાનો નિશ્ચય કર્યો.

અરૂણ ચાર વાગે ઉઠી સ્ટેશનપર જવાના બહાને ચાલ્યો ગયો. લલિતા પણ પાંચ વાગ્યાના અરસામાં દીર્ઘશંકા જવાના બહાને નીકળી. રામકૃષ્ણ તેનાથી થોડે અંતરે પાછળ આવતો હતો લલિતા ગાડી નજીક આવતાં જેમ ઘોડો ચમક્યો હોય તેમ ગાડીવાળાએ ગાડીને આમ તેમ વાળી ઘોડાને ચાબુક ફટકાવી દીધી અરૂણ ત્યાં ગાડીમાંજ હતો. તેણે ધીમેથી માત્ર લલિતાનું નામ દીધું. લલિતા તરતજ ગાડીમાં બેસી ગઇ. ગાડી રવાના થઇ ઘોડો ભડકવાથી લલિતા બાજુ ઉપર ઉભી હશે એમ અનુમાનથી રામકૃષ્ણ થોડીવાર આમતેમ જોઇ રહ્યો. લલિતા જ્યારે તેની નજરે ન પડી ત્યારે તેને શંકા થઇ. જે માર્ગે ગાડી વળી હતી તે માર્ગે કેટલેક સુધી દોડતો ગયો, પરન્તુ ગાડી તેની નજરે ન પડી. આખરે હાથ ચોળતો મનમાં ને મનમાં પોતાને ગાળો દેતો હોટલમાં પાછો ફર્યો.

લલિતાનું પીયર રાયપરમાં હતું. તેનો પિતા ગુજરી ગયો હતો. માત્ર વિધવા માતા પાર્વતી, નાની બ્હેન રેવા અને તેનો મોટો ભાઇ ચંપકલાલ તથા તેની સ્ત્રી આશાગૌરી એટલાંજ તેના કુટુંબમાં હતાં. સર્વ કેળવાયલાં અને સદ્‌ગુણી હતાં. તેમની સ્થીતિ કાંઇ બહુજ સારી નહતી, પરન્તુ ખાધે પીધે સુખી હતાં. કેળવાયલા કુટુંબને આજીવિકા પુરતુ સાધન હોય તો પણ તે આનંદ કુટુંબ ...

ઇર્ષ્યાનો ભોગ થઇ પડે છે એ કહેવત આ કુટુંબને લાગુ પડતી હતી. આજુબાજુમાંનાં સદ્‌ગુણી પડોશીઓ તેમની પ્રશંસા કરતાં હતાં ત્યારે કેટલાંક પરમુખે દ્વેષી બનનારાં તેમની ઇર્ષ્યા પણ કરતાં હતાં. રમણુલાલનો સ્વભાવ તથા લલિતાનું દુઃખ તે જાણતાં છતાં કોઇ પણ દિવસ તેઓ રમણુલાલના વિરૂદ્ધ એક શબ્દ પણ કાઢતાં નહિં. લલિતાએ પણ કોઇ દિવસ પોતાનું દુઃખ પોતાના પીયરમાં જઇ ગાયું ન હતું.

રમણુલાલ ચંદાને ધમકી આપી ઘેર ગયો, ત્યારે લલિતાને માટે ચારે તરફ શોધાશોધ થઇ રહી હતી. લલિતાના સદ્‌ગુણ વિષે બધાંની ખાત્રી હતી, પરન્તુ તેના એકાએક ગુમ થવાથી બધાના મનમાં અનેક પ્રકારના તર્ક થતા હતા. તેણે આપઘાત કર્યો હશે એ માન્યતા બધાના હૃદયમાં થઇ. રમણુલાલે તેના સંબંધમાં પોતાનું સંપૂર્ણ અજ્ઞાન જણાવ્યું. ચંપકલાલ તથા પાર્વતીબાઇને પણ તે સમાચાર આપવામાં આવ્યા. પણ લલિતા આપઘાત કરે યા નાસી જાય એ વાત ચંપકલાલ તથા તેના કુટુંબના હૃદયમાં ઉતરી નહિં. તેજ દિવસે બપોરે રમણુલાલ ચંપકલાલને મળ્યો ચંપકલાલ મીલમાં કેશીયરની જગ્યાપર હતો. હૃદય વિદારક સમાચારથી તે તે દિવસે રજા લઇ પોતાની વ્હાલી બ્હેનની શોધ માટે ઘેર રહ્યો હતો. રમણુલાલ આવતાંજ ચંપકલાલે પ્રશ્ન કર્યો:—

"કેમ કંઈ સમાચાર મળ્યા ?"

"ના. હજી કાંઇ સમાચાર નથી. સમજ નથી પડતી કે શું થયુ ?" રમણુલાલે વિષાદપૂર્ણ મૂખ કરતાં કહ્યું.

"કાલે કાંઇ બોલવું થયું હતું? કોઇ સાથે કાંઇ તકરાર થઇ હતી ?" ચંપકલાલે પ્રશ્ન કર્યો.

"ના. કાંઇજ નથી બન્યું."

"રમણુલાલ ! તમારાં કારસ્તાન હું બધાંય જાણું છું. મ્હારી ગુણીયલ બ્હેનને તમારા તરફનો કેટલો ત્રાસ હતો તે હું સારી રીતે જાણું છું. તે બિચારી એક દિવસ પણ સુખ પામી નથી. તમે મને સાચી વાત નહિં કરો તો યાદ રાખજો કે પરિણામ સારૂં નથી." ચંપકલાલે ગંભીર અને દ્રઢતા પૂર્ણ સ્વરે કહ્યું.

" ચંપકલાલ ! જરા વિચાર કરીને બોલો. શું મ્હેં તમારી બ્હેનને દુઃખ દીધું છે ? મ્હેં તેને કાઢી મૂકી છે કે મેં તેને મારી નાખી છે ? બોલતા પહેલાં કાંઇક વિચાર કરો. આવા શબ્દો બોલી મારૂં અપમાન કરો છો તેનું ફળ તમારે ચાખવું પડશે. " રમણુ-લાલ ગરમ થતાં બોલ્યો.

" રમણુલાલ ! એમ બીજાને ડરાવો. હું ડરૂં એમ નથી. આટલા દિવસની દાઝ બધી એકઠી થઇ હતી, હવે વખત આવ્યો છે. મ્હારી બ્હેન તો ગઇ. ગમે ત્યાં ગઇ. પણુ હવે તેનું વેર લેવાનું મ્હારે માથે આવ્યું છે. હવે હું પહેલાંનો ચંપકલાલ નથી તમને છેવટમાં એટલુંજ કહું છુ કે કાંતો મ્હારી બ્હેનને જીવતી બતાવો અથવા તેના મ્હોતનો બદલો આપવા તૈયાર થઇ જાઓ હું આજનો દિવસ ધીરજ રાખીશ કાલેજ હું પોલીસમાં નોંધાવી દઇશ. હું કાંઇજ વધારે સાંભળવા ઇચ્છતો નથી. તમે આવ્યા તેવા સીધા ચાલ્યા જાઓ. "

ચંપકલાલ બહુજ ઉશ્કેરાઇ ગયો હતો. લલિતાની ગેરહાજરી તેને ક્ષણે ક્ષણે સાલતી હતી તે કુટુંબમાં તે દિને કોઇએ પાણી સરખું પીધું ન્હતું. કોઇનાં નેત્રમાં તો કોઇના હૈયામાં અશ્રુની ધારા વહેતી હતી. કોઇનું હ્રદય સળગ્યાજ કરતું હતું તો કોઇનું હ્રદય ચીરાઇ જતું હતું શાન્તિપૂર્ણ કુટુંબમાં આજ શાન્તિનું નામ પણુ ન્હતું. ઘરમાં શોક, વિષાદ, ગ્લાનિ અને શૂન્યતા વ્યાપ્યાં જણાતાં હતાં. સમય સમયનું કામ કર્યેજ જાય છે. ધીમે ધીમે દીવસ વીતી ગયો. રાત્રિ પણુ પડી. આઠ વાગ્યા. નવ વાગ્યા. હજી કોઇ કોઇને ખાવા પીવાનું પૂછતું પણુ નથી. ચંપકલાલ પોતાના ઓરડામાં એક આરામ ખુરશીપર મોઢા ઉપર ભીનો રુમાલ નાખી પડયો હતો. ડરતી હોય તેમ ધીમેથી આશા તેની નજીક આવી નીચે બેસી ગઈ. ચંપકલાલને તેની ખબર ન પડી. આશાએ હિમ્મત લાવી ચંપકલાલના હ્રદયપર હાથ મૂકતાં કહ્યું:—

" વ્હાલા ! તમે આમ હતાશ થઇ રૂદન કરશો તો અમારૂં કોણુ ? બાએ આજ સવારનું કાંઇ પણુ ખાધું નથી. પાણી સરખુંય પીધું નથી. સવારનાં રડયાંજ કરે છે, અત્યારે પણુ બેઠાં બેઠાં રડે છે. રેવાબ્હેનની પણુ એજ દશા છે. હું ઘણુંય સમજાવું છું પણુ

કોઇ સાંભળતું નથી. તમે જરા હિમ્મત રાખી બાને કહો, બ્હેનને સમજાવો. તમેય કંઈ ખાધુ નથી આમ તે ચાલશે ? તમે આમ કરો તો પછી બીજાનો શો વાંક ? ઉઠો, બાના માટે પણ આજ તમે આમ કેમ બેદરકારબની ગયા છો ? એમને કંઈક હિમ્મત આપો"

આશા બોલી રહી. ચંપકલાલે મોઢા ઉપરથી રુમાલ ખસેડી લઇ આશાના સામું જોયું. આશા ડરી ગઇ. ચંપકલાલનાં નેત્ર લાલચોળ બની ગયાં હતાં. ચ્હેરો ભયંકર જેવો જણાતો હતો. આશા કંઇજ બોલી ન શકી. તેણે ચંપકલાલના કપાળ ઉપર હાથ મૂક્યો. તે ધગધગતું હતું ચંપકલાલને સખ્ત તાવ ચઢયો હતો, હ્રુદયના ક્રોધ અને શોકની અસર શરીર ઉપર થઇ હતી. ક્ષણ વાર પછી તે બોલ્યો:—" તું જા, હું આવું છું. "

આશા ત્યાંથી રડતે હ્રુદયે સાસુ પાસે ગઇ. સાસુ બિચારાં બિછાનામાં પડયાં હતાં. અંતરનાં આંસુ વહેવડાવતાં હ્રુદય ખાલી કરતાં હતાં. આશા તેની પાસે જઇ બેઠી. ક્ષણ પછી ધીમેથી બોલી:— " બા ! તમે આમ કરશો તો અમારી શી દશા ? આ ન્હાની-બેન પણ રડયા કરે છે, સવારનું કાંઇજ ખાધું નથી. વળી એમને તો સખત તાવ ચઢયો છે શરીરે હાથેય નથી—"

" મારા ચંપકને તાવ આવ્યો છે ? " પાર્વતી સફાળી બેઠી થઈ. લલિતા તરફનું દુઃખ એકદમ વીસરી ગઇ " ક્યાં છે ? ક્યાં બેઠો છે ? "

" દિવાનખાનામાં, " આશા તરફથી જવાબ મળતાંજ પાર્વતી તથા રેવા તે તરફ ગયાં. આશા પણ પાછળ પાછળ ગઇ.

" ભાઇ ચંપક ! " પાર્વતીનો શબ્દ સાંભળતાંજ ચંપકલાલ બેઠો થયો. પાર્વતી પાસે જઇ તેના માથાપર હાથ ફેરવતાં બોલી:— " બહુ તાવ ચઢયો છે ને ? આવી તે અકળામણ કરીએ ? થવાનું તે થયા કરે છે. ધીરજ રાખીએ. " આશા તરફ ફરી બોલી:— " વહુ બેટા ! જરા ગરમાગરમ ચ્હા કરી લાવો. "

આશા ચ્હા લેવા ગઈ. રેવાએ કબાટમાંથી કોલનવોટરની શીશી કહાડી. પાર્વતી તેમાંથી માથે પોતું મૂકતાં બોલી:—" બેટા ! મને કહેવું તો હતું ! "

"બા ! તમે સવારનું કાંઇ ખાધું નથી, રેવા પણ ભુખી છે. તમે કાંઇક ખાઓ. મને તો હવે તાવ ઉતરવા માંડયો છે." ચંપકે વાત ફેરવવા યત્ન કર્યો.

"રેવા ! જા, તું અને ભાભી કાંઈક ખાઇ લ્યો." પાર્વતીએ રેવાને કહ્યું.

"મોટાભાઇ અને તમેય ચાલો. તમે નહિ આવો તો અમે નહિં ખાઇએ." રેવા બોલી.

"જોને બેટા ! મોટાભાઇને તાવ આવ્યો છે. એમને જરા ચ્હા આપીને પછી હું ખાઇશ, તમે જમી લ્યો."

"ના, બા ! તમે પણ જાઓ. હું ચ્હા પી લઈશ." ચંપકે આગ્રહ કર્યો.

"મને તો જરાય રૂચી નથી. હું પણ ત્હારી સાથે જરા ચ્હા પીશ." પાર્વતીએ જવાબ વાળ્યો.

"બા ! આ ચ્હા. અને આ જરા નાસ્તો." આશાએ ચ્હા તથા પૂરી પાર્વતીની પાસે મૂકતાં કહ્યું.

"બા ! તમેય જરા નાસ્તો કરી લ્યો." ચંપક બોલ્યો.

બધાંએ ચ્હા તથા પૂરીનો નાસ્તો કર્યો. બાદ બધાંય ત્યાંજ બિછાનું કરી આડાં થયાં. થોડીવાર પછી રેવા ઉંઘી ગઇ, આશા તથા પાર્વતીને ઉંઘ ન આવી, તેમના મનમાં વિચારોની પરંપરા ચાલુજ હતી.

"લલિતાનું શું થયું હશે ? અરેરે ! બિચારીએ મારે પેટ પડી કાંઈ સુખ ન દીઠું. સાસરામાં જરાય શાન્તિ ન મળી. શું ખરેખર ! તેણે આપઘાત કર્યો હશે ? હોય પણ ખરૂં." પાર્વતી વિચારે ચઢી. ધુનમાં ને ધુનમાં તે બોલી ઉઠી. "જરૂર એણે આપઘાત કર્યો હશે."

"કદી નહિ. કેવળ અશકય. મ્હારી બ્હેન આપઘાત કરેજ નહિં." ચંપકલાલ બોલ્યો. "બા ! તમારી દીકરીની કીંમત કરવામાં તમે ભૂલો છો. લલિતા આપઘાત કરે તે સંભવિતજ નથી. એના જેવી સુશિક્ષીત છોકરી મેં એક પણ જોઈ નથી. મને તો તેના ગુણ હર પળે યાદ આવેછે. જોઉંછું. કાલે કાંઇ સમાચાર મળે

તો ઠીક નહિં તો પછી હું છું ને રમણલાલ છે."

"ભાઈ! એમ ઉશ્કેરાઈ ન જા રમણલાલને આપણાથી શું થાય?" પાર્વતીએ ચંપકલાલને ઠંડો પાડતાં કહ્યું.

"બધુંય થાય, કેમ ન થાય! હવે મારે તેની સાથે કાંઈજ સંબંધ નથી"

વાતચીત કરતાં વખત વહેવા લાગ્યો. ધીમે ધીમે ત્રણ, ચાર, પાંચ વાગ્યા આશા ઉઠી ચૂલો સળગાવવા લાગી. અડધો કલાક બીજો વહી ગયો. એટલામાં બારણા આગળ ગાડીનો ખખડાટ થયો. કોઈએ બારણું ઠોક્યું. આશાએ બારણું ઉઘાડ્યું. લલિતા ઘરમાં આવી, આશા તેને ભેટી પડી. બારણામાંજ કોઈ પુરૂષ ઉભો હતો પણ તેનું આશાને ભાન ન હતું. આશા લલિતાને ખેંચતી મેડા ઉપર દિવાનખાના તરફ જઈ બોલી:—

"બા! બા! મોટી બ્હેન આવ્યાં."

દરેકના હૃદયને આનંદમાં ઝુલાવવા આટલા શબ્દોજ બસ હતા. પાર્વતી એકદમ બારણા તરફ દોડી. ચંપકલાલ પણ જેમ તેમ કરતો ઉઠયો. લલિતા દિવાનખાનામાં આવી.

"બ્હેન!—"

કોઈથી વધુ બોલી શકાયું નહિં. બધાંના નેત્રમાંથી અશ્રુ વહેવા લાગ્યાં, ક્ષણ પછી પાર્વતી પોતાના હૃદયમાંથી લલિતાનું મુખ ઉંચું કરી ચૂમતાં બોલી:—બ્હેન! હવે શા માટે રડે છે? શાન્ત થા."

"બ્હેન, લલિતા! શાન્ત થઈ પ્રથમ અમને જણાવ કે તું ક્યાં હતી અને અત્યારે કયાંથી આવી?" ચંપકલાલે પૂછ્યું.

હવે લલિતાને ભાન આવ્યું કે તેને બચાવનાર હજી નીચેજ ઉભો હતો. તેણે ચંપકલાલને કહ્યું:—

"મોટાભાઈ! નીચે એક ગૃહસ્થ ઉભા છે. મારી જીંદગી તેમનેજ આભારી છે. તેમને અંદર—"

લલિતા વાક્ય પુરૂ કરે તે પહેલાં તો ચંપકલાલ નીચે ઉતર્યો પણ તેના જોવામાં કોઈજ આવ્યું નહિં. માત્ર બારણા પાસે એક ગડી વાળેલો કાગળ પડેલો દીઠો. તે લઈ બારણું બંધ કરી તે ઉપર આવી બોલ્યો:—

"ત્યાં તો કોઇ નથી. માત્ર આ કાગળ બારણુામાં પડ્યો હતો." એમ કહી તેણે તે વાંચવા માંડ્યો.

"ભાઇશ્રી ચંપકલાલ !

લલિતા બ્હેન સુખરૂપ આવી પહોંચ્યાં છે. ઇશ્વર કૃપાએ તેમના સતીત્વનું તેમજ તેમના જીવનનું રક્ષણુ થયું છે. આપ કૃપા કરી એમના આવવાના સમાચાર ગુપ્ત રાખજો, નહિં તો બદમાશો વળી કાંઇક કાવતરૂં કરશે. કોઇને પણુ તેમના આગમનની ખબર ન પડવા દેશો. હું આપને મળી શકયો નથી તેથી દીલગીર છું. મ્હારૂં નામ જાણુવા કદાચ આપની જીજ્ઞાસા થશે પણુ તે જણુાવવાની હાલ જરૂર નથી. મ્હારૂં કર્ત્તવ્ય મેં બજાવ્યું છે. હજી બદમાશો આ શા પ્રપંચ કરે છે તે મુંગે મોઢે જોયા કરજો. સમય આવ્યે હું આપને મળીશ. અથવા મારા તરફથી કોઇ બીજી વ્યક્તિ આપને મળશે. તે મારા તરફથીજ મળવા આવેલ છે તેની ખાત્રી માટે નીચે મે અમારી સંજ્ઞા લખી છે. તે વખતે તે આપને જે કહે તે મુજબ કરવા કૃપા કરશો. મને ખાત્રી છે કે આપ તેમ કરશોજ. મેં જે મારી ફરજ બજાવી છે તેની કંઇક પણુ કદરની જો મને ઇચ્છા હોય તો તે માત્ર એટલીજ કે લલિતા બ્હેનનું આગમન ગુપ્ત રાખવુ અને મારા તરફથી આપને મળવા આવનાર વ્યક્તિને આપે મદદ કરવી.

સંજ્ઞાઃ—"કર ભલાઇ, જીંદગાની ઔર જવાની ફાની હૈ."

લી. એક સ્વયંસેવક,

'ભારત સેવા સમાજ.'

"આશ્ચર્ય ! આશ્ચર્ય ! આતે વળી કોણુ હશે ?" ચંપકલાલ બોલી ઉઠયો.

"મોટાભાઇ ! એ કોઇ સામાન્ય માણુસ નથી. પણુ કોઇ નિર્લેપ, નિઃસ્વાર્થી, સેવાપરાયણુ મહાત્માજ હોવા જોઇએ." લલિતા બોલી.

"ખરેખર મહાત્મા !" પાર્વતી બોલી ઉઠી.

—✲०✲—

# પરિચ્છેદ પાંચમો.

## આત્મોન્નતિનો માર્ગ.

જલના સતત્ પ્રવાહથી શીલા પણ ઘસાય તો, નિર્મળ હૃદયોનું શું પૂછવું ?



"મારા વ્હાલા ભાઈઓ ! આજ એક બહુજ જરૂરી વાત કહેવા તમને અહીં બોલાવ્યા છે. તમને ખબર તો છે કે આપણા બાપદાદાના વખતથી આપણે કેટલીક જમીનનો ભોગવટો કરીએ છીએ. આપણામાં કેટલાક મુખી, કેટલાક મતાદાર, કેટલાક પસાયતાવાળા, કેટલાક જમીન જાગીરદાર પણ છે. આપણામાં કેટલાક પાટીદાર અને કેટલાક ગરાસીયા પણ છે કેટલાક પોતાને રજપુતના નામથી પણ ઓળખાવે છે. આ બધું હોવા છતાં હું તમને પૂછીશ કે તમે કોણ ?"

હરભમ તથા પ્રતાપ પોતાનું કાર્ય ધીમે ધીમે કરી રહ્યા હતા. અરૂરની આજ્ઞાથી રણછોડ પણ પત્નિ સહ તેમાં ભળ્યો. તેને માથે ત્યાં એક નિશાળ સ્થાપી બાળકોમાં તેમજ સ્ત્રી પુરૂષોમાં કેળવણીનો પ્રચાર કરવાનું અને તે કેળવણી પણ રાષ્ટ્રિય સેવામાં અનુકૂળ થઈ પડે એવી કેળવણી આપવાનું કામ નાખવામાં આવ્યું હતું. રણછોડે ત્યાં આવ્યા બાદ હરભમ તથા પ્રતાપ દ્વારા ત્યાંની સ્થિતિ જાણી લીધી હતી. હવે નિશાળ સ્થાપવાનું કાર્ય કેવી રીતે કરવું તેના તે વિચારમાં પડ્યો. જો ગુપચુપ નિશાળ ઉઘાડી બેસી જાય તો કેટલે અંશે પોતાનું કાર્ય સફળ થાય એ પ્રશ્ન એને ઉદ્દભવ્યો. તેણે શરૂઆતથીજ ગામ લોકોનો સહકાર કરવાનો વિચાર કર્યો. અને હરભમ તથા પ્રતાપને લીધે તે તેમાં સફળ થયો. કારણ હરભમ તથા પ્રતાપે ત્યાં આવી પોતાના સદ્દવર્તન, નીતિ, પ્રમાણિકપણા તથા પરોપકારી વૃત્તિને લીધે સર્વનો પ્રેમ સંપાદન કરી લીધો હતો. ગામમાં વાણીઆઓની

તેમજ બ્રાહ્મણોની વસ્તી પણ હતી. પણ તેમાં બ્રાહ્મણોની સ્થિતિ એટલે એક બીજા વર્ગના ખેડુતજ સમજી લેવા. ગાયત્રી મંત્ર વિના તેમને પોતાના કર્મકાંડ તથા ધર્મનું જ્ઞાનજ નહોતું. જમતી વખત ન્હાવામાંજ એમનો ધર્મ સમાઈ જતો. ત્રિકાળ સંધ્યાનો સમાવેશ ખેતરમાં હળ જોડી જવામાં તથા ચારના ભારા ઉંચકી લાવવામાં હતો. વેદ યા પાદપૂજા તો બળદ તથા ભેંસની સંભાળ લેવામાંજ હતી. માત્ર નામનીજ જનોઇ તેઓ પહેરતા અને તે પણ બ્રાહ્મણ કહેવડાવવા પૂરતીજ. બાકી તેમનામાં અને અશિક્ષિત ખેડુતોમાં સહજ પણ ફેર નહતો. વાણીઆઓનાં માત્ર ત્રણ ચાર ઘર હતાં તેઓ પણ નોકર દ્વારા ઘેર ખેતી કરાવતા. વાણીઆ તરીકે વહેપારમાં, ચમરા, મમફળી, અફીણ, કોપરાં, ગોળ તથા જીન પીલના ધોતીજોડાનું સંગ્રહસ્થાન રાખતા. આ વહેપારમાં માલને બદલે તે રૂપીઆ લેવાનું શીખ્યા ન હતા, પણ માલજ લેતા. કપાસની રૂતુમાં દરેક વસ્તુ તે કપાસને બદલે આપતા. ધોતીજોડા જેવા ચીજો તે ઉગાઉથી ખેતરમાંનો ઉભો કપાસ અમુક ભાવે ખંડી લઇ આપતા. અનાજ પણ લેતા અને એ રીતે ગરીબ ખેડુતોની પેદાશનો મોટો ભાગ હજમ કરી જતા. છતાં ભોળા દીલના ખેડૂતો તેમને શેઠ કહીને માન આપતા અને દરેક કામકાજમાં તેમની સલાહ લેતા.

આ ગામમાં દરેક વર્ષથી એક વૈદ્યરાજની પધરામણી થઇ હતી તે જાતે બ્રાહ્મણ હતા. ચિકિત્સાનું કામ તે સારૂં જાણતા તેમજ કાંઇક નાડી પરીક્ષા પણ હતી. ઘરના કાંઇ બહુ સુખી તો નહતા, પણ ગાંઠમાં હજારેક રૂપીઆ હતા. વૈદ્યરાજને ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન હતું તેમજ હમેશાં સવાર સાંજ બે વખત સંધ્યા પૂજા પણ નિયમીત કરતા. તેમણે ગામમાં આવ્યા બાદ ધીમે ધીમે ગામ લોકને મેળવી લેવા માંડયા. ગામમાં કોઇ પણ માંદુ હોય તો તેને જાતે જોવા જતા, ઔષધ આપતા, પણ કોઈ પાસેથી એક પાઇ લેતા નહી. ગામ લોકોનો પ્રેમ આથી વધવા લાગ્યો. રોજ વૈદ્યરાજને ઘેર પાંચ શેર દશ શેર શાક આવવાં લાગ્યું. કોઇનાં ગુણ ઓશીંગણ ન થનારા ભોળા દિલના મનુષ્યો વૈદ્યરાજના ઉપકારનો બદલો વાળવા તત્પર થયા. ગામમાં જે કાંઇ નવીન વસ્તુ

આવે તો તે પ્રથમ વૈદ્યરાજને ઘેરજ. વૈદ્યરાજે ધીમે ધીમે તેમને નાણાંની પણ મદદ કરવા માંડી અને કપાસનો વેપાર પણ શરૂ કર્યો. વાણીઆઓનાં હૃદય બળવા લાગ્યાં. પણ વૈદ્યરાજ પોતાની કાર્ય કુશળતામાં કાંઇ ઉતરે તેવા નહતા. ગામડાના લોકો જ્યારે નવરા પડતા ત્યારે ચોરે ભેગા થઇ બેસતા. વૈદ્યરાજ પણ ત્યાં જતા અને પોતાની વિદ્વતાનું દર્શન ગ્રામ્ય લોકોને કરાવતા. કેટલીક વખત કાયદાની તો કેટલીક વખત વેપારની કુનેહની, નીતિની, ભક્તિની તેમજ બુદ્ધિ વિનોદની પણ વાતો કરી લોકોનું મનરંજન કરતા. ધીમેધીમે વૈદ્યરાજને ઘેર પણ સવાર સાંજ મેદિની જામતી ગઇ. ચ્હાનાં તપેલાં સવાર સાંજ તેમને ઘેર ઉકળવા લાગ્યાં. જ્યારે જુઓ ત્યારે પચાસ સાઠ માણસ તો તેમની પાસે ખરૂંજ. થોડાજ વખતમાં તે ગામ લોકોના માનીતા થઈ પડયા. ચ્હારે બાજુ તેમનાં વખાણ થવા લાગ્યાં. તેમની વાહવાહ બોલાવા લાગી. અને તેથી તેમની ઘરાકી પણ વધવા લાગી. આજુબાજુના જાગીરદારો અને નાના નાના ઠાકોરો પણ કોઇનું સહજ માથુ દુઃખતાં તેમને બોલાવવા લાગ્યા. આ રીતે વૈદ્યરાજે ટુંક અરસામાં સારી રકમ સંપાદન કરવા સાથે સારી જમીન પણ મેળવી લીધી, અને તેમાં કેટલીક ગામ લોક મારફત ખેડાવવા લાગ્યા, તેમ કેટલીક ઘેર નોકર રાખી ખેડવા લાગ્યા. હવે એમને કમાઇના ત્રણ રસ્તા ખુલ્યા. વૈદુ, વેપાર અને ખેતી. આથી આખા ગામમાં તેમનું ઘર પહેલી પંક્તિએ ગણાવા લાગ્યું. અને હતું પણ તેમજ. વિદ્યા, દ્રવ્ય અને બુદ્ધિમાં તેમનું કુટુંબમાં આગળ પડવા લાગ્યું. ગામનું ભીમંડળ પણ તેમનાં પત્નિ પાસે જમા થતું. કોઇ અમલદાર ગામમાં આવતો તો તેનો મુકામ જો કે ચોરામાં થાય પણ જમવાનું તો વૈદ્યરાજને ત્યાંજ હોય. આથી ધીમે ધીમે તેમની લાગવગ ઘણી વધી ગઈ. ગામમાં કોઇને કાંઇ કજીઓ ટટો થયો હોય, અગર ભાઇ ભાઇની મીલ્કત વહેંચતાં વાંધો પડયો હોય તો પણ રાવણું કરી કસુંબા કાઢી વૈદ્યરાજને બોલાવવામાં આવતા. ગામમાં બારોટનું પણ એક ઘર હતું. તે આ રાવણામાં ઘણો ભાગ ભજવતો. બન્ને પક્ષનો વાંધો તે રજુ કરતો અને તેનો ચુકાદો વૈદ્યરાજ કરતા. ગામ લોક પણ '( પંચ વાક્યો જનાર્દનઃ )' ના ન્યાયે વૈદ્યરાજનો નિર્ણય માન્ય રાખતા. આથી ગામમાં ટંટા ફિસાદ પણ ઓછા થતા. ગામમાં

ગરાસીયાની વસ્તી વિશેષ, અને તેથી જો પક્ષ પડે તો સમાધાન થવું મુશ્કેલ, પણુ વૈદ્યરાજની કુનેહથી તેવા પક્ષ પડતા નહિં. દુરલભ તથા પ્રતાપે આ ગામમાં આવી બેએક દિવસ બાદ વૈદ્યરાજની મુલાકાત લીધી અને પોતાની ઇચ્છા દર્શાવી. વૈદ્યરાજ વર્તમાન પત્ર મંગાવતા અને રાષ્ટ્રિય ચળવળને પસંદ કરતા. પરન્તુ આગળ પડીને તે કાર્ય કરવાની તેમની ઇચ્છા નહતી. પણુ જો કોઇ એવા કાર્યમાં ઝંપલાવે તો તેને મદદ કરવા તે તૈયાર હતા. તેમણે દુરલભ તથા પ્રતાપને સહાય્ય કરવા કબુલ કર્યું અને તેથી તેઓ પોતાના કાર્યમાં પ્રગતિ કરી શકયા હતા. રણુછોડના આવ્યા બાદ પણુ વૈદ્યરાજની મદદથી ગામ લોકોની એક સભા ભરવામાં આવી હતી. ગામના રિવાજ મુજબ કસુંબો કાઢવે પડયો હતો. અને ત્યાર બાદ રણુછોડે પોતાનું કાર્ય શરૂ કર્યું હતું. આ પરિચ્છેદની શરૂઆતમાં આપણે જે ઉદ્‌ગારો જોઇ ગયા છીએ તે રણુછોડનાજ છે.

"તમે તમને પોતાને દુનિયાની નજરમાં અજ્ઞાન, અભણુ, રાત દિવસ ખેતી તથા મજુરી કરનારા મજુર તરીકે લેખો છો," રણુછોડે આગળ ચલાવ્યું. "પણુ ખરૂં જોતાં તેમ નથી. દુનિયામાં શ્રીમંતમાં શ્રીમંત ગણાતા ગૃહસ્થો, અનેક સત્તાધારી રાજાઓ, પૃથ્વી પતિઓ એ બધાય તમારી મહેનતનું ફળ ભોગવે છે, તમારા વડેજ ઉજળા છે, તમારાજ પેદા કરેલા પૈસા વડેજ મોજમજા ભોગવે છે. તમે કોણુ છો? પૃથ્વીપિતા. તમે જમીન ખેડો છો, અનાજ પકવો છો. કપાસ પકવો છો અને તેથી દુનિયા અન્ન અને વસ્ત્રો સંપાદન કરી શકે છે. તમે જગતપિતા છો, છતાં દુનિયા તમારા તરફ કેવું વર્તન બતાવે છે? વેપારીઓ વેપાર કરીને દ્રવ્ય સંપાદન કરે છે, પરન્તુ તે વેપાર કઇ વસ્તુઓથી કરે છે? તમે જમીન જાગીરદાર શાથી થયા? તમે ગરાસીયા શી રીતે કહેવડાવો છો? તમે રજપૂત તરીકે કેમ ઓળખાવો છો? માત્ર એકજ કારણુથી, અને તે એકે તમારા બાપ દાદા 'રાજપૂત્ર' હતા—રાજાના પૂત્ર હતા. અને તે ઉપરથી તમે રાજપૂત થયા. અને રાજપૂતમાંથી રજપૂત અને કેટલાકના કહેવા મુજબ રજબુત બન્યા. ખરેખર, હાલ તમારી સ્થિતિ ભૂતના જેવીજ છે. હાલ જે શબ્દથી તમે તમને પોતાને ઓળખાવો છો—તે શબ્દનો અર્થ કરતાં પણુ

હમણાંટી છૂટે છે તમે ગરાસીયા છો. ગરાસીયા એટલે ગરાસ વાળા. તમારો ગરાસ ક્યાંથી આવેલો? અસલ તમારા કુળમાં—તમારા કુટુંબમાં રાજ્ય હતું, અને તેથી તમે રજપૂત અને ગરાસીયા બન્યા. પણ તે રાજ્ય સાથે બીજું શું હતું? રાજ્ય ચલાવવાની કળા હતી; રાજ્યનીતિ હતી. ગમે તેવા બુદ્ધિવાન મનુષ્યને પણ રાજનીતિ આગળ ચૂપ થઈ જવું પડે છે. એ રાજ્યનીતિ વડેજ આપણા પૂર્વજો એક ચક્રવે રાજ્ય કરતા હતા. એ રાજ્યનીતિનાં લક્ષણ કેવાં હતાં? એક સ્થળે કહ્યું છે કેઃ—

सत्याऽनृता च परुषा प्रियवादीनीच
हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या ।
नित्यव्यया प्रचुररत्नधनागमाच
वाराङ्गनेव नृपनीतिरनेकरूपा ॥

ક્ષણમાં સત્યભાષિણી, ક્ષણમાં અસત્ય—જૂઠું બોલનારી, ક્ષણમાં હૃદયવિદારક—કડવું લાગે તેવા શબ્દે બોલનારી તો ક્ષણમાં અંતઃકરણને લોભાવી નાખે તેવા મીઠા શબ્દો બોલનારી, એક વખત ઘાતકી તો બીજી વખત દયાળુ બની જનારી, કોઈક વખત કંજુસ બની જનારી તો કોઈક વખત ઉદારતા દર્શાવનારી, હમેશાં ખર્ચ કરનારી તેમ હમેશાં અતુલ દ્રવ્યોપાર્જન કરનારી રાજનીતિ, એક વેશ્યા સ્ત્રીની માફક અનેક રૂપ ધરે છે. મતલબ કે પરધન અને પરચિત્ત હરનારી વારાંગના જેટલા ઢોંગ કરે છે અને જેટલી રીતે સ્વાર્થ સાધે છે તેવીજ રાજનીતિ છે. આવી રાજનીતિના તમે જ્ઞાતા હતા. સમયસૂચકતા અને દીર્ઘદ્રષ્ટિ એ ગુણો તમારામાં હતા. ગમે તેવી રાજખટપટ અને ઘુંચો તમે ઉકેલતા હતા. આજ નજીવી બાબતોમાં તમે બીજાઓની સલાહ લેવા દોડો છો. તમારૂં એ ચાતુર્ય અને બુદ્ધિ ક્યાંક ગયા છે. અને તેથી દિનપર દિન હીન દશામાં આવતા જાઓ છો. મારા પાટીદાર ભાઈઓ! તમે પાટીદાર—પાટીવાળા હતા. તમારા નામે હજારો વીઘાં જમીન હતી. પ્રજાપાલનનો—તેનાં સાહિત્ય પેદા કરવાનો ભાર તમારો હતો. રાજક્ષત્રીથી બીજી પંક્તિ તમારી હતી. હાલ મહેનત મજુરી કરનારા ખેડુતો વિના તમારી બીજી શી ગણત્રી છે? શિયાળાની કડકડતી ઠંડીમાં ફાટ્યાં તુટ્યાં લુગડાંથી ચલાવી બ્રહ્મ સવારના પહોરમાં ટાઢે

થરથરતા ખેતરમાં દોડો છો. આખો દિવસ મહેનત કરો છો, તમારી સ્રીઓ ટાઢમાં ઉઠી વાસીદાં વાળે છે. ઘંટી તો તેમના નસીબે સવારમાં જડેલીજ હોય છે. ઘરનું કામ પરવારી તમારે માટે ભાત લઇ ખરે બપોરે તડકામાં પગે બળતી આવે છે. રાત્રિના પણ તેમને તેટલોજ બોજો હોય છે. ઉન્હાળામાં પણ તમારી શી દશા હોય છે? પ્રખર કીરણોથી ધરતી તપી રહી હોય છે. ચારેબાજુએ શરીરને બાળી નાખનારો ઉન્હો પવન ફુંકાતો હોય છે, તે વખત પણ તમે આનંદથી ખેતરમાં મજુરી કર્યા કરો છો. ચોમાસાના સખ્ત વરસાદ અને વાવાઝોડામાં ભીને લુગડે સહજ પણ વિશ્રામ વગર તમે આનંદમાં આવી લાંબે સાદે રાગડા ખેંચી ખેતરમાંજ કામે મંડ્યા રહો છો. આટલું આટલું કરવા છતાં તમે તેમાંથી શું મેળવો છો? અને જે મેળવો છો તેમાંથી તમારા ઉપયોગમાં શું અને કેટલું આવે છે? વર્ષ પૂરૂં થતા પહેલાં—બીજી વર્ષા આવતા સુધીમાં તો તમારી કોઠીઓમાં બાજરી ખૂટી જાય છે, વસ્રો માટે તમે વાણીઆનું દેવું કર્યું હોય છે. તમારો આવતા વર્ષનો પાક પણ તમે તે તૈયાર થતા અગાઉ વેચી નાખેલો હોય છે અને બીયાઉને માટે પણ તમને કેટલીક વખત અડચણ વેઠવી પડે છે. આ બધું શું છે? આ સ્થિતિ શાથી થઇ છે? તમે કોણ છો? તમારો શો હક છે? અને તમારે શી રીતે રહેવું જોઇએ તે તમે ભૂલી ગયા છો. બલ્કે તમને તે જાણવા દેવામાં નથી આવતું. રાજ્યને તમે વીઘોટી ભરો છો, તથા બીજા કર ભરો છો, તે શા માટે? રાજ્ય પૈસાદાર થાયછે તે શાથી? આ બધું તમારાજ પૈસાથી, તમારીજ મહેનતથીજ અને સ્પષ્ટ શબ્દોમાં પૂછવો તો તે તમારા લોહીનું પાણી કરીનેજ. તમારામાં મુખી મતાદારો છે એ શું છે? તમારા ગામનો વહીવટ તમારેજ કરવાનો હોવાથી. તે તમે કેવી રીતે કરો છો? ભાઇઓ! આ બધી વાતો બહુ લાંબી છે. આજ પહેલોજ દહાડો છે તેથી હું વધારે કહી શકતો નથી. બહુ ખાવાથી અજીર્ણું થાય છે. પણ ટુંકામાં હું હવે એટલુંજ જણાવીશ કે તમારી—બલ્કે આપણી આવી સ્થિતિ કરનાર આપણી અજ્ઞાનતાજ છે અને તે અજ્ઞાનતાને હાંકી કાઢવા આપણે આપણાં છોકરાને કેળવવાં જોઇએ. અને આપણે આપણા ફુરસદના વખતમાં આવી વાતોની ચર્ચા કરવી જોઇએ. આપણે આપણા હક્ક સમજી શું તો આપણું સુખ

આપણીજ પાસે છે. ભાઇઓ! જરા વિચાર કરો અને તમારાં છોકરાંને આ બધું સમજે એ રીતે કેળવો. આજ કામને માટે હું આ ગામમાં આવ્યો છું. એવું ન ધારશો કે આપણે એકલા શી રીતે આ બધું કરીશું. આપણી સાથે આવાં ઘણાંય માણસો છે જે આપણાં બાળકોને કેળવવામાં આપણને મદદ કરશે. અને એવાં આપણાં મદદગાર માણસોએજ મને અહીં મોકલ્યો છે. હું આવતી કાલથીજ અહીં એક નિશાળ કાઢવાનો છું. તેમાં તમારે કાંઇજ ફી આપવાની નથી. માત્ર તમારાં છોકરાંને ભણવા મોકલશો તોજ બસ છે. એમનો આશીરવાદ અને તમારી કૃપાજ મને બસ છે. ભાઇઓ! ઘેર જઈ વિચાર કરજો. તમને મારા કહેવામાં કાંઇ શંકા લાગે તો પૂછજો. મેં તમને બહુ ખોટી કર્યા છે. હવે મારૂં કામ પરૂં થયું છે. ભાઇઓ! મારા કહેવા ઉપર સહજ પણ વિચાર કરી તમારાં બાળકોની જીંદગી સુધારવા તૈયાર થશો તો હું તમારો બહુજ રૂણી થઇશ "

રણછોડે ભાષણ બંધ કર્યું. હવે વૈદરાજ બોલવા ઉઠ્યાઃ—

" મારા પાટીદાર અને રાજપૂત બંધુઓ!

આજ કેટલાય વખતથી આ બાબત તમારા આગળ મૂકવાની મારી તિવ્રઇચ્છા હતી, પરન્તુ સમય ન મળવાથી હું અટકેલો હતો. છતાં મારી ફરજ બજાવવામાં હું પછાત રહ્યો નહતો. મેં તમારા આગળ વાતો કરવામાં વિદ્યાનો કેટલો અને કેવો ઉપયોગ થાય છે તેમજ યુરોપીયન લોકો વિદ્યાથી કેટલા આગળ વધ્યા છે તે ઘણી વખત સમજાવ્યું છે. આપણે આપણી આવી સ્થિતિ હોવા છતાં આપણને સુખી માનીએ છીએ પણ જ્યારે આપણાં છોકરાં કેળવાઇને સુધરી જાય અને નવાં નવાં કારખાનાં આપણા ગામમાં ખોલે ત્યારે આપણું સુખ કેટલું વધે? તમે એમ ના સમજશો કે ભણ્યા પછી ખેતી ન થાય. ભણીને જે ખેતી કરે છે તે બમણું પેદા કરે છે. કારણ ખેતરની જમીનમાં શો ગુણ છે, કયો પાક વધારે થાય, કયા ખાતરની જરૂર છે, પાક કેમ વધારે ઉતરે, જીવડાં શાથી ન પડે, ખેડાણ શી રીતે [illegible] થાય આ બધું તેમાં શીખવવામાં આવે, તો આંખ મીંચીને મહેનત કરશો કરતાં થોડી મહેનતે પાક બમણો ઉતરે. અમેરિકા દેશમાં જેટલા પૈસાદારો છે

તેમાંનો મોટો ભાગ જમીનદારોનો છે. જમીનદારો એટલે આપણી માફક ગરાસ યા જમીનની દાણ ખાઈ બેસી રહેનારા નહિં, પણ જાતી દેખરેખ નીચે ખેતી કરાવનારા મહેનતુ ગૃહસ્થો. આ બધા જમીનદારો ભણેલા છે. વળી ત્યાં દરેક જમીનના ગુણ તપાસી તેને લાયકનું ખાતર નક્કી આપનારી પેઢીઓ છે. અને એવા ખાતરનાય વેપારીઓ છે. તમારા દેશમાંથી નકામી જણાતી ચીજો જેવી કે દીવેલી, કોપરૂં, મગફળી, તલ વગેરેનો ખોળ કરોડો મણ વિલાયત જાય છે. તેનું શું થાય છે? મોટો ભાગ આવાં ખાતરોમાં વપરાય છે. અને તેથી દાણાનો ભાગ વધુ ઉતરે છે.

ભાઈઓ! આ બધું ભણવાથી થાય છે. આપણા ગામમાં આ બાબતમાં રસ લેનારા ગૃહસ્થ આ આપણા નવા મહેમાન રણછોડભાઈ આવ્યા છે અને તેથી આપણને સારો લાભ મળશે. છોકરાઓની ફી લીધા વિના તે ભણાવવા તૈયાર થયા છે તે જણાવી આપે છે કે તેઓ આપણા એક સાચા મિત્ર નીવડશે. તેઓ આપણી ઉન્નતિ અર્થે જે ભોગ આપે છે તે બદલ હું તેમને તેમના કામમાં સરળતા કરી આપવા ખાતર તેમના ખર્ચ માટે બાર મહિને પચીસ મણ દાણો આપવાનું વચન આપું છું ”

વૈદ્યરાજ બેસી ગયા. ગામડાના નિખાલસ દિલના લોકો રણછોડ તથા વૈદ્યરાજનાં મુક્ત કંઠે વખાણ કરવા લાગ્યા. બીજા પણ બે એક પાટીદાર અને ચાર પાંચ ગરાસીઆઓએ મળી બીજા પચાસથી સાઠ મણ દાણા માટે વચન આપ્યું અને બીજે દિવસથી નિશાળનું કામકાજ શરૂ કરવામાં આવ્યું.

પ્રિય પાઠક! જ્યાં નિખાલસ દિલના લાગણીવાળા આવા ખેડુતો રહેતા હોય ત્યાં શું ન બની શકે?



# પરિચ્છેદ છઠ્ઠો.



## આતે ઇંદ્રજાળ કે શું ?

અચિંતિત બનાવો ન ધારેલું પરિણામ લાવે છે.





કમલા ધીમે ધીમે ભીમસિંહની માનીતી થઈ પડી. વિમળરાય આ બાબતથી માહિત હતો છતાં માત્ર નામનીજ અજ્ઞાનતા બતાવતો. કમલાએ હવે વિમળરાયની દરકાર કરવી બીલકુલ છોડી દીધી હતી. તે તો તેના પર હુકમ કરતી. તેની અવજ્ઞા કરતી અને પોતાના મનમાં આવે તેમ વર્તતી. મુકુંદના પત્રો ચાલુજ હતા. એક દિવસ વિમળરાય ટપાલના કાગળો વાંચતો હતો તેમાં એક પત્ર કમલાના નામનો તેણે દીઠો. સહજ કુતુહલથી તેણે તે ઉઘાડી વાંચવા માંડ્યો.

" વ્હાલી !

આજ કેટલાય વખતથી ત્હારો પત્ર નથી. શું તું મને ભૂલી ગઈ? ત્હેં આપેલું વચન વીસરી ગઈ? આપણને મળ્યે તો ઘણાય દીવસ થઈ ગયા. અને કોણ જાણે હવે ક્યારેય મળીશું. પણ પત્ર-દ્વારા તો દીલને શાન્ત્વન આપ. જ્યાંસુધી ત્હારા હસ્તાક્ષરનાં દર્શન નહિં થાય ત્યાં સુધી દીલને શાન્તિ થવાની નથી. દીલના ઉભરા દીલમાંજ શમાઈ જાય છે. રોજ ત્હારા પત્રની રાહ જોઉં છું પરન્તુ નિરાશ થવું પડે છે. શું કોઈ બીજો દીલરૂબા તો નથી મળ્યોને ! કે પછી દિવાનસાહેબે આપણી વાત જાણી છે? પણ દિવાનસાહેબ જાણે તોય તું ક્યાં ડરે એમ છે? હવે એક કાગળ તો લખ. એટલી તો દયા કર. મારી પ્રકૃતિ સારી છે. ત્યાંના સમાચાર જરૂર લખજે. પત્ર દર્શન આપજે.

લી. ત્હારો વિયોગી ભોગી ભ્રમર

મુકુન્દ. "

કમલાનાં દરેક કારસ્તાન જાણનાર, આંખ આડા કાન કરનાર વિમળરાયને આ પત્રથી ક્રોધ ચઢયો. મુકુંદ જેવા સાથે પણ આવો સંબંધ ? એકાએક પુરૂષત્વનો ગુસ્સો ઉછળી આવ્યો. તેનું મગજ ભમવા લાગ્યું. તેણે કમલાને બોલાવી.

" આ કોનો કાગળ છે ? વાંચો." વિમળરાયે ક્રોધમાંજ કહ્યું.

કોઇ દિવસ નહિ અને આજ દિવાનસાહેબના મુખપર ક્રોધનાં ચિન્હો જોઇ કમલા જરા ડરી ગઇ. તેણે પત્ર લઇ વાંચ્યો. મુકુન્દના હસ્તાક્ષર જોતાં તથા અંદરની વિગત વાંચતાં પ્રથમ તેના મનમાં ભય ઉત્પન્ન થયો. 'શું થશે ?' એ વિચાર આવ્યો. પરન્તુ એમ તે ડરે એવી નહતી. તેણે શાન્ત ચિત્તે જવાબ આપ્યો.

" શું છે ? મુકુન્દનો છે."

" મુકુન્દનો છે. આવો પત્ર અને આવી બાબત મારા જાણુવામાં આવે છે છતાં કેમ જાણે કાંઇ બન્યુંજ ન હોય અગર આ સમાચાર આનંદદાયક હોય તેમ મને કહે છે. મુકુન્દનો છે. કમલા ! દિવસે દિવસે ત્હારૂં મગજ કેમ છેક આવું બની ગયુ છે ? તને જરા પણ શરમ નથી આવતી ? આવાં કુટિલ કારસ્તાનો કરે છે અને મારી આબરૂને ઝાંખ લગાડે છે ?" વિમળરાયે કાંઇક ગુસ્સા તથા કાંઇક ખેદથી બળતરા કાઢવા માંડી.

" આમાં શું નવું છે ? તમેજ મને શીખવ્યું છે. તમેજ ચીટનીસો, પ્રેસીડેન્ટો, ન્યાયાધીશો, નગરશેઠો અને છેવટમાં રાજકુમારોને તમારા સ્વાર્થ માટે મારો દેહ વેચ્યો છે. તો પછી મારા હૃદયના આનંદ ખાતર હું તેમ કરૂં તેમાં તમને શું છે ? દિવાન સાહેબ ! એમ છેડાઇ શાના જાઓ છો ? મારા વડે તો આજ દિવાનસાહેબ કહેવડાવો છો. મેં એ માર્ગ ન લીધો હોત તો તમારો ભાવેય કોણ પૂછતું'તું અને તમારા હાથનાં બે બોરેય કોણ લેતું'તું. એતો દુવા કરો મને કે આ દિવાનગીરી રૂળી છે. વળી જોવું હોય તો બતાવી દઉં કે ત્રણ દિવસમાં ગામ છોડી નાસવું પડે છે કે નહિ." કમલાએ મર્યાદા મૂકી પોતાના સ્વભાવનું દિગ્દર્શન કરાવ્યું.

વિમળરાય આ શબ્દો સાંભળતાં બહુજ ઉશ્કેરાઇ ગયો. કમલાપ્રતિ તેને અંતઃકરણથી તિરસ્કાર ઉદ્ભવ્યો. આટલા દિવસ

વશીકરણથી ચૂપ થઇ આંખ આડા કાન કરનાર વિમળરાય આજ નિડર બન્યો. કશાની પણ દરકાર કર્યા વિના તે બોલ્યોઃ—

"બેશરમ કુલટા ! હમણાંને હમણાં આ મકાન છોડી ચાલી જા. ત્હારાથી થાય તે કરી લે. મારે ત્હારૂંય કામ નથી અને દિવાનગીરીનુંય કામ નથી. આટલા દિવસ હૃદય ઉપર પથ્થર મૂકી સહન કરી લીધું તે આટલા માટે ? તને જરા પણ શરમ નથી, જા. જા. ખુલ્લે છોગે ત્હારા માનીતાના ઘરમાં જઇને રહે. મને ત્હારી કાંઇજ દરકાર નથી. જા એકદમ ત્હારૂં કાળું કર."

વિમળરાયે આમ બોલતાં કમળાને ધક્કો મારી ઓરડા બહાર કાઢી. મુકુન્દવાળો પત્ર લઇ પોતાના ખીસામાં મૂકયો. કમળાનો ક્રોધ પણ વધી ગયો. વિમળરાયની જરા પણ પરવા કર્યા વિના, તેને હેરાન કરવાના વિચારથી તે ત્યાંથી નીકળી સીધી ભીમસિંહના આવાસમાં ગઇ. તેને આવેલી જોઇ ભીમસિંહ ચમકયો. છતાં તેને આવકાર આપી આગમનનું કારણ જાણી લીધું. પ્રથમ તો તેનો તિરસ્કાર કરી પાછી કાઢી મૂકવાનો વિચાર આવ્યો. પણ પછી વળી કાંઇક વિચાર આવતાં બાજુના એક ઓરડામાં તેને રહેવાની ગોઠવણ કરી આપી. કેટલીકવાર પછી તે કમલા પાસે ગયો.

"વ્હાલા ! હવે મને તમારા વગર કોઇનોય આધાર નથી. તમારા પ્રેમમાં દીવાની બની હું તમારી મરજીને આધિન થઇ તેનું આ પરિણામ આવ્યું." કમલાએ ભીમસિંહને ભંભેરવા માંડયો. "તેમને સહજ સંશય આવતાં તેમણે મને કેટલાય અપશબ્દો કહ્યા અને ઘરમાંથી બહાર કાઢી મૂકી. હવે હું કયાં જઉં ? મને કોનો આશરો ? ગામમાં, ન્યાતમાં, સગાવહાલામાં બધા મને ફટ ફટ કરશે. આ બધું કોને માટે ? તમારાજ પ્રેમ માટેને ? હવે હું અહીંથી નહિ જઉં. કોઇનેય મ્હારૂં મ્હોં બતાવી નહી શકું. હું તો તમારી પાસેજ રહીશ" આમ બોલતી ભીમસિંહને ગળે વળગી તેના મોઢાપર ચુંબન લેવા મંડી.

"તું શા માટે બ્હીએ છે ? ખુશીથી મ્હારી પાસે રહેજે. હું પણ દિવાનને જોઈ લઇશ." ભીમસિંહ તેને હૃદય સરસી ચાંપતાં બોલ્યો.

"વ્હાલા ! મારી એક વાત સાંભળશો ? એ દિવાનજ ન

જોઇએ. જ્યાં સુધી એ દિવાનપદ પર છે અને હું તમારી પાસે છું ત્યા સુધી એ જંપીને બેસશે નહિં. તે મારા ઉપરનું વેર લેવા તમારા વિરૂદ્ધ કાવતરાં કરશે. કંઇ કંઇ કપટ કરશે. એ મહા પાખંડી છે. તમારે એને તો જરાય ભરોસો ન રાખવો. મને તમારી પાસે જોશે અને એનું હૈયુ બળી જશે. કોઇ દહાડોય એ છાનો માનો બેસશે ખરો કે? એવા દ્વેષીલા દુશ્મનના હાથમાં તે દિવાનપદ શોભે? એનો તો પગજ કાઢવો જોઇએ.' કમલાએ પતિ ઉપર વેર લેવાની શરૂઆત કરી.

'ઠીક છે. આજ જગતસિંહને મળ્યા પછી વાત." ભીમસિંહે શાન્તવન આપ્યું.

કેટલીકવાર પછી જગતસિંહ ભીમસિંહ પાસે આવ્યો. જગતસિંહ ભીમસિંહને મળવા તો આવ્યો હતો પરન્તુ તેનું ચિત્ત સ્વસ્થ ન હતુ. રણુમલે પોતાના પત્રોનું શુ કર્યું તથા તે ક્યાં હતો તેની તેને સહજ પણ ખબર મળી ન હતી. અને તેથી તે અત્યંત ચિંતાતુર હતો. હમેશના રિવાજ મુજબ તે આજ ભીમસિંહ પાસે આવ્યો હતો. ભીમસિંહે તેને જોતાંજ પ્રશ્ન કર્યો:—

"કેમ જગતસિંહ! કોઇ નવીન સમાચાર છે કે?"

"ના, કુમારસાહેબ! નવાતો કોઇજ નથી. પણ મે આપને કાગળ મોકલ્યો હતો તે મળ્યો કે?" જગતે કાંઇક અધિર ચિત્તે પ્રશ્ન કર્યો.

"મને તો એક પણ કાગળ નથી મળ્યો. કોની સાથે મોકલ્યો છે? કાગળમાં શું લખ્યુ છે?" કુમાર અધીરો બન્યો.

"રણુમલ સાથે. એ મારો ખાસ વિશ્વાસુ માણસ છે. દિવાન સાહેબ તથા પેલો જગન્નાથ, અમરસિંહ તથા હમીરસિંહની સલાહ મુજબ ચાલે છે અને અમરસિંહના મકાનમાં એક છૂપી બેઠક મળવાની હતી, અને તેમાં રાજ્યસત્તા હાથમાં લેવાનાં કાવતરાં થનાર હતાં. આ બાબતના સમાચાર મેં એમાં જણાવ્યા હતા. હજી રણુમલ પણ મને પાછો નથી મળ્યો. મારો જીવ બહુજ અધીરો થઇ રહ્યો છે, કે રખેને તે દુશ્મનના હાથમાં સપડાયો હોય! કુમારસાહેબ! આ બાબતની જલ્દી તપાસ થવી જોઇએ છે. નહિં તો

તેઓ બળવાન બની જશે અને આપણે વિમાસવું પડશે. તમારા ભૂપસિંહ પણ એ ખટપટમાં ભળેલા છે."

"શું ભૂપસિંહ? એ માનવા જેવું છે?"

"માનવા જેવું શું? ખરૂંજ છે. મેં મારી જાતે તપાસ કરી છે. કુમારસાહેબ! તમે તો ભોળાજ રહ્યા. કોઇના પેટની તમને ક્યાં ખબર પડે છે?"

જગતસિંહના શબ્દો અક્ષરે અક્ષર સત્ય હતા. કુમાર પરાક્રમી હતો પણ ખંખર ભોળો હતો. કોઇના કપટની તેને સહજમાં ખબર પડતી નહિ. ભૂપસિંહનું નામ કાવતરાખોરો સાથે સાંભળી તેને કાંઇક ભય તેમજ કાંઇક ક્રોધ પણ ઉપજ્યો.

"જગતસિંહ! મારે એક બીજા સમાચાર પણ તને કહેવાના છે. દિવાને તેની સ્ત્રી સાથેનો મારો સબંધ જાણતાં તેને તિરસ્કારી કાઢી મૂકી છે. હવે તેનું શું કરવું?"

"કુમારસાહેબ! તમે તો પ્રજાના પાળક છો. તમારે તેને આશ્રય આપવો અને એ દિવાનને તથા અભયને સત્વર તેમની જગ્યા ઉપરથી દૂર કરવા. તમે રાજકુમાર છો અને તમને તે સત્તા છે. તમારા હુકમનો બજાવણી હું કરીશ."

કુમાર તૈયાર થયો. આગળ પાછળનો વિચાર કર્યા વિના તેણે ત્રણ પત્રો લખી નીચે પોતાની સહી કરી જગતના હાથમાં મૂક્યા. જગત ત્યાંથી હરખે મોઢે ચાલી નીકળ્યો.

આ તરફ રાધીએ આ તમામ સમાચાર તરતજ જગન્નાથને પહોંચાડયા. જગન્નાથ ક્ષણવાર વિચારમાં પડયો. તેણે પ્રશ્ન કર્યો:—

"રાધી! હવે શું બનશે? તું શું ધારે છે?"

"હવે જગતસિંહ સેનાપતિ અને દિવાનનો હોદ્દો સંભાળવાની તજવીજ કરવા જશે." રાધીએ જવાબ આપ્યો.

"ઠીક. તું હું ચીઠ્ઠી આપું તે અમરઠાકોરને હમણાંજ પહોંચાડ."

જગન્નાથે આટલું બોલી એક ચીઠ્ઠી લખી રાધીના હાથમાં મૂકી. રાધી તરતજ અમરસિંહને ઘેર ગઇ. જગન્નાથ તૈયાર થઇ બહાર નીકળ્યો. જતાં જતાં કાન્તાને કહેતો ગયો કે જ્યાં સુધી

રાખી અગર પોતે પાછો ન ફરે ત્યાં સુધી ઘરમાં કોઇને દાખલ થવા ન દેવું. અને પોતાના પાછા ફરતા સુધી કોઇનો વિશ્વાસ ન કરવો.

જગન્નાથ ત્યાંથી નીકળી સીધો રાણાની હજુરમાં પહોંચ્યો. રાણો અત્યંત વૃદ્ધ હોવાથી રાજ્ય કાર્યભારમાં માથું મારતો નહિં. બધો વહીવટ કુંવરજ કરતો. છતાં મહત્વનાં આજ્ઞાપત્રો ઉપર હજી રાણાની સહી લેવાતી. અને આણુ પણ રાણાની ફરતી. રાણાને અમરસિંહ તથા હમીરસિંહ ઉપર પૂર્ણું વિશ્વાસ હતો. રાણો મોટે ભાગે કોઇની મુલાકાત લેતો નહિં. માત્ર કોઇ કોઇ વખત હમીર-સિંહને મળતો. બાકીનો પોતાનો બધો સમય તે ઇશ્વર ભજનમાં ગાળતો. જગન્નાથ ત્યાં પહોંચ્યો ત્યારે રાણો પોતાના નિત્ય કર્મથી તરતનોજ પરવારી બેઠો હતો, નોકરે આવી વરધી આપીઃ—

"બાપુ ! આપણા નગરશેઠના ગુમારતા જગન્નાથભાઇ બાપુની સલામે આવ્યા છે."

રાણાના મનમાં વિચાર થઇ પડયો. 'નગરશેઠ આવે એતો ઠીક પણ એનો ગુમારતો વળી રાણાની સલામે આવે એ શું ? જરૂર આમાં કાંઇક રહસ્ય હોવું જોઇએ.' આમ વિચાર કરી તેને અંદર લાવવા આજ્ઞા કરી. જગન્નાથે મુજરો કરી કહ્યું:—

"રાણાજીને ઘણી ખમા ! બાપુ ! આપની નિવૃત્તિના સમ-યમાં પણ હું વિઘ્ન નાખવા આવ્યો છું, પણ મારે બીજે કોઇ ઠેકાણે કહેવા જેવું નથી. ઘણા દિવસથી બાપુ પાસે આવવાનો વિચાર કરતો હતો, પરન્તુ નિવૃત્તિ પરાયણ આત્માને પ્રવૃત્તિમાં નાખવાનું મન નહોતું થતું. પણ આજ લાગ્યું કે જો હવે ઢીલ થશે તો ઘણુંજ અનિષ્ઠ થશે તેથી આવ્યો છું." જગન્નાથે શરૂઆત કરી.

"જગન્નાથ ! નગરશેઠ તો કુશળ છે ને ? રાજ્યની તીજો-રીમાં ખાડો તો નથીને ? દેશની ઉપજમાં તો વાંધો નથીને ? કોઇ બ્હારવટે તો નીકળ્યો નથીને ? મારી પ્રજાતો સુખી છે ને ? કહે-વા સમાચાર લઇને આવ્યો છે ?" રાણાનાં નેત્રમાં ઉત્સુકતા તથા કર્તવ્યપરાયણતા ઝળકવા લાગી.

"બાપુ ! જે રાજ્યમાં ન્યાયનો કાંટો અદ્દલ હતો તેમાં હવે

વધઘટ થવા માંડી છે. ન્યાયની તુલામાં ધડોજ નથી. નિમકહલાલીને સ્વાર્થે હાંકી કાઢી છે. રાજ્યભક્તિનું સ્થાન પ્રપંચ અને રાજ્યલોભે લીધું છે. નીતિનું સ્થાન કર્ત્તવ્યભ્રષ્ટતાએ લીધું છે. સરળતાને બદલે કારસ્થાન જણાઇ આવે છે. બાપુ! રાજ્યમાં માત્ર બે ત્રણ વ્યક્તિજ રાજ્યભક્તિવાળી છે પણ તેમને માટે કરડા હુકમો છુટી ચૂકયા છે, અને જે વખત જાય છે તેમાં મહા અનિષ્ટ પરિણામ આવવાનો ભય છે. બાપુ! આપ માત્ર આજનોજ દિવસ રાજ્યની લગામ હાથમાં લઇ દરબારગૃહમાં પધારો એટલે બધું શાન્ત થઇ જશે. ''

" જગન્નાથ! પણ આ બધું છે શું? તું મને પ્રથમ સમજાવ પછી મારે જે કરવું ઘટશે તે તરતજ કરીશ. મારી પ્રજા કોઇ પણ રીતે દુ:ખી થતી હશે તો તેને સુખી કરવા હું પ્રાણ પણ અર્પણ કરીશ. જગન્નાથ! રાણો વૃદ્ધ થયો છે ખરો, પણ હજી તેની કાર્યદક્ષતા, વીરતા અને પ્રજાપ્રિયતાનો ક્ષય નથી થવા માંડયો." રાણાની આંખો ચમકવા લાગી. કપાળ ઉપર ભસ્મના ત્રિપુંડ્ર ઉપર લાલ રંગનું મોટું ત્રિપુંડ્ર, ઉઘાડ, વૃદ્ધ પરન્તુ ખોરાકથી પોષાયેલા શરીર અને વિશાળ વક્ષસ્થળપર ભસ્મનું અર્ચન શોભી રહ્યું હતું. કંઠમાં ઉપવિત શોભતું હતું. સફેદ મોટી મુછોના આમળા ચઢાવ્યા હતા. માથાના રૂપેરી વાળ છુટા ઝુલતા હતા. એક વૃદ્ધ તપસ્વીની જેમ રાણો શોભતો હતો.

" બાપુની આજ્ઞા મુજબ હું બધું કહેવા તૈયાર છું; પણ પહેલાં એક બંદોબસ્ત કરવાની જરૂર છે. અને તે એ કે જગતસિંહ કોઇપણ પ્રકારનું પગલું ભરે તે પહેલાં તેને રોકવો. અને તે માટે આપ એમ કહેવડાવી મોકલો કે 'રાણાજી મળવા માગે છે માટે તેણે તેને તેડવા મોકલે ત્યાં સુધી ઘરમાંજ રહેવું.'

રાણાએ તે મુજબ તરતજ આજ્ઞા કરી. જગન્નાથે ટુંકમાં પણ મુદ્દાસર શરૂ કર્યું.

" બાપુ આપણા નવિન દિવાન છે તે કાર્યકુશળ છે, પણ કાચા કાનના છે. કાંઇક ભોળા દિલના છે. પોતાના સ્વામીને તે હમેશાં પ્રસન્ન રાખવા તત્પર રહે છે. પણ તેમ કરવામાં કેટલીક

વખત બહારની શાખત્રણીથી તે નીતિ અનીતિનું ભાન ભૂલી જાય છે. જગતસિંહ ઠાકોર છે પરાક્રમી, પણ માજી દિવાન સાહેબના વખતથી રાજ્ય સાથે સારો સંબંધ તેમનો નહતો—"

"હા. તે હું જાણું છું, અને એનાથી ચેતીને રહેવા મેં કુમારને ઘણી વખત ભલામણ પણ કરી છે." રાણો વચ્ચે બોલી ઉઠયો

"જ્યારે નવા દિવાન આવ્યા ત્યારે જગતસિંહે તેમના અજાણપણાનો લાભ લીધો. રાજ્યના લાભની વાતો કરી કરીને તેમનો વિશ્વાસ મેળવ્યો, અને ખાનગી રીતે પોતાની ઇચ્છા પાર પાડવાની યુક્તિઓ કરવા માંડી. વળી દિવાન મારફત કુમાર સાહેબનો પણ વિશ્વાસ મેળવી લીધો. અને હાલ રાજ્યના સ્થંભ ગણાતા, બાપુના પરમ વિશ્વાસપાત્ર અને સ્નેહ ભાજન ઠાકોરો ઉપર ખોટા આરોપ મૂકી તેમને રાજ્યમાંથી દૂર કરવાની ખટપટ ચાલુ છે—"

"એ કયા ઠાકોરો ?" રાણાએ આતુરતાથી પૂછ્યું.

"ઠાકોર હમીરસિંહ અને સેનાપતિ અમરસિંહ."

"શું કહ્યું ? હમીર અને અમર સામે આરોપ ? જગન્નાથ ! તું આ શું કહે છે ?" રાણાની આંખો ફાટી.

"બાપુ ! હું સાચુંજ કહું છું. એનો ઠીક. પણ હમણાંજ જાણવા પ્રમાણે કુમારસાહેબ પાસે ત્રણ આજ્ઞાપત્ર જગતસિંહે પણ લખાવી લીધા છે."

"તેમાં શી આજ્ઞા છે ?" રાણો અધીરો બન્યો.

"તે હું નથી જાણી શકયો. પણ કાંઇ ભયંકરજ હોવી જોઇએ."

"જગન્નાથ ! હું હમણાંજ તે પ્રપંચી જગતને તેનું ફળ ચખાડીશ." રાણો ઉંચો નીચો થયો.

"બાપુ ! આપની હજુરમાં હું આજ પહેલવહેલોજ આવું છું. મારા કહેવા ઉપર પણ આપ એકદમ ભરોંસો મુકો તે રાજનીતિથી વિરૂદ્ધ છે. દરેક બાબતની આપે પુરી તપાસ કરવી જોઇએ. આપ કૃપા કરી શાન્ત ચિત્તે સાંભળો. દિવાન સાહેબની બી કમલા હાલ કુમારસાહેબની પ્રેમપાત્ર બની છે. માનવતીબાનું



USHA AND ARUN PAGE 298

માન ઉતર્યું છે જગતસિંહ પણ એવીજ બાજી ખેલે છે. આ ત્રણ કાગળ. પ્રથમ આ કાગળ જગતસિંહે માનવતીબાને આપવા કહ્યું હતું. પછી તેનો જવાબ મળે છે તે ઉપર આ બેમાંથી એક કાગળ કુમાર સાહેબને આપવાનો હતો." આમ બોલતાં તેણે ત્રણ તાળી પાડી. અમરસિંહ રણમલ સાથે ત્યાં આવ્યો. "બાપુ! પુછો આ શયતાનને આ તેનો એકરાર."

રાણાએ બધા પત્રો તથા એકરાર વાંચ્યા રણમલના સામું જોયું. રણમલ તો જીવતોજ મરેલો હતો. રાણાની નજરનો તાપ તેનાથી સહન ન થયો તે એકદમ પગે પડતો બોલ્યોઃ–"બાપુ! હું ગુન્હેગાર છું મને માફ કરો આ બધા જગતસિંહના પ્રપંચ હતા."

રાણાના નેત્રમાંથી અગ્નિ વરસાવા લાગ્યો એક ભાયાત પોતાનાજ કુળને આવું લાંછન લગાડવા તૈયાર થાય એ તેનાથી નહોતુ ખમી શકાતું. તેમજ કુમારનું આવું દુશ્ચરિત્ર પણ તે સહન કરી શકયો નહિ. તેણે તરતજ પોતાની સહી સાથેનું ફરમાન જગતસિંહને પકડવાનું અમરસિંહને સોંપ્યું. તરતજ દરબાર ભરવાની આજ્ઞા કરી. જગન્નાથ હડે પેટે ઘેર ગયો. કુમાર દરબાર ભરવાની આજ્ઞાથી વિસ્મય પામી અનેક શંકાઓ કરવા લાગ્યો.

અણચીંતવી દરબાર ભરવાની આજ્ઞા થઇ. અને તેય પણ ખાસ વૃદ્ધ રાણા તરફથી. આથી પ્રજા તથા સરદારવર્ગમાં અનેક તરંગો ચાલવા લાગ્યા. જોતા જોતામાં દરબારગૃહ આવનારાઓથી ચિકાર ભરાઇ ગયો. વિમળરાય તો વિચારમાંજ પડી ગયો હતો. રાણા તરફથી અણચીંતવ્યું ફરમાન નીકળવાથી તેનો મુંઝાઇ ગયો હતો. આજ દરબારગૃહમાં શું થવાનું છે તે વિચારજ તેને અકળાવી નાખતો હતો. જગન્નાથ ઘેર પહોંચતાંજ વિમળરાય તરફથી તેડું આવ્યું. જગન્નાથ વિમળરાય પાસે ગયો:

"જગન્નાથ! આ બધું શું છે? આજ રાણાશ્રીની આજ્ઞા દરબાર ભરવાની થઇ તેણે તો મને તો બહુજ વિમાસણમાં નાખ્યો છે. હું દિવાન અને હું ખાસ દરબાર ભરવાનું કારણ પણ ન જાણું? આતે કેવું?" વિમળરાયને આજ પોતાની સ્થિતિનું કાંઇક ભાન થયું.

" સાહેબ ! આમ મુંઝાવાનું કાંઇજ કારણ નથી. આપ ભોળા છો. વાત બ્હેકી ગઇ છે. જગતસિંહ પ્રપંચી છે. તેના જેવો લુચ્ચો કોઈજ નથી. આપનાપર, મારાપર, અમરસિંહ તથા હમીરસિંહપર તેણે ખોટા આરોપો મુકયા છે. આપણને રાજદ્રોહી ઠરાવ્યા છે અને રાજમાતા માનવતીબા ઉપર પણ કલંક મુકાયું છે. આ બધું જગતસિંહનું કામ છે. છતાં આપતો તેને પોતાના સગાભાઇ તરીકે લેખો છો. આપણો આજ ન્યાય થવાનો છે."

જગન્નાથના શબ્દો સાંભળી વિમળરાય વધુ ગુંચવણમાં પડયો. દરબારગૃહમાં શું થશે? એ વિચારજ તેને કાંઇ સુઝવા દેતો નહી. તેને મૌન જોઇ જગન્નાથ આગળ બોલ્યોઃ—

" સાંભળવા મુજબ કુમારસાહેબે અમરસિંહને નોકરીપરથી દૂર કરવાનું તથા તેને અને તેના વૃદ્ધપિતાને રાજ્યદ્રોહી તરીકે પકડવાનું આજ્ઞાપત્ર જગતસિંહને લખી આપ્યું છે."

" આટલું થાય અને મને દિવાનને કાંઇજ ખબર નહિં." વિમળરાયે કઢાપો કાઢયો.

" પણ આપને દિવાન તરીકે લેખેછેજ કોણ? ક્ષણમાં આપને અને મારે માટે પણ કેમ હુકમો નહિં નીકળે?" જગન્નાથ બોલ્યો.

વિમળરાયની શુદ્ધિ ઠેકાણે આવી. જેમ તેમ હિમ્મત લાવી તે બોલ્યોઃ "સમજ્યો, સમજ્યો. હજુ ખરો સમય છે. જોઉં છું કે જગત કેમ જીતી જાય છે?"

" સાહેબ! હવે મોઢાની વાતો નથી કરવાની. હવે તો પુરાવા આપી સાબીતી કરવાની છે. તમે શી રીતે સાબીત કરશો? તમારી પાસે જગતને ખોટો પાડવાના લેખીત કે દર્શનીય પૂરાવા છે? તેતો લુચ્ચો છે. ખોટા ખોટાએ ઉભા કરશે. તમે એમ કરી શકશો? નહિં. જે લુચ્ચો હોય તેજ કરી શકે. પછી આપણા બચાવનો શો માર્ગ?" જગન્નાથે પ્રશ્ન કર્યો.

"જગન્નાથ! કહ્યું છે કે આત્માનું રક્ષણ થતું હોય તો સંપત્તિ અને સોના ભોગે પણ આત્માનું રક્ષણ કરવું. હું એ માર્ગ ગ્રહણ કરૂં તો!" વિમળરાયે હૃદયની નબળાઇ બતાવી દીધી.

"સાહેબ ! એ સત્ય છે. એજ માર્ગ ગ્રહણ કરવો ઈષ્ટ છે. પણ મેળ કરતાં જો કીર્તિને ઝાંખ લાગતી હોય તો ડાહ્યા મનુષ્યોએ એ પણ કહ્યું છે કે "કીર્તિનો બચાવ થતો હોય તો આત્માનો પણ ભોગ આપવો." આપ આપના મુખેથી આપનો બચાવ કરો એ વ્યાજબી નહિં ગણાય. આપ એ બધું મારાપર છોડો. હું તમામ સંભાળી લઇશ. હું બધી બાબત જાણું છું." જગન્નાથે જવાબ વાળ્યો.

વિમળરાય વિચારમાં પડયો. જગન્નાથ દરબારમાં આવવાનું જણાવી ત્યાંથી રવાના થયો. ભીમસિંહ પણ રાણાની અણચિંતવી આજ્ઞાથી ભ્રમમાં પડી ગયો હતો. જગન્નાથ રજા લઇ તેના દિવાનખાનામાં આવ્યો. સલામ કરી બોલ્યોઃ—

"કુમારસાહેબ ! આપની નજરમાં હું વિશ્વાસઘાતી અને રાજ્યદ્રોહી છું પણ ખરી બાબત તેમ નથી. આપ જાણોછો કે મહારાણા સાહેબે આજ ખાસ દરબાર ભરવાની આજ્ઞા કરી છે. એમાં શું બાબત ચર્ચવાની છે તેની આપને ખબર છે ?"

"જગન્નાથ ! તું ખાનગી બાબતોમાં માથું મારે છે." કુમાર ગંભીરતાથી બોલ્યો.

"કુમારસાહેબ ! હું ખાનગી વાત નથી બોલતો. પણ મહારાજ ! આજની બાબત એવી છે કે જેમાં આપનેય ઘણો વિચાર કરવાનો છે. આપ પોતેજ અત્યારે રાજ્યસત્તા ધારી છો. છતાં આજના દરબારની ખાસ આજ્ઞાપત્રનું કારણ આપનાથી પણ અજાણ્યું છે, તેનું કારણ આપ જાણો છો ? આપની આજુબાજુ જાળ ગુંથાયલી છે. આપને નાલાયક ઠરાવવાના યત્નો થયા છે. અને તેના પૂરાવા દાખલ આપનું આજનું સાહસિક પગલું મૂકાવાનું છે. મહારાણાશ્રીને આ બધી ખબર છે અને તેથી સરેળા ચાંપતા ઉપાય લેવાને તેમણે આ માર્ગ લીધો છે. કાવતરાંખોરોને પરહેજ કરવાની પણ મહારાણાની આજ્ઞા થઇ ગઇ છે. અત્યારે તો તે ચોકી પહેરામાં હશે. મહારાજ ! મારાપર કોપ ન કરશો. પણ હવે આપ આપની આસપાસ નંખાયલી જાળને ભેદી નાખો અને આપની પ્રથમની પ્રજાપ્રિયતાનું દિગ્દર્શન કરાવો. મહારાજ ! આપ દરબારમાં પધારશો ત્યાં આપને બધુ સ્પષ્ટ થશે. હું હાલ આપની આજ્ઞા માગું છું."

જગન્નાથ કુમારના પ્રત્યુત્તરની રાહ જોયા વિના ચાલ્યો ગયો. કુમાર વિચારમાં પડયો. આ બધું શું હતું અને પોતાની આજુ-બાજુ કોણે જાળ બીછાવી હશે તે વિચારે તે ચઢયો. ધીમે ધીમે કપડાં પહેરી હથિયાર ધારણ કરી દરબારગૃહ ભણી વળ્યો. હૃદયના વિચારોની છાયા તેની મુખમુદ્રાપર હતી. તે બબડી ઉઠયો:—

“ આતે ઇંદ્રજાળ કે શું ?

## પરિચ્છેદ સાતમો.

### મહારાણાનો જય.

કદરદાનીની કદર કદરદાનજ કરી શકે છે.



રાયપૂરના દરબારગૃહમાં લોકોની ઠઠ જામી હતી. ભાયાતો, સરદારો, તથા નગરજનો પોતપોતાને નિયત સ્થળે ગોઠવાઈ ગયા હતા. દિવાનસાહેબ પણ પોતાના આસને બીરાજ્યા હતા માત્ર રાજકુમાર તથા સેનાપતિનું સ્થાન ખાલી હતુ. ભાયાતોમાં જગતસિંહની જગ્યા પણ ખાલી હતી. હજી રાણાની પધરામણી થઇ નહતી. રાણાની પાસેજ એક બાજુ કુમારનું આસન હતું. બીજી તરફ વૃદ્ધ સરદારો અને રાણાના માનીતા ભાયાતોમાં હમીરસીંહની જગ્યા પણ ખાલી હતી. નગરશેઠ માધવલાલ પણ દિવાન સાહેબની બાજુમાં બિરાજ્યા હતા. જગન્નાથ પણ તેમની સાથે હાજર હતો. જ્યારે જ્યારે દરબાર ભરાતો ત્યારે ન્યાયાસન હમેશાં ખાલી રાખવામાં આવતું. કારણ દરબારમાં જ્યારે કોઇ અગત્યનો મુકદમો હોય ત્યારે કાતો રાણો જાતેજ તેનો ન્યાય કરતો યા રાણાની ઇચ્છામાં આવે તે મનુષ્યને ન્યાયનું કામ સોંપાતું અને તે મનુષ્ય ન્યાયાસનપર બેસતો. થોડાજવારમાં કુમારે આવી પોતાનું આસન લીધું. હાજર રહેલા દરબારીઓએ રીવાજ મુજબ કુમારને

નમન કર્યું. હજી રાણો આવ્યો નહતો. સર્વના નેત્રો રાણાને આવવાના માર્ગ તરફ આતુરતાથી ચોટી રહ્યાં હતાં. થોડીજવારમાં રાણાના આગમનના સમાચાર પ્રતિહારે જણાવ્યા. રાણો આવતાં સમસ્ત દરબાર ઉભો થયો. રાણાને મુજરો કરી સર્વ પોતાને આસને બેઠા. બાદ રાણાએ ગંભીર સ્વરે શરૂ કર્યું:—

"મારા શૂરા સામંતો, ભાયાતો અને નગરજનો '

આજ અણચીંતવ્યા આ ખાસ દરબારના આજ્ઞાપત્રથી તમે વિચારમાં પડી ગયા હશો. પણ હું તમને તે મુઝવણમાં વધુ વખત રાખવા ઇચ્છતો નથી. આજ વર્ષોથી જે પ્રસંગ મારા રાજ્યમાં ઉપસ્થિત થયો નહતો તેવો પ્રસંગ આજ ઉપસ્થિત થયો છે. મારા મરહુમ દિવાનના સમયમાં મને કોઈ દિવસ આવો ખાસ દરબાર ભરવાની અગત્ય જણાઈ નહતી. તેના સમયથીજ બધો કાર્યભાર કુમારને સોંપી હું વાનપ્રસ્થાશ્રમમાં મારો કાળ ગાળતો હતો. પરન્તુ એક અજાણ્યા અને રાજ્યખટપટથી બીનઅનુભવી દિવાનના હાથમાં રાજ્યતંત્ર સોંપવાથી, ઉછરતી યુવાનીમાં પોતાની સ્થિતિનું ભાન ભૂલી જનાર કુમાર ઉપર રાજ્ય સત્તાનો ભાર નાખવાથી અને રાજ્યના નિમકહલાલ ભાયાતો અને સામંતો સાથેની મુલાકાતો બંધ કરવાથી મારે આજનો દરબાર અત્યંત કફોડા સંયોગોમાં ભરવો પડ્યો છે."

જેમ જેમ રાણો બોલતો ગયો તેમ તેમ સર્વની જીજ્ઞાસા વધી ગઇ. બધાનાં નેત્રો ક્ષણમાં દિવાન તરફ તો ક્ષણમાં કુમાર તરફ ફરવા લાગ્યાં. રાણો હજી બોલતોજ હતો.

"દિવાનજી!' રાણો વિમળરાય તરફ જોઇ બોલ્યો. "તમે જાણો છો કે કુમારને રાજ્યગાદી માટે નાલાયક ઠરાવવાના શા શા પ્રપંચો રચાયા છે?"

"મહારાણાજી! હું એ બાબતથી તદ્દન અજાણ છું" દિવાને ગભરાતાં ગભરાતાં જવાબ આપ્યો.

"હું જાણું છું કે તમે તેનાથી કેવળ અજ્ઞાત છો. અને તેથીજ આજ મારે એ બાબત હાથમાં ધરવી પડી છે. જગનાથ!" રાણો જગનાથ તરફ ફરી બોલ્યો.

" બાપુ ! " જગન્નાથે સિંહાસન પાસે જઇ ધુંટણીએ પડી કહ્યું.

" ઠાકોર હમીરસિંહ, અમરસિંહ તથા જગતસિંહને બોલાવી લાવ" રાણાએ આજ્ઞા કરી. રાણો જેમ જેમ એક એક શબ્દ બોલતો ગયો તેમ તેમ સર્વનાં હૃદય વધુ અને વધુ ગુંચવાડામાં પડવા લાગ્યાં. " કુમારને નાલાયક ઠરાવવામાં કોનો હાથ હશે ? શો પ્રપંચ રચાયો હશે ? હમીરસિંહ તથા અમરસિંહ જેવાનો આ કાર્ય સાથે શો સંબંધ હશે ? જગતસિંહે શું કર્યું હશે ?" વગેરે વિચારોની પરંપરા દરેકના મનમાં ચાલતી હતી. છતાં સર્વ મુગે મોઢે રાણા તથા જગન્નાથ તરફ જોઇ રહ્યા હતા. ક્ષણવારમાં જગન્નાથ પાછો આવ્યો. તેની પાછળ હમીરસિંહ, અમરસિંહ તથા જગતસિંહ હતા. હમીરસિંહ તથા અમરસિંહ નિઃશસ્ત્ર હતા અને જગતસિંહના હાથમાં બેડી હતી. તેમને જોતાંજ રાણાએ પ્રશ્ન કર્યો.

" હમીરસિંહ ઠાકોર ! કેમ તમે તથા અમરસિંહ નિઃશસ્ત્ર દરબારમાં આવ્યા છો ? અમરસિંહ ! તમે તો સેનાધિપતિ છો. તમારેતો ચોવીસે કલાક હથીયારથી સજ્જ રહેવું જોઇએ. કેમ આમ આજ દરબારમાં તમે હથિયાર વિના આવ્યા છો ? "

" બાપુ ! રાજસત્તાને અમારે માન આપવુંજ જોઇએ." અમર તથા હમીરસિંહે જવાબ આપ્યો.

" જગન્નાથ ! આ વળી નવું શું છે ?" રાણાએ આતુરતાથી પૂછયું.

"બાપુ ! અમરસિંહનેજ પુછોને!" જગન્નાથે પ્રત્યુત્તર આપ્યો.

રાણાએ અમરસિંહ સામું જોયું. તે બોલ્યોઃ—

" બાપુ ! આપના આજ્ઞાપત્રનો અમલ કરવા હું ગયો ત્યારે મને કુમાર સાહેબની સહી સાથેનું આજ્ઞાપત્ર સામું બતાવવામાં આવ્યું. હવે મારે શું કરવું ? મેં આપના આજ્ઞાપત્રનો અમલ કર્યો અને કુમારશ્રીના આજ્ઞાપત્રને માન આપવા મારાં હથિઆર મેં છોડી દીધાં."

" મને કંઇ સમજાતું નથી. જો કે થોડું ઘણું તો હું સમજ્યો છું. પણ વધુ ખુલાસાની જરૂર છે. મારા નિમકહલાલ સામંતો !

આપણા રાજ્યમાં આજ કેટલાંય વર્ષોથી વિશ્વાસઘાતી અને રાજ્યદ્રોહીઓનું અસ્તિત્વ ન હતું પણ આજ તેનો છોડ કોઇક ફુટી નીકળ્યો છે અને તેનો નાશ કરવાનું કાર્ય આપણે કરવાનું છે. પ્રથમ મારો વિચાર આજના ન્યાયકાર્યનો ભાર દિવાન ઉપર નાખવાનો હતો પરન્તુ કેટલાંક કારણો મને તેમ કરતાં અટકાવે છે. અને આ કારસ્તાનોને તેની ખરી અણી વખતે પકડી આપનાર વ્યક્તિનેજ એ ન્યાયનું કાર્ય સોંપવું એ મને યોગ્ય જણાય છે. તમારો શો અભિપ્રાય છે ?"

અત્યાર સુધી એક પછી એક ગુંચવાડામાં ગોથાં ખાતા દરબારીઓ રાણાના મતને મળતા થયા અને ન્યાયાસન પર બીરાજતી વ્યક્તિને જોવા અધીરા બન્યા.

રાણો ગંભીર સ્વરે બોલ્યોઃ—"આજનું ન્યાયકાર્ય હું જગન્નાથને માથે નાખુછું અને હું આશા રાખુછું કે જેટલી કાર્યદક્ષતાથી તેણે અત્યાર સુધી કાર્ય કર્યું છે તેવીજ બુદ્ધિમત્તાથી તે તે પાર ઉતારશે"

"બાપુ! હુંતો આપનું બચ્ચુ છું. ન્યાય કરવાની મારી યોગ્યતા નથી છતાં બાપુની આજ્ઞાને માથે ચડાવી મારાથી બનતી સેવા બજાવવા હું તૈયાર છું." જગન્નાથ ન્યાયાસનપર બેઠો. માધવલાલ શેઠ અત્યાર સુધી બધું સાંભળી રહ્યા હતા જગન્નાથ અને રાણાને અત્યંત પરિચિત મિત્રો યા સેવ્ય સેવક તરીકે વાત કરતા સાંભળી તેને અત્યંત આશ્ચર્ય થતું હતું તેમાં પણ જ્યારે જગન્નાથને ન્યાયાસન પર બેસતાં જોયો ત્યારે તો તેનું અંતઃકરણ આનંદથી છલકાઇ ગયું. જગન્નાથે કાર્ય શરૂ કર્યુંઃ—

"ઠાકોર!" તેણે જગતસિંહને પૂછ્યું." તમે જાણો છો કે તમારા ઉપર શા આરોપો મૂકવામાં આવ્યા છે ?"

"નગરશેઠનો એક ગુમાસ્તો મારો ન્યાય કરી શકતો નથી. હું તમને કોઇ પણ જવાબ આપવા ખુશી નથી." જગતસિંહે અમરૂરીથી જવાબ આપ્યો.

"જગત! હવે એ બધું અભિમાન છોડી દે. જગન્નાથ એ નગરશેઠનો ગુમાસ્તો નથી. પણ અત્યારથી તે રાયપુરનો ન્યાયા-

મિત્ર છે. રાજ્યનો ખરો ખયરખ્વાહ છે. એ પૂછે તેનો જવાબ આપ" રાણાએ ગર્જના કરી.

'ઠાકોર! ન્યાયાસનનું અપમાન ન કરો. કહો તમે જાણો-છો કે તમારા ઉપર શા આરોપો મુકવામાં આવ્યા છે?"

"નહિં. મને કાંઇજ ખબર નથી."

"તમારા ઉપર રાજકુવરને અવળે માર્ગે દોરી, રાજ્યના નિમકહલાલ સ્થંભોનો ઉચ્છેદ કરાવી, પ્રજાની અપ્રિયતાનું પાત્ર બનાવી, રાજ્યસત્તા પોતાના હાથમાં લઇ, રેસીડેન્ટ પાસે કુમારને નાલાયક બનાવા, રાજ્યગાદી મેળવવાના પ્રપંચો કરવાના આરોપો છે. તે ઉપરાત રાજ્યકુટુંબ ઉપર—રાજ્યમાતાઓ ઉપર કુદ્રષ્ટિ કરવાનો પણ આરોપ છે. બોલો આ બાબતમાં તમે શું કહેવા ઇચ્છો છો?" જગન્નાથે કહ્યું.

"આ બધું તરકટ છે. હું આ બધી બાબતોથી અજાણ્યો છું." જગતે જવાબ દીધો.

આ વખત જગન્નાથે અમરસિંહને ઇશારત કરી. અમરસિંહે તરતજ રણમલને હાજર કર્યો. જગતસિંહનો ચ્હેરો લેવાઇ ગયો. જગન્નાથે રણમલના હાથમાં ત્રણ પત્રો મૂકતાં પુછ્યું:—

"રણમલ! આ કાગળો કોણે લખેલા તે તું જાણે છે કે?"

"હા. સાહેબ!" જગતસિંહ તરફ નજર કરતાં તે આગળ બોલ્યો. "જગતસિંહ ઠાકોરે લખેલા."

"તું શી રીતે જાણે કે એ તેમણે લખ્યા હતા?" જગન્નાથે પ્રશ્ન કર્યો.

"મારા દેખતાંજ લખ્યા હતા અને મને તે સોંપવામાં આવ્યા હતા." રણમલે જવાબ વાળ્યો.

"તને સોંપતી વખત શી આજ્ઞા કરવામાં આવી હતી?"

"મારે પ્રથમ આ એક કાગળ રાજમાતા માનવતીબાને પહોંચાડવાનો હતો." કુમાર ભીમસિંહ અહીં ઉંચો નીચો થયો. રાણાએ તેના તરફ કરડી નજર કરતાં તે દબાઇ મનનો ક્રોધ મનમાંજ દબાવી બેઠો. રણમલે આગળ ચલાવ્યું. "અને તેનો જવાબ જો જગતસિંહ ઠાકોરની ઇચ્છા મુજબનો આવે તો આ

બીજો કાગળ મારે કુમાર સાહેબને આપવાનો હતો. અને જો જગતસિંહ ઠાકોરની ઇચ્છા વિરૂદ્ધનો આવે તો આ ત્રીજો પત્ર કુમાર સાહેબને આપવાનો હતો."

અત્રે રણમલને અટકાવી જગન્નાથ બોલ્યોઃ—" રાજ્યના નિમકહલાલ સામંત ગણો ! આ પત્રની બીના જાણવા તમે અધીરા થઇ ગયા હશો પણ તે પત્ર અક્ષરસહ ન વાંચતાં હું તમને માત્ર તેનો સાર જણાવીશ, આ પત્રમાં જગતસિંહ ઠાકોરે માતા માનવતીબા પાસે પ્રેમયાચના કરી છે. અને તેમાં જો તેને સફળતા મળે તો માત્ર આ પત્ર કે જેમાં ઠાકોર અમરસિંહ, હમીરસિંહ, ભૂપસિંહ. ના.દિવાનસાહેબ તથા મારા વિરૂદ્ધ કુમારશ્રીને ભંભેરણી કરી છે. તે કુમારસાહેબને આપવાનો હતો. અને જો માનવતીબા તરફથી તિરસ્કાર થાય તો આ બીજો પત્ર કે જેમાં ઉપરની બીના ઉપરાંત માનવતીબા અને અમરસિંહ ઠાકોર ઉપર કલંક પણ મૂકવામાં આવ્યું છે. તે કાગળ ના. કુમારસાહેબને પહોંચાડવાનો હતો." પછી તેણે રણમલને પ્રશ્ન કર્યોઃ—

" ત્હેં તે કાગળો ના.કુંવર સાહેબને પહોંચાડયા હતા કે ?"

" ના સાહેબ ! કારણ કે તે પહોંચાડતા પહેલાં અમરસિંહ ઠાકોરને ત્યાં રાજ્યના વફાદાર ભાયાતો ભેગા થવાના હતા તેમાં છૂપી રીતે ભળી જઇ તેના બીનાથી જાણીતા થઇ તેના સમાચાર ઉલ્ટી રીતે કુમાર સાહેબને સમજાવવાનું મને કહેવામાં આવ્યું હતું. અને હું તે મુજબ તે બેઠકમાં હાજર થયો હતો. ત્યાં હું પકડાઇ ગયો અને આ કાગળો મારી પાસેથી લઇ લેવામાં આવ્યા."

" આ એકરાર અને માફીપત્ર કોના હાથનાં લખેલાં છે ?" જગન્નાથે પ્રશ્ન કર્યો.

" મ્હારા હાથનાં. મને માફી આપવાની શરતે મેં લખી આપ્યાં હતાં."

" રણમલ ! જુઠું બોલીશ તો વધુ ગુન્હામાં આવીશ. ગુન્હેગાર પણ જો સાચું બોલે છે તો કાયદો તેના પર રહેમ રાખે છે. સાચું કહે. તેં શી શરતે લખી આપ્યાં હતાં ?" જગન્નાથે કહ્યું.

" સાહેબ ! કોઇપણ શરતે નહિં. માત્ર તે વખત જો હું સાચો એકરાર ન કરૂં તો મારૂં મૃત્યુ નજીક હતું તેથી મેં તરતજ લખી આપ્યાં હતાં."

"પણ તે એકરાર સાચો હોવાનો તું કબુલ કરે છે?"

"હાજી મેં જે લખી આપ્યું છે તે સાચું છે."

"એ એકરાર મારા વફાદાર સામંતોને સંભળાવો." રાણાએ આજ્ઞા કરી જગન્નાથે તે વાંચવા માંડયો.

"હું નીચે સહી કરનાર રણમલસિંહ આ એકરારથી કબુલ કરૂંછું કે હું જગતસિંહ ઠાકોરનો મળતીઓ છું. જગતસિંહ ઠાકોરે અત્રે રજુ થએલા ત્રણે પત્રો મને સોંપ્યા હતા અને તેમાંનો એક માનવતીબાને આપવાનો તથા બીજા બેમાંથી એક ના.કુમાર સાહેબને આપવાનો હતો તેમજ અત્રેની હકીકતનો હેવાલ અમરસિંહ ઠાકોરના વિરૂદ્ધમાં જાય એ રીતે ના કુમાર સાહેબને જણાવી તેમને અમરસિંહ ઠાકોર વિરૂદ્ધ ઉશ્કેરવાનું પણ મને જગતસિંહ ઠાકોર તરફથી કહેવામાં આવ્યું હતું વળી જો માનવતીબા જગતસિંહની માગણી તિરસ્કારી કાઢે તો માનવતીબા અને અમરસિંહ ઠાકોર અનીતિને રસ્તે વર્ત્યાં છે એમ જણાવી તથા ભૂપસિંહ ઠાકોર પણ અમરસિંહ ઠાકોર સાથે કાવતરામાં સામેલ છે એમ જણાવવાનું હતું. તેમજ ના.દિવાન સાહેબ તથા જગન્નાથઆર્યની પણ તેમાં સામેલગીરી બતાવવાની હતી. હું આ એકરાર ઇશ્વરથી ડરીને લખી આપું છું. હું પણ આમાં ગુન્હેગાર છું અને મારા ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરી માફી ચાહું છું.

લી.

"રણમલ."

હવે જગન્નાથે સાક્ષીઓનાં નામ વાંચવાં શરૂ કર્યાં. "સાક્ષી કરનારાઓમાં. "હમીરસિંહ, અમરસિંહ, ભૂપસિંહ, અભયસિંહ, રાયમલ્લ, કેદારસિંહ, કેસરીસિંહ, ચન્દ્રસિંહ, વગેરેનાં નામ છે."

"પણ એ પકડાયો શી રીતે?" રાણાએ જીજ્ઞાસા કરી.

"બાપુ! એ વાત પછીથી જોઇશું." જગન્નાથે રાણાને જવાબ આપ્યો.

"કેમ ઠાકોર જગતસિંહ! હવે તમારે શું કહેવું છે?" જગન્નાથે જગતને પુછ્યું.

"મ્હારે કાંઇજ કહેવું નથી." જગતે જવાબ દીધો.

" નામદાર કુમાર સાહેબ! આપને મારે બે એક પ્રશ્ન પૂછવા છે." જગન્નાથે નમ્રતાથી કહ્યું.

" ખુશીથી પૂછી શકો છો. ન્યાયાસન પાસે રાજા અને પ્રજા સરખાંજ છે." રાણાએ કુમાર તરફ જોઈ કહ્યું:—" કુમાર! જગન્નાથ પૂછે તેના પ્રત્યુત્તર આપો."

" કુમાર સાહેબ ! આ આજ્ઞાપત્ર આપે લખેલાં કે ?"

" હા."

" અને આ આપની સહી છે કે ?"

" હા."

" આ આજ્ઞાપત્ર આપે કયા સંયોગોમાં લખેલાં - "

" જગતસિંહે આવી મને જણાવેલું કે અમરસિંહ તથા હમીરસિંહ, ભૂપસિંહ સાથે મળી રાજ્યસત્તા હાથ કરવાનો યત્ન કરે છે તથા રજવાડામાં અમરસિંહે પગપેસારો કર્યો છે. અને તેથી તેમને તથા દિવાન કે જે તેમની સાથે મળેલો હતો તેમને સત્તા ઉપરથી એકદમ દૂર કરવાની જરૂર છે. આથી ક્રોધના જુસ્સામાં મેં તે લખ્યાં હતાં."

" સેનાપતિ અને દિવાન જેવા અમલદારોને તેમની સત્તા ઉપરથી દૂર કરવામાં તથા તેમને કેદ કરવાનો હુકમ કરનારાં આજ્ઞાપત્રો ઉપર હમેશાં કોની સહી થાય છે ? આપની કે રાણાજીની ?"

" રાણાજીની."

" ત્યારે આપે કેમ આના ઉપર સહી કરી ! રાણાજીને શા માટે વાત ન કરી ?"

કુમાર મૌન રહ્યો. બાદ જગન્નાથે અમરસિંહને પ્રશ્ન કર્યો:—

" અમરસિંહ ઠાકોર ! જગતસિંહને બંધીવાન કોણે કર્યા ?"

" મહારાણાશ્રીની આજ્ઞાનો મેં અમલ કર્યો છે !" અમરસિંહે જવાબ વાળ્યો.

" તમે તથા વૃદ્ધ ઠાકોર હમીરસિંહ દરબારમાં હથિયાર વિના કેમ આવ્યા છો ?"

" જ્યારે હું મહારાણાશ્રીનો હુકમ બજાવવા ગયો ત્યારે મને

ઠાકોર જગતસિંહે નામદાર કુમાર સાહેબનું આજ્ઞાપત્ર બતાવ્યું. જો કે મારી સત્તા છીનવી લેવાની સત્તા માત્ર રાણાજીને છે છતાં કુમારસાહેબના ફરમાનને માન આપવા મેં તથા મારા વૃદ્ધ પિતાશ્રીએ હથિઆર છોડી દીધાં."

"વારૂ. અમરસિંહજી ! મહારાણા સાહેબના ખાનગી અવાસમાં બેઠેલી વ્યક્તિને અત્રે બોલાવી લાવો."

જગન્નાથની આજ્ઞા મુજબ અમરસિંહ ગયો. તેના આવતા સુધી બધાંનાં નેત્રો જગન્નાથ તરફજ ખેંચાઇ રહ્યાં હતાં. થોડીજવારમાં અમરસિંહ સદાશિવરાવને લઇ હાજર થયો. સદાશિવરાવને જોતાંજ જગતસિંહ હતાશ થઇ ગયો.

"રાવસાહેબ ! આપ નામદાર રેસીડેન્ટ સાહેબના ચીટનીસ છો. અને તેથી કાયદેસર અમે નામદાર રેસીડેન્ટ સાહેબની પરવાનગી વિના આપને અત્રે કોઇ પણ કેસમાં જુબાની આપવા બોલાવી શકતા નથી. પરન્તુ અમારા રાજ્ય તરફ આપજે સહાનુભૂતિ દર્શાવો છો અને અમારા અન્યકાર્યમાં વારંવાર જે કીમતી સલાહો આપો છો તે ઉપરથી અમે આશા રાખીએ છીએ કે અમારૂં આજનું કાર્ય સરળ કરવામાં આપ અમને મદદ કરશોજ."

"ઘણીજ ખુશીથી." સદાશિવરાવે જગન્નાથને પ્રત્યુત્તર આપ્યું.

"આપના તરફ અમારા કુમાર સાહેબ રાજ્ય માટે નાલાયક છે એવી ફરીયાદ આવી હતી કે ?" જગન્નાથે પૂછ્યું.

"હા. ઘણી વખત આવી હતી."

"અને તે કોના તરફથી ?"

"દરેક વખત ઠાકોર જગતસિંહ તરફથી આવી ફરિયાદ આવતી હતી."

"અને એ નાલાયકીની તેમણે કાંઇ તમને સાબીતી આપી હતી કે ?"

"હા. કુમાર સાહેબની ચાલ ચલગત વિષે ફરીયાદ કરતાં અને જણાવવામાં આવ્યું હતું કે રાજ્યના એક મોટામાં મોટા અમલદારની સ્ત્રી સાથે તેમને આડો વ્યવહાર છે. તેમજ રાજ્યના

વફાદાર ઠાકોરોને તેમની સત્તા ઉપરથી ખસેડી પોતાના કાર્યમાં સરળતા કરી આપનારા હલકા મનુષ્યોને તે જગ્યા ઉપર નીમવાની પણ કુમાર સાહેબ તજવીજ કરે છે, તેમજ દિવાનસાહેબ સંબંધમાં પણ તેમણે ફરીઆદ કરી હતી."

"તમે તે બાબત નામદાર રેસીડેન્ટ સાહેબને જણાવી હતી કે ?"

"ના જી. કારણ તેમ કરવાનું મને વ્યાજબી લાગ્યું ન હતું. કારણ દરેક વખત આ ફરિયાદ માત્ર જગતસિંહ તરફથીજ થતી હતી તેમજ જગતસિંહે કુમારને નાલાયક ઠરાવી પોતાને સત્તા મળે એવી પણ માગણી કરી હતી. વળી પ્રજા તરફથી પણ કોઇએ આવી ફરીયાદ કરી ન હતી. આથી મને તે વાત ખરી લાગી ન હતી, અને તેથી જ્યાં સુધી મારી આ બાબતમાં ખાત્રી ન થાય ત્યાં સુધી મે એ વાત રેસીડેન્ટ સાહેબને ન કરવાનો નિશ્ચય કર્યો હતો."

"તમે આ બાબતમાં તપાસ કરી હતી ખરી કે ?"

"હા. મારા એક વિશ્વાસુ મિત્રદ્વારા તપાસ કરતાં મને માલુમ પડયું હતું કે જે અમલદારની સ્ત્રી વિષે વાત કરી હતી તે ખરી હતી. પણ કુમારને એમ આડે રસ્તે દોરનાર તથા રાજ્યના વફાદાર ઠાકોરને તેમના હાથમાંથી સત્તા છીનવી લેવાનું શીખવનાર તે ફરીયાદી પોતેજ હતો. ખરા રીતે જોતાં કુમાર તેના કાવતરાનો ભોગ થઇ પડયા હતા."

"નામદાર મહારાણાશ્રી, તથા રાજ્યના વફાદાર સામંતો અને નગર જનો !" જગન્નાથે સર્વને ઉદ્દેશી કહેવા માંડયું. "અત્યાર સુધીની તમામ જુબાની ઉપરથી તમે જોઇ શકયા હશો કે બંધીવાન જગતસિંહે રાજ્યસત્તા પોતાના હાથમાં લેવા, કુમારશ્રીને નાલાયક ઠરાવવા, રાજ્યના વફાદાર નોકરોને તેમની સત્તા ઉપરથી દૂર કરવા, માટે કાવતરાં કર્યાં છે એટલુંજ નહિં પણ આગળ વધીને રાજમાતાની પણ મર્યાદા ઉલ્લંઘવાનું તેણે સાહસ કર્યું છે. અને તેને માટે જે કડકમાં કડક શિક્ષા ફરમાવવામાં આવે તે ઓછી છે. રાજદ્રોહીઓને માટે જન્મટીપ યા તેથી પણ વધુ કડક શિક્ષા થાય તો તે ઓછી છે. ન્યાયાસન પરથીજ હમેશાં શિક્ષા ફરમાવ-

વામાં આવે છે. પરન્તુ આ મુકદમો રાજા અને પ્રજા બન્નેના હિતનો છે. અન્ય રાજ્યોમાં કેટલીક વખત આવા મુકદમામાં ગુન્હેગારને શી સજા કરવી તે અગાઉથીજ નક્કી કરી તે મુજબનું દબાણ રાજ્ય તરફથી કરવામાં આવે છે પણ મને જણાવતાં ખુશી ઉપજે છે કે આ મુકદમામાં તે મુજબ નથી. આપણા મહાન્ રાણાજી ન્યાય પરાયણ છે. પ્રજાહિત તેમને હૈયે છે. કોઇને પણ અન્યાય થતો તે જોઇ શકે તેમ નથી. અને તેથી આ મુકદમામાં અપરાધીને શી સજા ફરમાવવી તે કામ હું સમસ્ત દરબારી મંડળ તથા આપણા રાણાજીના હાથમાં મૂકું છું. મારૂં કાર્ય મેં પૂરૂં કર્યું છે. અને હવે હું રાણાજીની આજ્ઞા માગું છું.”

જગન્નાથ આટલું બોલી ન્યાયાસન પરથી ઉતરી રાણાના સિંહાસન આગળ નીચે બેસી ગયો. રાણો પ્રસન્ન વદને ચારે તરફ જોતો બોલ્યોઃ—

“ મારા વફાદાર સામંતો અને નગરજનો ! જગતસિંહ સર્વની નજરમાં અપરાધી ઠરી ચૂક્યો છે. કાયદો તેને ગમે તે સજા ફરમાવતો હોય, પણ કાયદા બનાવનાર મનુષ્ય છે. અને જેમ જેમ જરૂર પડે તેમ તેમ તે તે કાયદામાં ફેરફાર કરે છે યા નવા કાયદા બનાવે છે. જગતસિંહના વડીલોએ રાજ્યની જે સેવા બજાવી છે તે યાદ કરતાં આવા કુલાંગારને જીવતો રાખવો તે તેમની સેવાને અપમાન આપવા બરોબર છે. છતાં આવા પાતકીનું લોહી હું મારા રાજ્યમાં રેડવા નથી માગતો. હું તેને જન્મ દેશનિકાલની સજા કરૂં છું અને તેની જમીન જાગીર જપ્ત કરવાની આજ્ઞા કરૂં છું. રણમલ પણ અપરાધી છે પણ તેણે પોતાનો અપરાધ કબુલ કરી માફી માગી છે એટલે તેને હું માફી બક્ષું છું, પણ દરબારમાં યા રાજ્યની નોકરીમાંથી તેનો બહિષ્કાર ફરમાવું છું. મારો કુમાર આમાં કેટલેક અંશે અપરાધી બને છે. તેને તેના અપરાધના ફળ તરીકે તેના હાથમાંથી પાંચ વર્ષ માટે સત્તા હું છીનવી લઉં છું. દિવાનના હાથમાં બધું તંત્ર હોવા છતાં તે આ બધી બાબતથી કેવળ અંધારામાં રહ્યા છે તે તેમની દીવાનગીરી માટેની નાલાયકી સાબીત કરે છે. જે દિવાન રાજ્યતંત્ર ચલાવી ન શકે તેવા દિવાનના હાથમાં હું મારી પ્રજાનું હિત રાખવાં ચ્હાતો નથી, અને તેથી તેમની પાસેથી હું વે સત્તા લઇ લઉંછું. આ.ટકુ થયા બાદ

રાજ્યના નિમકહલાલ મનુષ્યોની કદર કરવાનું કામ મારા પર આવે છે. વૃદ્ધ ઠાકોર હમીરસિંહને તથા ઠાકોર ભૂપસિંહને થયેલા અપમાન માટે હું દીલગીર છું. અને તેમને આજથી રાજમંત્રી મંડળના સભ્ય તરીકે નવા દિવાનના સલાહકાર નીમું છું. અમરસિંહની કાર્યદક્ષતાથી તથા વફાદારીથી પ્રસન્ન થઇ તેને જગતસિંહની જાગીરમાંથી અડધી જાગીર બક્ષીસ આપું છું. અને જગન્નાથને—" બોલતાં બોલતાં રાણો અટકયો. જેમ કાંઇ યાદ આવ્યું હોય તેમ બોલ્યો.—"હાં. પણ રણમલને પકડનારનું નામ તો આમાં કયંઇ ન આવ્યુ ? જગન્નાથ! રણમલને કોણે પકડ્યો ?"

જગન્નાથને ચૂપ જોઇ અમરસિંહ તથા ભૂપસિંહ બોલી ઉઠયાઃ "ચાણાકય જેવા આ જગન્નાથભાઇએજ."

"અને સદાશિવરાવ! તમે કયા સ્નેહી મારફત બધી તપાસ કરી હતી?" રાણાએ પૂછયું.

"એજ જગન્નાથભાઇ મારફત" સદાશિવરાવે જવાબ દીધો.

"જગન્નાથ! તેં તો રાજ્યની અનુપમ સેવા બજાવી છે. તે આ કારસ્તાન પકડવા ઉપરાંત કુમારને બચાવી લીધો છે, રાજ્યની ઇજ્જત રાખી છે, મારી આબરૂ બચાવી છે અને વફાદારોની વફાદારી સાબીત કરવા સાથે રાજ્યની સેવા બજાવી છે. તને તો હું જે આપુ તે થોડુંજ છે. હું આજથી તને દિવાનપદ સોંપુ છું અને વધારામાં જગતસિંહની જાગીરનો અડધો રહેલો ભાગ તને ઇનામમાં આપું છું. તે ઉપરાંત રાજવાડામાં તથા મારી પાસે ગમે તે વખતે પણ વરધી આપ્યા વિના દાખલ થઇ શકવાની રજા આપું છું."

રાણાની ન્યાયપરાયણતાથી આખો દરબાર આનંદમાં ડોલી ઉઠયો. એકે અવાજે સહુ કોઇ બોલી ઉઠયાઃ—

"ન્યાયમૂર્ત્તિ મહારાણાનો જય."

—※—

# પરિચ્છેદ આઠમો.

## તું મારી દેવી !

દૈવી હૃદયજ પૂજ્ય છે, તેને પોતાની પૂજ્યતા સાબીત કરવી પડતી નથી.



રમણલાલ, વખત થતાં રાજામહેતાની પોળમાં ગયો. પણ ત્યાં તે ચંદા તેમજ ચતુરાને જોઇ શકયો નહિં. તપાસ કરતાં ચંદાની પેટી પણ ત્યાં ન જણાઈ એને વહેમ પડયો કે જરૂર ચંદા ચતુરાને સમજાવી નાસી ગઇ હશે. પણ તે એકલી મુંબઇ જાય તે તેને અસંભવિત લાગ્યું. કેટલીકવાર વિચાર કરતાં અણચીંતવ્યું તેને અરૂણનું સ્મરણ થઇ આવ્યું. તેને તેના પર વહેમ આવ્યો. જરૂર અરૂણજ તેને ત્યાંથી છોડાવી લઇ ગયો હોવો જોઇએ એમ તેને દૃઢ નિશ્ચય થયો. અરૂણના ઉપર લાલ પીળો થતો તે ત્યાંથી નીકળી ઘેર આવ્યો. પણ તેને ચેન ન પડય. રાત્રે પણ તેને અરૂણનાંજ સ્વપ્ન આવવા લાગ્યાં. બીજે દિવસે અરૂણની તપાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો. સવાર થતાંજ રામકૃષ્ણ તેને મળ્યો અને લલિતાના નાસી જવાના સમાચાર તેણે આપ્યા. તે સાથે છગનની હોટલમાં ઉતરેલા મુસાફર વિષે પણ પોતાને વહેમ હતો એમ જણાવી દીધું. રમણલાલે પણ ચદાના નાસી જવાના સમાચાર આપ્યા. રમણલાલને અરૂણ ઉપરનો વહેમ લલિતાના સમાચારથી પાકો થયો. તેણે હવે અરૂણને સપડાવવાનોજ વિચાર કર્યો.

આ તરફ અરૂણ લલિતાને તેને ઘેર મૂકી આવી પોતાને ઘેર પાછો ફર્યો. ભિખારણ ત્યાં તેની રાહ જોઇ વિનોદ પાસે બેઠી હતી. અરૂણ આવતાં લલિતાના છૂટકારાના સમાચાર તેણે જાણ્યા. પણ તેને ચેન પડયું નહિં. રમણલાલને તે સારી રીતે જાણતી હતી. તેથી ત્યાંથી નીકળી તે રમણલાલના ઘર આગળજ ફરવા લાગી. રમણલાલ જ્યાં જ્યાં જતો ત્યાં તેની પૂઠે તે ભમતી. રમ-

ણલાલ ફેવરે પોલીસના થાણાપર ગયો. ત્યાં જઇ લલિતાના ચુમ થવાના તથા અરૂણ ઉપર તેને નસાડી જવાના શકની નોંધ કરાવી બહાર નીકળ્યો. ભિખારણ ચેતી ગઇ. અરૂણને ચેતાવવાનો તેને વિચાર થયો પણ રમણલાલની હીલચાલ આખર સુધી તપાસવાનો નિશ્ચય કરી તેની પાછળ પાછળ ફરવા લાગી. આ તરફથી પોલીસનો માણસ પણ રમણલાલના ગયા બાદ સાદા વેષમાં તેની પાછળ પાછળ ચાલ્યો. જ્યારથી અરૂણે જાહેર કામમાં ભાગ લેવા માંડયો હતો, અને મુખ્યત્વે કરીને મજુરોની સભામાં તથા મ્યુનીસીપલ ચુંટણીમાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો ત્યારથી તેનું નામ છુપી પોલીસની નોંધપોથીમાં નોંધાઇ ગયું હતું. તેમ તેનો ફોટોગ્રાફ પાડી લઇ દરેક થાણામાં રાખવામાં આવ્યો હતો. આથી દરેક પોલીસ સીપાઇ તેને ઓળખતો હતો. રમણલાલ ફરતો ફરતો પબ્લીક પાર્ક–રાણીના બાગ ભણી આવ્યો. ત્યાં તેણે અરૂણને જોયો. પોલીસનો સિપાઇ પણ સાદા વેષમાં પાછળજ હતો. પણ રમણલાલને તેની ખબર ન હતી. પોલીસ સીપાઇએ અરૂણને જોતંજ તેની પાસે જઇ મનુષ્ય હરણના ગુન્હા બદલ તેને પકડયો. પોતાની સાથે પોલીસ થાણામાં આવવા જણાવ્યું. જેમ કાંઇજ ન બન્યું હોય તેમ અરૂણ તેની સાથે પોલીસ થાણામાં ગયો. રમણલાલ પણ સાથેજ હતો.

ભિખારણ અરૂણને પોલીસ થાણામાં જતો જોઇ પાછી ફરી અને તેણે તરતજ ઉષાને તે સમાચાર આપ્યા. ઉષા મદનરાયને સાથે લઇ પોલીસ થાણા તરફ ચાલી. આ બાજુ ભિખારણે વિનોદને પણ ખબર કરી વિનોદ હાંફળો ફાંફળો બની ગયો. ક્ષણ પછી હિમ્મત રાખી તે પણ પોલીસ થાણામાં જઇ મદનરાય તથા ઉષાને મળ્યો. મદનરાયે પોલીસ અમલદારની મુલાકાત લઈ અરૂણને જામીન ઉપર છોડવાની માગણી કરી. પરન્તુ પોલીસ અમલદારે તે વાત પોતાની સત્તા બહારની જણાવી બીજે દિને કચેરીમાં હાજર થઇ માગણી કરવા કહ્યું. તે રાત્રી અરૂણે પોલીસ થાણામાંજ ગાળવાનું ઠર્યું. મદનરાય, વિનોદ, ઉષા તથા ભિખારણે અરૂણને મળવાની પરવાનગી મેળવી. તે બધાંને અરૂણવાળી કોટડી આગળ લઇ જવામાં આવ્યાં. અરૂણ તેમને જોઇ બારણા પાસે

આવ્યો. બારણાને સળીયા જડેલા હતા. અરૂણુ ત્યાં ઉભો. વિનોદ, ઉષા તથા ભિખારણુ તરફ એકદ્રષ્ટિ નાખી મદનરાયને તેણે કહ્યું:—

"આપે શા માટે તસ્દી લીધી ? એતો બનવાનું હોય તે બન્યેજ જાય છે. આમાં ફીકર કરવા જેવું શું હતું ?"

"અરૂણુભાઇ ! અમારૂં અંતઃકરણ તો ચીરાઇ જાય છે. આ બાબતમાં કોઇ બચાવના પુરાવા આપી શકાય તેમ છે ?" મદનરાયે પૂછ્યું.

"પૂરાવાની જરૂર નથી. બધું થઇ રહેશે. જો ન્યાયાલયમાં ન્યાય હશે તો હું જરૂર નિર્દોષ ઠરીશ. આપ સૌ ઘેર પધારો."

"અરૂણુભાઇ—" વિનોદ કાંઇક કહેવા ગયો પણ તેનાથી બોલી ન શકાયું તે રડી પડયો. ઉષા તથા ભિખારણુનાં હ્રદય પણ રોતાં હતાં.

"વિનોદ ! ગાંડો છે ? આમ રૂવે છે શા માટે ? જા. ઘેર જા. સૌ ઠીક થશે. આતો કસોટી છે." અરૂણે વિનોદને ધીરજ આપી. સૌને વિદાય કર્યાં. ભિખારણુ પાછળ રહી.

"મેરે પ્રકાશ ! અબ કયા ફરમાન હૈ ? મેરેસે યહ સહા નહીં જાતા. મૈં કયા કરૂં ?" ભિખારણુ ગળગળી થઇ જઇ બોલી.

"તુ ભી અકસી નાહિમ્મત બન ગઇ હૈ કયા ? કલ કચેરીમેં હાજર રહના. જામીનકી કોઇ જરૂરત નહિં હૈ મયેં કલકી કેસ શુરૂ કરનેકો કહુંગા. વકીલકી કોઇ જરૂરત નહીં હૈ. તુ ચંપકલાલ, ઔર લલિતાકો કોર્ટમેં હાજર રખના. લલિતાકો જબ મેં કહું તબ બુલાના. વહાં તક નજીકમેં કહીંપર છુપા રખના. બસ ઇતનાહી કાફી હૈ અબ તુ જા. દેખ, રોના નહિં. વિનોદકો ભી હિંમત દેના." અરૂણે કહ્યું.

"મેરી બાત તો ઠીક, મગર ઉષાકા કયા હોગા !" ભિખારણુ બોલી

"કયોં ? ઉષાકો કયા હૈ ?" અરૂણે બેદરકારી ભરી ઢબે પૂછ્યું.

"ઉષાકો કયા હૈ ? કુઝસે જયાદા હૈ. વહ આપકો પયચાન ગઇ હૈ. ઔર મૈંને ભી આપકા સચ્ચા નાંવ કિશોર સમઝાદીયા હૈ. વહ તુમ્હારે પ્રેમમેં મરતી હૈ. ઉન બેચારી—"

"ગુલ્શન ! યહ ક્યા પ્રેમકી બાતેં કરનેકા વખ્ત હૈ ?" અરૂણે ઠપકો દીધો.

"અચ્છા ! મયેં જાતી હું. ખુદાહાફિઝ."

ભિખારણ ગઈ. અરૂણ એકલો પડયો. જે કોટડીમાં તેને રાખ્યો હતો તે કોટડી આઠ ફીટ લાંબી અને ચાર ફીટ પહોળી હતી. તેમાં માત્ર એક જાળીયું હતું. ભીંતોમાં માંકડ પુષ્કળ હતા. તેમજ ચાંચડની પણ તેટલીજ વસ્તી હતી. મચ્છર પણ ગણગણાટ કરી રહ્યાં હતાં. ચારે તરફથી દુર્ગંધ આવતી હતી. અરૂણ નિશ્ચિત ચિત્તે લાંબો થઇ સૂતો. કેટલીક વારે તે વિચારે ચઢયો.

"શાસ્ત્રમાં કહ્યું છે કે સ્વર્ગ અને નર્ક અહીંયાંજ છે. વાત સાચી છે. વળી કુળયુગમાં કર અને જો કહે છે તે પણ સ્થ થઈ છે. મેં રમણલાલ જેવા દુષ્ટ માણસનો સહવાસ રાખ્યો તો તેનું ફળ તરતજ મારે અત્રે ભોગવવુ પડયું સત્યનો જયજ છે પરન્તુ એટલું તો નક્કીજ થાય છે કે મનુષ્ય જેવો સહવાસ રાખે છે તેવું ફળ તેને ભોગવવુંજ પડે છે. નહિં તો સમાજ સેવા કરતા વળી આમ શા માટે બને ? ઇશ્વરની કૃતિ ન્યારીજ છે." વિચાર દિશા બદલાઇ.

"ભિખારણે કહ્યું કે ઉષા મને ઓળખી ગઇ છે. શાથી ? શી રીતે ? કાંઇજ સમજાતુ નથી. શું હજી મને ઉષા ચ્હાતી હશે ! હોય તોય મ્હારે શું ? મ્હારે તો મ્હારૂં જીવન સમાજ સેવામાંજ ગાળવુ છે હવે દુનિયાના એ મોજશોખ મને પ્રિય નથી. ઉષા સાથે વધુ પરિચયમાં ન આવવું." વળી વિચાર બદલાયા. "ઘણો વખત થયો હજી જગન્નાથના કાંઇ સમાચાર ન આવ્યા. તે દુનિયાદારીના પ્રપંચમાં પડે તેમ તો નથી. ત્યાંય પ્રજા—સમાજની સેવામાંજ મશગુલ રહેશે. માણસ બાહોશ અને બુદ્ધિશાળી છે. ઠીક છે. આ બધું પત્યા પછી વાત. તેમજ રણછોડ તથા હરભમ અને પ્રતાપે શું કર્યું તે પણ તપાસ કરવી પડશે."

વિચારમાં ને વિચારમાં અરૂણ નિદ્રાવશ થયો. ન તો તેને માંકડ ચાંચડનો ત્રાસ અસહ્ય જણાયો કે ન પોતાની સ્થિતિથી દુઃખ થયું.

આ તરફ ભિખારણ પોતાનું ફરમાન બજાવવા ચંપકલાલને ત્યાં ગઇ. ચંપકલાલને મળતાંજ તેણે સંજ્ઞા વાક્ય બોલી શરૂ કર્યું:—

"ચંપકલાલભાઇ ! સમાચાર બડાહી શોકજનક હૈ જીસ મહાત્માને લલિતા બહનકો ઉસ દુષ્ટ કે પંજેસે છુડાઇ, ઉનકેપર મનુષ્ય હરનકા અભિયોગ લગાયા ગયા હૈ ઔર ઉનકો ગિરફતાર કીયે ગયે હે. કલ મુકદમા પેશ હોગા. વહ મહાત્માકી ઇચ્છા હૈ કી આપ કલ કચેરીમેં ઉપસ્થિત્ત હો, ઔર જબ જરૂર પડે લલિતા બહન ભી વહાં હાજિર હો."

"અવશ્ય, અમે હાજરજ રહીશું. પણ એમનાપર એ આરોપ મૂક્યો કોણે ?"

"વહી રમણલાલને"

"શયતાન ! પાજી ! ! પેતાનું પાપ છૂપાવવા એક નિર્દોષ મહાત્માપર આવો આરોપ ? બ્હેન ! અમે જરૂર આવીશું. વકીલની ગોઠવણ કરી કે હવે ?"

"વકીલકી કોઇ જરૂરત નહિં હૈ. આપ લલિતા બહનકો વહાં લાઇએ. મગર જબ ઉનકી જરૂર પડે તબહી લાના. વહાં તક બહાર બંધ ગાડીમેં છૂપા રખનેકા મુઝે કહા હૈ"

"બહુ સારૂ, એમની ઇચ્છાને હું તાબે છું."

ભિખારણ ત્યાંથી નીકળી ઉષા પાસે આવી, બિચારી ઉષાની આંખમાં અશ્રુ માતાંજ ન હતાં. ભિખારણ તથા તે એકલાં પડતાં બન્નેનાં નેત્રો અશ્રુથી ઉભરાયાં બન્ને એક બીજાને કોટે વળગી કેટલીકવાર રડયાં. બાદ ભિખારણ સ્વસ્થ થતાં બોલીઃ–"બહન ! ઐસા કરનેસે કયા હોગા ? ઉનકો છુડાનેકી તજવીજ કરના વહી કર્તવ્ય હૈ."

"મારા પિતાશ્રીએ બેરીસ્ટર કુન્દનલાલને રોકયા છે."

"મગર ઉન્હોને તો બેરીસ્ટર કે લીયે મના કી હૈ" ભિખારણ બોલી.

'તે સૌ થઇ રહેશે. પણ બ્હેન ! કાલેજ તે છૂટીને આવશે ?"

"કયોં શંકા કરતી હો ? કલહી આયેગે. ઉસમેં કયા કોઈ શક હૈ ?"

"બહેન ! મને જરાય ચેન નથી પડતું મ્હારૂં હૃદય તો વલોવાઇ જાય છે. બ્હેન ! તે છૂટીને આવે તેવા તું તેમને મારે ઘેર ન તેડી લાવે ?"

" જરૂર લાઉંગી. તું ન ગભરા, બહન ! ન ગભરા."

" અને તેમને તું મારી વાત કરીશ? તું તેમને મનાવીશ ?"

" બહન ! ઉંહા ! ! તું દીવાની હો ગઈ હૈ. કયોં ઇતની અધીર બન જાતી હૈ ? ધીરજ રખ. ઇશ્વર સબ અચ્છા કરેગા."

" નહિં બ્હેન ! તું મને કહે તો ખરી, તું મને તેમની સાથે મેળવીશ ? "

" હાં. બેશક, મીલાઉંગી. ઇતનાહી કયોં ? મેં તેરી શાદી ઉનસે કરવા દઉંગી. ફીર કયા હોના હૈ ? " ભિખારણુ તેને છાતી સાથે દાબતાં બોલી.

" ત્યારે તો તું મારી દેવી ! "



## પરિચ્છેદ નવમો.



### કાળની ગતિ વિચિત્ર છે.



વિશ્વનાં વૈચિત્ર્યોમા કાળનું વૈચિત્ર્ય ગહન છે.





દેવગઢમાં રાણાને હાથે ન્યાય થયા બાદ વિમળરાયને હવે રાયપૂરમાં રહેવું ભારે થઇ પડયું. તે તરતજ ત્યાંથી વિદાય થવાની તૈયારી કરવા લાગ્યો. ભીમસિંહે કમળાને કાઢી મૂકી. તે પાછી વિમળરાયની પાસે ગઇ કમળાને જોઇ વિમળરાયને પ્રથમતો ક્રોધ ઉપજ્યો. પરન્તુ પછી ક્રોધને દબાવ્યો. ધેર પાછા ફરતી વખત કમલા પોતાની સાથે નહિં હોય તો લોકો શું કહેશે ? વિચાર આવતાં તેણે કમલાને સાથે લીધી કમલા તથા વિમળરાય રાજનગર આવ્યાં પણ ન તો તે મદનરાયને મળી શક્યાં કે ન તેમને કાંઇ ખબર આપી શકયાં. તેમણે પોતાનો બંગલો વેચી નાખ્યો અને એક નાનું ઘર વેચાતુ લઈ ત્યાં થોડા ખર્ચે રહેવા લાગ્યાં.

કેટલાક દિવસ પછી કમળાએ મુકુંદને મળવા અને પોતાની સ્થિતિ જણાવવા વિમળરાયને કહ્યું. પરન્તુ એક વખત પોતાના હાથ નીચે નોકરી કરનાર અને પોતાની કૃપા યાચનારને પોતાની સ્થિતિ દર્શાવવી તે યોગ્ય ન લાગ્યું. વળી તે કાંઈ પૈસે ટકે છેક ખાલી નહતો. તેના વિચાર હવે બદલાઈ ગયા હતા. મોટો ડોળ દમામ છોડી દઈ સામાન્ય સ્થિતિમાં રહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. અને જો તે એ રીતે રહે તો તેને નાણાં સંબંધી બીક રહે એમ ન હતું. પરન્તુ કમલાને તેમ રહેવું રૂચતું નહતું. હજી તેના વિચારો અમુક આરામીજ રહ્યા હતા. આટલી ઠોકર ખાવા છતાં તેનો મોહ છૂટયો ન હતો. અંતે વિમળરાય સાથે કલહ કરી તે એકલી મુકુંદ તરફ રવાના થઈ.

મુકુંદને રાયપુરસ્ટેટમાં બનેલા બનાવોના સમાચાર મળી ગયા હતા. અંતઃકરણથી તે વિમળરાયની સ્થિતિપર ઘણીજ દીલસોજી બતાવતો હતો તેમજ વિમળરાયની સ્થિતિના એકાએક પરિવર્તનથી તેણે ઘણો ધડો લીધો હતો. પોતાના કેટલાક અનીતિ ભર્યા વર્તન માટે તેને પસ્તાવો થયો હતો. અને હવે પછી નીતિથી ચાલવા તથા શાન્ત અને ધાર્મિક જીવન ગાળવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

કમલાને અણુચીતવી આવેલી જોતાંજ મુકુન્દ આશ્ચર્યમાં પડી ગયો. તેને લાગ્યું કે વિમળરાયના બદલાયલા સંયોગોમાં તે કાંઈક ભલામણ યા મદદ માટે આવી હશે તેણે તેનો અંતઃકરણ પૂર્વક સત્કાર કર્યો. એકાન્ત મળતાં મુકુન્દે પૂછ્યું:—

" રાયપૂરમાં સંયોગો કેમ એકદમ બદલાઈ ગયા ? "

" જવા દેને નામજ. એમનામાં આવડતજ ક્યાં છે ? જેના તેના પર વિશ્વાસ રાખ્યો અને છેવટે પેલા જગન્નાથે પ્રપંચ કરી આ દશા કરી. " કમલાએ જગન્નાથનો વાંક કાઢયો.

" પણ જગન્નાથને તો રાણાએ દિવાનપદ આપ્યું. અને રાજ્યમાં તો એ સૌથી નિમકહલાલ ગણાય છે. મેં તો એમ પણ સાંભળ્યું છે કે જો જગન્નાથ ન હોત તો રાજ્યનું ઉંધું વળી જાત. અને સાથે વિમળરાય પણ કાવતરાના ભોગ થાત યાતો રાજદ્રોહી તરીકે ગણાઈ જાત. કારણ જગતસિંહે કુમારને પણ પોતાના પક્ષમાં લીધો હતો." મુકુન્દે કહ્યું.

"એ તો બધુંય ઠીક કુમાર તો મારે વશ હતા. પણ એમનામાં બુદ્ધિ નહિ તે શું?"

"હવે વિમળરાયભાઇએ શો વિચાર કર્યો છે? કોઇ સ્ટેટમાં તો જગ્યા મળવી મૂશ્કેલ છે."

"હવે શું કરવાના હતા? હાથ જોડીને બેસી રહેશે અને હાથમાં હશે તે ખાશે."

"જો કોઇ પરદેશ જવાની ઇચ્છા હોય તો હું કાંઇક ગોઠવણ કરૂં. તમારી શી ઇચ્છા છે?"

"મારી વાતજ ન કર. હું તો હવે તેમનાથી કંટાળી ગઇ છું. આટલો વખત તો હું જેમ તેમ કરીને મન વાળતી હતી. હવે મારાથી તેમની સાથે રહેવાય તેમ નથી." કમલાએ પોતાનું અંતઃકરણ જણાવવાની શરૂઆત કરી.

"કમલા! આ શું બોલો છો?" મુકુન્દ આશ્ચર્યમાં પડી ગયો.

"હું ખરૂંજ કહું છું. હવે હું પાછી જનારજ નથી. ત્હારીજ સાથે રહીશ. આપણે સાથે રહીશું. અને આનંદ કરીશું" કમલાએ નીચતાનું દિગદર્શન કરાવ્યું.

"મારી સાથે રહીને? એ કેમ બને? મારાથી તમને સાથે કેમ રખાય? દુનિયા શું કહેશે?"

"મને દુનિયાની દરકાર નથી."

"તમને દુનિયાની દરકાર નથી, પણ મને છે. એક સ્ત્રી પોતાના પતિને છોડી બીજા સાથે રહે, એમ મારાથી તો ન રાખી શકાય. તમે શા માટે વિમળરાયનો ત્યાગ કરો છો? એમનામાં શું નથી?"

"બુદ્ધિ. બુદ્ધિ નથી. પ્રેમ નથી. વિનોદ નથી. એનામાં કાંઇજ નથી."

"શિવ! શિવ!! શિવ!!! એમ ન બોલો. એમનામાં બધું છે. પણ તમારામાં પ્રેમ નથી એમ કહો." મુકુન્દ બોલ્યો.

"મારામાં પ્રેમ નથી એમ કહો છો! મારૂં હૃદય તો પ્રેમથી ઉભરાઇ જાય છે. પ્રેમ ન હોત તો ત્હારી પાસે શા માટે આવત?"

"ખરૂં. પ્રેમ હશે તો તે માત્ર વિષયાનંદ પૂરતોજ. મોજમઝા ભોગવવા પૂરતોજ. પણ જ્યાં દુનિયાની જાહોજલાલી અને એશઆરામ જતા રહેશે કે એ પ્રેમ પણ જતો રહેશે. વિમળરાય જ્યાં સુધી દિવાનપદપર હતા ત્યાં સુધી તમે સાહ્યબી ભોગવવા તેનાપર પ્રેમ રાખતાં હશો. પણ હવે એ પ્રેમ સાહ્યબીની સાથે અલોપ થઇ ગયો. મારા તરફ પ્રેમ હોવાનું કહો છો? હા, હશે. પણ તે જ્યાં સુધી મુકુન્દ આ હોદ્દાપર છે ત્યાં સુધીજ."

જેમ જેમ મુકુન્દ બોલતો હતો તેમ તેમ કમલાનું હૃદય ચીરાઇ જતું હતું. તેના શબ્દો તેને હાડોહાડ લાગી જતા હતા. મુકુન્દ પાસેથી તેણે આવી આશા નહોતી રાખી. તેણે તો પ્રેમના—આનંદના શબ્દોની આશા રાખી હતી. પણ મુકુન્દના પરિવર્તન પામેલા હૃદયની તેને ખબર નહતી. તે ધીમે ધીમે મુકુન્દ પાસે જઇ બોલીઃ—

"મુકુન્દ! આમ બોલી મારૂં હૃદય ન બાળ. મુકુન્દ! પ્રિયે!!" બોલતાં બોલતાં મુકુન્દના પગ આગળ બેસી તેના ઘુંટણપર બન્ને હાથની કોણી ટેકવી તેના સામુ જોઇ રહી. "મારા તરફ આમ ક્રૂર ન બન. મારૂં હૃદય જો."

"કમલા! હવે જુની વાતો છોડી દો. વિમળરાયના દૃષ્ટાંતથી મારૂં હૃદય બદલાઇ ગયું છે. દુનિયાની સાચી સ્થિતિ મને સમજાઇ છે. કમલા! તમે પણ સમજો. આ બધા જુઠા મોહનો ત્યાગ કરો. હજીય વખત છે. વિમળરાય ભોળા છે. તેમને પગે પડી ક્ષમા માગો. તે તમને ક્ષમા આપશે. બન્ને સાથે રહી આનંદ પામશો."

"મુકુન્દ! આમ બોલી મને વધુ ન સતાવ. ત્હારી પાસેથી હું ઉપદેશ લેવા નથી આવી. મુકુન્દ! ત્હારૂં વચન સંભાળ. ત્હેં મને ત્હારી કરવાનું વચન આપ્યું હતું તે કેમ ભૂલી જાય છે?" કમળાએ જુના વચનની યાદ દીધી.

"હા. વચન આપ્યું હશે. પણ તે કયી સ્થિતિમાં? માણસ ભાંગ યા દારૂના નિશામાં ગમે તેવું વચન આપે તે પાળવા તે બંધાયલો છે? નહિં જ. મેં પણ તે વખત અજ્ઞાનતાના નિશામાં વચન આપ્યું હશે. પણ હવે તે નિશો ઉતરી ગયો છે મારાં નેત્રો ખુલી ગયાં છે કમલા! હજી ચેતો; અને જીવન સુધારો સૈ દર્દ

અને જુવાની હમેશાં ટકવાની નથી. તમારી પેલી ભિખારણના શબ્દો હાલ મને યાદ આવે છે. તે બિચારી સાચુંજ ગાતી હતી કે—" કર ભલાઇ, જીંદગાની ઔર જવાની ફાની હૈ "

" મુકુન્દ! હવે હદ થાય છે. મારી છાતી ફાટી જાય છે. એક શબ્દ તો મીઠો બોલ! મુકુન્દ! મુકુન્દ!! તને શી ખબર કે મેં ત્હારે માટે શું શું સહન કર્યું છે? તને ત્હારો છેલ્લો કાગળ યાદ છે? તેં શું લખ્યું હતું તે સાંભરે છે? એ કાગળ એમના હાથમા ગયો હતો અને ત્યાંથીજ મારી દશા બદલાઇ છે. મારે તેમને છોડવા પડ્યા તે તે કાગળને લીધેજ. મુકુન્દ! મારાપર રહેમ કર. રાયપુરનો પાટવી જેની કૃપા ભિક્ષા યાચતો હતો તે આજ તને પગે પડી તારી દયા માગે છે.—"

" કમલા! તમો પાપમાં વધારો કરતાં જાઓ છો " મુકુન્દ ઠંડે પેટે બોલ્યો. " હવે એ બધું ભૂલી જાઓ. ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણો. હજીય વખત છે. અંતઃકરણથી પશ્ચાત્તાપ કરનારને ઈશ્વર પણ ક્ષમા આપે છે. મારે લીધે તમારી આ સ્થિતિ આવી હોય, તો ચાલો, હું તમારી સાથે આવું છું દિવાન સાહેબને પગે પડીને પણ હુ માફી મેળવીશ. અને તમારા વચ્ચે સલાહ શાન્તિ કરાવી આપીશ. પણ હવે વધારે ખાડામાં ન પડો. મારા તરફની આશા છોડી દો. તે નકામી છે—દુનિયામાંનું કોઇપણ પ્રલોભન મને મારા નિશ્ચયથી ચળાવી શકશે નહિં."

" મુકુન્દ! મારૂં હૃદય તું આમ ચીરી નાખીશ? "

" લાચાર "

બીજે દિવસે મુકુન્દને માલુમ પડયું કે કમલા તેજ રાત્રે છાનીમાની તેના ઘરનો ત્યાગ કરી ચાલી ગઇ હતી. તેને ઘણી દીલગીરી થઇ. તેણે કાંઇક સ્વસ્થ થતાં વિમળરાયને પત્ર લખ્યોઃ—

" મુરબ્બી શ્રી વિમળરાયભાઇની સેવામાં,

મેં આપના અનેક અપરાધ કર્યા છે. આપે મારા પર કૃપા દર્શાવી જે ઉચ્ચ અને સુખી સ્થિતિમાં આણ્યો હતો તેનો ઉપકાર માનવા બદલ મેં આપનાજ સુખમાં પથ્થર નાખ્યો હતો. મેં આપના ઉપકારના બદલામાં અપકાર કર્યાં હતા. આપને મોઢું

બતાવતાં તો શું પણ પત્ર લખતાં પણ મને શરમ આવે છે. એ શરમથી મારા હૃદયના ટુકડેટુકડા થઇ જાય છે. હું આપની ક્ષમાને પણ પાત્ર ન થાઉં એવો અપરાધી છું. છતાં આપ વિશાળ હૃદય રાખી મને ક્ષમા આપશો. હું મારા અંતઃકરણપૂર્વક પશ્ચાતાપ કરી આપની પાસે ક્ષમા માગું છું. વિમળભાઇ! ખરેખર હું પાતકી છું. મારે બચવાનો અને મારો ઉદ્ધાર કરવાનો માત્ર એકજ માર્ગ છે અને તે આપની ક્ષમાજ છે. સમાજની નજરમાં હું એક ઉચ્ચ પદાધિકારી અને સુખી જીવન ગાળનાર મનુષ્ય છું પણ એ બધાથી મને શું સુખ કે શાન્તિ મળે છે તે હુંજ સમજું છું. મારૂં હૃદય ઘડીએ ઘડીએ મને ડસે છે. પાપ મારી ચારે તરફ ફરી મારાં નેત્રોને દ્રષ્ટિહિન બનાવી દે છે. ક્ષણેક્ષણે તમારા તેજથી હું બળી જાઉં છું. વિમળભાઇ! મને માફ કરો. મારી આટલી ક્ષમા પ્રાર્થનાનો સ્વિકાર કરો.

કમલા બ્હેન બે દિવસ પર અત્રે આવ્યાં હતા. હું એમને 'બ્હેન' તરીકે સંબોધી લખું છું. કારણ તે હવે મારા હૃદયમાં બ્હેન તરીકેજ છે. તેમની વૃત્તિ અને વિચારો હજી પહેલાં જેવાજ છે. મેં તેમને ઘણી રીતે સમજાવ્યા છતાં તે ન સમજ્યાં. મેં આપની માફી માગવા અને સમજીને ચાલવા કહ્યું ને તેમને ગળે ન ઉતર્યું. મારા ઉપર પણ ક્રોધ કરીને ચાલ્યાં ગયાં છે. કયાં ગયાં તે કહ્યું નથી. છાનામાનાં ગયાં છે. આપના તરફ આવે તો તેમનો ત્યાગ ન કરશો તેમનું જીવન સુધરે તેવા યત્ન કરજો. વધારે લખતો નથી. રાયપૂરના સમાચારથી બહુજ દિલગીર છું. આપ થોડો સમય અત્રે મારે ત્યાં આવી હ્રદય વિસામો કરશો એવી મને આશા છે. પત્ર લખશો.

લી. આપનો હંમેશનો સેવક

મુકુન્દ.

પત્ર લખી ટપાલમાં નંખાવ્યો. એકલો પડતાં બબડ્યોઃ...

„ કાળની ગતિ વિચિત્ર છે."



## પરિચ્છેદ દશમો.

—:✿:—

### નિર્દોષ.

---

અમૃતનું એક પણ બિંદુ મૃતને જીવિત કરે છે, તેમ નિર્દોષ હમેશાં નિર્દોષજ રહે છે. તેનાપર ગમે તેટલા આક્ષેપ આવે તેથી શું ?

—✽—



રાજનગરી પોલીસ કોર્ટ આજ ચિક્કાર ભરાઇ ગઇ હતી. કારણ અરૂણના નામથી આજ રાજનગરમાં કોઇ અજાણ્યું નહતું ગરીબોના મદદગાર અને સાચા સ્વયંસેવક તરીકે એને સહુ કોઇ ઓળખતાં હતાં. પ્રાતઃ વર્તમાનપત્રકારોને આજ સારો તડાકો પડ્યો હતો એક દેશ ભક્તના ઉપર આવેલા આરોપને સૌ જુદા જુદા રૂપમાં વર્ણવતા હતા. લોકોનાં ટોળેટોળાં કોર્ટમાં જગ્યા ન હોવાથી બહારના ભાગમાં ઉભાં રહ્યાં હતાં. 'શાના સ્વયસેવક? એ તો આવાંજ કામ કરવા સ્વયંસેવકનું નામ ધરી બધે રખડતા ફરે અને સમય મળતાં હાથ મારી જાય. આથીજ મને એવા સ્વયંસેવકો અને આજકાલના ચળવળીઆઓ પ્રતિ અણગમો થાય છે તો.' 'અરે ભાઈ! હમેશાં સાચાનેજ દુઃખ હોય છે. સાચાનો જમાનોજ છે ક્યાં?' આવાં આવાં અનેક વાક્યો સંભળાતાં હતાં. કોઇ કાંઇ તો કોઇ કાંઇ જેમ પોતાને ઠીક લાગે તેમ પોતપોતાની બુદ્ધિ અનુસાર વાતો કરતાં હતાં. એક પત્રકારનો પ્રતિનીધિ તો સવારમાં અરૂણની મુલાકાત લેવા પણ પહોંચી ગયો હતો. પરન્તુ અરૂણે તેને જેવો આવ્યો તેવો પાછો કાઢ્યો હતો. આથી ખીજવાઇને તેણે અરૂણ ઉપરના આરોપ માટે જેમ ફાવ્યું તેમ ખરૂં ખોટું છાપી માર્યું હતું કોર્ટમાં પણ પત્રકારોના પ્રતિનીધિઓ હાજર થઇ ગયા હતા

ન્યાયાધીશસાહેબ આવી ગયા હતા. પોલીસ તરફથી પબ્લીક પ્રોસીક્યુટર હાજર થયા હતા. અરૂણના ના કહેવા છતાં બૅરીસ્ટર સાહેબ પણ હાજર થયા હતા. વિનોદ, ઉષા, મદનરાય, ભિખારણ, ચંપકલાલ વગેરે હાજર હતાં. રમણલાલ પણ ત્યાં આવ્યો હતો.

ભિખારણે, લલિતાના છૂટકારા માટે જેટલી વાત જાણતી હતી તેટલી બૅરીસ્ટર સાહેબને જણાવી દીધી હતી. કેસ શરૂ થતાં જ અરૂણને પોલીસના પહેરામાં દાખલ કરવામાં આવ્યો. દરેકની દ્રષ્ટિ અરૂણ તરફ વળી. લોકો ઉંચા નીચા થઈ અરૂણને જોવાનો યત્ન કરતા હતા. કેસ દરમ્યાન પ્રોસીક્યુટર સાહેબે અરૂણને પ્રશ્નો કરવા માંડ્યા.

'તમારૂં નામ શું?'

'અરૂણ.'

'તમે શો ધંધો કરો છો?'

'સ્વયંસેવા.'

'તમે અસહકારી છો કે?'

'અસહકાર તમે કોને કહો છો તે હું સમજી શકતો નથી. આમ ધારવા મુજબ અસહકારીનો અર્થ સમજવામાં તમે ભૂલ ખાઓ છો.'

'હાલની રાષ્ટ્રિય ચળવળમાં ભાગ લેનારાનો મોટો ભાગ અસહકારી કહેવાય છે. તમે તેજ દળમાંના છો કે નહિ?'

'હું તેવાજ દળમાંનો છું પણ તમે 'અસહકારી' શબ્દનો ખોટો અર્થ કરો છો. એ ચળવળમાં ભાગ લેનારા ખરેખર સહકારી છે. જે તેમાં ભાગ નથી લેતા તેજ અસહકારી છે.'

'એ કેવી રીતે?'

'ગુજરાતી ભાષામાં 'સ્નાન' એ શબ્દ જેવા અર્થમાં વપરાય છે તેવાજ અર્થમાં તમે આ શબ્દ વાપરો છો. 'સ્નાન' એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. પરન્તુ ગુજરાતીમાં તો માત્ર કોઈના મરણ પ્રસંગે ન્હાવું પડે છે તેમાંજ તે શબ્દ વપરાય છે. એવી રીતે 'અસહકારી' શબ્દનો અર્થ પણ ખોટો કરવામાં આવે છે અમારા વિરૂદ્ધ પક્ષના અમે અસહકારી ખરા. પરન્તુ અમારા જ પક્ષના અમને અસહકારી કહે એ ભૂલ છે. અમે પક્કા સહકારી છીએ. અને તેના દ્રષ્ટાંતમાં તમે જોશો કે અમે એકલા એક હાથે રાષ્ટ્રિય ચળવળ ચલાવતા નથી પરન્તુ અમારા બંધુઓ સાથે સહકાર કરીને ચલાવીએ છીએ. અને તેથી અમે અમારા બંધુઓના સાચા સહકારી છીએ. સહકારનો ખરો માર્ગ બતાવનાર કોઈ પણ હોય

તો તે અમારૂંજ દળછે. તેમનાં ભાષણોમાં પણ તે અમારા બંધુઓ સાથે અખંડ સહકાર કરવાનું શીખવે છે. '

'પણ તમે હાલના રાજ્યતંત્રના તો અસહકારી ખરા કે નહિ ?'

'કેટલેક અંશે ખરા.'

'તમારા ઉપર મનુષ્ય હરણનો અભિયોગ છે. તમે તેમાં તમારો બચાવ કરવા માગો છો કે તમારા બીજા અસહકારીઓની માફક લેખી કેફીયત આપવાના છો ?'

'હું મારા બચાવ માટે તૈયાર છું.'

આ વખત કોર્ટમાં હાજર રહેલાઓમાં કાંઇક ખળભળાટ જણાયો. પ્રોસીક્યુટરે પ્રશ્ન પુછતાં વળી શાન્તિ પ્રસરી.

'તમે અસહકારી થઇ બચાવ કરશો ? કોર્ટ સાથે સહકાર કરશો ? નવાઈ જેવું છે'

"મારે રાજ્યતંત્ર સાથે સહકાર કરવાનો નથી પણ ન્યાયાસન સાથે સહકાર કરવાનો છે. ખરૂં છે કે મારા કેટલાક સહકારી બંધુઓ ન્યાયાસન સાથે અસહકાર કરી કોર્ટનો એકદમ બહિષ્કાર કરે છે પરન્તુ તેમાં તેમની ભૂલ છે. જે મુકદ્દમામાં પક્ષકારના નોકરના હાથમાં ન્યાય કરવાનો હોય તેમાં અમારે અસહકાર કરવો જોઇએ, પરન્તુ જેમાં પક્ષકારને અને ન્યાય કરનારને સંબંધ નથી તેમાં અમે શા માટે સહકાર ન કરીએ ? જેમાં અમારા ઉપર રાજ્ય વિરૂદ્ધનું વર્ત્તન કરવાનો આરોપ હોય તેમાં ન્યાયાસન ઉપર બેસનાર વ્યક્તિ રાજ્યની પગારદાર હોવાથી અમને તેના ન્યાયમાં વિશ્વાસ ન આવે. ન્યાયને નામે ફારસ કરવાનો સંભવ હોય ત્યાં ન્યાયાસન સાથે અસહકારજ અમારે માટે ઇષ્ટ છે. પરન્તુ જ્યાં ન્યાયાસન સાથે સામા પક્ષને સંબંધજ નથી ત્યાં અમે સહકારજ કરીએ છીએ. પ્રથમના દાખલામાં પણ અમે અમને જે સજા થાય તે શાન્ત ચિત્તે ભોગવવા તૈયાર થઇએ છીએ, પણ 'ન્યાય' શબ્દને માન આપવાના હેતુથીજ."

અરૂણની દલીલથી ઘણાના મન ઉપર અસર થઇ ન્યાયાધીશના મુખપર પણ એક જાતનું હાસ્ય પ્રસર્યું

"વારૂ, તમારા ઉપરના આરોપના બચાવમાં તમે શું કહેવા માગો છો ?

"હું નિર્દોષ છું."

રમણલાલ પોતાની જુબાનીમાં જણાવી ગયો કે 'જે રાત્રે લલિતા ગુમ થઇ તે દિવસે તેની પ્રકૃતિ સારી ન હોવાથી તે જલ્દી સુઈ ગયો હતો. રાત્રે શું બન્યું તેની તેને ખબર ન હતી પરન્તુ આગલે દિવસે કેટલીક ખાનગી બાબતમાં મારે અને અરૂણને ખટપટ થઇ હતી. તે ખાનગી કારણ હું જણાવી શકું તેમ નથી. પરન્તુ અરૂણ હમેશાં મારા ઘરની આસપાસ ફર્યા કરતો હતો. મારી સ્ત્રી ઘણી વખત બારી આગળ ઉભી હોય ત્યારે તે તેના તરફ જોઇ અનેક કુચેષ્ટા કરતો. મારી સ્ત્રીએ મને તે બાબતની ફરીઆદ પણ કરેલી. વળી જ્યારે મારે અને તેને ખટપટ થઇ તે દિવસે તેણે એમ પણ કહેલું કે 'હું જોઇશ કે તું કેવો સુખી થાય છે.' આ ઉપરથી મને અરૂણના ઉપર શંકા આવી હતી. બીજે દિને સવારે જ્યારે મને ખબર પડી કે મારી સ્ત્રી ઘરમાં નથી તે આખો દિવસ મેં તપાસ કરી પણ મને પત્તો ન લાગ્યો. તેથી બીજે દીવસે મેં પોલીસને ખબર આપી. ખબર આપી તે તેના ગુમ થવાથી ત્રીજે દિવસ હતો."

બાદ રમણના વૃદ્ધ પિતા તથા માતાની જુબાની લેવામાં આવી પણ તેમની જુબાનીમાં કાંઇ જાણવા જેવું નીકળ્યું નહિં. બાદ રામકૃષ્ણની જુબાની લેવામાં આવી. તેણે જણાવ્યું:—"રાતનો આશરે દોઢ વાગ્યો હશે. હું નાટક જોઇને આવતો હતો, તે વખત મેં એક માણસને ખભે ગાંસડી લઇ નાસતાં જોયો. મને તેના પર શક જવાથી હું તેની પાછળ દોડયો. મને પોતાની પાછળ પડેલો જોઈ તેણે ગાંસડી નીચે મૂકી અને ઉભો રહ્યો. હું નજીક જઇ કાંઇ પુછું તે પહેલાં તો તેણે તેના હાથમાં કાંઇક ભારે ચીજ હતી તે મારા લમણામાં મારી. હું તરતજ ભોંય પર પડયો. બેભાન થયો. જ્યારે હું શુદ્ધમાં આવ્યો ત્યારે ત્યાં કાંઇજ ન જણાયું. હું તે બાદ સીધો ઘેર ગયો. મેં પોલીસને ખબર આપી ન હતી. જ્યારે તેણે મને લમણામાં માર્યું તે વખત મેં તેનો ચ્હેરો જોયો હતો અને તે આરોપીના જેવોજ હતો—બલ્કે આરોપી પોતેજ હતો."

બાદ પોલીસ સીપાઇ તથા પોલીસ અમલદારની જુબાની લેવામાં આવી. તેનો સાર એ હતો કે:—"શુક્રવારને દિવસે રમણલાલે થાણામાં આવી સાંજના વખતે પોતાની સ્ત્રી લલિતા ગુમ થવાની તથા પોતાને અરૂણ ઉપર શકની ફરીઆદ નોંધાવી. અરૂ-

જુનો ફોટો થાણામાં હોવાથી બધા પોલીસ સીપાઇઓ એને ઓળખી શકે એમ છે. કારણ મજુરોની હડતાલ તથા મ્યુનીસીપલ ચુંટણીમાં તેણે ખાસ ભાગ લીધો હતો. વળી તે એક પાકો અસહકારી છે. રમણલાલના ગયા બાદ હું સાદાં કપડાંમાં તેની પાછળ ગયો હતો. હું તેની હીલચાલ તપાસવા તથા આ ઘટનામાં સત્ય કેટલું છે તે તપાસવા નીકળ્યો હતો. ત્યાં અરૂણને રાણીના બાગ આગળ જોયો. મેં તરતજ તેને પકડવાનું વોરંટ બતાવી પકડયો. તે કાંઇપણ આનાકાની વિના મારી સાથે થાણામાં આવ્યો. તેને જામીનપર છોડવાની માગણી તેના સ્નેહીઓ તરફથી કરવામાં આવી હતી. પણ તેમને કોર્ટમાં હાજર થઈ માગણી કરવાનું સુચવવામાં આવ્યું હતું.'

હવે કુન્દનલાલ બેરીસ્ટરે રમણલાલને પ્રશ્ન કર્યો:—"તમારી સ્ત્રી કયે દિવસે ગુમ થઇ?"

"મંગળવારે રાત્રે"

"તમે ફરીયાદ કયારે નોંધાવી?"

' ગુરૂવારને દિવસે."

હવે કુન્દનલાલે બચાવપક્ષ તરફથી એક ગાડીવાનની જુબાની લીધી. તેમાં તેણે જણાવ્યુ કે:—"મારૂં નામ ભીખા રામા. ઉમ્મર વર્ષ ૪૦ હું ગાડી હાંકવાનો ધંધો કરૂં છું. મારી ગાડીનો નંબર ૨૫૫૧ છે. હું ગુરૂવારે સવારના મોટા મગાકે સ્ટેશન આગળ મારી ગાડી લઇ ઉભો હતો. તે વખત સાડાચારથી સાડાપાંચની અંદરનો હશે તે વખત આરોપી સ્ટેશન પરથી એક નાની ગાંસડી લઇ મારી પાસે આવ્યો અને રાયપર સુધીનું ભાડું કરાવી સ્ટેશનની સામેની દુકાનોની પાછળની ગલીને નાકે મને ઉભો રહેવા કહ્યું. તેણે જણાવ્યું હતું કે એક બાઇ આવે છે. થોડીજ વારમાં એક બાઇ આવી તેને આરોપીએ તેનું નામ દઇ બોલાવી. તેણે તેને લલિતા બ્હેન કહ્યું હતું. મને બરાબર યાદ છે. તે બાઇ ગાડીમાં બેઠી એટલે મને તરતજ ત્યાંથી રાયપર જલદી ગાડી દોડાવી જવાનું કહ્યું. હું તેમને રાયપરમાં——— ———ચોળમાં મકાન નંબર———પાસે લઈ ગયો. બંધને ઉતરી બારણું ઠોકયું બારણું ઉઘડતાં તે ઘરમાં ગઇ. આરોપીએ મને ભાડું ચુકવી દીધું. મેં ગાડી પાછી વાળી ત્યારે આરોપી બારણા

આગળજ ઉભો હતો. તે બાઇ પોતાની ખુશીથી ગાડીમાં બેઠી હતી. આરોપીએ તેનાપર દબાણ કર્યું હોય એમ મને લાગ્યું ન હતું"

તરતજ બેરીસ્ટરના કહેવાથી લલિતાને હાજર કરવામાં આવી કુન્દનલાલે તેની જુબાની લીધીઃ—' મારૂં નામ લલિતા. હું આરોપીને ઓળખતી નથી, પણ મેં તેને એક વખત જોયેલ છે. મને મારા ભાઇને ત્યાં પહોંચાડનાર એજ હતા. મે તેજ દિવસે તેમને જોયા હતા તે પહેલાં મેં જોયા હોય એમ મને યાદ નથી. હું મારા ઘરમાં મંગળવારની રાત્રે સુતી હતી. જ્યારે હું જાગી—યાને શુદ્ધિમાં આવી ત્યારે હું એક નાની ઓરડીમાં સુતેલી હતી મારી પાસે એક માણસ બેઠો હતો હા હું એને જોઉં તો ઓળખી શકું એનું નામ રામુ હતું (રામકૃષ્ણને હાજર કરતાં તેણે તેને ઓળખ્યો હતો.) તેની વાતચીત ઉપરથી મને મારા ઘરમાંથી ઉપાડી લાવનાર તેજ હતો એમ મેં જાણ્યું હતું તે તેના એક મળતીયા સાથે વાત કરતો હતો તે ઉપરથી હું સમજી શકી હતી કે તેની દાનત સારી ન હતી. તે મને ગુરૂવારે રાત્રે બહાર ગામ લઇ જનાર હતો જે ઓરડીમાં હું હતી તે ઓરડીમાં મને વારંવાર આગગાડીની સીટીઓ સંભળાતી હતી તે ઉપરથી હું જાણી શકી હતી કે તે મકાન સ્ટેશનની નજીકજ હતું—રાત્રે લગભગ એક વાગ્યો હશે તે વખતે મારી ઓરડીના બારણા આગળ કાંઇ ખડખડાટ થયો તથા કોઇએ ખુંખારો કર્યો મેં ત્યાં ફાટમાંથી એક કાગળ અંદર પડતાં દીઠો. મેં તે વાંચ્યો આ રહ્યો તે (અરૂણે લખેલો કાગળ આપ્યો). બાદ તેમાં લખ્યા મુજબ હું સવારમાં બહાર નીકળી અને ગલીને નાકે ગાડી ઉભી હતી તેમાં આરોપી બેઠેલ હતો. હું પણ તેના બોલાવવાથી તેમાં બેઠી તરતજ મને મારા ભાઇને ત્યાં પહોંચાડવામાં આવી. આરોપીએ મને પોતાનું નામ જણાવ્યું ન હતું, તેમ મારા ભાઇના ઘરમાં પણ તે આવ્યો ન હતો. ત્યાર બાદ મેં તેને અહીંજ જોયો.'

બાદ કુન્દનલાલે એક લંબાણ ભાષણ કરી અરૂણને નિર્દોષ ઠરાવવાનો યત્ન કરી તેના લાભના મુદ્દા જણાવ્યા. મેજીસ્ટ્રેટ સાહેબે પણ પોતાનો ચુકાદો [illegible] તેમાં તેમણે જણાવ્યું કે— "આ મુકદ્દમામાં જે બીનું બનેલું જણાવ્યું છે, તે બી

પોતે હાજર થઈ જુબાની આપી છે અને તેની જુબાની ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે બાઇને આરોપી નસાડી લઇ ગયો ન હતો-પણ તેને એક બદમાશના પંજામાંથી છોડાવી છે. ગાડીવાળાની તેમજ બાઇની જુબાની જણાવેછે કે બાઇને તે મકાનમાંથી સીધી તેના ભાઇને ત્યાં લઇ જવામાં આવી હતી. વળી ફરીઆદીના સાક્ષી રામકૃષ્ણે જણાવ્યું છે કે તે નાટક જોઇને રાતના એક વાગ્યા ને શુમારે આવતો હતો ત્યારે તેણે આરોપીને બાઇડી સાથે નાસતા જોયો હતો અને તેને તેના સાથે ઝપાઝપી થઇ હતી. એ વાત પણ ખોટી ઠરે છે. કારણ બાઇનું હરણ મંગળવારે થયું હતું. જ્યારે મંગળવારે કોઇ પણ નાટક કંપનીનું નાટક ભજવાયું ન હતું આથી તે સાક્ષીએ તદન ખોટી જુબાની આપી છે. એટલુંજ નહિં પણ બાઇના કહેવા મુજબ તેજ આસામીએ બાઇનું હરણ કરેલું જણાવ્યું છે. વળી રમણલાલ કેવી રીતે હરણ થયું તે જણાવતો નથી તેમ અરૂણ ઉપર માત્ર શકથીજ તેને આરોપી તરીકે ઓળખાવે છે. એ બાબતમાં કંઈ ભેદ છે. પોલીસે પણ આ કેસની પૂરી તપાસ કર્યા વિના બાઇને બદમાશના હાથમાંથી બચાવનાર એક સદ્‌ગૃહસ્થ ઉપર તે માત્ર એક અસહકારી હોવાથી દોરવાઇ જઇ તેને ગુન્હેગાર ઠરાવવા યત્ન કર્યો છે અને એ રીતે પોતાની ફરજનું ભાન ભૂલી ગઇ છે તે યોગ્ય થયું નથી. હું આરોપીને માન-સહ નિરપરાધી ઠરાવી છોડી મૂકું છું અને રામકૃષ્ણ કે જેણે તે બાઇનું હરણ કર્યું હતું તેને એક વર્ષની સખ્ત કેદની સજા ફરમાવું છું. અરૂણ જેવા સદ્વર્તન વાળા સદ્‌ગૃહસ્થને આ બાઇના ઉપર ઉપકાર કરવા જતાં જે સહન કરવું પડયું છે તેને માટે કોર્ટ દીલગીર છે. અને આવા કેસોમાં પુરતી તપાસ કર્યા પહેલાં આવું પગલું ભરવા માટે પોલીસ તરફ અસંતોષની નજરે જૂએ છે."

મેજીસ્ટ્રેટના શબ્દોથી કોર્ટમાં બધાનાં હૃદય આનંદિત બન્યાં. ધીમે ધીમે લોકોની ભીડ વીખરાવા લાગી. સર્વના મુખમાંથી એ ઉદ્‌ગાર નીકળવા લાગ્યા કે

"ખરેખર નિર્દોષ."



## પરિચ્છેદ અગીઆરમો.



### અબ મનમોહન તેરો ભયો.



દ્વૈત ભાવનું ધ્યેય પણ અદ્વૈત થવા માટેજ નિર્માયેલું છે.





રાત્રીના દશ વાગ્યા છે. અરૂણુ તથા ઉષા દિવાનખાનામાં હતાં. મદનરાય પોતાના વાચનાલયમાં બેઠા હતા. વિનોદ ભિખારણુ તથા ચંપકલાલ અને લલિતા પોતાને સ્થાને ચાલ્યાં ગયાં હતાં. સર્વના હૃદયમાં અરૂણુના નિર્દોષ ઠરાવાથી આનંદ વ્યાપી રહ્યો હતો. ભિખારણુ તથા વિનોદના મનનો આનંદ વર્ણવવાની અમારી શક્તિ નથી. તેમજ ઉષાના મનની સ્થિતિ તો તેથી પણુ આગળ વધી જતી હતી. તેતો અર્ધ ગાંડા જેવી બની ગઇ હતી. તેના એક પણુ કાર્યમાં તેનું ચિત્ત ન હતું. કોઇ પાણી કહેતું તો તે પુસ્તક સમજતી. આવી તેની સ્થિતિ હતી. ચંદન તેની આ સ્થિતિ કળી ગઇ હતી. તેને હૃદયમાં એક પ્રકારનો આનંદ પણુ થતો હતો. અરૂણુ દિવાનખાનામાં આરામ ખુરસી પર પડયો પડયો "સૌરાષ્ટ્ર" વાંચતો હતો. સામીજ બીજી ખુરસી પર ઉષા બેઠી બેઠી "નવજીવન" વાંચતી હતી. પરન્તુ તેનું ચિત્ત તેમાં ન હતું. દ્રષ્ટિ નવજીવન' માં હતી પરન્તુ તેનું તેજ તો અરૂણે હરી લીધું હતું. તેનો દેહ ખુરસી ઉપર હતો પરન્તુ આત્મા તો અરૂણુમાં ભમતો હતો. નેત્રો ભરી ભરીને અરૂણુને તે જોતી હતી. તેની સાથે વાત કરવાની તેની ઘણીજ ઇચ્છા થતી, પરન્તુ તેમ કરતાં તેની સૌમ્ય મુખમુદ્રાનું પાન કરવાનું બંધ થઇ જાય તે તેને રૂચતુ ન હતું. તેથી તે મૌન ધરી બેસી રહી હતી. ધીમે ધીમે તેની સાથે વાત કરવાની, તેના ગંભીર પણુ મધુરા શબ્દો સાંભળવાની અને સમય મળે તો પોતાનું અંતઃકરણુ ખોલવાની તેની ઇચ્છા બલવત્તર થઇ પડી. કિશોરના આવ્યા ગયા પછી કોઇપણુ દિવસ તેનું હૃદય વિવશ બની ગયું હોય તો આજ પહેલોજ દિવસ હતો. ધીમે ધીમે તેના હોઠ હાલવા લાગ્યાઃ—

'રાષ્ટ્રિય પત્રોમાં કયાં પત્રો સારાં?'

"જે પત્રોને રાષ્ટ્રિય કહી શકાય તે બધાંય ઉત્તમ." અરૂણુ ઉષાની મનોસ્થિતિને જાણી ગયો હતો. ઉષા સાથે વધુ એકાન્ત પરિચયમાં ન આવવા તથા તેના પ્રેમને ઉત્તેજન ન આપવા તેણે નિશ્ચય કર્યો હતો, અને આજ તે મદનરાયને ત્યાં રોકાવા પણ નાખુશ હતો. છતાં વિનોદ, મદનરાય અને ભિખારણના સખત આગ્રહથી તેને રોકાવું પડયું હતું. અને તેથીજ ઉષાના પ્રશ્નનો ઉત્તર તેણે ટુંકમાંજ આપવા યોગ્ય ધાર્યું હતું.

'પણ રાષ્ટ્રિય કોને કહેવાય તેતો કહો." ઉષાને તેનાં વચનો સાંભળવાનો લોભ હતો. તેણે પોતાની ઇચ્છા પાર પાડવા યત્ન કર્યો.

"રાષ્ટ્રને લગતા પ્રશ્નોનો ઉકેલ જે કરે તે, રાષ્ટ્રને સમતું."

"રાષ્ટ્ર એટલે શું?"

ઉષા જેમ જેમ પ્રશ્ન પૂછતી ગઇ, તેમ તેમ અરૂણુ તેના મનની વિવ્હળતા પૂર્ણ રીતે સમજતો ગયો, અને અરૂણુ જેમ જેમ તે પ્રસંગ ટાળવા ટુંકમાં ઉત્તર દેવા લાગ્યો તેમ તેમ ઉષા તે ઉથલાવી ઉથલાવીને પૂછવા લાગી.

"રાષ્ટ્ર એટલે દેશ."

"કયા દેશને રાષ્ટ્ર કહેવાય?"

અરૂણે કાંઇક કંટાળો બતાવ્યો અને બોલ્યો: "ઉષા! તમે આટલાં વિદ્વાન થઇને આવા અલ્પ પ્રશ્નો કેમ કરો છો?"

"અલ્પ પ્રશ્ન કેવા હોય?" ઉષાએ ફરી પુછયું.

"અલ્પ એટલે મહત્વ વિનાના." અરૂણે જેમ આવ્યુ તેમ ઉત્તર વાળવા માંડયા.

'મહત્વ વિનાના એટલે કેવા?'

'ઉષા! ઉષા!! આજ તમને શું થયું છે! જાણતાં છતાં કેમ પૂછો છો?' અરૂણે ઉષાના સામું જોયું. ઉષાના મુખપર એક પ્રકારનો આનંદ—એક પ્રકારનું તેજ છવાઇ રહ્યું હતું. તેના હૃદયના શુદ્ધ પ્રેમની જ્યોતિ તેના સુંદર વદનપર ઝળકી રહી હતી. હમેશના કરતાં તે અત્યારે વધારે સુંદર જણાતી હતી.

'જાણવા છતાં પૂછવામાંય કારણ તો હશે જને? એક શબ્દનો અર્થ નિશ્ચયાર્થ જાણેલો હોય છતાં ગુરૂને મુખે સાંભળતાં તેને શું વધુ સ્પષ્ટ અને મધુર નથી સમજાતો ?' ઉષાએ પોતાની નજર પગના અંગૂઠાઓથી ખેંચી લેતાં કહ્યું.

'પણ તેથી શબ્દના મૂળ અર્થમાં ફેરફાર નથી થતો.'

'ખોટું છે. અસહકારી શબ્દનો અર્થ હું જે સમજતી હતી તેના કરતાં તમે તે આજ જુદાજ રૂપમાં સમજાવ્યો છે. કહો, મારું કહેવું ખોટું છે?'

'ખરૂં છે. જે રૂપમાં હું સમજ્યો હોઉં તે રૂપમાં હું સમજાવી શકું.'

'અને તેથીજ હું તમને પૂછું છું'

'પણ મારી સમજણ ખોટી હોય તો?'

'તોય અને એ પ્રિય છે.'

'ખોટી હોય તે વસ્તુ પ્રિય હોય ખરી? દોષવાળી વસ્તુ પ્રિય બને ખરી?'

'દોષવાળી વસ્તુ પ્રિય ન બને. પણ પ્રિય વસ્તુમાં દોષ હોય તોય તે પ્રિય લાગે.'

'ઉષા! તમારી આજની વાતચિત અને હમેશના જેવી લાગતી નથી. ઉઠો. સ્વસ્થ થાઓ. સ્ત્રીઓએ પુરૂષ સાથે એકાન્તમાં રહેવું ઇષ્ટ નથી.'

'પણ તે પરપુરૂષ સાથે.'

અરૂણ આ શબ્દો સાંભળતાં ઉભો થઇ ગયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. તેને લાગ્યું કે ઉષાએ આજ તેનો નિશ્ચય તોડાવવાની પ્રતિજ્ઞા કરી હતી. તે બ્હારી પાસે જઇ ઉભો. ઉષા તેના તરફ તાકી રહી. મન સાથે બબડી. 'જરૂર હૈયુ નરમ થવા માંડયું છે.' ક્ષણવાર પછી તેને પાછો વાતે વળગાડવાના ઇરાદાથી તે બોલી:—

'સમાજજાતિમાં બાળકો કંઇ ભાગ ભજવી શકે ખરાં?'

ન બોલવાનો નિશ્ચય કરનાર અરૂણ સમાજજાતિના ઉચ્ચાર માત્રથી ખેંચાયો. ત્યાંજ ઉભા રહી ઉષા તરફ નજર કરતાં બોલ્યો—

'હા. બાળકો અગત્યનો ભાગ ભજવી શકે.

"કયી રીતે? તે શું કરી શકે?'

'બાલ્યાવસ્થાથી આપણે તેમનામાં રાષ્ટ્રિય ભાવનાનું બીજારોપણ કરવું જોઇએ. તેમને રમતમાં, ખેલમાં, લાડમાં, વાતોમાં એમ અનેક રીતે રાષ્ટ્રના નેતાઓનાં વિશુદ્ધ જીવનનાં દૃષ્ટાંત આપવાં જોઇએ. તેમનાપર આવેલી વિપત્તિઓ, સુખ, દુઃખ તથા તેમાંથી તેમનો અને રાષ્ટ્રનો ઉદ્ધાર વગેરે વાતો સમજાવવી જોઇએ. એમના જીવનનાં ગીતો બનાવી તેમને શીખવવાં જોઇએ. એમના સિદ્ધાંતોનો તેમનાં ધર્મસુત્રો માફક જ અભ્યાસ કરાવવો જોઇએ. પ્રાતઃકાળમાં પ્રથમ સેવા રાષ્ટ્ર ભક્ત નેતાઓનું નામ સ્મરણ કરાવવું જોઇએ. ટુંકમાં કહું તો બાળકોના પ્રત્યેક વ્યવહારમાં રાષ્ટ્રભાવના, રાજનીતિ અને રાષ્ટ્ર નેતાનાં જીવનોની જ વાતો આવવી જોઇએ. વળી તેમને ચાણાકય નીતિ, વિદુર નીતિ, શુક્ર નીતિ, આદિ નીતિઓનું જ્ઞાન વ્યવહારિક તેમજ રમતગમતના દાખલાથી આપવું જોઇએ. આ રીતે બાળકોની ભાવના પોષાય તો દેશ એક આદર્શ રાષ્ટ્ર બની જાય. પ્રત્યેક ઘરમાં આવા ભાવો પોષાવાની ખાસ અગત્ય છે.' અરૂણ વાતે ચઢયો.

"પણ મહાત્મા ગાંધીજી તો કહેછે કે હાલ કેટલાંક વર્ષ સુધી સ્ત્રી પુરૂષોએ બ્રહ્મચર્ય પાળવું અને ભારતમાં લગ્ન થતાં અટકાવવાં. આથી શંકા થાય છે કે જો બાળકો રાષ્ટ્રોન્નતિમાં આટલો અગત્યનો ભાગ ભજવતાં હોય તો લગ્ન શા માટે અટકાવવાં? ભારતની વધતી વસતીમાં શામાટે અંતરાય નાખવો?" ઉષાએ પ્રશ્ન કર્યો.

"મહાત્માજીનું કહેવું સત્ય છે. દેશમાં હાલ અજ્ઞાન વધી પડયું છે. સ્વતંત્રતા તો શું પણ સ્વતંત્ર થવાની ઇચ્છા પણ જણાતી નથી. પોતાનું પોષણ કરવાની પણ શક્તિ મનુષ્યોમાં જણાતી નથી. પ્રત્યેક બાબતમાં પારકા ઉપર આધાર રાખવાની સ્થિતિ જ ગ્રાહ્ય છે. વસ્ત્રો તો વિદેશ પુરાં પાડે છે. કેળવણીનાં સાધનોય વિદેશ પુરાં પાડે છે. દીવાસળી, સોય દોરા, ચપ્પુ, કાગળ, ટાંકણી વગેરે આવા હમેશના ઘરગતુ ઉપયોગની ચીજો માટે પણ પારકા ઉપર આધાર રાખવો પડે છે. વધુ તો શું પણ આપણો સ્ત્રી સમાજ પોતાના સૌભાગ્યનું

ચિન્હ જે બંગડીઓ તે પણ વિદેશીઓ પુરી પાડે છે—રપષ્ટ શબ્દોમાં કહું તો પુરૂષો પોતાની સ્ત્રીઓને તેમનું સૌભાગ્ય ચિન્હ પણ પુરૂં પાડી શકતા નથી. આપણી સ્ત્રીઓનાં સૌભાગ્ય ચિન્હ આપનાર પણ વિદેશીઓ છે. જ્યાં આવી દશા છે, જ્યાં પારકાના ઉપર આધાર રાખનારી ગુલામી દશા છે ત્યાં તે ગુલામી દશામાં ગુલામી પ્રજાની સંખ્યા વધાર્યેજ જવી એ રાષ્ટ્રને વધુ અને વધુ પાયમાલ કરવાનો માર્ગ છે. આથીજ મહાત્માજીએ પોતાનો મત એ રીતે દર્શાવ્યો છે. બાકી જે પોતે રાષ્ટ્ર ભાવનાને સરી રીતે સમજ્યાં હોય, રાષ્ટ્ર સેવામાં તત્પર હોય અને પોતાનાં બાળકોમાં બાલ્યાવસ્થાથીજ રાષ્ટ્રભાવનાનાં બીજ રોપી શકે તેમ હોય તેવાં સ્ત્રી પુરૂષોનાં લગ્ન માટે મહાત્માજીની મના નથી.'

'ત્યારે એવાં સ્ત્રી પુરૂષો લગ્ન કરે તો શું ખોટું?'

'સારૂં. એમને માટે મહાત્માજી મના કરતા નથી.'

'પણ એવાં મનુષ્યો લગ્ન ન કરે તો?'

'તો તેમને મહાત્માજી ફરજ પણ પાડતા નથી.'

'દરેક મનુષ્યે રાષ્ટ્ર સેવા કરવીજ જોઇએ?'

ઉષા પ્રશ્ન ઉપર પ્રશ્ન કરતી હતી. તેની ઇચ્છા અરૂણને પોતે ધારેલા વિષય તરફ લઇ જવાની હતી. અને તેનો તે યત્ન ચાલુજ હતો.

"અલબત્ત! દરેક મનુષ્યની ફરજ રાષ્ટ્ર સેવા કરવાની છે. જો તે પોતે સમજે અને ન કરે યા રાષ્ટ્ર સેવા કરવાને શક્તિવાન હોય છતાં ન કરે તો તે અત્યંત નીચ ગણાય.'

'મનુષ્ય જેટલી રીતે રાષ્ટ્ર સેવા કરી શકવા સમર્થ તેટલી રીતે કરવી જોઇએ કે એક રીતે કરે એટલે ચાલે?'

'જેટલા માર્ગે તે કરી શકે તેમ હોય તે તમામ માર્ગે તે બંધાયલો છે.'

'તમે પણ બંધાયેલા ખરા કે નહિ?'

'કાયદો મનુષ્ય માત્રને બંધનકર્ત્તા છે. એના અમલમાંથી કોઇ બચી શકતો નથી.'

'તો પછી તમે લગ્ન કેમ કરતા નથી?' ઉષા મુદ્દાની વાત

ઉપર આવી. ઉષાના અણુચિંતવ્યા પ્રશ્નથી અરૂણ ચમક્યો. પોતાને કેવા સપાટામાં લીધો હતો તે હવે તે સમજ્યો. ક્ષણવાર મનમાં ઉષાના બુદ્ધિ ચાતુર્યની પ્રશંસા કરી પોતે આ મુદ્દામાંથી છટકવાનો વિચાર કરતો બોલ્યો.

"હું લગ્ન શામાટે કરૂં? મારૂં કર્ત્તવ્ય રાષ્ટ્ર સેવા બજાવવાનું છે અને આ મારૂં જીવન મેં એ કાર્યમાંજ અર્પણ કર્યું છે. હવે એ જીવન હું કોઇને સોંપી શકું નહિં એ જીવન ઉપર કોઇનો અધિકાર સ્થાપી શકાય નહિં, કારણ એ જીવન ઉપર મારો પણ હવે અધિકાર નથી."

"તમે ક્ષણિક કાર્ય માટે તમારૂં જીવન આપ્યું છે કે ચિરસ્થાયી કાર્ય માટે?"

"[illegible] અને તે માટે."

"[illegible] સદ્ગુણોના [illegible] ભાવિ [illegible] માર્ગે [illegible] તમારી ફરજ [illegible] તમારા [illegible] થાય [illegible]?"

"રાષ્ટ્રના ભાવિ ભક્તો તૈયાર કરવા [illegible] ફરજ છે. અને તેથીજ સમાજમાં રાષ્ટ્ર ભાવના જાગૃત કરવાના સતત પ્રયાસો હું કરૂં છું. હું સમજી નથી શકતો કે તમે શા ઉપર આ બધા પ્રશ્નો કરો છો"

"હું તો મારા મનની શંકાઓ દૂર કરવાના હેતુથીજ પૂછું છું. પણ એટલું સમજાવો કે રોજ અફીણ ખાનારો મનુષ્ય બીજાઓને અફીણથી દૂર રહેવાનો ઉપદેશ કરવાનો અધિકાર ધરાવી શકે ખરો?"

"નહિંજ. પ્રથમ તેણેજ અફીણનો ત્યાગ કરવો જોઇએ."

"ત્યારે તમે કેમ એ નીતિનું ઉલ્લંઘન કરો છો?"

"હું ઉલ્લંઘન કરૂં છું? શીરીતે?" અરૂણ બોલતો બોલતો પાછો આરામ ખુરશી પર પડ્યો.

"અન્યને બાળકોને કેળવવાનો ઉપદેશ કરો છો, જ્યારે તમે બાળકોને ઉચ્ચપ્રતિના રાષ્ટ્ર ભક્ત બનાવી શકો તેમ છો, છતાં કુંવારા રહો છો. તમારા આવા વર્તનથી તમે હિન્દમાતાના ભાવિ

ભક્તો—અને તે પણુ સંપૂર્ણ રાષ્ટ્ર ભાવનાવાળા ભક્તોની સંખ્યા વધારવામાં અંતરાય નથી નાખતા? તમે શક્તિવાન હોવા છતાં ભારતમાતાને રાષ્ટ્રભાવનાવાળાં સંતાનોની ભેટ ન ધરો તો અન્યને તેવો ઉપદેશ આપવાનો તમને શો અધિકાર?"

અરૂણુ ક્ષણુવાર મૌન રહ્યો.

"મારી ઇચ્છા છે કે તમે લગ્ન કરો. હું તમને પરણેલા જોવા બહુજ ઉત્સુક છું." ઉષાએ કાંઇક લજ્જાનો ભાવ ધરતાં કહ્યું.

"હું લગ્ન કરૂં તેથી તમને શો આનંદ? ઉષા! મારા લગ્નની માથાકૂટમાં તમે ન પડશો. એ વાત અત્રેજ રહેવાદો."

અરૂણુનો પ્રત્યુત્તર સાંભળી ઉષા ક્ષણુવાર મૌન રહી. થોડી વાર પછી બાજુના ટેબલના ખાનામાંથી એક ચિત્રપટ (છબી) કાઢી અરૂણુના હાથમાં મૂકતાં બોલીઃ—

"આ પુરૂષને તમે ઓળખો છો?"

અરૂણુ ચિત્રપટ સામું જોઇ રહ્યો. તે ચિત્રપટ તેનુંજ બાલ્યાવસ્થાનું હતું. તેના મનમાં વર્ષો પૂર્વેના બનાવો તાજા થયા. પોતાના પિતા, માતાના મીઠા શબ્દો યાદ આવ્યા. ઉષા સાથેનો વિનોદ યાદ આવ્યો. તે વખતની ઉષા અને આજની ઉષાની તે સરખામણી કરવા લાગ્યો. તે વિચારે ચઢયો. ઉષાએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવાનું તેને સ્મરણુ ન રહ્યું. ઉષા પણુ ક્ષણુવાર મૌન રહી બોલીઃ—
"કિશોર! મારી વાતતો ઠીક, પણુ માતા પિતા યાદ નથી આવતાં?"

ઉષા બોલતાં બોલતાં ગળગળી થઇ ગઇ. તેનું હૈયું હાથમાં ન રહ્યું. તે અરૂણુના પગ આગળ બેસી તેના પગપર માથું મુકી રહી પડી. અરૂણુની દ્રઢતા હવે ન રહી. ઉષાને ઉઠાડતાં તે બોલ્યોઃ—

"ઉષા! ઉષા!! આ શું કરો છો? ઉઠો!"

"કિશોર! વ્હાલા કિશોર!! મ્હારા અપરાધ ક્ષમા કરો. મારી ઉદ્ધતાઇની મને ઘણીજ શિક્ષા મળી ચૂકી છે. મને ક્ષમા કરો, તમારા ચરણુમાં લ્યો."

"ઉષા! ઉઠો. સમજુ થઇને આ શું કરોછો?"

ઉષા ઉઠી અરૂણુના સામે ઉભી રહી. અશ્રુ ભીની નજરે તેના

તરફ જોઇ રહી. અરૂણને ઉષા આ વખત પણ અત્યંત સુંદર લાગી. અરૂણને મૌન જોઇ ઉષા ફરીથી બોલીઃ—

કિશોર ! તમારૂં હૃદય આટલું બધું કઠોર થઇ ગયું છે ? મારા તરફ તમને જરાય મમતા નથી ? હશે. મારા ભાવિમાં તમે દુઃખ સરજાવવા નક્કિ કર્યું હોય તો તેમ કરજો. પણ માતા પિતા—પેલાં વૃદ્ધાવસ્થામાં પુત્ર વિયોગથી કકળતાં માતા પિતાના હૃદયને તો શાન્ત કરો."

"ઉષા ! હું તમારા ભાવિમાં દુઃખ સરજાવું છું ?" અરૂણે ઠપકા ભરી દ્રષ્ટિએ કહ્યુ.

"હા. એમજ. આજ કેટલાય વર્ષથી મારા જીવન વિધાતા તમે થઈ ચૂકયા છો. મારા જીવનને તમારે જેવું બનાવવું હોય તેવું બનાવો. હવે હું કાંઇજ કહીશ નહિં."

"મારા ઉપર દોષ ન નાખો. મારૂં હૃદય શુષ્ક બની ગયું છે."

"હું તેને લીલું બનાવીશ"

"મારા હૃદયનો પ્રેમ ઝરો સુકાઇ ગયો છે."

"હું તે ફરીથી વહેવડાવીશ."

"સંસારના અયશ આરામ અને મોજ મઝાની મને ઇચ્છા રહી નથી."

"હું પણ નહિ રાખું. હું પણ તમારા જેવુંજ જીવન ગાળીશ."

"એવા જીવનમાં અપાર કષ્ટ સહન કરવાં પડશે"

"તે કષ્ટો મને તમારી છાયામાં સ્વર્ગનાં સુખ સમાં લાગશે."

"એ જીવનમાં મઝા નથી. એકલુ અટુલુ લાગશે."

"હા. હા. હા." ઉષા હસી પડી. "તમને સ્ત્રીના હૃદયની શી ખબર પડે ? સ્ત્રીઓને ઐશ્વર્યના ઉદધિમાં ડુબાડી દો, પણ તેના પતિની મીઠી દ્રષ્ટિ આગળ તે તુચ્છ છે. દુઃખને સુખ કેમ બનાવવું, શુષ્ક હૃદયને લીલું કેમ કરવું, પ્રેમહિન હૃદયમાંથી પ્રણય નિર્ઝર કેમ ઉત્પન્ન કરવું એ બધી કળા તેમને પતિની મીઠી નજરમાંથી મળે છે. મારા વ્હાલા કિશોર !" ઉષા અરૂણને કંઠે વળગતાં બોલી. "હવે હઠ છોડી દો. તમારી ઇચ્છા એજ મારી

ઇચ્છા થશે. અને તમારો જીવનોદ્દેશજ મારૂં ધ્યેય થશે. હું પેલા અયશ આરામી કિશોરને ભુલી જઇશ. આજથી હું અરૂણુનેજ મારા હૃદયમાં રાખીશ. વ્હાલા ! તમે અરૂણુ અને હું ઉષા. તમારો માર્ગ હું હમેશાં સાફ રાખીશ. એક વખત મને તમારો મીઠો શબ્દ સંભળાવો." અરૂણુ પીગળ્યો. આટલા સમયનું આત્મબળ તેણે ખોયું. ઉષાની હનવટી પકડી તેણે કહ્યું: "ઉષા ! ઉષા ! તું ખરેખર ઉષાજ છે. મારા શુષ્ક પણુ રાષ્ટ્રિય જીવનમાં આજ તેં ઉત્તમ ભાવના પ્રકટાવી છે. મારો ભાવિ રાષ્ટ્રિય પથ તેં ઘણી દક્ષતાથી સરળ કરી આપ્યો છે. ઉષા ! વ્હાલી ! ! ઉષાથી અરૂણુ શી રીતે છૂટો પડે ?"

ઉષા અરૂણુના વક્ષસ્થળમાં શમાઇ ગઇ. છાતીમાં માથું શમાવતી ઉચું વદન કરી અરૂણુની દ્રષ્ટિને પોતાના હૃદયમાં ઉતારવા લાગી. બન્ને જણુ નેત્ર મુગ્ધ બન્યાં. એટલામાં બારીમાંથી સ્વર આવ્યો:—

"કર ભલાઇ, જીંદગાની, ઔર જવાની ફાની હૈ"

"ભિખારણુ અત્યારે કેમ આવી ?" અરૂણે ચમકીને પૂછ્યું.

"એતો દેવી છે દેવી ! એણે તો મને તમારૂં ઓળખાણુ કરાવ્યું."

આમ બોલતી ઉષા બારણું ઉઘાડવા દોડી. ક્ષણુવારમાં બન્ને જણુ ઉપર આવ્યાં. ભિખારણુ ક્ષણુ વાર અરૂણુ તથા ઉષા સામું જોઇ રહી. અરૂણુના મનમાં કાંઇક ગ્લાનિ થઇ. તે આડુ જોવા લાગ્યો. ભિખારણુ તેના મનનો ભાવ કળી ગઇ. તે બોલી:—

"મેરે દેવ ! ન શરમાઇએ. મયે વહીજ રૂહને આઇ થી બહન !" ઉષા તરફ ફરી બોલી—"આવ. મેરે પાસ આવ." ઉષા તેની પાસે ગઇ. ભિખારણુ તેને સાથે લઇ અરૂણુની છેક નજીક જઈ બોલી. "પ્રકાશ ! દેવ ! ! મેરે પૂરાને પ્રેમકો યાદ કરો. વહ અબ ઇસ દુનિયાકા માયિક પ્રેમ નહિં હૈ આપકી કૃપાસે મેરા મોહ ટલ ગયા હૈ. અબ આપકી સેવા ઔર આપકા ફરમાન મુતાબિક સમાજ સેવામેં મેરા પ્રેમ લગ ગયા હૈ. મેરે દીલમેં આપકે લીયે ભક્તિ પ્રકટ હો ગઇ હૈ. મેં મેરી જગહપર મેરી ઇસ છોટી બહનકો આપકે શરણુ મેં દેતી હું, ઉનકા સ્વીકાર કીજીયે. ઔર ઉનકી ફૂલતી હુઇ બાડીકો ખીલાઇએ. ઉન્કી ઉમ્મીદોં પૂરી

કરીએ. ઔર બસ ભિખારનકી સેવાકા સ્વીકાર કીજીયે." આમ બોલતાં ઉષાને અરૂણના ખોળામાં બેસાડી આનંદથી નાચવા તથા ગાવા લાગી.

"અબ મનમોહન, મેરા ભયો,
અબ મનમો—હન, મેરા ભયો.
મેરા ભયો—સખી! મેરા ભયો—
અબ મનમો—હન, મે...રા ભયો."

"ગુલ્શન! ગુલ્શન!! શાન્ત હો. તુ પાગલ હો જાયગી." અરૂણ બોલ્યો.

"મેરેકો પાગલહી બનના હૈ. આજ મે મેરે પ્રકાશકો સુખી કર સકી. બહન! અબ અપને અરૂણકો ન સતાઇએ. હાં. સતાના હો તો જરૂર સતાઇએ, મગર જબ તુ ઔર વહ અકેલે—"ઉષાએ ભિખારણના મોઢાપર હાથ દાબી તેને અટકાવી દીધી.

ત્રણે જણ હસી પડ્યાં. બાદ ભિખારણ બોલી. "પ્રકાશ! હાં ભૂલી—મેરે દેવ! આપ આરભી એક કામ કરના હોગા."

"વહ ક્યા?"

"ચંદા ઔર વિનોદકી શાદી."

"ક્યા ઉન દોનો રાજી હૈ?"

"ચંદા તો હૈ. ઔર ઇધરકી ભી વહી ઇચ્છા હૈ."

"તબ જરૂર કી જાયગી. મે વિનોદકો સમજાઉંગા."

"આપસે ન સમજે તો મેરી છોટી બહનકો ભેજના. જીસને અરૂણકો સમજા દીયા વહ વિનોદકો તો એક ઇશારેમેં મના-દેગી." ઉષા તરફ જોઈ ભિખારણ હસવા લાગી. ઉષા તેના તરફ ઠપકાભરી દ્રષ્ટિએ પણ હસિત વદને જોઇ રહી.

"દેવ! અબ મેં આગ્યા ચ્હાતી હું"

"બા ખુશી."

ભિખારણ ગઇ. જતાં જતાં ઉષા તથા અરૂણ તરફ નજર કરતી ગાતી ગઇ કે:—

"અબ મન મોહન, તેરા ભયો."



# પરિચ્છેદ બારમો.

## શી વિમળતા !

હૃદયની નિર્મળતા—વિમળતા દેવોને પણ પૂજ્ય છે.



"કેટલીક વખત ભારતના ઇતિહાસની અપૂર્ણતા જણાવી ભારતનાં સંતાનો પોતાનો ઇતિહાસ લખવામાં કેટલાં બેદરકાર યા પછાત રહ્યાં છે એમ ટીકા કરવામાં આવે છે તે સંબંધમાં જણાવવાનું કે ઇતિહાસ લખવાની જે પદ્ધતિ ભારતનાં સંતાનોએ ગ્રહણ કરી છે. એ અયુત્તમ છે."

અરૂણુ તથા વિનોદ બેઠા બેઠા નોંધપોથીનું અવલોકન કરતા હતા. વિનોદ પ્રફુલ્લ હૃદયે નોંધપોથીનો અક્ષરે અક્ષર વાંચતો હતો. તેણે આગળ ચલાવ્યું,

"આર્યોના—ભારત વાસીઓના સમાજનું બંધારણ તથા તેમનું કર્ત્તવ્ય સૂચન એટલી તો સરસ રીતે થયું છે કે ઇતિહાસનું તેમાં ક્ષણ પણ વિસ્મરણ ન થાય. હરેશનાં કર્ત્તવ્યો અને જેને ધર્મ કહેવામાં આવે છે તેજ ધર્મમાં ઇતિહાસનું મિશ્રણ કરવામાં આવ્યું છે. ધર્મદ્વારા ઇતિહાસનું, અને ઇતિહાસ દ્વારા ધર્મનું શિક્ષણ આપવામાં આવ્યું છે. ભારતવાસીઓનાં વેદ, પુરાણ, શ્રુતિ, સ્મૃતિ એ શું છે ? પૂર્વે થઇ ગયેલા મહાન્ ઋષિ મુનીઓ, નૃપતિઓ અને ઉચ્ચ પ્રતિભાશાલી પુરૂષોનાં જીવનની ગાથા. તેમના ઉપદેશો અને તેમના ઉદ્દેશોની ચર્ચા. આ અભ્યાસનેજ ભારતવાસીઓએ પોતાનો ધર્મ માની લીધો છે. ધર્મ તરીકે તેમને આવાં આવાં મહાન્ જીવનનું અધ્યયન કરાવવામાં આવે છે, તેમના ઉપદેશ મુજબનું વર્ત્તન એજ તેમનું ધાર્મિક વર્તન, અને તેમના ઉદ્દેશોનું પાલન એજ તેમની કર્ત્તવ્ય દિશા નિયત કરવામાં આવી છે. સવારથી સાંજ સુધીમાં તેમનાજ જીવનનું અનુકરણ તેમણે કરવાનું હોય છે. તેમના ઉપદેશોજ શાસ્ત્રની આજ્ઞા તરીકે માન્ય કરાયા છે

અને તેમના ચારિત્ર ઉપરથીજ તેમનું ચારિત્ર ઘડાય એવી યોજના કરવામાં આવી છે. મહાન્ ગુંચવણી ભરેલા પ્રશ્નો પણ એજ ઉપદેશોના નિર્દેશની મદદથી ઉકેલવામાં આવે છે. અને એને જ ધર્મ-કર્ત્તવ્ય તરીકે ગણવામાં આવે છે, ત્યાં ભારતવાસીઓને ઇતિહાસ લખવાનું ભાન ન હતું. વિદેશીઓના આવ્યા બાદ જ તે ઇતિહાસ લખતાં શીખ્યા આવા આવા આક્ષેપો કરવા એ ભારતવાસીઓની ઉજ્વળ કીર્ત્તિને ઝાંખ લગાડવાના પ્રયત્નો છે. વિદેશીઓતો કદાચ લખે પણ ભારતવાસીઓમાંના જ કેટલાક પોતાને વિદ્વાન હોવાનો ડોળ બતાવનારા ઇતિહાસના લેખક તરીકે સમાજને ઓળખાવનારા ભારતપુત્રો પણ આમ લખે એ એક પ્રકારની તેમની પ્રાચીન ભારતના પુણ્યશ્લોક પુત્રોની કૃતઘ્નતા કહેવાય-અરે ! એટલુંજ નહિ પણ ભારતના સંતાન તરીકેનું તેમનું એ વર્ત્તન ભારતનો દ્રોહ કરવા જેવું જ ગણાય. શ્રુતિ, સ્મૃતિ, વેદ, પુરાણ વગેરે પ્રાચીન સંસ્કારી સંસ્કૃત ભાષામાં છે અને હાલ તેનો અભ્યાસ ન હોવાથી કદાચ બધાની જાણમાં તેમાંની વાતો, અને ઇતિહાસ ન આવે એ સ્વાભાવિક છે. પરન્તુ શ્રીમદ્ ભાગવત, મહાભારત, શ્રીમદ્ ભગવદ્ગીતા, રામાયણ આદિ અનાયસા ધર્મગ્રંથો, તથા હરિશ્ચંદ્ર, શીબિ, નળ, આદિ રાજાઓના ગાથાઓ શું સુચવે છે ? શું એ ઇતિહાસ નથી ? કદાચ કોઇ કહેશે કે તેમાં રાજાઓનો અનુક્રમ નથી. તેમાં સાલ-વર્ષ-જણાવેલાં નથી. પણ તેથી શું ? ભાગવતમાં સૃષ્ટિના ક્રમથી તે લખાયુ ત્યાં સુધીનો ક્રમ નથી ? અરે ! તેમાં આખા માનવવંશનું આદિથી અંતસુધી વર્ણન છે. આનાથી બીજો ક્રમ કેવો જોઇએ ? અલબત્ત ! તેમાં વર્ષ જણાવ્યાં નથી. તેમજ થઇ ગયેલા તમામ રાજાઓની કારકીર્દિ જણાવી નથી પણ તેથી શું ? ઇતિહાસનો અભ્યાસ કરનારને મહાપુરૂષોનાંજ જીવનના અભ્યાસની જેટલી જરૂરછે, તેટલી જરૂર ફલાણો બનાવ કઇ સાલમાં બન્યો તે જાણવાની નથી. તેમ આવશ્યકતા માત્ર ઉચ્ચ જીવન ગાળનાર મહાપુરૂષોનાં જીવનનું અધ્યયન કરવાની છે. કોઇ દુષ્ટ રાજાઓનાં જીવન અવલોકવાની નથી. વિદેશીઓ કદાચ તમામ રાજાનાં સારાં નરતાં જીવનોનો અભ્યાસ કરવાની આવશ્યકતા ગણતા હોય તો ભલે ગણે. ભારતવાસીઓને તેની આવશ્યકતા નથી. તેમના જૉન (John), ચાર્લ્સ (Charles) જેમ્સ (James) આદિ

રાજાઓનાં જીવનો, તેમના સમયમાં પ્રજાએ મચાવેલા ફીતૂરોનું ભલે તેઓ અવલોકન કરે. અને તેજ ઐતિહાસિક ઘટનાનું “ આયર્લેન્ડનો વિપ્લવ ” વગેરે નામાભિધાનથી ભલે તેમને ત્યાં પુનરાવર્ત્તન થાય. ભારતવાસીઓને તેવા અવલોકનની જરૂર નથી તેમ તેવા પુનરાવર્ત્તનની જરૂર નથી. ભારત જો હજી સુધી શાન્ત, અહિંસામય, અને ધર્મવૃત્તિપરાયણ રહ્યો હોય, તો તેનું કારણ એજ છે કે ભારતના પૂર્વ નેતાઓએ તેમના આગળ ઇતિહાસરૂપે દુષ્ટ અને હિંસામય ચરિત્રો નહિં પરન્તુ શાન્તિ અને અહિંસામય તથા ધાર્મિક ચરિત્રો રજુ કર્યાં છે; તેજ શીખવ્યાં છે. અને તેમના જીવનમાં તેજ ઉતાર્યાં છે. આથીજ ભારતવાસીઓનો અહિંસામય અસહકાર શ્રેષ્ટ પદ ભોગવી શકે તેમ છે.

વિશ્વમાં જેટલા પંથ—ધર્મ માર્ગો નીકળ્યા છે, તે દરેકનું અવલોકન કરો. તે માર્ગના પ્રવર્ત્તકોનો જન્મ ક્યાં થયો હતો ? ક્યા દેશના તેમનાપર સંસ્કાર હતા ? અને તે દરેક માર્ગોનું મૂળ ક્યાં છે ? તથા તેમાં સૌથી પુરાતન કયો માર્ગ—માન્યતા છે ? આખા વિશ્વને કહેવુંજ પડશે કે તેમનો જન્મ એશિયા ખંડ કે જેમાં તે સમયે ભારત અપૂર્વ સત્તાશાલી હતો, તેમાં થયા હતા. તેમનાપર સંસ્કારો ભારતના હતા. દરેક માર્ગનું મૂળ ભારતના પુરાતન સનાતન ધર્મમાંથી ઉદ્‌ભવ્યું હતું. ભારતના તે મનાયેલા ધર્મનું નામ જે ‘ સનાતન ’ રાખવામાં આવ્યું છે તેજ તેની પ્રાચીનતા તથા સર્વમાન્યતા સિદ્ધ કરી આપે છે. આ બધું શાથી ? માત્ર ભારતના ગૌરવશાલી ઇતિહાસને લઇનેજ. ભારતના સંતાન કોઇપણ રાજદ્રોહી ન બને માટે તેમનામાં ગુરૂ તરીકે મનાયેલા બ્રહ્મ પુત્રોમાં રાજા પ્રતિનું પ્રજા તરીકેનું તેમનું રૂણ ફેડવા માટેનું કર્તવ્ય જોડવામાં આવ્યું છે. નિત્ય ભોજનમાંથી “ભૂત્ર” પતિ અને ‘ભૂત’ પતિની આહુતિ પહેલાં ‘ ભૂપતિ’ની આહુતિ પ્રથમ જુદી આપવાનો નિયમ રખાયલો છે. આ બધું ઐતિહાસિક શિક્ષણ ધર્મ દ્વારા અપાય છે. આવા દીર્ઘદર્શી મહાન્ ગૌરવશાલી ભારતનો ઇતિહાસ અવસ્થિત નથી યા ઇતિહાસ લખાયલોજ નથી, અને ભારતવાસીઓને ઇતિહાસ લખવાનું ભાનજ નહતું એવા આરોપો કરનારની બુદ્ધિમત્તા માટે શું કહેવું ?

કેટલીક વખત કેટલાક પુરૂષો રાષ્ટ્રોન્નતિના માર્ગમાં ધર્મભેદ અને વર્ણભેદને આડ રૂપ જણાવી તેનો નિષેધ કરે છે. આવા પુરૂષોની વિચાર શક્તિની તુલના કરવાનું કાર્ય અત્રે નથી. પરન્તુ પ્રશ્ન એ થાય છે કે જે ધર્મમાં માત્ર ઇતિહાસ અને ઉચ્ચ પ્રતિભાશાલી મહા પુરૂષોના ચારિત્ર્ય વડે સિદ્ધ થયેલા ઉદ્દેશો અને માર્ગોનું અનુકરણ માત્ર હોય, અને તેવા પુરૂષોમાંની ભિન્નભિન્ન વ્યક્તિઓનાં જીવનને અનુસરનારા ભિન્નભિન્ન માર્ગોને ધર્મના રૂપે ઓળખવામાં આવતા હોય ત્યાં એ ધર્મ રાષ્ટ્રોન્નતિના માર્ગમાં કેવી રીતે આડે આવે ? સત્યને ચ્હાનાર અને અહિંસાને ચ્હાનાર સાથે રહી શકતા નથી ? સાથે કાર્ય કરી શકતા નથી ? ઘીનો વહેપાર કરનાર અને વસ્ત્રોનો વહેપાર કરનાર વચ્ચે મિત્રતા હોતી નથી ? બગ્ગીનો વહેપાર કરનાર અને ચ્હા કૉફી વેચનાર વચ્ચે મિત્રતા હતી નથી ? કદાચ વિરોધી ઉદ્દેશવાળા હોય તો મિત્રતા અસંભવિત ખરી. પણ જ્યાં કર્ત્તવ્યનેજ ધર્મ મનાયલો હોય, મહાન્ ઉચ્ચ જીવનોના આદેશોનેજ ધર્મ આજ્ઞા મનાતી હોય ત્યાં આવો વિરોધી ભાવ સંભવે ખરો ? કદાચ કોઇને જણાય તો તેમાં તેની દ્રષ્ટિનોજ દોષ છે.

વર્ણ યાને જાતિભેદને પણ એવીજ અગવડ ગણવામાં આવે છે. જાતિભેદ ઉચ્ચ નીચતાની દ્રષ્ટિએ પડાયલો નથી. કર્ત્તવ્ય ઉપરથી તેને નામ આપી તેને જાતિ તરીકે ઓળખવામાં આવે છે. પ્રત્યેક મનુષ્ય, આર્થિક, શારીરિક, માનસિક, આધ્યાત્મિક આદિ ઉન્નતિનો વિકાસક્રમ એકલે હાથે કોઇની પણ મદદ વિના સાધી શકે નહિં એમ લાગવાથી આ તમામ પ્રકારની ઉન્નતિના વિકાસક્રમના અમુક વિભાગ પાડી, જે જે વિભાગમાં જે જે વ્યક્તિ સફલતાથી કાર્ય કરી શકે એમ હતી તેને તે કાર્યમાં યોજી તે નામ આપ્યું. પોતાના નેતાઓમાં અને તેમનામણુદ્ધિબળમાં અપૂર્વ વિશ્વાસ અને શ્રદ્ધા હોવાથી તે નામ અવિચળ રહ્યું, જે જાતિ તરીકે ઓળખાવા લાગ્યું. આથી ઉન્નતિનો કયી રીતે અવરોધ થાય ? ઉલટું ઉન્નતિ માર્ગે જનારાને સફળતા મળે તેમ છે. તે તે જાતિમાં તે તે વ્યક્તિ અદ્વિતિય તરીકે નીવડી પરસ્પરના સહકારથી વધુ બળવાન અને ઉન્નત પથે ગમન કરનાર બને છે. પુરાતન દાખલા જુઓ. રાજા રાજ્ય કરી પ્રજાનું પાલન કરતો. જ્યારે કાંઇક ગૂઢ

પ્રશ્ન યા કર્ત્તવ્ય આવતું ત્યારે પોતાના ગુરૂ યા પુરોહિતની સલાહ-આજ્ઞા માન્ય કરતો. એ શું બતાવે છે ? રાજ્ય તંત્ર ચલાવનાર અદ્વિતિય વ્યક્તિ રાજ્ય કરતી, બુદ્ધિમાન વ્યક્તિ આમાત્ય તરીકે સલાહ આપતી. જ્યારે નગરજનોને જોઈતી આવશ્યક ચીજો, કૃષિવિદ્યામાં અદ્વિતીય મનાતી વ્યક્તિઓ સંપાદન કરતી અને સેવકભાવ જેમાં વિશેષ હતો તે સેવા કરતી. તેમ છતાંય જો અમુક વ્યક્તિ પોતાની કહેવાતી જાતિ યા વર્ણ વિભાગ કરતાં અન્ય વર્ગ વિભાગના ગુણો વિશેષ ધરાવતી તો તે તે વિભાગમાં દાખલ થઈ શકતી. આવા દાખલા પણ શું ભારતમાં નથી બનતા? વિશ્વામિત્ર ક્ષત્રિય હોવા છતાં બ્રહ્મર્ષિ નથી બન્યા ? વાલ્મિક રૂષી કોણ હતા ? વર્ણ વ્યવસ્થાનો નિયમ યથાર્થ સમજવામાં આવે તો ઉન્નતિ પથમાં તે અત્યંત અગત્યનો ભાગ ભજવે છે. જો વર્ણ યા જાતિ કે જે પ્રથમ ભારતમાં તેના કર્ત્તવ્ય અને કાર્યો ઉપરથી નિયત થતી હતી અને થઈ હતી તેનાથી ઉન્નતિ પથમાં અવરોધ થતો હોય તો હાલની વિદેશીય વ્યવસ્થા પણ તેવીજ છે. વિદેશીઓ તરફથી જે જુદા જુદા ધંધાને લગતી ડીગ્રીઓ અને ખિતાબો નિયત થયા છે તે શું છે ? બી. એ, એમ. એ, આઇ. સી. એસ., એલ. એમ. એસ; બી એસસી., એલ. ટી. ડી., એલ, આર, સી. પી, એફ. આર. સી. એસ., એમ. ડી; એન્જીનીયર, ઓવરસીયર. આદિ અક્ષરો શું છે ? અલબત ! ભારતવાસીઓની તે જાતિ ઓળખ વંશ પરંપરાની છે જ્યારે વિદેશીઓની વ્યક્તિગત છે. પણ તેમાંય ભારતવાસીઓનો ઉદ્દેશ મહાન્ હતો. તેમની પોતાના પરની આત્મશ્રદ્ધા અતુલ હતી. પોતે ક્ષત્રિય હોય, રાજ્યતંત્ર અને જનરક્ષણમાં અદ્વિતીય હોઇ, પોતાના પૂત્રને તેથી પણ અધિક કુશળ બનાવવાનું સામર્થ્ય તેમનામાં હતું. પોતાની જાતપર, પોતાના આત્માપર તેમને એટલો વિશ્વાસ હતો; જ્યારે વિદેશીઓને તે નથી. એન્જીનીયર પોતાના પૂત્રને વધુ પોતાનાથી કુશળ એન્જીનીયર બનાવી શકશે એવી તેને શ્રદ્ધા નથી એનું કારણ પણ રહેલુંજ છે. ભારતમાં તે કળા એટલી કુશળતાથી શીખવાતી કે તે કળાવાન પોતે પોતાના જીવનના ચોવીસ કલાક તે કળા ખીલવામાંજ ગાળતો. અને તેથી તેનો બાળકમાં સ્વાભાવિકજ તે ગુણો ઉતરી આવવા સાથે, પોષાતા, અને પિતામાતા તથા ગુરૂ તરફથી તે ગુણોની ખીલવણી થતાં તે અદ્વિતીય નીવડતો. અને આથી તેમને

તે બાબતની શ્રદ્ધા અને વિશ્વાસ હતાં. આથી વંશપરંપરા તે ગુણો તેમનામાં ઉતરી આવ્યા અને પરિણામે તેઓ તે જાતિતરીકેજ આરૂઢ થયા. એટલુંજ નહિં પણ તે જાતિ તરીકે પોતાને ઓળખાવામાં ગૌરવ મનાયું. જ્યારે વિદેશીઓને તે કળા અન્યની પાસેથી શીખવી પડે છે અને તે શીખવામાં દ્રવ્યની જરૂર પડે છે. પછી તેમને પોતાના ઉપર શી રીતે શ્રદ્ધા રહે ? જ્યારથી ભારતવાસીઓ પણ તેમના સંસર્ગમાં આવ્યા ત્યારથી તેમની પોતાની શ્રદ્ધા ઓછી થઇ, અને તેમના કાર્યક્રમમાં પરિવર્ત્તન થવા લાગ્યું. આથી તેઓ નિર્માલ્ય થતા ગયા. આથી કોણ કહી શકશે કે વર્ણવ્યવસ્થા એ રાષ્ટ્રોન્નતિમાં વિઘ્નકર્તા છે ? છેજ નહિ. અને જો કદાચ લાગતી હોય, તો તેનાં ઉંડાં મૂળતત્વોનો અભ્યાસ કરી તેને અસલના પાયાપર સુવ્યવસ્થિત કરવાની જરૂર છે. જ્યારે આ વર્ણવ્યવસ્થાનો નાશ કરવામાં આવશે ત્યારે ભારતના સંતાનોની આત્મશ્રદ્ધા અને આત્મબળનો નાશ થશે. જે નૈતિક બલ ઉપર ભારત આજ યુગોથી ટકી રહ્યું છે તે બલનો ઉચ્છેદ થશે અને ભારત અલ્પસમયમાં પોતાના ગૌરવ સાથે પોતાના અસ્તિત્વનો નાશ કરશે. આથીજ વિદેશીઓ ભારતવાસીઓનું લક્ષ તેમની વર્ણવ્યવસ્થા તરફ ખેંચી તેનો નાશ કરવા સૂચવે છે. જેથી ભારત હંમેશને માટે દબાયલું-કચરાયલું—નિર્માલ્ય ગુલામી સ્થિતિમાં રહે.

બહારની વ્યક્તિ—વિદેશીઓમાં તેમના પોતાનું હિત ઉત્તમ પ્રકારે સાધનાર, જેને તેઓ મહાપુરૂષ તરીકે લેખતા હોય ( અને તેમણે તેમની દ્રષ્ટિએ તેને મહાપુરૂષ લેખવોજ જોઇએ ) તેની દ્રષ્ટિએ—સ્વહિત દ્રષ્ટિએ-ભારત જેવું બનવું જોઇએ એમ લાગે, તેવુંજ બનાવવાની શીખામણ જ્યાં સુધી ભારતવાસીઓ માને ત્યાં સુધી તેઓ પોતાનું પ્રાચીન ગૌરવ પ્રાપ્ત કરી શકશેજ નહિ. તેમણે ભારતને પોતાની દ્રષ્ટિએ જોવાની જરૂર છે ભારતવાસીને પોતાના ઘર માટે, પોતાના કુટુંબ માટે, પોતાના જીવન માટે શાની આવશ્યકતા છે તે ગમે તેટલો બાહોશ પણ વિદેશી મનુષ્ય શી રીતે જણાવી શકે ? અને એ જે કાંઇ જણાવે તેજ પોતાની આવશ્યક વસ્તુ છે એમ માની લેનારા ભારતવાસીની બુદ્ધિ માટે શું કહેવું ! ભારતવાસીજ ભારતવાસીનો [illegible] શકે — તેના માર્ગ બતાવી શકે.

વિશ્વમાં સ્વાર્થ સર્વને છે. નિઃસ્વાર્થી કોઈ પ્રજા નથી. પોતાનો સ્વાર્થ સાધવાની અનુકૂળતા મેળવવા મનુષ્ય સામાને ગમે તેમ સમજાવે છે. એ રીતે ભારતવાસીઓની તેમની સમાજ વ્યવસ્થા માટે ગમે તેટલું કહેવામાં આવે એ બધું ભારતવાસીની દ્રષ્ટિએ તો અમાન્યજ રહેવું જોઈએ. અને અવનતિનાં મૂળ ક્યાં છે તે શોધી કાઢવાં જોઈએ.

હાલની સ્થિતિમાં ઉન્નતિ માર્ગમાં અવરોધ કરનાર તત્વોની તપાસ કરતાં ભારતવાસીઓમાં રૂઢ થઈ ગયેલી રૂઢીઓ અને મધ્યમ વર્ગની સ્થિતિ એ મૂખ્ય છે—'

"દેખાયે ! યહી હમારે ગુરૂજી ! યહી હમારે દેવ !"

વિનોદને આગળ વાંચતો અટકાવતી હોય તેમ એકાએક ભિખારણ બારણું ઉઘાડી અંદર દાખલ થઈ અરૂણને પગે પડી. ભિખારણની પાછળ ઉષા, ચંદ્રા, જયા તથા મીરાંબાઈ પણ હતાં. વિનોદ તથા અરૂણ તેઓના અણચીંતવ્યા આગમનથી આશ્ચર્યમાં પડયા.

"ક્યા ખબર હૈ ?" અરૂણે ભિખારણ તરફ જોઈ પૂછ્યું. બીજ જ ક્ષણે ઉષા તથા ચંદ્રા [illegible] કાંઈ તરફી લાધા ? આવો. બેસો.' સર્વ બેઠાં. ક્ષણવાર પછી ભિખારણ બોલી:—

"દેવ ! મયે ઔર મેરી ઉષા બહન આપકે પાસ કુછ ભિક્ષા મંગને આયે હૈ."

"વહ બાત કલપર રખ્ખો. જલ્દી કરનેમેં ફાયદા નહિં. હર બાતમેં જરા શોચના ચાહીએ" અરૂણના શબ્દોથી તે વિચારમાં પડી. તેણે ઉષા તથા ચંદ્રા સામું જોયું. બાદ અરૂણે ચંદ્રા તરફ જોઈ કહ્યું:

"બહેન ! તમારા પિતાશ્રીને સમાચાર જણાવ્યા ?"

"હા જી. મારા પિતાશ્રી કાલે અત્રે આવનાર છે."

"એમને ઉતરવા માટે વિનોદ ! શી ગોઠવણ કરીશું ? એમના પિતા એક સુખી ગૃહસ્થ છે. સુધરેલા વિચારના શિક્ષિત ગૃહસ્થ છે. તેમની સગવડ સાચવવી એ આપણું કર્તવ્ય છે." અરૂણે કહ્યું.

"ગુરૂજીની આજ્ઞા હોય તો હું મારે ઘેર વ્યવસ્થા કરાવું." વિનોદ બોલ્યો.

"હા. એ ઠીક છે. તું હમણાંજ જઇ બધી વ્યવસ્થા કરી આવ. જો સત્વર પાછો આવજે. ત્હારૂં અત્રે કામ છે." અરૂણે વિનોદને જવાની સૂચના કરી.

વિનોદના ગયા બાદ અરૂણ બોલ્યોઃ—"ઉષા! ગુલશન!! હજી મેં વિનોદને વાત નથી કરી. મારો વિચાર છે કે હું તેને કહું તે પહેલાં—"

"હાં. હાં. વહ ઠીક હૈ. બહન ચંદા!" ભિખારણ બોલી ઉઠી. "બહન ચંદા! હમેશાં જાને હૈ. તું યહાં ઠહરજા. વહ આનેસે તુ ઉનકા દિલ સમજલે. સબ અચ્છાહી હોગા."

કેટલીક વાતચીત કર્યા બાદ અરૂણે પ્રતાપ, હુરમ તથા રણછોડના સમાચાર જાણવા ભીકાભાઇને સૂચના આપી સર્વ ત્યાંથી નીકળી ઉષાના ઘર ભણી વળ્યાં. ભિખારણ એટલામાંજ ફરતી રહી.

વિનોદ ઉતાવળે પગલે ઘેર આવી જોઇતી વ્યવસ્થા કરી પાછો ફર્યો. પણ ત્યાં અરૂણ, ઉષા, ભિખારણ કોઇને ન જોતાં આશ્ચર્યમાં પડયો. તેણે ચંદાને પ્રશ્ન કર્યો;—

"મારા ગુરૂજી તથા ઉષા બહેન, પેલાં દેવી વગેરે ક્યાં ગયાં?"

"તે કોઈ કાર્ય પ્રસંગે ગયાં છે." ચંદાના મુખપર શરમની લાલાશ ચઢી આવી.

"તમે કેમ રોકાયાં? કાંઇ કામ છે?" વિનોદે પ્રશ્ન કર્યો.

"હાજી. આપને કાંઇક પૂછવું છે."

"શું પૂછવું છે?"

"વિનોદરાય! ઉષા બહેન કાલે કહેતાં હતાં કે આપે આપનું જીવન આપના ગુરૂજીને ચરણે સમર્પણ કર્યું છે એ ખરી વાત?"

"એમાં શો સંદેહ છે?"

"અને એમણે એ સ્વીકાર્યું છે?"

"હા. ઘણીજ ખુશીથી."

"તેમને એ રીતે કોઇનું જીવન સ્વીકારવાનો-સંસારથી વંચિત કરવાનો હક છે ખરો ?"

"ચંદા ! ચંદા !! તમે અઘટિત પ્રશ્ન કરો છો. મારા ગુરૂજી માટે આવો પ્રશ્ન કરવો એ પાપ છે. એ જોવાનું કાર્ય તમારૂં નથી." વિનોદે કાંઇક ગંભીરતાથી કહ્યું.

"વારૂ. પણ તમને તમારૂં જીવન એમ સમર્પણ કરવાનો હક છે ?"

"હું નથી સમજતો કે તમે આવો પ્રશ્ન શા માટે પૂછો છો." વિનોદે કહ્યું.

"પુરૂષનું કર્ત્તવ્ય કયારે પૂર્ણ થયું ગણાય ? દુનિયામાંનાં ચાર રૂણ તેણે ફેડવાનાં કે નહિ ?"

"ચંદા ! તમે મારા જેવા અપરિચિત મનુષ્ય સાથે આ બધી ચર્ચા કરો છો તેનું કારણ સમજાતું નથી. તમારો ઉદેશ શો છે ?"

"વિનોદરાય ! તમે અપરિચિત નથી. અને કદાચ અપરિચિત હો તો પણ એકજ ગુરૂનાં શિષ્યો-એકજ નેતાનાં અનુયાયિઓ અપરિચિત ન કહેવાય. તેમનામાં ખુલ્લુ દીલ હોવાની આવશ્યકતા છે. તેમાં પણ જો કોઇ પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ થતું હોય તો તેને તેના કર્ત્તવ્યનું ભાન કરાવવાનું પરસ્પર કર્ત્તવ્ય છે. તમારા ગુરૂજીને લાગ્યું કે તમારા કર્ત્તવ્યમાં કાંઇક ખામી છે જેથી તમે ભાવિ સેવા ઉત્તમ રીતે બજાવી નહિં શકો તેથી તમારી તે ભૂલ તમને બતાવવાની મને આજ્ઞા મળી છે. અને તેથીજ હું પૂછું છું. કહો, વિનોદરાય ! પુરૂષને માથે પિતૃરૂણ ખરૂં કે નહિં ?"

"ખરૂં. તમે જો તે રૂણ ન ફેડો તો તમારો ઉદ્ધાર ખરો કે ? તમે તમારા પિતૃઓનો ઉદ્ધાર કરી શકો ખરા કે ?" ચંદાએ પૂછ્યું.

"મારે તે ચિન્તા શા માટે જોઇએ ? જેના હાથમાં મેં મારૂં જીવન સોપ્યું છે તેનેજ બધી ચિંતા પણ સોપી છે."

"અને તેથીજ તેમની મને આજ્ઞા છે કે મ્હારે આપને લગ્ન કરવા તૈયાર કરવા—"

"ઔર વોહભી દૂસરે કીસીકે સાથ નહિં. યહ ચંદા બહનકી હી સાથ." ચંદાને અટકાવી ગુલ્શન દાખલ થતાં બોલી ઉઠી.

"દેવી ! યહ આપ ક્યા કહ રહે હો ?" વિનોદ કાંઇક ભડકયો.

"મેં ઠીક કહતી હું." ભિખારણે આગળ ચલાવ્યું. "વિનોદ

ભાઇ ! આપને શુરૂકી ઔર મેરી યહ ઇચ્છા હૈ કી આપ ઇનસે શાદી કરે ઔર ભારતકી ભાવિ પ્રજા કે ઉત્કર્ષ મેં ભાગ લે. શાદી સિવા મનુષ્યકા ઉદ્ધાર નહિં હૈ. ઉસીસે અપને ધર્મગ્રંથમેં ગૃહસ્થાશ્રમકા શ્રેષ્ઠ માના હૈ. ઔર યહ દેવી સરીખી મેરી બહન ચંદા આપકા સર્વ પ્રકારસે યોગ્ય હૈ. વે આપકા ચ્હાતી હૈ. કુદરતકી ભી અયસી આગ્યા હૈ. કયોંકી જબ ઉસ્ને આપકા દેખે ભી ન થે તબ ઉન્હોંને આપકા નકશા નીકાલા થા. વહ કયસે હુવા ?"

વિનોદ ભિખારણુ તથા ચંદા તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો. ભિખારણુ આગળ બોલી:

"હાં. મય સચ કહતી હું. ઉસ વખ્તસે કુદરતને યહ શાદી મુકરર કી હૈ."

"ક્યા શાદી ન કરનેસે સેવા નહી હો સકતી ?" વિનોદે પુછ્યું.

"નહિં. ઉસીસે તો હમારે દેવ ભી શાદી કરતે હૈ."

વિનોદ આશ્ચર્યથી જોઇ રહ્યો. તેનું હૈયું આનંદથી ઉછળી રહ્યું. તેણે આતુરતાથી પુછ્યું:—

"કીસકે સાથ ?"

"ઉષા બહનકે સાથ."

"આમીન ! આમીન ! ! શુકર ખુદાકા."

"અબ આપહીતો ફરમાઇએ ? મેરે ભાઇ ! કબુલ કર લીજીયે. આપ કબુલ ન કરોગે તો ગુરૂજીકા ફરમાન હોગા."

વિનોદ અબોલ રહ્યો.

"બહન ! આ. નજદિક આ." ભિખારણે ચંદાનો હાથ વિનોદના હાથમાં મૂકતાં કહ્યું.

"મેરે પ્યારે ભાઇ! ઇસ ફુલકા સમાલીયે. ન કુમલાઇએ. વહ તુમારે જીવનકા નૂર બનકે રહેગી. તુમ્હારે આત્માકી શાન્તી બનેગી. તુમહારે ઘરકી લછમી બનેગી. ઔર તુમ્હારે જન્નતકી સીડી બન રહેગી." ચંદા તરફ ફરતાં કહ્યું; "બહન ! ખાવિંદ—પતિકી હકુમત ક્યા હૈ વહ સમઝાનેકી કોઇ જરૂરત નહી હૈ. તુ ઉનકી છાયા બનકે રહના. ઉનકે આત્માકી શાન્તી બનના. આઠો પેહર ઉનકી સેવા ઉઠાના. ઉન્હીંહી તેરા કલ્યાણુ કરેગા. મેરે દુલારે ભાઇ! અબ મૈં જાતી હું. આપભી ઉષા બહનકે વહાં આઇએ."

ભિખારણ ચાલી ગઇ. વિનોદ ચંદ્રા તરફ જોઈ બોલ્યોઃ—"હૃદયની શી વિમળતા!"



# પરિચ્છેદ તેરમો.



## ત્યારેજ સૂર્યોદય થશે.



વિશ્વની ઘટમાળનાં દ્વંદ્વો માફક સૂર્યોદય પહેલાં ઉષા અને અરૂણનું આગમન અનિવાર્ય છે.





જગન્નાથને દિવાનપદ મળવાથી માધવલાલ શેઠને અત્યંત આનંદ થયો. તેમ જગન્નાથ પણ શેઠનું અગાઉના જેવુંજ માન સાચવતો હોવાથી શેઠનું માન પણ રાયપુરમાં વધી પડયું. જગન્નાથે પ્રજા-હિતનાં કાર્યો હાથમાં લેવા માંડયાં. એવામાં એણે વર્તમાનપત્રોમાં અરૂણ ઉપરના આરોપની વીગત વાંચી. તેનું હૈયું ચિરાઇ ગયું. તે તરતજ રાણા પાસે પહોંચ્યો. અને પંદરેક દિવસ પોતાને જવાની જરૂર જણાવી. રાણા પાસેથી રજા મેળવી માધવલાલ પાસે આવી પોતે રાજનગર જવાની તૈયારીમાં હતો એમ કહ્યું. માધવલાલ શેઠ પણ તૈયારી કરતા હતા. જગન્નાથે પૂછ્યું:—

"કેમ શેઠ!-આપ પણ તૈયારી કરોછો શું?"

"હા. ભાઇ! જુઓ આ તાર." શેઠે તાર જગન્નાથના હાથમાં મૂક્યો. જગન્નાથે તે વાંચ્યો.

"Kishore in Ahmedabad. Everything alright. Come soon." (કિશોર અમદાવાદમાં છે. સર્વ સારૂં છે. જલ્દી આવો) તાર મુકનારનું નામ નહોતું. શેઠને તે નામ જાણવાની પણ દરકાર ન હતી. કિશોર-પોતાનો લાડકવાયો કિશોર આટલે વર્ષે સહીસલામત પાછો ફર્યાના સમાચાર જાણી શેઠ તથા શેઠાણી અત્યંત આનંદમાં હતાં. જગન્નાથ પણ તેમની સાથે રવાના થયો.

આ બાજુ ચંદાના પત્રથી ગીરધરલાલ શેઠે બધી બીના જાણી હતી. ચંદ્રકાન્તની લુચ્ચાઈ માટે શેઠને બહુ લાગ્યું પરન્તુ ચંદા બચી તેથી તેમને પરમ આનંદ થયો, તેમજ તેને બચાવનાર માટે દીલમાં અત્યંત માનમયયું. તેપણ પત્નિસહ મુંબઇથી શાન્ત-નગર આવવા ઉપડી ચૂક્યા હતા.

મદનરાયના મકાનમાં અત્યારે ચંદા, ઉષા, વિનોદ, અરૂણ, ભિખારણ ચન્દન તથા જયા બેઠાં હતાં. ચંદાના પિતા આવવાના હતા. પરન્તુ તેમને લેવા સ્ટેશન ઉપર માત્ર મદનરાયજ ગયા હતા. કેટલાક સબબ સર ચંદાને સાથે આવવા તેમણે ના પાડી હતી, બધાં આડી અવળી વાતોએ વળગ્યાં હતાં એટલામાં ત્રણ ચાર ગાડીઓ બારણામાં આવી ઉભી. મદનરાય શેઠ મહેમાનને તેડી અંદર દાખલ થયા.

ગીરધરલાલ તથા તેમનાં પત્નિ ચંદાને ભેટી કુશળતા પૂછવા લાગ્યાં એટલામાં તો જગન્નાથ અને દયા અંદર દાખલ થઇ અરૂણ તથા વિનોદને મળી આનંદની વાતો કરવા લાગ્યાં. એટલામાં માધવલાલ તથા તેમનાં પત્નિ, મદનરાય તથા ચન્દનને કિશોરના સમાચાર પૂછવા લાગ્યાં. મદનરાયને હજી કિશોરની ઓળખાણ પડી ન હતી. તે તો કિશોરની વાત સાંભળી આભાજ બની ગયા. પણ એટલામાં ચન્દન નર્મદા શેઠાણીને અરૂણ પાસે લઇ જઇ બોલ્યાં, "બહેન ! આ તમારા કિશોર!'

માધવલાલના કર્ણ ચમક્યા. તે અરૂણ પાસે જઇ તેના સામે જોવા લાગ્યા. હવે અરૂણ બોલી ઉઠયોઃ—" બાપુ! હુંજ તમારો કિશોર. આટલા દિવસ ઓળખાણ ન આપી મેં આપને બહુ ત્રાસ આપ્યો છે તે ક્ષમા માગુ છું."

માધવલાલ શેઠ ગળગળા થઇ ગયા. અરૂણ પિતાને પગે લાગી માતાને નમ્યો. હેતાળ માતાએ તેના છાતી સરસો ચાંપી માથે હાથ ફેરવી અશ્રુ ખેરવ્યાં. સર્વનાં હૃદય આનંદમાં મસ્ત બન્યાં. રણછોડ તથા હરભમ પણ તેજ વખત આવી પહોંચ્યા. ભિખારણ નેત્રો ભરી ભરી આ દ્રષ્યનું પાન કરતી આનંદતી હતી. મદનરાયે પૂછ્યું:—

" પણ આપને કિશોર આવ્યાના સમાચાર આપ્યા હોયે ?"

"તેની મને ખબર નથી. તાર મુકનારનું નામજ નથી." માધવલાલે જવાબ દીધો.

બધાં આશ્ચર્યમાં પડી ગયાં. ક્ષણવાર પછી ભિખારણુ આગળ આવી બોલી:—"શેઠજી! મયે આપસે કુછ કહને ચ્હાતી હું."

"શું કહેવું છે? ખુશીથી કહો." માધવલાલ બોલ્યા.

"યહ આપકે કિશોર યાને હમારે અરૂણુકા બ્યાહ ઉષા બહનસે ઔર" ગીરધરલાલ તરફ ફરતાં બોલી "આપકી ચંદા બહનકે બ્યાહ હમારે વિનોદરાયસે કરનેકી મેરી પ્રાર્થના હૈ. વહભી રાજી હૈ."

આવી પ્રાર્થના કોણુ અમાન્ય રાખે? તરતજ આ વિચાર નક્કી થયા અને લગ્નની તૈયારી થઇ. ચંદાનાં લગ્ન પણુ રાજનગરમાંજ કરવાનું નક્કી થયું. લગ્ન પણુ લેવાયાં અને થઈ પણુ ગયાં. પ્રિય પાઠક! આ લગ્ન પણુ જુદીજ ઢબે થયાં હતાં. નતો તેમાં ન્યાતવરા હતા કે ન ફટાણું હતાં. આમાં તો માત્ર ધાર્મિક ક્રિયા કરવામાં આવી હતી. ન્યાતવરાના ખર્ચ બદલ તે રૂપીઆ રાષ્ટ્રિયશાળાઓ, ઔષધશાળાઓ અને મધ્યમ તથા ગરીબ વર્ગ માટે સહાયક ફંડો અને ઉદ્યોગ ગૃહો માટે વાપરવામાં આવ્યા ગીરધરલાલને અન્ય સન્તાન ન હતું તેમજ વિનોદને પણુ બીજો હિસ્સાદાર કોઈ ન હતો, આથી તે બન્નેની મીલ્કત વિનોદને મળી તેવીજ રીતે મદનરાય તથા માધવલાલની મીલ્કત પણુ કિશોરને મળી. બન્ને જણે આ મીલ્કતમાંથી અમુક રકમ પોતાના ગુજરાન પુરતી જુદી રાખી બાકીની રકમ સમાજ સેવામાં ગાળવા વિચાર કર્યો. જગન્નાથે પણુ પોતાની જાગીર તથા પગારમાંથી અમુક રકમ રાખી બીજી તેમાં સોંપવાની પોતાની ઇચ્છા દર્શાવી.

લગ્નનું કામ ઉકલી ગયું. ગીરધરલાલ શેઠ પતિસહ મુંબઇ જવાને બદલે રાજનગરમાંજ રહેલા હતા. અરૂણુ, ઉષા તથા વિનોદ ચંદાને મદનરાયે પોતાના સાબરમતી ઉપરના બંગલામાં રહેવા જવાને જણાવ્યું. ભિખારણુને સાથે લઇ તે ત્યાં ગયાં.

આ બંગલો ઘણો વિશાળ હતો. ચારે તરફ છુટી જગા તથા મોટો બગીચો પણુ હતો. બંગલામાં ફરનીચર ઉત્તમ પ્રકારનો ગોઠવેલો હતો. આજ ઉષા તથા ચંદાના હૃદયમાં આનંદ સમાતો નહોતો. સંસાર સુખનો આજ પ્રથમ પ્રસંગ હતો. સૌ પોતપોતાના

મનમાં અવનવા ઘાટ ઘડતાં હતાં. તેમનાં શયનગૃહ શણગારવાનું કામ ભિખારણે માથે લીધું હતું, તેણે બન્ને શયનગૃહ એક સરખાં પણ ઉત્તમ રીતે શણગાર્યા હતાં. અરૂણનું શયનગૃહ શણગારતાં તેના મનમાં હજારો પ્રકારના વિચાર આવતા હતા " મેરે પ્રકાશકો યહ ખૂબ પસંદ આયગા. મેરે પ્રકાશકો યહ બહુત આનંદ દેગા." આવા વિચાર આવતા હતા. અરૂણને શું શું પસંદ હતું તે તે જાણતી હતી, તે મુજબ તેનું શયનગૃહ તેણે શણગાર્યું હતું વિનોદના શયનગૃહમાં પણ કચાશ રાખી ન હતી.

ધીમે ધીમે રાત્રી દેવીનું સામ્રાજ્ય વ્યાપ્યું. રસીલી ચંદ્રિકાનું નિર્ઝર સર્વ સ્થળે નીતરી રહ્યું હતું. દિવાનખાનામાં પણ સ્થળે સ્થળે તેનો પ્રકાશ પડતો હતો, તેમજ નવદંપતીનાં શયનગૃહમાં પણ આ અદેખી ચંદ્રિકા ડોકીયા કરતી હતી. અરૂણ તથા વિનોદ ભાવિ કાર્યક્રમની ચર્ચા કરતા બેઠા હતા. ઉષા તથા ચંદા પણ તેમાં ભાગ લેતાં હતાં. ભિખારણ પણ તે ચર્ચા ધ્યાન પુર્વક સાંભળતી હતી. જેમ જેમ ચર્ચા ચાલતી ગઇ તેમ તેમ અરૂણ, વિનોદ, તથા ઉષા તેમાં લીન થતાં ભિખારણને જણાયાં, પરન્તુ ચંદાની સ્થિતી જુદી હતી. તેના હૃદયની વિહ્વળતા ભિખારણથી છુપી ન રહી સ્ત્રીનું હૃદય સ્ત્રીજ જાણે એ ન્યાયે ભિખારણ તેનું હૃદય સંપુર્ણ રીતે વાંચી શકતી હતી. વિનોદ સાથે એકાન્ત મેળવવા [illegible] રહી હતી. તેનુ ચિત્ત તે ચર્ચામાં ન હતું. તે ક્ષણે ક્ષણે વિનોદ સામે જોઇ રહી હતી. ભિખારણ તેના મનની મુંઝવણ સહન કરી શકી નહી. તે બોલી ઉઠી:—" દેવ ! યહ ચર્ચાકે લીયે બહુત અવકાશ હૈ. રાત્રિ અધિક હુઇ હૈ. લગભગ એક બજને આયા હૈ અબ વિશ્રામ કીજીયે."

" અરૂણ ભિખારણનો મર્મ સમજ્યો. પોતે શયનગૃહમાં જવા તૈયાર થયો હોય તેમ ઉઠયો. વિનોદ તથા ચંદા પોતાના શયનગૃહમાં ગયાં. અરૂણ પાછો બેઠો. ઉષા પણ તેની પાસે જઇ તેના મુખનું પાન કરતી બેઠી ભિખારણ મૌન બેઠી બેઠી અરૂણ તથા ઉષાની વાતો સાંભળતી, મનમાં ઇશ્વરની કૃતિને નમન કરવા લાગી.

" ઉષા ! મ્હારૂં ન માનીને મારી સાથે લગ્ન કર્યું તે કયા સુખની આશાએ ? "

" અરૂણ ! મારા વ્હાલા ! તમે સ્ત્રીઓનાં હૃદય શી રીતે

સમજો! શું દ્રવ્યથી સુખ મળે છે? જાહોજલાલીથી સુખ મળે છે? વિષયવાસનામાં સુખ છે? નહિંજ શુધ્ધ પ્રેમના ઝરણામાં તરવામાંજ મઝા છે. ત્હમારા મોઢાનો એક મીઠો સ્વર એજ અમારૂં સુખ, એજ અમારૂં સ્વર્ગ."

"ધન્યછે ઉષા! હું નહોતો જાણતો કે તમે આટલું જ્ઞાન સંપાદન કર્યું હશે."

"મને પણ નહોતી ખબર કે મારો મોજીલો કિશોર આમ મહાત્મા બની ગયો હશે" બન્ને જણ હસી પડયાં.

"ઉષા! આપણે બાગમાં ફરતાં હતાં અને તું માની હતી તે યાદ છે?"

"અને તમે પેલું ગુલાબનું ફૂલ મારી વેણીમાં ગુંથવા લાવી આપતા હતા ને યાદ છે?"

"પણ ઉષા! વ્હાલી!! આત્મભોગ આપી સમાજ સેવા કરવાનું બળ તમારામાં આવશે?"

"મારા વ્હાલાની મીઠી નજર તે બળ મને અપશે."

"અને આ સંસારનો મોહ ત્યાગ થશે?"

"પતિના પ્રેમ સિવાય આ સંસારમાં અમને કયો મોહ છે!"

"બાગ બગીચા મૂકી ઝુંપડીમાં રહેવું ગમશે?"

"પણ એ ઝુંપડીમા મારો હ્રદયવલ્લભ હશેને?"

"પ્રિયે! સેવ્યભાવ છોડી સેવકભાવ ગ્રહણ થશે?"

"અમ સ્ત્રીઓનું હ્રદય તો સેવકભાવથી ઉભરાતુંજ હોયછે!"

"પ્રિયે! ઉષા! તુંતો મારા હ્રદયની દેવી છે. મારા ભાવી-કાર્યમાં તું મારો પંથ સરળ કરીશ?"

"જેમ અરૂણના પહેલાં ઉષા તેનો માર્ગ સરળ કરે છે તેમ."

"પણ એ અરૂણ તો સૂર્યોદયને સૂચવે છે."

"અને આપ પણ ભારતના ભાવિ સૂર્યોદયને સૂચવશો!" સત્યજ છે' પ્રિયવાંચક! ત્હારે પણ કહેવુંજ પડશે, કે જ્યારે ભારતમાં ભાવીજ.

ઉષા અને અરૂણ આવશે ત્યારેજ સૂર્યોદય થશે.

---



PAGE 366

USHA AND ARUN